ॐ

# श्रीभक्तचरित्र

## અથવા ભક્તિરસામૃત

## भाग १ लो

अनुवादक : मगनलाल हरिकृष्ण महेता-भरुच

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक : भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૫૨૮, પ્રત ૫૫૦૦, સં. ૧૯૯૫
મૂલ્ય રૂા. ૧।।, પોસ્ટેજ જુદું



# પ્રકાશકનું નિવેદન

ભારતવર્ષમાં ભક્તચરિત્રનું અતિ પ્રસિદ્ધ પુસ્તક નાભાજીકૃત '**ભક્તમાળ**' છે. એ ઉપરાંત ભક્તમાળમાં નહિ આવેલાં એવાં ભક્તચરિત્રોનું એક પુસ્તક ઓરિસ્સા પ્રાંતમાં ત્યાંની ઉત્કલ ભાષામાં 'દાર્ઢ્ય ભક્તિરસામૃત' નામનું છે. એનો સારાંશ લઇ કેટલાક સુધારાવધારા સાથે બંગાળીમાં એક 'ભકતેર જય' નામે પુસ્તક પ્રસિદ્ધ થયેલું છે.

આ ગ્રંથ ઉપર્યુક્ત 'ભકતેર જય' ના સ્વતંત્ર અનુવાદરૂપે પ્રસિદ્ધ કરતાં તેના લેખક-પ્રકાશક મહાશયોનો હૃદયપૂર્વક ઉપકાર માનીએ છીએ. એમાંનાં ત્રણ સિવાયનાં બધાં ચરિત્ર આમાં અપાયાં છે. અનુવાદક બંધુને હાથે પ્રથમ મૂળ ગ્રંથનો સીધો અનુવાદ દશેક વર્ષ પર તૈયાર કરાવ્યો હતો. એ પછી તેમાં કેટલાક સંક્ષેપની તેમજ સુધારાવધારાની આવશ્યકતા જણાતાં તે કાર્ય—ચરિત્રમાંની હકીકતો તેમજ ભાવ જળવાય અને સ્પષ્ટ થાય તેવી રીતે—આ સેવકે યથામતિ બજાવ્યું છે. માણસમાત્ર ભૂલને પાત્ર હોવાથી સુયોગ્ય સજ્જનો તરફથી એ ખાતે જો કાંઇ સૂચના મળશે તો ઉપકાર સાથે તે ઉપર ધ્યાન અપાશે.

ગ્રંથમાં સ્થળે સ્થળે ભક્તિરસનો જે અમૃતમય પ્રવાહ વહી રહ્યો છે, તેને લઇને આ પુસ્તકનું બીજું નામ મૂળ ઉત્કલ ભાષાના ગ્રંથ ઉપરથી '**ભક્તિરસામૃત**' રાખ્યું છે.

કોઇ માણસ એકાદ ઇચ્છિત વસ્તુ બનાવવાનો પ્રયોગ શરૂ કરી દે, તે પહેલાં તે પ્રયોગમાં કામ લાગનારી વસ્તુઓ, ક્રિયાઓ, દેશ, કાળ

વગેરેના ગુણ, ધર્મ, રચના તેમજ તેમાં રહેલાં મૂળભૂત તત્ત્વો અને નિયમોને લગતું જ્ઞાન, તથા પૂર્વના અનુભવ અને સિદ્ધાંતોની માહિતી પણ તેણે મેળવવીજ જોઇએ; નહિ તો લાભને ઠેકાણે નુકસાનજ થઇ બેસે.

એજ પ્રમાણે આ સંસારરૂપી મહાન પ્રયોગશાળામાં પ્રવેશવા પહેલાં પણ માણસે જો એમાંનાં તત્ત્વો, પદાર્થો, નિયમો, અનુભવો તથા સિદ્ધાંતોનું કાર્યકારણ સહિત જ્ઞાન ન મેળવ્યું હોય, તો તેનું પરિણામ પણ અવળુંજ આવે. જગતમાં મોટે ભાગે ફેલાઇ રહેલાં દુઃખ, દારિદ્રય અને રાગદ્વેષાદિ આસુરી ભાવોનું મૂળ કારણ આ સર્વથી વધારે અગત્યની અને સર્વથી પ્રથમ જાણવા જેવી બાબતોનું અજ્ઞાનજ છે.

પ્રાચીન ભારતમાં એટલા માટે બાલ્યાવસ્થામાંજ વેદાભ્યાસના પેટામાં ઉપર્યુક્ત જ્ઞાન અપાઇ સારાસાર, નિત્યાનિત્ય તથા ગ્રાહ્ય અને ત્યાજ્ય વસ્તુસ્થિતિઓનો વિવેક રૂડે પ્રકારે શિખવાતો તથા આદર્શભૂત વસ્તુસ્થિતિ પ્રાપ્ત કરવા માટેના આવશ્યક ક્રમમાં સમાઇ જતાં વર્ણાશ્રમ-ધર્મ અને તેને અંગે રહેલાં કર્તવ્યોનું જ્ઞાન પણ આપી દેવાતું. એ જ્ઞાન શિક્ષકોના મુખથી મળવા સાથે તેમની ઉત્તમ નિષ્ઠા અને આચરણ વડે વળી વધારે મળતું; અને તેથી સહેજે સહેજે-છતાં આબાદ રીતે-વિદ્યાર્થીઓના હૃદયમાં તે વસી જતું; કેમકે એ જ્ઞાનને આપવાવાળા શિક્ષકો પણ કર્તવ્ય-પ્રાપ્તવ્યના પારને પામેલા મુક્તાત્માઓ તેમજ જ્ઞાનચારિત્ર્યસંપન્ન નિષ્કામ ભક્તો, યોગીઓ અને વિદ્વાનો હતા. એમની નિસ્પૃહતા, સંયમ, સરલતા, પરોપકારવૃત્તિ, વિદ્વત્તા, પરમાત્મનિષ્ઠા અને પ્રતિભા જોઇને મહાન સમ્રાટો પણ તેમને વંદન કરતા અને તેમની સેવા કરવામાં અહોભાગ્ય માનતા.

એ સમયના વિદ્યાર્થી બટુકો અને બ્રહ્મચારીઓ એવા યથાર્થ શિક્ષકો અને શિક્ષણ તળે વર્ષો સુધી ઘડાવાથી તેમનો પોતાનો આદર્શ પણ તેમના જેવાજ બનવાનો બંધાતો અને તેથી કરીને તેમનો ગૃહસ્થાશ્રમ પણ એ આદર્શની સાધનારૂપજ બની રહેતો. આમ હોવાથી સમગ્ર માનવસમાજમાં અનેક ઉચ્ચ ગુણો સ્વભાવરૂપે બની રહેલા હતા. વળી એ સમયે ધર્મઢંગોને ઉઘાડા પાડી યોગ્ય સજાએ પહોંચાડવા-

નો ધર્મશાસ્ત્રને અનુસરતો પ્રબંધ રાજ્યવ્યવસ્થામાં હોવાથી અત્યારની પેઠે ધર્મનાં ધતિંગ પણ એ સમયમાં નભી શકતાં નહિ. પાછળથી દેશની દુર્દશાની શરૂઆત થવા પહેલાં ઉક્ત પ્રકારનાં શિક્ષણ અને શિક્ષકોની ઓછપ અવશ્ય થવા માંડેલી હશેજ, કે જેને પરિણામે રાજાઓ રાજધર્મ ચૂકી વિષયવૈભવના ગુલામ બન્યા અને તેનેજ ખાતર રૈયતનાં લોહી રેડવા લાગ્યા. એક રજપૂત રાજાએ તો વિદેશી વિધર્મી બાદશાહને મદદે બોલાવ્યો. પરિણામે એવી દશા આવી કે વેદાભ્યાસ તો શું પણ જનોઇ અને ચોટલી સુધ્ધાં જારી રહેવી મુશ્કેલ થઇ પડી; લાખો હિંદુ સ્ત્રીપુરુષોની કતલો થઇ; લાખોને પરદેશ લઇ જઈ ગુલામ તરીકે વેચવામાં આવ્યાં અને કરોડોને મુસલમાન બનાવવામાં આવ્યાં! આગળ જતાં એ અધોગતિ કેટલી હદે પહોંચી ગઇ તે તો પ્રસિદ્ધ વાત છે અને અત્યારે નજરોનજર પણ જોઇ શકાય છે.

એક તરફથી ધર્મને બહાને અનેક નવાં નવાં મઠમંદિરોની અને ધર્મઠગોની વૃદ્ધિ થતી ચાલી; તથા બીજી તરફ પ્રભુપરાયણ, અકિંચન સાધુ–બ્રાહ્મણો અને દીનદુઃખીઓની સેવા અર્થે આગલા વખતમાં સ્થપાયલાં મઠમંદિરો પણ કનક અને કાંતાના ઉપાસક પામર વિષયી વ્યવસ્થાપકોનાં લીલાક્ષેત્ર બનતાં ચાલ્યાં અને તેમની વિપુલ આવકો અને સંપત્તિઓ મૂળનો ઉત્તમ હેતુ સાધવાને બદલે સ્વાર્થ અને દુરાચારનું સાધન બની રહી.

આ તો થઇ ધર્મનાં ધામોની અને ધર્મભકતોની વાત; પણ દેશભક્તિનો તાજો રચાતો માર્ગ પણ થોડોઘણો એ દુર્દશાના ઝપાટામાં આવી ચૂકેલો સંભળાય છે. હમણાં હમણાં બહાર આવવા લાગેલાં કોઇ કોઇ ભોપાળાં ઉપરથી એમજ થાય છે કે પ્રભુ કરે ને એવું અધિક એ માર્ગમાં ન પ્રવર્તે અને ન પ્રવર્તતું હોય.

ઉપલી તેમજ બીજી અનેક રીતે છેલ્લાં સો વર્ષ દરમિયાન દુર્દશાએ આ દેશમાં જે અત્યંત દાટ વાળ્યો છે અને ભારતવર્ષને હજારો વર્ષ સુધી મહા આપત્તિઓ વચ્ચે પણ ટકાવી રાખનારાં સત્ત્વોનો જે ઘાણ કાઢયો છે તથા કઢાઈ રહ્યો છે, તેનો વિચાર કરતાં કોઇ

પણ વિચારક હૃદય કંપી ઊઠેજ.

આવી દેશદશામાં જ્ઞાનભક્તિને લગતા સર્વોચ્ચ સિદ્ધાંતોનો પણ અયોગ્ય—અનધિકારી માનવો દુરુપયોગ કરે, એ પણ બનવા યોગ્ય છે; કેમકે જ્યાંસુધી વિવેકવૃત્તિ ન ઉદ્ભવી હોય અને સારભૂત વસ્તુસ્થિતિ તરફ મન ન વળ્યું હોય, ત્યાંસુધી પામર વિષયી જનોનો અંતરનો ઇષ્ટદેવ તો વિષયવૈભવજ હોઇને તેને મેળવવા—ભોગવવા માટે બીજા પ્રકારો કરતાં આ પ્રકાર તેમને સહેલો પણ પડે છે.

આવા સમયમાં ખરા પ્રભુભક્તો અને સાચા સાધુ બ્રાહ્મણ કેવા ઉચ્ચ જ્ઞાન ચારિત્ર્યવાળા હોય અને ખરી પ્રભુભક્તિ કોને કહેવાય, તે દર્શાવનારૂં વાચન પણ ઉપકારક હોવાથી આ ભક્તિ તથા ભક્તો વિષેનું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

જ્ઞાનસામર્થ્યાદિ અનંત ઐશ્વર્યોના અમાપ—અખૂટસાગર રૂપ પરમાત્મ શક્તિને શુદ્ધસત્ત્વ, આદ્યશક્તિ, પરાશક્તિ અથવા ચિતશક્તિ કહે છે અને એ શક્તિવિશિષ્ટ પરમાત્માને સબળ બ્રહ્મ, સોપાધિક બ્રહ્મ અથવા સગુણ ઇશ્વર કહે છે; તથા તે શક્તિથી પણ પર—અલગ—શ્રેષ્ઠ—એવા પરમાત્માને ગુણાતીત, નિરુપાધિક પરબ્રહ્મ કહે છે. ગીતામાં ભગવાને આ ગુણાતીતની ઉપાસના કઠિન કહી છે; અર્થાત્ સગુણ ઇશ્વરની ઉપાસનાજ મનુષ્યો માટે ઠીક છે. આ ઉપાસના ઇશ્વરનાં અનંત જ્ઞાન,સામર્થ્ય, રચના, વ્યાપકતા, ભક્તવત્સલતા વગેરે અમાપ ઐશ્વર્યના ચિંતન કીર્તનાદિ વડે પણ થઇ શકે છે અને અવતાર કે મૂર્તિદ્વારા પ્રભુને ભજવાથી પણ થઇ શકે છે. એટલું ખરૂં કે આમાંના કોઇ પણ પ્રકારે ભક્તિ કરવા છતાં જ્યાંસુધી એ અનન્યપણે, એકનિષ્ઠાથી અને સર્વ ભાવથી કરવામાં ન આવે; જ્યાંસુધી પ્રભુના અનંત મહિમામાં ચિત્ત ડૂબતાં ન શીખે; જ્યાંસુધી પ્રકૃતિમાં સત્ત્વગુણનું પ્રાધાન્ય ન પ્રવર્તે અને જ્યાંસુધી પ્રભુચરણમાં દેહાદિકની અહંતા—મમતાને અને યોગક્ષેમની ચિંતાને ન સમર્પી શકાય, ત્યાંસુધી તે ઉપાસના અપૂર્ણજ રહે છે અને તેના અંતિમ ધ્યેય અથવા ફલરૂપ પરમાત્મદર્શનને પામી કૃતકૃત્ય થઇ શકાતું નથી.

આ ગ્રંથમાં વર્ણવાયલા ભક્તો એવી ઉચ્ચ કોટીના હતા કે કેમ

એ તેમનાં ચરિત્રોજ આપોઆપ કહી આપશે. એની સાથે વિચારશીલ વેદાંતપ્રેમી સજ્જનોને કહેવાની જરૂર નથી કે શ્રીજગન્નાથજીના કે શ્રીકૃષ્ણના રૂપે પ્રભુદર્શન પામવાની શક્તિ ભક્તના અસામાન્ય ભાવોમાં પણ આવી શકે છે અને સર્વશક્તિમાન પ્રભુ તો તે રૂપે દર્શન આપવાને સદાકાળજ શક્તિમાન હોય છે. વળી આ પ્રકારે પ્રભુદર્શનને પામેલા ભક્તને માટે પછી ગુણાતીત પરબ્રહ્મનો સાક્ષાત્કાર પણ કાંઇ દૂર રહી શકતો નથી; માટે આવા ભક્તો સદા વંદનીયજ છે. અકૃતોપાસક શુષ્ક વેદાંતી કરતાં તો તેઓનો દરજ્જો બહુજ ઊંચો છે.

ખરૂં છે કે, આ ગ્રંથમાંના ઘણાખરા ભક્તો મોટા ભાષાપંડિત કે વક્તૃત્વશક્તિવાળા ઉપદેશકો તરીકે દેખાશે નહિ; કેમકે તેઓ તો—

પોથા પઢ પઢ સબ મુએ, પંડિત ભયા ન કોય;
અઢાઇ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય.

આવા વાસ્તવિક પંડિત–પંડિતાઇના અંતિમ ફળને પ્રાપ્ત કરી કૃતકૃત્ય બનેલા–મહાત્માઓ હતા. આવો જીવન્મુક્ત પુરુષ પૂર્વકર્મજન્ય પ્રારબ્ધને અનુસરીને બહારથી ગમે તો સુદામા સમી સ્થિતિ ભોગવતો હોય, જનકસમી સ્થિતિમાં રહેતો હોય, પણ તેનામાં અહંતામમતારહિતપણું, ઔદાર્ય અને દયા વગેરે ગુણોની જે ખીલવણી થયેલી હોય છે તેને લીધે તેના દ્વારા પ્રકટ કે અપ્રકટપણે ઉચ્ચ લોકહિત થયા વિના રહેવાનુંજ નહિ. મોઢેથી તે એક શબ્દનો પણ ઉપદેશ ન કરે તોપણ તેના ગુણ, અનુભવ, ભગવન્નિષ્ઠા, ચહેરો અને આચરણની મૂંગી અસરો સેંકડો પોથીપંડિતો અને વાણીવિશારદો કરતાં માનવસમાજને માટે વિશેષ હિતાવહ, સુખપ્રદ અને સ્થાયી નીવડે છે.

દરેક વર્ણ, આશ્રમ તેમજ ધર્મમાં અને ખંડમાં એવા અસામાન્ય સંત–ભક્તો તેમજ ધર્મપ્રચારકો થતાજ આવ્યા છે. સામાન્ય માનવોથી ન બને તેવા બનાવો તેમના અસામાન્ય જ્ઞાનચારિત્ર્યના પ્રભાવથી બની શકે એમાં પણ આશ્ચર્ય જેવું નથી. પછી ભલે આપણે એને ચમત્કારનું નામ આપીએ. આવા ચમત્કારો દરેક દેશના ઉચ્ચકક્ષ સંતભક્તો અને ધર્મપ્રચારકોના ચરિત્રમાં આલેખાયલા હોય છે. અલબત્ત

એ શક્યતાને આગળ કરીને સાધુતાના પડદા હેઠળ આ જગતમાં ચમત્કારોનાં ગપાષ્ટક પણ ચાલે છેજ; પણ તેમાં દોષ સાચી સાધુતાનો કહેવાય નહિ. છતાં કોઇને એ ચમત્કાર અશક્યજ લાગે તો મેસ્મેરિઝમ તેમજ પ્રેતાવાહનની રીતે મનોબળથી જે જે અસામાન્ય બાબતો બની શકે છે—બની રહી છે, તેને લગતા ગ્રંથો વાંચવાથી ખાતરી થશે.

પ્રભુના મહિમાને વધુ ને વધુ સમજતા અને અનુસરતા ચાલીને સંત ભક્તોની સર્વોચ્ચ ગતિને પ્રાપ્ત કરવી; એનેજ મનુષ્યનો સર્વોપરી આદર્શ ઋષિમુનિઓએ કહ્યો છે. એ સિવાયની કોઇ પણ વસ્તુસ્થિતિવડે મનુષ્ય સત્ય, સર્વોત્તમ અને નિત્ય સુખનો ભાગી બની શકનાર નથી.

જ્ઞાનચારિત્ર્યની ખીલવણી, એજ એ આદર્શને પ્રાપ્ત થવાનું મુદ્દામ સાધન છે; પરંતુ **मूलं नास्ति कुतः शाखा?** જ્ઞાનજ ન મળ્યું હોય ત્યાં પછી અનુસરણ કઇ વસ્તુનું કરે અને આદર્શ પણ ઉત્તમ કેમ કરીને બંધાય? એટલા માટેજ ઉપર જણાવ્યું છે તેમ આર્યાવર્તમાં અગાઉ જીવનની પ્રથમ અવસ્થામાંજ જ્ઞાનચક્ષુ અર્પાઇ જતાં; અર્થાત્, પોતાના પંડને લગતું તેમજ દુનિયાનાં મૂળભૂત તત્ત્વો અને નિયમોને લગતું જ્ઞાન, તેમજ સારાસાર, નિત્યાનિત્ય, સુખદુઃખ વગેરેનાં સ્વરૂપ અને વિવેક તેમને વિદ્યાર્થી અવસ્થામાંજ મળી જતાં. આથી કરીને તેઓનું વાસ્તવિક હિત—ધ્યેય—પ્રાપ્તવ્ય પણ એજ અવસ્થામાં તેમના ધ્યાન પર આવી જતું; અને તે આદર્શ કયા ક્રમે, કેવા યત્ને તથા કેવાં કર્તવ્યો અને વિધિનિષેધોનું પાલન કરીને મેળવવો, તે પણ તેમના સમજવામાં આવી જતું. આથી તેમનું તે પછીનું તમામ જીવન તે આદર્શને સાધ્ય કરવાની સાંકળરૂપ બની રહેતું.

વર્તમાનમાં તો એ પ્રકારનાં શિક્ષણ, શિક્ષક, આદર્શ, જ્ઞાન, ચારિત્ર્ય, એ સર્વ નહિવત્ બની ગયું છે. આગેવાનો પણ ઋષિમુનિઓનાં શિક્ષણ અને પદ્ધતિઓ તરફ તથા જે એકને જાણવાથી સઘળું જણાઇ રહે છે તેના તરફ ધ્યાન નહિ આપતાં પાશ્ચાત્યોની પેઠે પરબારીજ પેગંબરી ચલાવવા માંડે છે. આથી બહુ જરૂરની બાબતો પણ રહી જાય છે.

જો એમ ન હોય તો આ દેશમાં જ્યાં ને ત્યાં ખ્રિસ્તી મિશનો

વ્યાપી જઈને દર માસે આપણા સેંકડો ધર્મબંધુઓને ખ્રિસ્તી બનાવી તેમની જાતિની વૃદ્ધિ અને આપણા ધર્મ તથા જાતિની હાનિ કરી રહ્યાં છે અને તે ખાતે જે શ્રમ અને ધનનો ભોગ આપી રહ્યાં છે, તે બધું સગી નજરે જોવા છતાં સ્વદેશ, સ્વધર્મ અને સ્વજાતિના બચાવને અર્થે પણ આપણને કાંઇ કરવાનું ન સૂઝે ? સાત સમુદ્ર અને નવ્વાણું નદીઓની પેલે પારથી આવીને વિદેશી વિધર્મી લોકો આપણા અંત્યજો જેવા ધર્મબંધુઓને પણ મેળવી–કેળવીને અસ્પર્શ્યને બદલે સ્પર્શ્ય બનાવી શકે, એટલુંજ નહિ પણ તેમનામાંથી હજારોની સંખ્યામાં ખ્રિસ્તીધર્મપ્રચારક મિશનરીઓ પણ બનાવી શકે; અને આપણે આપણી બ્રાહ્મણ અને બારોટ જેવી વર્ણો કે જેમનો કુળધર્મજ મિશનરીપણાનો ગણાય અને જેમનાં સંતાનો દુર્દશાએ પહોંચીને તે સ્વાભાવિક ધર્મથી છેકજ બાતલ બનતાં જાય છે; છતાં તેમનામાંથી પણ આપણાં દેશ, ધર્મ અને જાતિની હાનિ થતી અટકાવવાવાળા મિશનરીઓ આપણે નથી બનાવી જાણતા; અને જે શક્તિવાનો હજી વધારે ધનવૈભવ મેળવીને ગરીબોને વધારે ગરીબ બનાવે એવા હોય છે; તેમનાં સંતાનોને ખાતર શાળા મહાશાળાઓ અને વિદ્યાપીઠો પાછળ લાખોનું લોકધન ઉડાવીએ છીએ; એ તે કેવું કહેવાય ? એટલું તો ખરૂંજ કે પંડે ઉત્તમ મિશનરી બન્યા સિવાય બીજાઓને નજ બનાવી શકાય; અને ભારતનો ઉત્તમ મિશનરી એટલે હજારોના પગારવાળો પાશ્ચાત્યોનો લોર્ડ બિશપ નહિ, પણ ગૃહસ્થ હોય તોપણ છેક અસંગ્રહી, સર્વ-ત્યાગી, બ્રહ્મચારી અને સર્વભાવે પ્રભુપરાયણતાપૂર્વક અનન્ય ભાવે કર્તવ્ય બજાવવાવાળો કર્મયોગી અથવા તો પરમાત્મસાક્ષાત્કારને પામી તન્નિષ્ઠ રહેવાવાળો જીવનમુક્ત સમજવો.

ભગવત્કૃપાથી હજી પણ ઉઠાય તો સારૂં; નહિ તો હવે મુસ્લિમ ભાઇઓએ તો હદબહારના માર્ગોએ પણ કામ કરવા માંડયું છે. ૐતત્સત્

સં. ૧૯૮૨, માગશર સુદ ૧૧<br>સં. ૧૯૯૫, અષાઢમાં ફરી છપાયું } —ભિક્ષુ અખંડાનંદ

# मूळ लेखकनो पूर्वभाष

## ( સારાંશરૂપે )

જય કોનો ? ભક્તનો કે ભગવાનનો ? એના ઉત્તર માટે બહુ વિચાર કરવા જવું પડે એમ નથી. સ્વયં ભગવાને શ્રીમુખે કહ્યું છે કેઃ—
" **मद्भक्तपूजाभ्यधिका।** "

શ્રીયુત ઠાકુર વૃંદાવનદાસની ભાષામાં કહીએ તોઃ—

" **आमार भक्तेर पूजा आमाहैते बड।**
**सेइ प्रभु वेदे भागवते कैला दृढ॥** "

આ કથન પ્રમાણેજ અમે ભક્તની જયઘોષણા કરવા તૈયાર થયા છીએ. એમાં ' એક પંથ અને દો કાજ ' જેવો ઘાટ થયો છે; કેમકે ભગવાનના જયમાં તો કેવળ ભગવાનના જયનીજ ઘોષણા આવે અને ભક્તના જયમાં તો ભક્તનો અને ભગવાનનો બંનેનો જય સમાઇ જાય છે.

ભક્તચરિત્રના પ્રત્યેક પૃષ્ઠમાં ભક્તનો જે અબાધિત પ્રભાવ પ્રકાશિત થાય છે, તથા ભગવાન અને ભક્ત વચ્ચેની પ્રીતિનો જે પવિત્ર પ્રવાહ વહન થયા કરે છે; તે ઉપરાંત ભક્તચરિત્રદ્વારા ' ભક્તનો જય ' પણ દેશદેશાંતરમાં ફેલાઇ જાય છે. અમારો આ " ભક્તનો જય " પણ એ ભક્તચરિત્રનેજ આભારી છે.

ઓરિસ્સા પ્રાંતમાં ઉત્કલ ભાષામાં એક ભક્તમાળ છે, તેનું નામ " દાઢર્ય ભક્તિ–રસામૃત " છે. આપણા દેશ ( બંગાળા )માં ઉક્ત ગ્રંથમાનાં ભક્તચરિત્ર છપાયાં નથી. એ ચરિત્રોમાં કેટલાંક ઐતિહાસિક વૃત્તાંતો પણ મળી આવે છે. અમે અમારા દેશબંધુઓને એ ચરિત્રો સંભળાવવાની ઉગ્ર ઉત્કંઠા દાબી નહિ શકવાથી તેને બંગાળી ભાષામાં પ્રસિદ્ધ કરવાનો યત્ન કર્યો છે.

છેવટમાં જણાવવું જોઇએ કે મેં ઓરિસ્સા પ્રાંતની ઉક્ત ભક્તમાળનું અક્ષરશઃ ભાષાંતર કર્યું નથી. આપણા દેશ ( બંગાળા ) ની

૨૧૫૮૮

રીતિનીતિને અનુલક્ષીને તેમાંથી સાર સાર ગ્રહણ કર્યો છે; અને તેમ કરતાં કેટલેક ઠેકાણે થોડોઘણો સુધારોવધારો પણ કરવો પડ્યો છે. ચરિત્રરૂપી ચિત્રના સ્વાભાવિક વિકાસનું-સાધના અને ભક્તિરસનું પરિપોષણ કરવા માટે સ્થાને સ્થાને એમાં કેટલોક ઉમેરો કર્યો છે. આથી કરીને આ પુસ્તક સારૂં થયું છે કે મંદ થયું છે, તે અમે કહી શકતા નથી; પરંતુ "ઉત્કલ વાર્તા" વગેરે ઉત્કલ ભાષાનાં પ્રસિદ્ધ સંવાદ-પત્રોમાં અમારા લખેલા ભક્તચરિત્રની પ્રશંસા થઈ છે, તે ઉપરથી એ વિષે અનાયાસે અનુમાન થઇ શકે એમ છે.

શ્રી ગૌરપૂર્ણિમા } ભક્ત-ચરણ-રેણુ-પ્રાર્થી
શ્રી ગૌરાબ્દ ૪૨૫ } **શ્રી અતુલ કૃષ્ણ ગોસ્વામી**

# 'भक्तेर जय'नी भूमिका

(સારાંશરૂપે)

**ભક્તનો જય ! ભક્તનો જય !**

જેમાંથી અને જેનાથી આ ગ્રંથ બહાર પડે છે, તે બન્ને કૃતાર્થ છે. જેનાથી એ બહાર પડે છે, તેના મનમાં પણ મને ધન્ય છે-મને ધન્ય છે, એમ થાય છે; અને જે સ્થાનમાંથી તે પ્રસિદ્ધ થાય છે તેને પણ એવાજ પરમાનંદનો અનુભવ થાય છે. વસ્તુતઃ આ જયોલ્લાસથી શ્રોતા-વક્તા સકળ કૃતાર્થ થાય છે. **ભક્તનો જય ! ભક્તનો જય!**

જે સ્થાનમાં દુઃખ અને દુર્ગતિ-અશાંતિ અને અસંતોષ હોય છે, તે સ્થાનમાં 'ભક્તનો જય' ક્ષણભરમાં સુખ અને સંતોષ સ્થાપન કરે છે; માટે ભક્તના જયમાં જગતનું પણ એક અખંડ કલ્યાણ રહેલું છે.

દરેક ધર્મમાં કહ્યું છે કે, "ભગવત્-તુષ્ટિ એજ પરમ ધર્મ છે; અર્થાત્ ભગવાનને પ્રસન્ન કરો; જેથી તમારાં પાપ-તાપ, દુઃખ-શોક, આપત્તિ-વિપત્તિ સર્વ નષ્ટ થઇ જશે." પરંતુ એ તુષ્ટિ, તે પરમ પિતાના

ભક્તોની જયઘોષણામાં જેવી રહેલી છે તેવી બીજા કશામાં નથી. **ભક્તનો જય! ભક્તનો જય!**

ભગવાનની શક્તિ અનંત છે. તે પ્રભુજ ભક્તનો જયધ્વનિ કરીને તેનો પ્રચાર કરે છે. પરાપૂર્વથી તે આજ દિન સુધીમાં તેમણે હજારો વાર ભક્તના જયના ડંકા વગાડયા છે; પણ તેટલાથી તે પૂર્ણકામની કામના પૂર્ણ થઇ નથી. ભક્તના અંતઃકરણમાં પણ તેઓજ ધીમે ધીમે ભક્તના જયઘોષની શક્તિનો સંચાર કરે છે.

આ ગ્રંથમાં આ શક્તિ–સંચારના લક્ષણે સ્પષ્ટરૂપે દર્શાવ્યું છે તેમ, તેમાં જય–ઉલ્લાસની સાથે આનંદ–ઉલ્લાસના મધુર તરંગો પણ ઉદ્ભવેલા જણાય છે. **ભક્તનો જય! ભક્તનો જય!**

**ભક્ત મોટા! ભક્ત મોટા!** જે ભગવદ્‌ભક્તિપરાયણ છે, તેજ મોટા છે–એક રીતે ભગવાન કરતાં પણ ભક્ત ચઢી જાય છે.

જે પરાધીન છે તે, જેની અધીનતામાં હોય તેના કરતાં મોટો હોઈ શકતો નથી; તે જેની અધીનતામાં હોય તેજ મોટો હોય છે. ભગવાનને ભક્તને અધીન કહેલા છે, એટલા માટે ભગવાનથી ભક્ત મોટા છે. તેઓએ શ્રીમુખથીજ કહ્યું છે કે, **अहं भक्तपराधीनः । ભક્તનો જય! ભક્તનો જય!**

**ભક્ત મોટા! ભક્ત મોટા!** ભક્ત ન હોય તો ભગવાનને કોણ પ્રકાશમાં લાવે? પ્રભુ નિત્ય પ્રકાશરૂપ છે, પરંતુ ભક્ત તો તેમના તે પ્રકાશક રૂપના પણ પ્રકાશક છે. અર્થાત્ તેઓ પોતાના જ્ઞાન, ભક્તિ, દયા વગેરે ગુણોરૂપી દીપકોના પ્રકાશ વડે જગતના અનેક વિષયી અને પામર જીવોને સત્ય સુખનો રસ્તો બતાવનારા અને દીવે દીવો પ્રકટે તેમ તેમના હૃદયમાં જ્ઞાનભક્તિને પ્રકટાવનારા છે.

ભગવાન તો રહ્યા અદૃશ્ય અને સર્વથી પર; અને આપણી બુદ્ધિ, મન અને ઇંદ્રિય, એ રહ્યાં જડ; એટલે પછી આ જે ઘટ, મઠ, પટ, પર્વત, આકાશ, સમુદ્ર, નદી, કાનન, પ્રાંત, કામ, ક્રોધ, લોભ, જન્મ, જરા, મૃત્યુ, સુખ, તૃષ્ણા, રાગ, દ્વેષ, ભય વગરે પદાર્થો છે, તે શા વડે દેખાય છે; અને તે જુદા જુદા પ્રકારના કેવા કેવા ભાવથી કેવા

કેવા દેખાય છે; તે કોણ સમજાવે ? બહારના આ પ્રકાશો, પ્રતીતિઓ, સ્ફુરણો અને ભ્રાંતિઓમાંથી તત્ત્વશોધકો પોતાનાં મન, બુદ્ધિ અને ઇંદ્રિયને અલગ કરીને ચૈતન્યના માર્ગમાં યોજે છે; કેમકે તે સર્વ વસ્તુ-ઓમાં તેમનું પોતાનું ચૈતન્ય કે પ્રકાશ હોતાં નથી. આ મૃત્તિકા જેમ જડ છે, તેમ તે બધાં પણ જડ હોય છે. વળી શોધકનાં પોતાનાં મન, બુદ્ધિ અને ઇંદ્રિયમાં જે પ્રકાશ–જે ચૈતન્ય દેખાય છે તે પણ તેમનું પોતાનું નહિ પરંતુ બીજાનુંજ હોય છે; એટલા માટે તે 'બીજું' કે જે મન અને વાણીથી જાણી શકાય એવું નથી; તેને તો એ મન કેમ કરીને પ્રકા-શી શકે? જે પોતેજ પ્રકાસ્ય હોય તે પોતાના પ્રકાશકનો કેવી રીતે પ્રકાશ કરી શકે ? આ પ્રમાણે હવે એ મન, બુદ્ધિ અને ઇંદ્રિય તો ભગવાનને પ્રકાશ કરી શકતાં નથી; તો પછી ભગવાનને કોણ દર્શાવી શકે ? એના જવાબમાં કહીશું કે ભક્તિજ ભગવાનને પ્રકાશિત કરે છે–દર્શાવી શકે છે. **भक्तिरेवैनं नयति, भक्तिरेवैनं दर्शयति ।** અર્થાત ભક્તિજ તેની પાસે લઇ જાય છે, ભક્તિજ તેનું દર્શન કરાવે છે.

**नित्याव्यक्तोऽपि भगवानीक्ष्यते निजशक्तितः ।**

ભગવાન નિત્ય અને અવ્યક્ત છે. મન બુદ્ધિ અને ઇંદ્રિયોથી તો તે કદી પણ વ્યક્ત થતા નથી.તેમ છતાં તે (**कर्तुमकर्तुमन्यथा कर्तुं समर्थ**) પરમાત્મા વ્યક્ત પણ થાય છે અને દર્શન પણ આપે છે; પરંતુ તે મનની કે બુદ્ધિની શક્તિથી નહિ પણ પોતાનીજ શક્તિથી.

સૂર્યની પેઠે ભગવાનમાં પણ પોતેજ પોતાનો પ્રકાશ કરવાની શક્તિ છે; એટલા માટેજ ભગવાન સ્વયંપ્રકાશ કહેવાય છે. તેમની આ સ્વ-પ્રકાશક શક્તિનું બીજું નામ 'શુદ્ધ સત્ત્વ' છે. ત્રિગુણાત્મક અજ્ઞાનના એટલે કે–પ્રકૃતિના સત્ત્વમાં પણ પ્રભુનો એક ક્ષીણ–અસ્પષ્ટ સંબંધ છે ખરો; પરંતુ તેના વડે તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થવું અસંભવિત છે; કેમકે પ્રકૃતિમાંનાં સત્ત્વો શુદ્ધ નથી પણ મિશ્ર છે.

**अन्योन्यमिथुनाः सर्वे ।**

અર્થાત રજ અને તમ, એ બે ગુણ થોડે ઘણે અંશે પણ પ્રકૃતિના સત્ત્વ ગુણમાં ભળેલા હોય છે. શુદ્ધ સત્ત્વ આવા મિશ્રણવાળું હોતું નથી.

એ સત્ત્વ તો સર્વોત્તમ, અખંડ અને પૂર્ણ હોય છે. એ શુદ્ધ સત્ત્વજ ભગવાનના સ્વરૂપનો પ્રકાશ કરનાર છે; પણ એ સ્વચ્છ—સુનિર્મલ—શુદ્ધ સત્ત્વ, ભગવાનના કથન પ્રમાણે પ્રકૃતિથી પર છે અને અપ્રાકૃત છે. પ્રકૃતિના ગુણો વડે રચાયલાં મન અને ઇંદ્રિયોથી આ પ્રમાણે ભગવાન અગોચર હોવા છતાં પણ એ પોતાની શુદ્ધસત્ત્વરૂપી શક્તિથી ભક્તને દૃષ્ટિગોચર થાય છે; કેમકે માનવપ્રકૃતિમાં રહેલો સત્ત્વગુણ પણ પ્રભુની પોતાની શુદ્ધ સત્ત્વમયી સ્વશક્તિનું—ચિત્ શક્તિનું પ્રતિબિંબજ છે, તેથી પ્રભુભક્તિ સાથે આ શુદ્ધ સત્ત્વ અને પ્રકૃતિગત સત્ત્વગુણને ગાઢો સંબંધ છે. માનવપ્રકૃતિમાંના એ સત્ત્વની ખીલવણી અથવા વિશુદ્ધિ કરવી એટલે કે શુદ્ધ સત્ત્વને પ્રકૃતિમાં સારી પેઠે પ્રતિબિંબિત કરવું એનું નામજ ભક્તિ છે—એજ ભકિતનું સ્વરૂપ છે અને પ્રભુદર્શન એ તેનું ફળ છે, કે જે ફળને પામનારો જન્મમરણાદિ દુઃખકલેશોથી હમેશ માટે મુકત અને સચ્ચિદાનંદમય બની રહે છે.

**शुद्धसत्त्वाविशेषात्मा ।**

પરંતુ એ ભકિત તો ભકતના હૃદયમાંજ હોય છે અને ભક્તિથીજ ભકત બને છે. ભકિત ન હોય તો ભક્ત પણ રહેતો નથી; એટલા માટેજ કહ્યું છે કે, તે સ્વપ્રકાશનો પ્રકાશ કરવાને ભગવાન કરતાં ભકત વધારે શક્તિમાન છે અને તેથીજ તે મોટા છે. **ભક્તનો જય ! ભક્તનો જય ! ભક્ત મોટા ! ભક્ત મોટા !**

ભકત ન હોય તો ભગવાનને કોણ જણાવે અને કોણ જાણે ? કોણ ઓળખે અને કોણ ઓળખાવે ? કેમકે ભગવાન તો અસીમ રહસ્યો-ના પડદામાં રહેલા છે. તેઓ તો—**निहिता गुहायाम्** છે.

ભકત ન હોય તો એમનું એ અસીમ રહસ્ય કોણ બતાવે ? ભક્ત ન હોય તો એ દુર્ગમ—અતકર્ય ગુહામાંથી કોણ તેમને સર્વની સમક્ષ બહાર કાઢી શકે ? “ જીવનું જીવત્વ જેમ અવિદ્યાથી ઉપહિત છે, તેમ ભગવાનનું ભગવત્ત્વ અનંત ઐશ્વર્યમય શુદ્ધ સત્ત્વથી ઉપહિત છે અને મુક્તિની અવસ્થામાં—જ્ઞાનની અવસ્થામાં એ જીવત્વ અને ભગવત્ત્વ, બંને નિર્ગુણ—નિર્ધર્મક બ્રહ્મમાં લીન થઈ જાય છે. ” વેદાંતપ્રેમીઓ

આ સિદ્ધાંતને પુષ્ટ કરવાને સેંકડો ચેષ્ટા કરે છે; પરંતુ સત્ત્વ શુદ્ધિદ્વારા પણ અનુરાગની અપાર શક્તિ વડે વસ્તુનો જે યથાર્થ પરિચય થાય છે, તેના આગળ પણ પછી ભક્તિનો અભાવ રહેતો નથીજ. વર્તમાન કાળમાં અને ભવિષ્યમાં તે શુદ્ધ સત્ત્વ સદાસર્વદા સ્વસ્થ—જાગૃતજ રહે છે. મુક્ત જનોને પણ શુદ્ધ આ સત્ત્વ-ઉપહિત પરમાત્મા પોતાની મહત્તા વડે આકર્ષિત કરે છે. આમ મુક્તજનોને પણ જે પ્રભુ સેવનીય અને વંદનીય છે; તેને નામ, રૂપ, ગુણ, ક્રિયા, પરિણતિ, વિકૃતિ, વિલાસ કે વિભ્રમ નથી; પરંતુ વળી એ હજારો નામ, રૂપ, ગુણ, ક્રિયા, પરિણતિ, વિકૃતિ, વિલાસ અને વિભ્રમવાળા પણ છે. એ અનાદિ અજ્ઞાનથી કલ્પિત નહિ, પરંતુ સત્ય—સનાતન સ્વચ્છંદવિહારી પરમ વસ્તુ હોઇ ત્રણે કાળમાં બિરાજે છે. પરંતુ જો ભક્ત ન હોય તો એને કોણ ઓળખી શકે અને ઓળખાવી શકે? ભક્ત સિવાય આ વેદ-ગુહ્ય તત્ત્વનો મર્મ આ જગતમાં કોણ સમજાવી શકે એમ છે? ભગવાનને ઉડાવી મૂકવાને જે સૌ કલ્પિત મતવાદોની ઉત્પત્તિ થઇ છે, તેમને ભક્ત સિવાય કોણ સિદ્ધ કરે એમ છે?

ભગવાનના ભક્તો ક્યાં હોતા નથી? આપણી આ પૃથ્વીથી આરંભીને બ્રહ્માંડ અને પ્રકૃતિની બહાર પણ ભગવદ્‌ભક્તો નિવાસ કરે છે. ભક્ત સર્વત્ર છે. ભગવાનનાં નામ, રૂપ, ગુણ અને લીલા અવિરામ ચિત્તે નીરખીને ભક્ત પ્રભુપ્રેમીઓને તેનાં રહસ્ય સમજાવે છે અને તેના મહિમારૂપી અમૃતરસથી સર્વને ભીંજવી નાખે છે. તે અમૃતરસનો આસ્વાદ લેતી વખતે અમારા તમારા જેવા તો શું, પરંતુ જેઓ દુઃખથી આરપાર વીંધાઈ ગયા હોય તેમને પણ આનંદ થાય છે અને એ આનંદમાંથી એક નિત્ય, નૂતન અપૂર્વ લહરી ઉત્પન્ન થાય છે.

ભગવાન પ્રપંચ અને પ્રકૃતિથી અતીત છતાં પણ ભક્ત તેમને તે પ્રપંચમાં—તે પ્રકૃતિમાં લાવીને બેસાડે છે. ભક્તના આકર્ષણથી પ્રપંચમાં તેમજ પ્રકૃતિમાં ભગવાનનો પ્રકાશ પડે છે. તેઓ ભક્તના આકર્ષણથી ભક્તના વિનોદને માટેજ આવે છે. **मद्भक्तानां विनोदार्थं करोमि विविधाः क्रियाः ।**

વળી આ પ્રમાણે તે અવ્યક્તની અભિવ્યક્તિ થતી જોઇને **અથવા** જાણીને જે લાખો નરનારીની સકળ અસંભાવનાઓ અને સંશયો છિન્નભિન્ન થઇ જાય છે, એ લાભ પણ જગતને માટે જેવો તેવો નથી. **भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः ।**

તેટલા માટેજ કહ્યું છે કે, ભક્ત ન હોય તો ભગવાનને જાણે કોણ–ઓળખે કોણ ? જણાવે કોણ અને ઓળખાવે પણ કોણ ? **ભક્તનો જય ! ભક્તનો જય ! ભક્ત મોટા ! ભક્ત મોટા !**

પરંતુ એ ભક્ત ભક્તિ વડેજ છે. ભક્તિ અને ભાવથી, સ્નેહ અને અનુરાગથી, પ્રેમ અને પ્રણયથી તથા આપ્તકામની પેઠે સર્વ લૌકિક પારલૌકિક કામનાઓ ત્યજી દઇને તે પ્રતિક્ષણે કેવા પ્રબળ યત્નથી અને અનુપમ આદરથી ભગવાનની ભક્તિ કરે છે, કે જેથી કરીને તેમના હૃદયમાં આનંદનો સાગર ઊભરાઇ જાય છે અને નિત્ય નિત્ય શુદ્ધ સત્ત્વનો વિકાસ થાય છે; તથા જે પ્રભુ એક અને અખંડ છે તે તેમને સર્વ ખંડોરૂપે, એક અપરિચ્છિન્ન તે અનેક પરિચ્છિન્ન પદાર્થ-રૂપે અને અલૌકિક તે લૌકિક પ્રાણીપદાર્થરૂપે બની રહેલો દેખાય છે ! એ અસાધ્ય સાધનામાં–એ અપરિચ્છિન્ન પરિચ્છિન્નનાં એક અને અનેકનાં, અખંડ અને ખંડનાં તથા અલૌકિક અને લૌકિકનાં યુગલો-ના સંમિલનમાંજ ભક્તની અતુલનીય દક્ષતા રહેલી જણાય છે; એટલા માટેજ ભગવાન ભક્તને આધીન છે અને એટલાજ માટે ભગવાન કરતાં અમે ભક્તને મોટા કહીએ છીએ. **ભક્તનો જય ! ભક્તનો જય!**

જે ભગવાનનો ચરણાકાંક્ષી ભક્ત થાય છે, તેને પહેલાં અન્ય ભક્ત ને શરણે જઇ, તેમના ભાવથી ભાવિત થવું પડે છે. આ પ્રમાણે ભાવ શીખવાથી–ભાવથીજ ભક્ત થવાય છે. **ભક્તનો જય! ભક્તનો જય!**

જ્યાં ભક્ત હોય ત્યાં ભક્તિ હોય અને ભક્તિ હોય ત્યાંજ ભગ-વાન નિવાસ કરે છે; માટે **જય ! ભક્તનો જય ! ભક્તનો જય ! જય ! ભગવાનનો જય !**

સિમુલિયા–કલકત્તા **—શ્રી બલાઇચાંદ ગોસ્વામી**

# महान नरोने जन्म केम आपशो?

## स्त्रीनुं माता तरीकेनुं दैवी कार्य

× × × "स्त्री माता तरीकेनुं दैवी कार्य करवा सरजाइ छे, जे माटे तमाम जगत तेने नमन करे छे. हिंद माता, स्त्री माता, प्रजानी माता, धरती माताने सर्वे जगतनुं नमन छे.

स्त्री माता तरीकेनी पोतानी फरजो बजाववा जे जे कष्ट खमे छे, जे जे भोगो आपे छे, तेवो भोग बीजुं कोई आपतुं नथी. नव महिना सुधी बाळकने पेटमां राखवा केटली वेदना ते खमे छे, वळी बाळकने जन्म आपती वखते केटलुं कष्ट खमे छे? घणी स्त्रीओ जन्म आपतां पोताना जीवनो भोग आपे छे—मरण पामे छे. एक सिपाइ बच्चो लडाइना मेदानमां जे जखमो खमे छे अने जीवनो भोग आपे छे, ते करतां वधु कष्ट अने भोग एक मातानो छे; एटलुंज नहि पण बाळकना जन्म्या पछी तेनी मावजत करवा जे जे काळजी ते देखाडे छे, तेवी सेवा कोण करी शकशे? परमार्थी आदमीओ भूख्यांने अन्न आपे छे, पण कोइ एवो आदमी छे के भूख्याने पोताना लोहीमांथी खोराक बनावी आपे? माता पोताना लोहीमांथी दूध बनावी बाळकने खोराक आपे छे. आ केवो भोग छे! वळी बाळकनी मावजत करवा न पोते सूवे के न आशायश ले. वळी बाळकने बोलतां, चालतां, केळवणी आपवा अने छेवटे संसारमां नाखवा शी रीतनी एक माता काळजी देखाडे छे अने कष्ट खमे छे? खरेज, मातानो आभार आपणे केम वाळी आपीशुं? माताने ईश्वरना स्वरूप तरीके भजवी जोइए. स्त्रीओने पवित्र माता तरीके मान आपवुं जोइए अने पवित्र लागणी हंमेशां देखाडवी जोइए. आटली काळजी—आटलुं कष्ट खमवा छतां उत्तम बाळको पेदा थतां नथी तेनुं कारण शुं? कारण एज के, ए बाबतनुं ज्ञान माबापोने आपवामां आवतुं नथी.

## माणसजातनुं स्वरूप फेरवनार शोध

डोकटर फाउलर जणावे छे के, "माणसने माबाप केम थवुं ते

પહેલાં શીખવો, પછી કેળવણી આપો; જેથી આખી દુનિયામાં ફેરફાર થઇ જશે." આજે તમારી સન્મુખ જે શોધો રજૂ કરવામાં આવશે તેથી માણસજાતનું સ્વરૂપ ફરી જશે, હિંદમાં મહાન નરો પેદા થશે, હિંદને સ્વરાજ અપાવશે અને હિંદ માતાની ઉન્નતિ થશે; માટે પ્રિય બહેનો ! આ શોધો ઉપર દિલોજાનીથી અમલ કરજો. × × ×"

## ઓલાદથી ઊતરતા ગુણો

ડોકટર ગ્રેગરી જણાવે છે કે, "માબાપો પોતાનાં છોકરાંમાં પાછી જિંદગી ગુજારે છે; કારણ છોકરાંઓ માબાપને આબેહૂબ મળતાં આવે છે. ફક્ત ચહેરામાં અને શરીરના બંધારણમાં એટલુંજ નહિ પણ મનની સાધારણ વલણોમાં પણ આપણે સાધારણ રીતે તપાસ્યું છે કે, કેટલાંક માને મળતાં આવે છે, કેટલાંક બાપને મળતાં આવે છે; એટલે સુધી કે કેટલાક દાખલામાં જો માબાપને મોં ઉપર ડાઘ અથવા ખાડો હોય છે તો છોકરાંને પણ તેમજ હોય છે."

કેટલીક વખતે એવું બને છે કે, શરીર અને ચહેરાનું ચોક્કસ મળતાપણું અથવા તો મનની વલણો પાંચમી અથવા છઠ્ઠી પેઢી પછી એકદમ પ્રગટી નીકળે છે, જેને અંગ્રેજીમાં "રિવર્ઝન" કહેવામાં આવે છે. એ ઉપરથી અમુક માણસ, જાનવર અથવા ઝાડપાનની પહેલી ઓલાદ કેવી હતી તે માલૂમ પડે છે.

એક સફેદ માબાપને ત્યાં શામળું બાળક જન્મ્યું, જેથી પેલા ભરથારને પોતાની સ્ત્રીની પવિત્રતા ઉપર શક ઉત્પન્ન થયો. સ્ત્રીએ પોતાની નિર્દોષતા માટે સોગંદ ખાધા, જેથી તેનો ભરથાર ફ્રાન્સમાં પોતાના બાપદાદાના મકાનમાં ખબર કાઢવા ગયો, તો માલૂમ પડયું કે, તેનો પાંચમી પેઢીનો વડવો એક આફ્રિકન સીદી હતો, જેની અસરથી તેનું પાંચમી પેઢીનું બાળક સીદી જેવું કાળું અવતર્યું.

આવા ઘણાક દાખલા–દલીલોથી માલૂમ પડે છે કે, માબાપની જેવી મનોવૃત્તિ હોય તેવા ગુણો ઓલાદમાં ઊતરે છે; તેથી જો માબાપને બાળકની ઉત્પત્તિ વખતેની ચોક્કસ મનોવૃત્તિ રાખવાનું જ્ઞાન આપવામાં આવે તો બાળકો પણ તેવીજ મનોવૃત્તિ ધરાવતાં પેદા થાય; જે દલીલ આપણે હવે દાખલાઓથી પૂરવાર કરી શકીશું.

## પ્રેમથી ખૂબસૂરત ઉત્તમ સ્વભાવનાં બાળક પેદા થાય છે.

ડૉકટર ફાઉલર એક વખતે પોતાની પત્ની સાથે ફરતા હતા. તે વખતે તેમણે બે બાળકો ઘણાં ખૂબસૂરત અને ઉમદા સ્વભાવનાં નિહાળ્યાં. તુરત એ બાળકોનાં માબાપ કેવાં હશે તેની તપાસ કરવા તેઓનું ઠેકાણું પૂછી લઇ તેઓને ત્યાં તપાસ કરવા ગયા તો માલૂમ પડયું કે, એ બાળકોનાં માબાપ કાંઈ ખૂબસૂરત નહોતાં, પણ તેઓ એકબીજા તરફ ઘણો પ્રેમ દેખાડતાં હતાં અને જણાવતાં હતાં કે તેઓએ આખી પરણેલી જિંદગીમાં એક પણ સખત અને કુસંપ ઉત્પન્ન કરે એવો શબ્દ કે કાર્ય કર્યું નહોતું. જો ખૂબસૂરત ઉમદા અને શાંત સ્વભાવનાં બાળકો જોઇતાં હોય તો પતિ અને પત્નીએ એકબીજા તરફ પ્રેમ અને ભક્તિ દેખાડવી જોઇએ અને જરા પણ કુસંપ કે કજિયો-કંકાસ થાય એવા શબ્દો કે કાર્ય કરવાં જોઇએ નહિ. આવા ઉત્તમ સદ્‌ગુણના ફળ તરીકે તમને ઘણાં ખૂબસૂરત અને ઉમદા સ્વભાવનાં બાળકો પેદા થશે.

જો વિચાર કરશો તો માલૂમ પડશે કે, પરસ્પર પ્રેમ અને ભક્તિભાવવાળાં પતી-પત્ની જ્યારે એકબીજાના પ્રેમમાં લીન થાય છે તે વખતે તેઓના ચહેરા ઉપર કેવી ખૂબસૂરતી અને શાંતિ પ્રકટી નીકળે છે, તેઓનાં શરીરનાં જ્ઞાનતંતુ કેવાં આનંદી થાય છે! આવી સ્થિતિમાં બાળકનું બીજ ઉત્પન્ન થાય છે તો તેમાંથી ખૂબસૂરત અને ઉમદા બાળક પેદા થાય છે. જો પતિ-પત્નીની સંગત હવસી જુસ્સાથી, ગુસ્સાથી કે વઢવાડથી થાય છે, તેઓનાં બાળકો કદરૂપાં, ગુસ્સાવાળાં, ઝનૂની કે ખૂની-લડાયક પેદા થાય છે.

## કદરૂપાં માબાપ છતાં ખૂબસૂરત બાળકો કેમ પેદા થાય?

અમેરિકાનો જાણીતો તબીબ ડૉકટર કેલોગ એક દાખલો પોતાની ચોપડીમાં નીચે મુજબ આપે છે:—

રોમ શહેરનો ન્યાયાધીશ નાના કદનો, કદરૂપો અને ખૂંધો હતો. તેને ત્યાં એક બાળક જન્મ્યું. તે તેના જેવુંજ કદરૂપું અને ઇસોપના પૂતળા જેવું આબેહૂબ હતું. આ ધારતી ઉપજાવે તેવા નાના રાક્ષસના દેખાવથી તે બાપને ભય ઉત્પન્ન થયો કે, તેની આખી ઓલાદ આ

પ્રમાણે કદરૂપી જન્મશે. તેથી તે એક બહુજ વખણાયલા ડૉકટર ગેલનની સલાહ લેવા ગયો. ડૉકટરે સલાહ આપી કે, "બિછાનાની આસપાસ તારે ત્રણ નાનાં ખૂબસૂરત પૂતળાં રાખવાં. એક પગ આગળ, એક જમણા હાથ તરફ અને બીજું ડાબા હાથ તરફ, કે જેથી તારી સ્ત્રી જ્યાં નજર ફેંકે ત્યાં આ ખૂબસૂરત પૂતળાં તેની નજરે પડે." પેલા કદરૂપા ન્યાયાધીશે ડૉકટરની સલાહ પ્રમાણે અમલ કર્યો અને જે બચ્ચું જન્મ્યું તેનાથી સાબિત થયું કે, તે ધારણાથી પણ વધુ ખૂબસૂરત હતું.

## ચિત્રોની અસરથી ખૂબસૂરત બાળકો

એક જુવાન મહેરદાર અને તેના ભરથારે એક ઘણાજ ખૂબસૂરત બાળકનું ચિત્ર ખરીદવા આખા બોસ્ટન શહેરમાં મુસાફરી કરી. આખરે એવુંજ ચિત્ર ખરીદી પોતાની પત્નીની આંખો તે ચિત્ર પર પડ્યા કરે તેમ દીવાલ પર ટાંગ્યું, કે જેથી કરીને તે ખૂબસૂરત બચ્ચાના ચહેરાનો ખ્યાલ કરે અને પોતાના ભવિષ્યના બાળકના ચહેરાની તેવી ખૂબસૂરતી બનાવે. થોડા વખતમાં તેઓને ત્યાં બાળક જન્મ્યું તે આબેહૂબ પેલા ચિત્રમાં દર્શાવેલા જેવુંજ ખૂબસૂરતીમાં અને સ્વભાવમાં હતું; એટલે સુધી કે તેઓને ત્યાં આવનારા પરોણાઓ પેલું ચિત્ર જોતા ત્યારે પેલા બચ્ચાનુંજ ચિત્ર છે, એમ માનતા હતા.

આવીજ રીતે માબાપનાં મન પર કદરૂપા દેખાવો પડે છે, ત્યારે કદરૂપાં બચ્ચાં જન્મે છે, જેના પણ ઘણા દાખલાઓ મળી આવે છે.

## સુથાર-લુહારને ત્યાં મહાન નરો કેમ પેદા થાય છે ?

હવે સુથાર, લુહાર કે ખેડૂતને ત્યાં મહાન નરો કેવી રીતે પેદા થયા હતા તેના દાખલા તપાસીએ. ફીલાડેલ્ફિયાના એક લુહારને ત્યાં એક ઘણીજ બુદ્ધિમાન અને હોશિયાર છોકરી પેદા થઇ હતી. તેનો બાપ આ છોકરી પેદા કરવાના કાર્ય વખતે મનની કેવી સ્થિતિમાં હતો તે આ પ્રમાણે જણાવે છે:—

આ છોકરીના જન્મની એક વર્ષ અગાઉ વરાળથી ચાલતું એક વહાણ બનાવવાને તે ખંતથી રોકાયો હતો. આ વહાણની યોજના રચવા અને બનાવવાને મગજને એટલું બધું ઉશ્કેરવું પડતું હતું કે કપાળ અને લમણું ( ટેમ્પલ ) જ્યાં મસ્તકરેખાની વિદ્યા પ્રમાણે યોજ-

નાઓ અને કારણ શોધવાની શક્તિઓનું રહેઠાણ આવેલું છે, તે ભાગો એટલા તો ગરમ થઇ જતા કે તેઓને ઠંડા કરવા એ ભાગો પર વારંવાર પાણી લગાડવું પડતું હતું. મનઃશક્તિ આ પ્રમાણે ઉશ્કેરાયલી હતી તે વખતે પેલા બાપે પોતાની પત્નીની સંગતથી આ બાળકનું બીજ પેદા કીધું. આ છોકરી ઉંમરે પહોંચી ત્યારે તેનું માથું ૨૩ ઇંચ જેટલું મોટું હતું; અને કપાળ તથા લમણા (ટેમ્પલ)નો ભાગ જે પેલા બાપે મનઃશક્તિ ખૂબ વાપરવાથી ગરમ થયાં હતાં, તેજ ભાગો આ છોકરીમાં વધારે ખીલેલા માલૂમ પડતા હતા. આવા દાખલા ઉપરથી માલૂમ પડે છે કે, કેટલીક વખતે સુથાર-લુહારને નવા દાગીના બનાવવાને માટે યોજના કરવાની, કારણ શોધવાની, અવલોકન કરવાની, સંપૂર્ણ અને સુંદર બનાવવાની વગેરે શક્તિ ખૂબ વાપરવી પડે છે. આવી રીતે જ્યારે મનઃશક્તિઓ ઘણીજ ઉશ્કેરાયલી હોય, તે વખતે બાળકનું બીજ ઉત્પન્ન કરવામાં આવે છે તો તે બીજમાંથી મહાન નર પેદા થાય છે. આવીજ રીતે આપણા ઘણાક મહાન નરો સુથાર-લુહારને ત્યાં જન્મ્યા હતા.

### મહાન નરો માતાને આભારી છે

કેટલાક વિદ્વાનોનું એવું કહેવું છે કે, આપણા મહાન નરો મોટે ભાગે પોતાની માતાની હમેલના વખતની ઉચ્ચ મનની સ્થિતિને આભારી છે. જોસફ કૂક નામનો વિદ્વાન એ બાબતમાં લખે છે કે, "જ્યારે બાળક પેટમાં હોય છે, ત્યારે માતાની ઉપર નસીબવંત અથવા કમનસીબ બનાવો અસર કરે છે, તો તે સારા અથવા માઠા પ્રમાણ તરીકે બાળકની જિંદગીમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. × × ×

આપણા કેટલાક મહાન નરો પોતાની માતાના હમેલના વખતની ઉચ્ચ સ્થિતિને આભારી હતા, એમ આપણે દાખલાથી તપાસીશું.

### નેપોલિયન બોનાપાર્ટ

મહાન લડવૈયો નેપોલિયન બોનાપાર્ટ જેણે દુનિયાને જીતવાની કોશિશ કરી હતી, તે કેમ પેદા થયો હતો ?

જોસફ કૂક લખે છે કે, "નેપોલિયનની માતા હમેલદાર હતી, તે વખતે યૂનાન દેશના પ્રખ્યાત વિદ્વાન પ્લુટાર્ક જેણે નામાંકિત માણસોની

જિંદગીના બોધદાયક હેવાલો લખ્યા છે, તેની ચોપડી અને બહાદુરી ભરેલાં કાર્યોનું સાહિત્ય હમેલની વખતે વાંચતી હતી, જેની અસરથી નેપોલિયન મહાબુદ્ધિશાળી અને દુનિયા જીતનાર લડવૈયો થયો હતો.”

## અદ્દ્ભુત અંકગણિતશાસ્ત્રી ઝેરાહ કોલબર્ન

આ ઝેરાહ કોલબર્ન અંકગણિતમાં અદ્દ્ભુત શક્તિ ધરાવતો હતો અને પોતાની આ અદ્દ્ભુત શક્તિથી સઘળાં ભણેલાં માણસોને તેણે છક્ક કરી નાખ્યાં હતાં. તેણે મોઢેથી ગણિત કરવાની નવી રીત શોધી કાઢી હતી. આ અદ્દ્ભુત મનઃશક્તિ તેણે પોતાની માતા તરફથી વારસામાં કેવી રીતે મેળવી તે આપણે તપાસીએ.

ઝેરાહ કોલબર્નની માતાને કાપડ પર જુદી જુદી આકૃતિ વણવાને ઘણીજ બારીકીથી ગણતરી કરવી પડતી હતી. તે વારંવાર નવી નવી આકૃતિ પોતાના મનમાંથી ઉપજાવી કાઢતી હતી અને પોતાના મનમાંથી ઉપજાવી કાઢેલી આકૃતિ વણવા માટે તેને તાંતણાઓની ઘણી બારીક ગણતરી કરવી પડતી હતી. એક નવી આકૃતિ વણવા માટેની ગણતરી કરવા દિવસોના દિવસો સુધી તેણે કોશિશ કીધી, પણ સઘળી ફોકટ ગઈ. એક દિવસે તે આખી રાત આ આકૃતિ વણવાને માટે ગણતરી કરી, નિરાશ થઇ અને વણવાનું છોડી દેવાની અણી પર હતી, તેવામાં તેના મનમાં એક નવી ગણતરી એકદમ આવી કે, જો અમુક દોરા આવી રીતે વણવામાં આવે તો આ આકૃતિ વણી શકાય. સવારે તેણે આ ગણતરી પ્રમાણે વણવાથી મહેનત વગર પેલી આકૃતિ વણી શકી; અને આ આકૃતિ પાછળ આટલી ખંતથી જુદી જુદી ગણતરી જ્યાંસુધી નિરાશ થઇ ગઇ ત્યાંસુધી કર્યા કરી. ગણતરીની મનઃશક્તિને આટલી બધી ઉશ્કેરેલી હતી તે વખતે તેને હમેલ હતા. પેલો ઝેરાહ તેના પેટમાં હતો. આ ઝેરાહ કોલબર્ન નવી ગણતરીના શાસ્ત્રનો શોધક અને અદ્દ્ભુત મનઃશક્તિ ધરાવતો હતો, તેનું કારણ એટલુંજ કે, જ્યારે તે પેટમાં હતો ત્યારે તેની માતાએ ગણતરીની ચોક્કસ આકૃતિ વણવા હદબહાર મનઃશક્તિ વાપરી હતી. આ અંકગણિતશાસ્ત્રી જ્યારે ફક્ત ત્રણ વરસનો હતો, ત્યારે ઊભો ઊભો પોતાના મનથી બબડતો હતો કે, “આમાંના આટલા લઇએ

અને પેલામાંના આટલા લઇએ તો આટલા બીજા થાય." જે પ્રમાણે તેની માતા પેલી આકૃતિ વણવા દોરાની ગણતરી કરતી હતી, તેજ પ્રમાણે આ છોકરો નાની વયમાં ગણતરી કરતો.

## ચાર્લ્સ કિંગ્સલી

ચાર્લ્સ કિંગ્સલીની જિંદગીના હેવાલ પરથી માલૂમ પડે છે કે, તે પોતાની માતાના પેટમાં હતો, ત્યારે તેની માતાએ વિચાર કર્યો કે, મારે દુનિયાની લાલચોથી દૂર રહી પરહેજગારી રાખવી કે જેથી મારા પેટમાંના બાળક પર પવિત્ર અસર થાય. આવા વિચારથી તે શહેરમાંથી જતી રહી; ડેવનશાયર નામના ગામડામાં રહેવા ગઇ અને ત્યાં આખો વખત કુદરતની ખૂબસૂરતી ઉપર લક્ષ આપી સર્વશક્તિમાન ઇશ્વરનાં કાર્ય અને કરામતનાં વખાણ કરવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે, તેને છોકરો જન્મ્યો તે મોટો થયો ત્યારે તેણે કુદરતની પિછાણ વિષે નામાંકિત પુસ્તક લખ્યું, એટલુંજ નહિ પણ તે એક માન પામેલો ધર્મગુરુ થયો.

## મરજી પ્રમાણેનાં ચાર બાળકો—એક માતાના પ્રયોગો

હમેલવાળી સ્ત્રી પોતાની મનઃશક્તિથી મરજી પ્રમાણેનાં બાળકો કેમ પેદા કરી શકે, તેનું જ્ઞાન મેળવી, પ્રયોગો કરી પોતે ફતેહમંદ નીવડી તેનો હેવાલ નીચે પ્રમાણે આપે છે:—

પહેલા બાળકની વખતે જ્યારે તે હમેલદાર હતી તે વખતે તેણે વિચાર કર્યો કે, તેના બાળકને એક છટાદાર બોલનાર બનાવવો; જેથી તે એ વખતે સર્વે છટાદાર વકતાઓનાં ભાષણોમાં જતી. બીજા છોકરાની વખતે હમેલ હતા ત્યારે તે છોકરાને એક નામીચો ચિતારો બનાવવાના વિચારથી તે યૂરોપના દરેક સ્ટુડિયોમાં જઇ ત્યાં ઉમદા ચિત્રોનો અભ્યાસ કરતી હતી, જેથી એ છોકરો એક ચિતારો થયો હતો અને પહેલો છોકરો છટાદાર બોલનાર થયો હતો. પ્રોફેસર ફાઉલર જણાવે છે કે, આ સ્ત્રીના છોકરાઓ તેણે હમેલની વખતે જે રીતની મરજી દેખાડી અને કોશિશ કીધી તેવા થયા હતા.

આ દાખલાઓ ઉપરથી માલૂમ પડે છે કે, મહાન નરો પોતાની માતાને આભારી છે. માતાઓ ચાહે તો હમેલની વખતે જેવી ઇચ્છા

ધરાવે અને મનઃશક્તિ વાપરે તેવાં બાળકો પેદા કરી શકે.

## ડોકટર ફાઉલરની એક અગત્યની શોધ

ડોકટર ફાઉલરે ઘણાક દાખલાઓની તપાસ કરી એક ઘણી અગત્યની શોધ કરી છે તે એ કે, હમેલ રહ્યા પછી પહેલા છ મહિના સુધી બાળકના શરીરનું બંધારણ થાય છે અને ફક્ત પાછલા ત્રણ મહિનામાં જુદી જુદી મનઃશક્તિ જેવી કે ધાર્મિક, ભક્તિભાવની, સદ્દગુણની, કારણ શોધવાની વગેરે શક્તિવાળા ભેજાના ભાગનું બંધારણ થાય છે; માટે દરેક હમેલદાર સ્ત્રીએ હમેલના છ મહિના પછી યાને છેલ્લા ત્રણ મહિના તો ખાસ કરી ઉમદા સદ્દગુણોમાં, ભક્તિભાવમાં અને પરમાર્થી કાર્યોમાં મનને વારંવાર રોકવું જોઇએ, કે જેથી ઉત્તમ મનઃશક્તિનાં બુદ્ધિશાળી બાળકો પેદા થશે.

એજ પ્રમાણે મિ૦ બનાજીએ કેટલાક દાખલાઓ આપી જણાવ્યું કે, હમેલવાળી સ્ત્રી જો ગમગીન રહે છે તો બાળકના માથામાં પાણી ભરાય છે. જો તે ધાસ્તી અથવા ફાળ ખાય છે તો બાળકો લૂલાં, લંગડાં, પાંગળાં, ભેજા વગરનાં, બેવકૂફ જન્મે છે. જો માતા એ વખતે વઢવાડ અથવા ગુસ્સો કરે છે, તો તે બાળક પણ ચિડિયું, ઝનૂની અને ખૂની જેવું પેદા થાય છે; માટે ઉમદા બાળકનો જન્મ આપવા હમેલવાળી સ્ત્રીએ શાંત,સદ્દગુણી અને-ભક્તિભાવથી જિંદગી ગુજારવી જોઇએ.

## સ્ત્રીઓ ! હિંદની ઉન્નતિ માટે મહાન નરો પેદા કરો

સ્ત્રીઓએ મહાન નરો પેદા કરવાનો કુદરતનો ભેદ હવે જાણ્યો છે. આ ભેદની ચાવી તેમને હવે મળી છે. હવે સ્ત્રીઓએ એ ચાવીનો એ ઉમદા જ્ઞાનનો ઉપયોગ કરી ખૂબસૂરત અને સદ્દગુણી બાળકો પેદા કરી હિંદની ઓલાદને ઉત્તમ બનાવવી જોઇએ. હિંદની ઉન્નતિ માટે, હિંદમાતાના કલ્યાણ માટે હવે દરેક સ્ત્રીની ફરજ છે કે, તેમણે મહાન નરો પેદા કરવાની ફરજ સમજવી જોઇએ.

એક હિંદી કવિ કહે છે તેમઃ—

જનની જણ તો ત્રણ જણે, ભક્ત, દાતાર કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવતી નૂર.

( મિ. બેહમન સો. બનાજીનું ભાષણ—" હિંદુસ્તાન " ના અંકમાંથી. )

# ગર્ભાવસ્થામાંજ વધારે ઉત્તમ શિક્ષણ આપી શકાય છે.

ગર્ભાવસ્થામાં બાળક અને માતાને જેટલો ગાઢો સંબંધ હોય છે તેટલો સંસારની બીજી કોઇ પણ બે વસ્તુઓમાં હોતો નથી. માતાના પેટમાં બાળક નવ માસ ગાળે છે અને આ સમયમાં તે એક અતિસૂક્ષ્મ પદાર્થમાંથી જીવતો જાગતો જીવ બની જાય છે. ગર્ભાવસ્થામાં માતા અને બાળકની વચ્ચે એક અતિ કોમળ નળીદ્વારા માતાના શ્વાસ સાથે શ્વાસ અને ભોજનની સાથે ભોજન તેને મળે છે. આવી સ્થિતિમાં એ તો સ્વાભાવિક છે કે, માતા અને ગર્ભમાંના બાળકની સાથે એવો ગાઢો સંબંધ રહેવાનો કે માતાનું શારીરિક, માનસિક, સામાજિક, નૈતિક અને ભૌતિક સ્વરૂપ જેવું હશે, તેવુંજ ગર્ભમાંના બાળકમાં આપોઆપ ઊતરશે. આ લેખમાં હું આ પ્રશ્નને ઐતિહાસિક દૃષ્ટાંત, વૈજ્ઞાનિક પ્રમાણો અને ડોકટરોના અનુભવને આધારે સાબિત કરી આપવાનો પ્રયત્ન કરીશ.

**ઐતિહાસિક દૃષ્ટાંત**—અભિમન્યુ ગર્ભમાં હતો તે અરસામાંજ તેની માતાને અર્જુને ચક્રવ્યૂહમાં દાખલ થવાની યુક્તિ કહી સંભળાવી હતી. અતિતીવ્ર અને પ્રભાવશાળી અભિમન્યુ ઉપર આ વિવરણનો એટલો બધો પ્રભાવ પડયો હતો કે, તેને ચક્રવ્યૂહમાં દાખલ થવાની યુક્તિ જન્મ્યા પછી પણ યાદ રહી; અને જ્યારે મહાભારતનું ભીષણ યુદ્ધ થયું ત્યારે અભિમન્યુ ગર્ભાવસ્થામાં જાણેલી વિદ્યાનો ઉપયોગ કરીને એ વિકટ કોઠાયુદ્ધમાં દાખલ થયો, કે જેમાં દાખલ થવાનું જ્ઞાન અર્જુન સિવાય બીજા કોઇ પણ યોદ્ધાને ન હતું; આથી તેમનામાંથી કોઈ પણ કોઠાયુદ્ધમાં પ્રવેશ કરી શકતું નહિ. વિદુષી મદાલસાએ પણ પોતાના બાળકને હાલરડાંદ્વારા સંસ્કાર આપીને વીર અને બ્રહ્મજ્ઞાની બનાવ્યો હતો.

રાક્ષસોના રાજા હિરણ્યકશિપુનો પુત્ર પ્રહ્લાદ આટલો મહાન ઇશ્વરભક્ત એટલાજ કારણે નીવડ્યો હતો. તે તેની માતાના પેટમાં હતો,

તે વખતે નારદમુનિએ તેની માતાને જ્ઞાન–ભક્તિનો ઉપદેશ આપ્યો હતો. આ ભાવ તેના હૃદયમાં એટલો બધો વ્યાપી ગયો હતો કે ગર્ભાવસ્થામાંનો પ્રહ્લાદ પણ તે ભાવો સાથેજ જન્મ્યો. તેનો પિતા ઇશ્વરનો ભારે દ્રોહી હતો. તેને ઇશ્વરનું નામ સાંભળીને પણ તિરસ્કાર અને ક્રોધ ઊપજતો હતો. જ્યારે તેણે પ્રહ્લાદમાં ઇશ્વર–ભક્તિ પ્રત્યે પ્રેમ જોયો, ત્યારે તેને ફેરવવાના તેણે ખૂબ પ્રયત્નો કર્યા, પ્રહ્લાદને અનેક પ્રકારના ભય દેખાડ્યા અને શિક્ષાઓ કરી; પણ તેનામાં ગર્ભના સંસ્કાર એટલા દૃઢ થયેલા હતા કે ભયંકરમાં ભયંકર શિક્ષા પણ તેને ઇશ્વર–ભક્તિના માર્ગથી ચલિત કરી શકી નહિ.

નેપોલિયન ગર્ભમાં હતો ત્યારે તેની માતા કેટલાયે માસ સુધી પોતાના પતિ સાથે લડાયક સૈન્યમાં રહી હતી. તે કૂચ થતી વખતે ઘોડા ઉપર સવાર થઇને સેના સાથે જતી હતી અને પોતે યુદ્ધ સંબંધી વાતચીતમાં બહુજ રસ લેતી હતી. ગર્ભમાંના નેપોલિયન ઉપર આ વાતોનો બહુ પ્રભાવ પડયો. બાલ્યાવસ્થામાંજ તેનામાં વીરોચિત લક્ષણો દેખાતાં હતાં. તે યુદ્ધ અને વિજય વિષેજ વાતો કર્યા કરતો હતો. યુવાવસ્થા પ્રાપ્ત થતાં તેણે પોતાની વીરતા અને યુદ્ધકળાની નિપુણતાનાં એવા ચમકારા દર્શાવ્યા કે સમસ્ત યૂરોપ તેનાથી આશ્ચર્યચકિત થઇ ગયું.

સ્કોટલેંડના પ્રસિદ્ધ કવિ રોબર્ટ બર્ન્સ વિષે કહેવાય છે કે, તેની માતાને અનેક કાવ્યો યાદ હતાં અને તેનો તેને એટલો બધો શોખ હતો કે તે પોતાનું ઘરકામ કરતી કરતી પણ તેજ ગાયા કરતી હતી.

પ્રસિદ્ધ ચિત્રકાર ફ્લેક્સમેનની માતા ગર્ભાવસ્થામાં કલાકોના કલાકો સારાં સારાં ચિત્રો જોવામાં ગાળતી હતી, અને ચિત્રકળાના પારંગતોનાં સુંદરતમ ચિત્રોને પોતાના હૃદયમાં અંકિત કરવાનો પ્રયત્ન કરતી હતી. તેનું પરિણામ એ આવ્યું કે, તેનો બાળક એ કળામાં ઘણોજ હોશિયાર નીવડયો.

**વૈજ્ઞાનિક દૃષ્ટાંતો**–પ્રોફેસર એલમર ગેટ્સે યુનાઇટેડ સ્ટેટ્સની રાજધાની વોશિંગ્ટનની પોતાની વિજ્ઞાનશાળામાં કેટલાક ઘણા સરસ પ્રયોગો કર્યા. તેણે જુદે જુદે વખતે અનેક માણસોને પોતાનો શ્વાસ અરીસા ઉપર ફેંકવાનું કહ્યું. દરેક વખતે શ્વાસની હવામાં ભળેલા જે

પદાર્થો ઠંડા અરીસા ઉપર જામતા હતા, તેની પરીક્ષા કરતાં તેને જ્ઞાન થયું કે, આ પદાર્થ મનુષ્યની માનસિક પ્રવૃત્તિ અનુસાર બદલાતા રહે છે. ક્રોધ, ઇર્ષા, દુઃખ, શોક, પીડા ઇત્યાદિ અનેક માનસિક સ્થિતિઓ પોતપોતાનો પ્રભાવ શ્વાસ ઉપર પાડે છે અને એવી અનેક સ્થિતિઓમાં શ્વાસની પરીક્ષા કરીએ તો શ્વાસનાં મૂળ કારણોમાં ફેર જણાશે. આ રીતે પ્રોફેસર ગેટ્સે સાબિત કર્યું કે, શ્વાસની પરીક્ષાથી મનુષ્યની માનસિક સ્થિતિનું બરાબર જ્ઞાન થાય છે; જેમકે ટેલિફોનદ્વારા દૂરના માણસની વાતચીત બરાબર સંભળાય છે. શ્વાસ ઉપર આખા શરીરનો આધાર છે, શ્વાસના જેવુંજ આપણું આખું શરીર હશે. જ્યારે માતાના શ્વાસ ઉપર બાળકના શ્વાસનો આધાર છે, ત્યારે એ પણ યોગ્યજ છે કે, જેવી માતાની પ્રવૃત્તિ તેવીજ બાળકની. × × × ×

**ડૉક્ટરોનો અનુભવ**—મિસ્ટર સી. જે. બેયરે પોતાના “ માતૃ–ભાવના ” નામના મહત્ત્વપૂર્ણ પુસ્તકમાં લખ્યું છે કે, બહુ નાની ઉંમરની એક સ્ત્રી ગર્ભવતી થઇ ગઇ. આજુબાજુની છોકરીઓ તેને ચિડવવા તેના તરફ આંગળી ચીંધીને કહેતી કે, “ શું તારે માટે આ શરમની વાત નથી ? ” આ સાંભળીને તે બિચારી ઘરમાં જઇને ખૂબ રડ્યા કરતી હતી. તેનો બાળક છ વર્ષનો થયો ત્યારે મિસ્ટર બેયરે જોયું કે તે છોકરા તરફ કોઇ આંગળી કરે તો તે તરતજ રડવા લાગતો હતો.

બીજી એક સ્ત્રીને વિષે મિસ્ટર બેયર કહે છે કે, તે ગર્ભવતી હતી તેવામાં તેના માસિક પગારમાં કંઇક ઘટાડો થવાથી તેનામાં એ ટેવ પડી ગઈ કે તે પોતાના પતિ અને અન્ય નિકટના સંબંધીઓને ત્યાંથી કંઇ ને કંઇ ચીજ ચોરી લાવતી હતી. તેના બાળકમાં પણ એજ આદત હતી. તે બીજાઓની ચીજો નહોતો ચોરતો, પણ નજીકનાં સગાંઓની ઘણી ચીજો ઉઠાવી જતો હતો. તેણે પોતાની માતાની સોનાની સાંકળી, બહેનની ઘડિયાળ અને પિતાની વીંટી ચોરી હતી !

સંસારના ઇતિહાસમાં ગ્યુટો નામે એક ભયંકર ખૂની થઇ ગયો છે. તેણે ૧૮૮૧ માં પ્રેસિડન્ટ ગાર્ફિલ્ડને મારી નાખ્યો હતો. તેની માતા કહે છે કે, તેને બહુ જલદી જલદી બાળક થતાં હતાં અને ગરીબાઇને લીધે તેને ગર્ભાવસ્થામાં પણ વધારે મહેનતમજૂરી કરવી

પડતી હતી, તેથી તેને ઘણુંજ દુઃખ થતું હતું અને તે ગર્ભવતી થતા પહેલાં બહુ રડતી હતી, તેથી જ્યારે ગ્યુટોનો ગર્ભ રહ્યો હતો ત્યારે તેણે ગર્ભપાત કરાવવાનો વિચાર કર્યો. ઘણે ભાગે તે ગર્ભપાતની યુક્તિઓ અને પરિણામો વિચારતી. ત્યાર પછી તેણે અનેક દવાઓ ખાધી; છતાં પણ ઇશ્વરેચ્છાએ ગર્ભપાત થયો નહિ. ગ્યુટોના જન્મ પહેલાં તેના માથામાં સણકા અને ચક્કર આવતા હતા. એ બધાનું પરિણામ એ આવ્યું કે, તેના છોકરાની પણ મોટા થતાં એજ સ્થિતિ થઇ.

ડૉક્ટર સ્ટૉલને એક માતાએ કહ્યું કે ગર્ભવતી અવસ્થામાં તેને પોતાના સંબંધીઓથી અલગ રહેવું પડયું અને તેથી તે એકલી એકલી પુસ્તકો વાંચીને પોતાનો વખત ગાળતી હતી. તેની છોકરીમાં પણ એજ વૃત્તિ દેખાઇ. તે છોકરી રમકડાંને બદલે પુસ્તકો પસંદ કરતી હતી અને કલાકોના કલાકો સુધી પુસ્તક હાથમાં રાખીને રાજી રાજી થતી હતી.

એક બાળક એવું જન્મ્યું કે તેના એક હાથનો કોણીથી પંજા સુધીનો ભાગ જાણે કોઇ ડૉક્ટરે કાપી નાખ્યો ન હોય ! તેની માતાને અનેક પ્રશ્નો પૂછતાં જણાયું કે, ગર્ભાવસ્થા વખતે ઘણે ભાગે તેનો દિયર ઘરમાં રહેતો હતો અને તેનો હાથ આ પ્રમાણે કાપેલો હતો.

મિસ્ટર એયરનો એ પણ અભિપ્રાય છે કે, ગર્ભાવસ્થા વખતે માતા પોતાનાં બાળક વીર, બુદ્ધિમાન, ઉત્સાહી અને ગુણવાન થાય એવું વિચાર્યા કરે તો તે ભાવનાનું પરિણામ બાળક ઉપર જરૂર થવાનું. તેઓ એમ પણ કહે છે કે, જો માતાને અંધારામાં ડર લાગતો હોય– અને તે વિચાર્યા કરે કે તેનું બાળક નિડર થાય, તો બાળક જરૂર માતા કરતાં ઓછું ડરપોક થશે. આનો સારાંશ એ છે કે, માતાઓ જો આ બાબત ઉપર ધ્યાન આપે કે પોતાના અવગુણો બાળકમાં ન ઊતરે, તો તેનો પ્રભાવ બાળક ઉપર પડશેજ પડશે.

ડૉક્ટરોનો એ પણ અનુભવ છે કે, ગર્ભાવસ્થામાં જો માતાને કોઇ ખાસ ચીજની ઇચ્છા થાય અને તે પૂર્ણ ન થાય તો બાળકમાં તેની ઇચ્છા ઘણીજ પ્રબળ થાય છે. વૈદકીય ગ્રંથોમાં ઘણી એવી બાબતો પણ મળી આવે છે કે, જન્મ્યા પછી બાળક ઘણી વાર સુધી રડયા કરતું હતું, પણ જ્યારે તેને તેની માતાએ ગર્ભાવસ્થામાં ઇચ્છેલી ચીજ જરા પણ આપવામાં આવી, ત્યારે તે તરતજ ચૂપ થઇ ગયું.

ગર્ભાવસ્થામાં એક સ્ત્રીને માંસની ખુશબો આવી અને તેને તે ખાવાની તરતજ ઇચ્છા થઈ; પણ તેના ધર્મ પ્રમાણે માંસ ખાવું એ યોગ્ય ન હતું, તેથી તેણે માંસ ખાધું નહિ. જ્યારે બાળક જન્મ્યું, ત્યારે તે બિલકુલ ધાવતું નહિ. દાઇએ થાકીને કહ્યું કે, "આ બાળકને કોઈ પણ ચીજની ઇચ્છા છે." માએ જરા મૂંઝાઇને કહ્યું કે, "કશાની પણ ઇચ્છા હશે તો તે માંસની હશે." આ સાંભળીને તેના પિતાએ થોડું માંસ બાળકને ચૂસવા આપ્યું. તે ચૂસીને બાળક શાંત થયો અને દૂધ પીવા લાગ્યો. મોટો થતાં તેનાથી માંસ ખાધા સિવાય નજ રહેવાયું; જો કે તેના ધર્મમાં તેની મના કરેલી હતી અને ઘરમાં કદી પણ કોઇએ તે ખાધું ન હતું.

બીજા એક કુટુંબની વાત છે. તે કુટુંબમાં કોઇએ દારૂનું નામ પણ કદી લીધું ન હતું; પણ ગર્ભવતી માતાને એકાએક દારૂ પીવાની ઇચ્છા થઇ. પિતાએ વિચાર્યું કે, દવા તરીકે એકાદ વાર દારૂ આપવામાં કાંઈ હરકત નથી. બસ, એક વારજ પીવાથી તેની દારૂની તૃષ્ણા છિપાઇ ગઈ અને બાળક સારી રીતે જન્મ્યું.

કેટલાંય બાળકોની રીતભાત, તંદુરસ્તી અને ગુણ-અવગુણનું નિરીક્ષણ કરીને એ વિષયના જાણકારો એ નિર્ણય ઉપર આવ્યા છે કે, ગર્ભાવસ્થામાં માતાની જેવી સ્થિતિ હોય છે, તેવાજ સંસ્કાર બાળકમાં ઊતરે છે. જો તે સમયમાં રૂપિયાની છૂટ રહેતી હોય છે તો બાળક ઉદાર અથવા તો બહુ ખર્ચાળ થાય છે. જો પૈસાની તાણ રહી હોય તો બાળક કરકસરિયો અથવા તો કંજૂસ થાય છે. એજ રીતે માતાપિતાના અન્ય ગુણ-અવગુણનું પ્રતિબિંબ એક કેમેરાની પેઠે બાળકમાં ઊતરી આવે છે. ઘણેભાગે મોટા બાળક કરતાં નાનાં છોકરાં વધારે બુદ્ધિમાન અને બળવાન હોય છે; કેમકે ઉંમરલાયક થવાથી માતાપિતા પણ પહેલાં કરતાં વધારે સમજણવાળાં અને શક્તિવાળાં થાય છે. મોટા બાળક વખતે લગ્નને થોડો સમય થયો હોવાથી માતા પોતાના પતિની ખૂબ સંભાળ રાખતી હોય છે, તેથી મોટા બાળકમાં પતિના ગુણ વિશેષ પ્રમાણમાં હોય છે.

ગર્ભાવસ્થાનો પ્રભાવ એવી સૂક્ષ્મ અને અદ્દભુત રીતે બાળક

ઉપર પડે છે કે પછી ઘણાયે પૈસા ખર્ચવાથી પણ તે ગુણ–અવગુણોની અસરોને ફેરવી શકાતી નથી, અગર જો તેમાં ફેરફાર કરી શકાય તેમ હોય તો તે માતા પોતાના વિચારો સુધારે અને સારી બાબતોનું મનન કરે, તોજ થઇ શકે તેમ છે. આવા સહેજ પરિશ્રમથી માતાઓ પોતાના પ્રિય પુત્ર, કુટુંબ, જાતિ અને દેશને ઉન્નતિને માર્ગે લઇ જઈ શકે તેમ છે. આથી જે માતાઓ પોતાના બાળકના થોડા સરખા સુખને ખાતર અથવા તેને સહેજ પણ તકલીફ ન પડે તે ખાતર જીવનપર્યંત મહાનમાં મહાન ત્યાગ કરવાને સદા તૈયાર રહે છે અને પોતાના બાળકના થોડા આનંદને ખાતર પોતાનું ખાવુંપીવું, સુખદુઃખ બધુંયે ભૂલી જાય છે; તેઓ શું એટલું નહિ કરી શકે કે, માત્ર નવ માસ સુધી પોતાના આચાર–વિચાર શુદ્ધ અને ઉચ્ચ પ્રકારના રાખવાની કાળજી રાખે ?

ડૉક્ટર ડીયો લેવિસે 'ચેસ્ટિટી' નામના પુસ્તકમાં લખ્યું છે કે, જો માતાપિતા ઇચ્છતાં હોય કે, તેમનું ભાવિ બાળક કોઇ ખાસ વેપાર, ધંધો, કારીગરી વગેરેમાં વિશેષ જ્ઞાન મેળવે, તો તેમણે ગર્ભાવસ્થામાંજ એવી ભાવનાઓ સેવવી જોઇએ કે, બાળક માતાના પેટમાં હોય ત્યારેજ તેના મગજમાં એ જાતના સંસ્કાર પડે. એ બાબતોના વિશેષ જ્ઞાનના અંકુરો માતાના પેટમાંજ જામે કે જેથી બાળક મોટું થતાં તે તાજાં અને સારી જાતનાં ફળફૂલ આપનારા વૃક્ષ જેવું થાય.

માતાપિતાઓએ એ ખસૂસ જાણવું જોઇએ કે, બાળક મોટું થયેથી તેને સુધારવું, તે કરતાં તેને જન્મતા પહેલાંજ સન્માર્ગે વાળી દેવું, એ અનેકગણું લાભદાયક છે. જે દાનવીર માતપિતાઓ મહામહેનતે મેળવેલું ધન બાળકોના શિક્ષણમાં ખર્ચે છે, તેઓ ધન્યવાદને પાત્ર છે; પણ તેમના કરતાં તો જેઓ પોતાનાં તન–મન બાળકના પાલનપોષણમાં સારી પેઠે ખર્ચે છે, તેઓ વિશેષ ધન્યવાદને પાત્ર છે; અને એ કરતાં પણ સર્વોત્કૃષ્ટ કાર્ય તો તેઓજ કરે છે કે જેઓ કોડી પણ ખર્ચ્યા વિના ગર્ભાવસ્થાના નવ માસમાં એવી ભાવનાઓનાં બીજ વાવે છે, કે જે મોટું થતાં બાળકને નિઃસંશય ઉચ્ચ માર્ગે લઈ જાય છે.

("માધુરી" માંના શ્રીમતી માયાદેવીજીના લેખનો અનુવાદ)

# अनुक्रमणिका

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૨૦ | વ્યકુળ | વ્યાકુળ |
| ૧૯ | ૨૭ | ગદ્‌ગદ્‌ | ગદ્‌ગદ |
| ૩૫ | ૨૪ | **वह्रुधा** | **बहुधा** |
| ૫૩ | ૧૮ | અંતઃકરણનાં | અંતઃકરણમાં |
| ૬૫ | ૧૯ | વિપદ્‌માં | વિપદમાં |
| ૮૦ | ૯ | અંતર્યામિ | અંતર્યામી |
| ૮૭ | ૧૧ | નિવાસ્થાન | નિવાસસ્થાન |
| ૧૦૪ | ૯ | એકાઅક | એકાએક |
| ૧૧૫ | ૮ | જગદીશશ્વર | જગદીશ્વર |
| ૧૨૨ | ૨૫ | ઇશ્વરના | ઇશ્વરનો |
| ૧૨૩ | ૧૪ | વીરપુ ષોની | વીરપુરુષોની |
| ૧૪૬ | ૫ | આજ્ઞાકિત | આજ્ઞાંકિત |
| ૧૭૦ | ૧૫ | મને રંજન | મનોરંજન |
| ૧૮૯ | ૧૨ | ધા ણ | ધારણ |
| ૧૯૨ | ૮ | બહું | બહુ |
| ૧૯૪ | ૩ | પત્નિ | પત્ની |
| ૨૧૩ | ૩ | બોલાવાને | બોલવાને |
| ૨૬૭ | ૨૫ | અધમોદ્ધારક | અધમોદ્ધારક |
| ૨૬૮ | ૧૯ | ઉદ્ધાર | ઉદ્ધાર |
| ૩૧૨ | ૨૨ | નયનો– | નયનોએ |
| ૩૬૫ | ૭ | સંકીતન | સંકીર્તન |
| ૩૯૧ | ૬ | આશ્ચર્યચક્તિ | આશ્ચર્યચકિત |
| ૪૧૪ | ૧૧ | 'પ' ણ | પણ |



# श्रीभक्तचरित्र
## અથવા ભક્તિરસામૃત

## भाग १ लो

## १–गणपति भट्ट

ઉત્તરખંડમાં ‘કર્ણાટ’ દેશના કાણિયારી ગામમાં એક સર્વ-ગુણસંપન્ન, વેદવિદ્યાવિશારદ, નિષ્ઠાવાન બ્રાહ્મણ નિવાસ કરતા હતા; તેમનું નામ ગણપતિ ભટ્ટ હતું. ભટ્ટની ભગવાનમાં અટલ ભક્તિ–પ્રીતિ હતી. તેઓ હમેશાં એમજ ધારતા કે, આ સંસાર-માં સકળ પ્રાણીઓ જન્મમરણની બેડીમાં ફસાયલા છે, કેવળ એકમાત્ર પરબ્રહ્મ જગન્નાથજ નિત્ય–સત્ય છે, તેમને જન્મ નથી, મરણ નથી, આશા નથી, તૃષ્ણા નથી. તે સકળથી અતીત છે; માટે જે કોઇ તેમને શરણે જઇને તેમના પાદપદ્મમાં પોતાનું મસ્તક અર્પણ કરે છે તેને આ સંસારના સકળ રોગ–ભય, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે સ્પર્શ કરી શકતા નથી; તેનેજ મુક્તિ મળે

છે અને આખરે તે પરબ્રહ્મમાં વિલીન થઇને જન્મ–મૃત્યુરૂપી ઘટમાળમાંથી બચી જાય છે.તેમની કૃપા વિના કોઈપણ જીવનો ઉદ્ધાર થતો નથી; પરંતુ તેમને મેળવવા કેવી રીતે ? સકળ શાસ્ત્ર જોતાં માલૂમ પડે છે કે, તે પરબ્રહ્મ આપણાં ઇંદ્રિય અને મનથી અગોચર છે તો એ અગોચરને જ્યાંસુધી ન મળાય, જ્યાંસુધી તેમની કૃપાપ્રસાદી ન મળે, ત્યાંસુધી મુકિત મળેજ નહિ. મુક્તિ મળવાનો બીજો ઉપાયજ નથી. ત્યારે હવે શું કરવું ? વારૂ ! તે ભગવાન સર્વવ્યાપક છે, એટલે તે અહીં છે અને બીજે નથી, એમ તો કહી શકાયજ નહિ. અણુ પણ તે, બૃહત્ પણ તે, સગુણ પણ તે અને નિર્ગુણ પણ તે, સૂક્ષ્મ પણ તે અને સ્થૂળ પણ તેજ છે. તે નથી, એવું કોઇ પણ સ્થાન, પ્રાણી કે પદાર્થ આ સકળ બ્રહ્માંડમાં છેજ નહિ અને હોઇ શકે પણ નહિ; માટે તેમના સૂક્ષ્માતિસૂક્ષ્મ ઇંદ્રિય અને મનથી અગોચર રૂપની પેઠે તેમનું મન અને ઇંદ્રિયથી ગોચર (જોઇ શકાય તેવું) સ્થૂળ રૂપ પણ હોવુંજ જોઇએ. અહા ! તે મહાન પ્રભુનું એવું અદ્ભુત સ્થૂલ રૂપ કયાં હશે ? કયા પુણ્યક્ષેત્રમાં વિરાજતું હશે ? તે મહાન પ્રભુનું રૂપ મળી આવે તો તે ગમે ત્યાં અને ગમે તેટલે દૂર હોય તથાપિ સકળ કષ્ટ સહન કરીને તે પરમ પવિત્ર મોક્ષદાયક પ્રભુના સ્થૂલ રૂપનાં દર્શન કરીને મોક્ષનો અધિકારી થઇશ. અહા ! એ શુભ દિવસ કયારે આવશે ?

ગણપતિ ભટ્ટ હંમેશાં આવાજ વિચારોમાં નિમગ્ન રહેતા અને પ્રભુના સ્થૂળ રૂપને શોધી કાઢવાને તેઓ અનેકાનેક શાસ્ત્રોપુરાણો વાંચવા લાગ્યા. આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા. જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ તેઓ વધારે આતુર થવા લાગ્યા. તેમની ઉત્કંઠાની સીમા રહી નહિ, તેમનું અંતઃકરણ ભગવત્પ્રેમના આવેશમાં તરબોળ થઇ ગયું અને તેઓ વિરહની

અંતિમ અવસ્થા અનુભવવા લાગ્યા. એક વખત તેઓ બ્રહ્મપુરાણ વાંચતા હતા; વાચતાં વાંચતાં તેમને માલૂમ પડયું કે, "પરબ્રહ્મ સ્થૂળ રૂપ ધારણ કરીને શ્રી નીલાચળમાં વિરાજે છે. જે પુરુષ તેમનાં દર્શન કરે છે તે નિશ્ચય મોક્ષનો અધિકારી થાય છે અને ત્યાર પછી તેને યમદ્વારમાં જવું પડતું નથી અર્થાત્ તે જન્મમરણમાંથી મુક્ત થાય છે."

બ્રહ્મપુરાણનો આ લેખ વાંચી ગણપતિ ભટ્ટ ગાંડાઘેલા થઇ ગયા. તેમના આનંદનો પાર રહ્યો નહિ. પોતાના ઇષ્ટદેવતાની પેઠે તે વચનને–લખાણને છાતી સાથે ચાંપવા લાગ્યા. ઘડીકમાં મસ્તકે તો ઘડીકમાં આંખ પાસે લઇ જઇને તેના પ્રતિ પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરવા લાગ્યા. થોડી વાર પછી તેઓ એકાએક આવેશમાં આવી જઇને બોલવા લાગ્યા:–

"આ સંસારને ધિક્ છે, મારી માયાજાળને પણ ધિક્કાર છે. સ્ત્રી, પુત્ર અને ધનને પણ ધિક્કાર છે તથા મારા જીવને પણ ધિક્ છે. પરબ્રહ્મ પરમાત્મા આ મર્ત્યલોકમાંજ દેહ ધારણ કરીને નીલાચળમાં નિવાસ કરે છે, તે ન જાણતાં અત્યારસુધી નકામા ભટકયા કર્યું. અહા! બ્રહ્મનાં દર્શનથી જીવ અનાયાસેજ નિસ્તાર લાભ કરે અને સત્યાસત્યનું ભાન થઇ એ પરબ્રહ્મમાંજ દેહ વિલીન થઇ જાય! હાય! હું અતિશય મૂઢ છું અને તેથીજ તેમને મૂકી અત્યાર સુધી આ અસાર સંસારમાં બંધાઇ રહ્યો છું; પરંતુ હવે આ સંસારમાં શું છે? સ્ત્રી, પુત્ર, ધન એમાંથી કોઇ પણ મારી સાથે આવનાર નથી. જ્યાંસુધી આ દેહમાં બળ છે, જ્યાંસુધી દ્રવ્યોપાર્જન કરવાની અને તેમની વેઠ કરવાની શક્તિ છે, ત્યાંસુધીજ એ સઘળાંનો સંબંધ છે. પ્રાણ જતાંજ સ્ત્રી અને પુત્ર મારા મૃતદેહનો 'વિષ'ની પેઠે ત્યાગ કરશે. જ્યારે એ લોકોજ મારાં નહિ થાય–અને નથીજ–તો અન્યનું તો પૂછવુંજ શું?"

ગણુપતિ ભટ્ટે આ પ્રમાણે વિચાર કરીને નિશ્ચય કર્યો કે, "હું વિના વિલંબે નીલાચળમાં જઇને એ પરબ્રહ્મ પરમાત્માનાં દર્શન કરી અનાયાસે મુકિતપદ પ્રાપ્ત કરીશ." હવે તેમણે વધારે સમય ગુમાવ્યો નહિ. સંસારની માયામમતા અને દેહની આશા-તૃષ્ણાનું વિસર્જન કરીને તે એકદમ ઘરની બહાર નીકળ્યા અને શ્રીપરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન કરતા કરતા ચાલવા લાગ્યા.

દિવસ પર દિવસ, માસ ઉપર માસ વીતી ગયા. ગણુપતિ ભટ્ટે ધૈર્યથી ચાલવાજ માંડયું. તેઓ માર્ગમાં પડતાં અનેક સંકટો-થી પણ હિંમત હાર્યા નહિ. જે વખતે જે કાંઇ મળતું તે ખાઇ લેતા. કદી ભિક્ષા ન મળે તો કેવળ કંદ, મૂળ અથવા ફળ ખાઇને-જ સંતોષ માનતા. કાંઇ ન મળે તો ઉપવાસ પણ કરી લેતા અને એક પરબ્રહ્મનું ચિંતન કરતા કરતા રસ્તો કાપતા હતા. પીવાના જળનો પણ તેમને વિચાર નથી. નદી હોય કે કૂવો હોય, વાવ હોય કે તળાવ હોય, જ્યાંથી જેવું જળ મળે તેવું પી લેતા અને આગળ ચાલતા થતા. એક પરબ્રહ્મનું ચિંતન અને તેમનાં દર્શન-ના વિચારો સિવાય એમના મનમાં બીજી વાત નથી. બ્રહ્મના વિચાર સિવાય બીજો વિચાર પણ નથીને ભય પણ નથી. ભય શાનો હોય? જેને બ્રહ્મની લહે લાગી હોય તેને શાનો ભય હોય?

આ પ્રમાણે કેટલાક દિવસ અનેક દેશ, પહાડ, પર્વત અને નદી નાળાં ઓળંગીને તેઓ 'આઠારનાલા' પાસે આવી પહોંચ્યા. 'આઠારનાલા' નીલાચળની છેક નજદીકમાંજ આવેલું છે અને એ સ્થાનનું એવું માહાત્મ્ય કહેવાય છે કે, ત્યાં પ્રવેશ કરતાંજ જીવને યમનો ભય રહેતો નથી. ગણુપતિ ભટ્ટ પણ આ અતિ પવિત્ર સ્થાનનું દર્શન કરીને પોતાને કૃતાર્થ થયેલા માનવા લાગ્યા. તેમના હૃદયમાં એક પછી એક એમ અનેક આનંદના તરંગો આવવા લાગ્યા અને તેઓ ત્યાં આગળ સ્નાન કરી પવિત્ર થઈ,

પદ્માસને બેસી પરમાત્માનું ચિંતન કરવા લાગ્યા.

ગણપતિ ભટ્ટ આ પ્રમાણે ભજનમાં બેઠા છે અને ભગવદ્ધ્યાનનો આનંદ અનુભવે છે; તે વખતે લોકોનાં ટોળેટોળાં ત્યાં આગળથી જતાં હતાં. તે સઘળાના હાથમાં શ્રીજગન્નાથજીનો મહાપ્રસાદ હતો. સઘળાં આનંદમાં કલ્લોલ કરતાં કરતાં પોતાને ઘેર જાય છે. કોઈ ઉચ્ચ સ્વરે ગાય છે, તો કોઇ અન્ય પ્રકારે આનંદ મેળવે છે; કોઇ હસતાં હસતાં એકબીજાનો હાથ ઝાલીને ચાલે છે, તો કોઈ એકલો શ્રીજગન્નાથજીના દર્શનથી થયેલા આનંદનું સ્મરણ કરતો અને પ્રભુનું ભજન કરતો જાય છે. આ વખતે જાણે તેમને કાંઇ પણ દુઃખજ ન હોય, સઘળાં સંસારના શોક અને તાપથી મુક્ત થયાં હોય, તેમ દેખાય છે.

આ પ્રમાણે સઘળાં વટેમાર્ગુઓને આનંદકલ્લોલમાં આનંદિત થતાં જોઈને ગણપતિ ભટ્ટ તેમને પૂછવા લાગ્યા કે, " ભાઇઓ! આજે તમે આટલા બધા હર્ષઘેલા કેમ દેખાઓ છો? તમે કયાંથી આવો છો? અને ત્યાં એવું શું જોયું છે કે સઘળા આમ હર્ષઘેલા થઇ ગયા છો?" ગણપતિ ભટ્ટનો પ્રશ્ન સાંભળીને વટેમાર્ગુઓએ જવાબ આપ્યો કે, " હે ભાઇ! અમે નીલાચળ ગયા હતા અને ત્યાં પાંચ દિવસ સુધી શ્રીપરબ્રહ્મનાં પેટ ભરી દર્શન કરીને આનંદ કરતા કરતા પાછા ઘેર જઇએ છીએ. આ સંસારમાં આથી બીજો કયો આનંદનો પ્રસંગ હોય વારૂ?"

ગણપતિ ભટ્ટ આ વાત સાંભળીને થોડી વાર તો સ્તબ્ધ થઈ ગયા. ત્યાર પછી તેઓ ફરીથી તે વટેમાર્ગુઓને પૂછવા લાગ્યા કે, " હે ભાઇઓ! બોલો, બોલો, શું તમે શ્રીપરબ્રહ્મનાં યથાર્થ દર્શન કર્યાં છે? જે હોય તે સાચેસાચુંજ કહી દેજો!" સઘળા વટેમાર્ગુઓ " હા, હા, બરાબર પેટ ભરીને શ્રીપરબ્રહ્મનાં દર્શન

કર્યાં છે; ત્યાં જઇને તે વળી કોણ દર્શન કર્યા સિવાય પાછું આવે?" એમ કહેવા લાગ્યા. વટેમાર્ગુઓને આવો સરલ જવાબ દેતા સાંભળીને ભટ્ટજી વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યા. તેમના મનમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા. તેઓ મનમાં ને મનમાંજ કહેવા લાગ્યા કે, આ સઘળા વટેમાર્ગુઓ કહે છે તે શું સત્ય હશે? કારણકે બ્રહ્મનાં દર્શનથી તો મુક્તિ મળે છે અને મુક્તિ એજ બ્રહ્મદર્શનનું ફળ છે; તો પછી બ્રહ્મનાં દર્શન કરીને આ બધા પાછા કેવી રીતે આવી શકે? માટે કાં તો આ લોકોને બ્રહ્મનાં દર્શન થયાં નથી અથવા તો નીલાચળમાં પરબ્રહ્મ વિરાજતા નથી; એ બેમાંથી એક હોવું જોઇએ.

આ પ્રમાણે વિચાર કરતા ગણપતિ ભટ્ટ બેઠા છે. બીજાં પણ અનેક યાત્રાળુઓનાં ટોળેટોળાં આનંદ–ઉલ્લાસ કરતાં કરતાં ત્યાં-થી ચાલ્યાં જાય છે. ગણપતિ ભટ્ટે તે સર્વને પૂછી જોયું પરંતુ, સઘળાંને મોઢેથી એકજ જવાબ મળ્યો. આટલા બધા યાત્રાળુઓ-ને મોઢેથી સાંભળવા છતાં પણ ગણપતિ ભટ્ટનો સંશય દૂર થયો નહિ. તેથી તેઓ પોતાને મુકામે આવ્યા અને બ્રહ્મપુરાણ ઉપાડી-ને વાંચવા લાગ્યા. તેમને શંકા થઈ કે કદાચ વાંચવામાં ભૂલ થઈ ગઈ હશે, તેથી પોતે ખાતરી કરવા લાગ્યા. બ્રહ્મપુરાણ ઉઘાડયું. એક વાર, બે વાર, ત્રણ વાર, એમ અનેક વાર વાંચી જોયું તો એમજ માલૂમ પડયું કે, "પરબ્રહ્મ પોતાના સ્થૂળરૂપે નીલા-ચળમાં વિરાજે છે!" આ પ્રમાણે બરાબર ધ્યાનપૂર્વક વાંચી-ને ખાતરી કરી.

ઉપર્યુક્ત વચન વારંવાર વાંચ્યા છતાં પણ ગણપતિ ભટ્ટનો સંશય દૂર થયો નહિ. તેઓ વિચાર કરવા લાગ્યા કે, હવે શું કરવું? જો લોકોના કહેવા ઉપર વિશ્વાસ રાખીએ તો તો એમજ સિદ્ધ થાય છે કે, પરબ્રહ્મ પરમાત્મા નીલાચળમાં નિવાસ કરતા

નથી; કારણકે બ્રહ્મનાં દર્શન કર્યા પછી આમ પાછા જવાનું બની શકેજ નહિ. એમનાં દર્શનથી તો બ્રહ્મમય બની જવાય છે—બ્રહ્મમાં વિલીન થઇ જવાય છે. વળી આ પુરાણમાં જોઉં છું તો 'બ્રહ્મ નીલાચળમાં નિવાસ કરે છે' એવું સ્પષ્ટ વચન છે, તો હવે કઈ વાત પર વિશ્વાસ રાખવો? એક તરફ આ સકળ લોકની આંખે દીઠેલી વાત અને બીજી તરફ આ પોથીમાંનું વચન, એ બેમાંથી કોને ખરૂં માનવું? આ પ્રમાણે ઘણી વાર વિચાર કરવાથી ગણપતિ ભટ્ટનું મન ભમી ગયું. તેઓ કાંઇ પણ નિશ્ચય કરી શકયા નહિ. અને 'ન ઈધરકે ન ઉધરકે' એવો ઘાટ બન્યો. તેઓ મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યા કે, "ઘરનો ત્યાગ કરીને બહાર નીકળ્યા છીએ એટલે ફરીથી ત્યાં તો જવુંજ નથી; અને જયારે નીલાચળમાં બ્રહ્મ નથી તો ત્યાં પણ જવું નથી. બેમાંથી એક પણ ઠેકાણે સાચી શાન્તિ મળનાર નથી અને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર આ જીવનમાં થવાનો નથી; તો હવે એ જીવનને ટકાવી રાખવાથી પણ શું ફાયદો? બેમાંથી એક પણ ઠેકાણે જવું નથી. બસ, હવે તો વિષ લઇને અહીંયાંજ જીવન વિસર્જન કરવું; પણ વળી વિચાર આવ્યો કે શું આત્મહત્યા કરવી? અરે! એ તો મહાપાપનું કામ છે, ત્યારે હવે શું કરવું?"

ગણપતિ ભટ્ટ આ પ્રમાણે વિચારવમળમાં ગોથાં ખાય છે; ભાવગ્રાહી ભગવાનથી તે અજાણ્યું નથી. તે તો સર્વજ્ઞ છે. ગણપતિ ભટ્ટના વિચારો તેમણે કયારનાએ જાણી લીધા છે. એની વિનતિ કયારનીએ સ્વીકારી લીધી છે. પ્રભુ ભક્તના મનની વાત કેમ ન જાણે? એ દયાળુ સર્વશક્તિમાન પરબ્રહ્મ એમના વિચારમાંજ તલ્લીન અને ગાંડા થઈ ગયેલા ગણપતિ ભટ્ટના વિશુદ્ધ અંતઃકરણની વિનતિ—મનોભાવ કેમ ન જાણે? ભગવાન અંતર્યામી કહેવાય છે. દરેક પ્રાણીના અંતરમાં તેઓ સંપૂર્ણરૂપે વિરાજી

રહ્યા છે અને તેમાં વળી ભકતના મનમાં—અંતઃકરણમાં તો એમનો ચિરનિવાસ છે. ગણપતિ ભટ્ટ તેમના નિષ્કપટ ભકત છે, તો તેમના હૃદયની વાત તેમનાથી અજાણી કેમ રહે?

ભકતાધીન ભગવાન હવે વિલંબ કરી શકયા નહિ. તેઓ તેજ સમયે એક વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઇને ગણપતિ ભટ્ટ પાસે આવી પહોંચ્યા. અખિલ બ્રહ્માંડના નાથ હસતા હસતા ગણપતિ ભટ્ટને પૂછવા લાગ્યા: "હે વિપ્ર! તમે કયાંથી આવો છો? અને આ નિર્જન સ્થાનમાં સૂંઢમૂંઢ જેવા કેમ બેસી રહ્યા છો? તમારે કયાં જવું છે? આમ દુઃખી કેમ જણાઓ છો? જે કાંઇ હોય તે હૃદય ખોલીને મને કહો."

આ અપૂર્વ તેજસ્વી બ્રાહ્મણમૂર્તિ જોઇને તથા તેમનાં અમૃતસમ મધુર વાકયો શ્રવણ કરીને ગણપતિ ભટ્ટનું અશાંત હૃદય જરા શાંત પડયું. તેમણે તે વૃદ્ધ બ્રાહ્મણને નમસ્કાર કરીને વિનયપૂર્વક કહ્યું: "મહાશય! પરબ્રહ્મ પરમાત્મા સ્થૂળરૂપ ધારણ કરીને નીલાચળમાં નિવાસ કરે છે અને તેમનાં દર્શનથી જીવનાં સમસ્ત દુઃખો દૂર થઇ જાય છે, એમ બ્રહ્મપુરાણમાં વાંચીને હું તે પરબ્રહ્મનાં દર્શન કરવાને નીલાચળ તરફ જતો હતો; પણ અહીં આવ્યા પછી મને માલૂમ પડયું કે બ્રહ્મ નીલાચળમાં નથી, તેથી દુઃખી મને અહીંયાં બેસી રહ્યો છું."

વિપ્રરૂપી ભગવાને ભટ્ટને ફરીથી પૂછયું: "હે વિપ્ર! બ્રહ્મ નીલાચળમાં નથી, એ તમે કેવી રીતે જાણ્યું?" ભટ્ટે કહ્યું: "હે વિપ્રચૂડામણિ! બ્રહ્મનાં દર્શન થતાંજ બ્રહ્મમાં લીન થઇ જવાય છે અને અહીં તો હું બ્રહ્મદર્શન કરીને લોકોને પાછા ફરતા પ્રત્યક્ષ જોઉં છું, તો કેમ કહી શકાય કે બ્રહ્મ નીલાચળમાં છે?"

ભટ્ટની વાત સાંભળીને ભગવાન મૃદુ મંદ હાસ્ય કરીને કહેવા

લાગ્યા: “હે વિપ્ર ! કલ્પવૃક્ષની પાસે જે માણુસને જેવી ઇચ્છા થાય છે તેવું મળી આવે છે. પરમાત્મા શ્રીહરિ પણુ વાંચ્છા–કલ્પ-તરુ છે. તેઓ સકળ જનના મનોરથ પૂરા પાડે છે. તેની પાસે જવાથી જેને જે ઇચ્છા હોય તેને તે મળે છે. આ સઘળા લોકો શ્રીહરિનાં દર્શન કરી ફરીથી ઘેર જવાની ઇચ્છા કરે છે, તેથી પ્રભુ તેમને તેમ કરતાં અટકાવતા નથી અને તેમને પાછા ઘેર જવા દે છે. જેને દર્શન કરીને પાછા ઘેર જવું હોય તેને અટકાવી રાખે તો ભગવાનને વાંચ્છાનિધિ–સર્વના મનોરથ પૂર્ણ કરનાર–કોણ કહે ? જો કોઇ તેમની પાસે જઇને દૃઢ ચિત્તે મુક્તિ મેળવવાનીજ ઇચ્છા કરે, તો પ્રભુ તેમને મુક્તિ આપે અને તેને પાછો ઘેર કાઢે નહિ. હવે તું વિલંબ કરીશ નહિ. મનના સંશય દૂર કરીને નીલગિરિમાં જા અને પરબ્રહ્મનાં દર્શન કરીને કૃતાર્થ થા.”

એ પ્રમાણે કહીને વિપ્રરૂપી ભગવાન અંતર્ધાન થઇ ગયા અને ગણુપતિ ભટ્ટે પણ તેમના આદેશ પ્રમાણે નીલાચળ તરફ ચાલવા માંડયું. મનના આવેગથી તેઓ થોડા સમયમાંજ સિંહદ્વારમાં પતિતપાવન પરબ્રહ્મ દેવની સન્મુખ આવી પહોંચ્યા.

દૈવયોગે તે દિવસે સ્નાનયાત્રા હતી, તેથી દેવાધિદેવ શ્રી-જગન્નાથજી મંદિરમાં બહાર સ્નાનમંડપમાં પધાર્યા હતા. તેમ-ની ચારે તરફ સેવકો અશેષતીર્થનું જળ ગ્રહણુ કરીને જય જય ધ્વનિ કરતા હતા. શ્રીજગન્નાથજીને સ્નાન કરતા જોવાને દેવતા-ઓ પણુ સ્વર્ગમાંથી આવી અસંખ્ય મનુષ્યોમાં ભળી જઈ મહા મહોત્સવ કરતા હતા. ચારે દિશાઓમાંથી ‘હરિ હરિ’ શબ્દો કર્ણગોચર થતા હતા. આજે આનંદની સીમા–પરિસીમા નથી. આજ વખતે ગણુપતિ ભટ્ટ પણુ દર્શન કરવાને આવી પહોંચ્યા.

ગણુપતિ ભટ્ટે પરબ્રહ્મના કાષ્ઠમય સ્થૂળ સ્વરૂપનાં દર્શન કર્યાં.

એક વાર નહિ, બે વાર નહિ; પરંતુ સેંકડો વાર તેઓ શ્રીદેવમૂર્તિનું બારીકાઇથી નિરીક્ષણ કરવા લાગ્યા, તોપણ તેમના મનનો અભાવ દૂર થયો નહિ. દેવમૂર્તિને જોઇને તેઓ તેને પગે પણ લાગ્યા નહિ અને જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે ચાલવા માંડયું. હવે ભટ્ટજીના દુઃખની સીમા નહોતી.

ગણપતિ ભટ્ટના મત પ્રમાણે ગણેશજ એકમાત્ર બ્રહ્મ છે. જે ગજાનન નથી તે બ્રહ્મ નથી. ગજાનનજ બ્રહ્મ છે અને જ્યાં તે નથી ત્યાં બ્રહ્મ પણ નથી. આથી શ્રીજગન્નાથજીનાં દર્શન કરવાથી ગણપતિ ભટ્ટને ઊલટું દુઃખ થયું. તેઓ મનમાં ને મનમાં બહુજ ગુસ્સે થયા અને એકદમ ત્યાંથી ચાલી નીકળ્યા.

પરંતુ ભકત ભટ્ટના હૃદયની વાત ભકતવત્સલ શ્રીહરિથી અજ્ઞાત નહોતી. તેઓને તરતજ તેની ખબર પડી ગઇ હતી. અંતર્યામી પ્રભુ ત્યાંથી અદૃશ્યભાવે જગમોહનમાં ગયા. આગલા દિવસોનો ઉજાગરો હોવાથી 'મુદીરથ'× ત્યાં આગળ ગાઢ નિદ્રામાં પડયો હતો. તેની પાસે જઇને શ્રી પરમાત્માએ સ્વપ્નદ્વારા આજ્ઞા કરી કે, "મુદીરથ! ઉત્તર દેશમાંથી મારો એક પરમ ભકત મારાં દર્શન કરવા આવ્યો છે; પરંતુ 'ગજાનનજ બ્રહ્મ છે અને જે ગજાનન નથી તે બ્રહ્મ પણ નથી' એમ એનું ધારવું છે. મને ગજમુખ—ગજાનન ન જોયો તેથી મારો એ ભકત શોકથી વ્યકુળચિત્તે પાછો જાય છે, માટે તમે સત્વર જઇને એને તેડી લાવો. તેની

× મુદીરથ—એ શ્રી જગન્નાથજીના પૂજારી પંડયાનું નામ છે. તે પુરીરાજના પ્રતિનિધિરૂપે શ્રી જગન્નાથજીની સેવા કરે છે. ૧ થી તે ૧૨ વર્ષ સુધી તેની સેવાનો અધિકાર—કાળ નિર્માણ થયેલો હોય છે. ઘણાના મત પ્રમાણે "મુદ્રહસ્ત" શબ્દમાંથી 'મુદીરથ' શબ્દ ઉત્પન્ન થયો છે; કારણકે તેને ઘણા સમય સુધી શ્રી પ્રભુની પાસે મુદ્રિતહસ્તે—હાથ જોડીને—ઊભા રહેવું પડે છે.

પાસે જઇને કહો કે, " હે ઋષિ ! તમે શા માટે પાછા જાઓ છો ? તમે મારી સાથે ચાલો અને જુઓ કે ત્યાં ગજાનન બિરાજે છે કે નહિ ? "

એમ કહીને અંતર્યામી અંતર્ધાન થઇ ગયા. મુદીરથ પણ એકદમ ઊઠીને શ્રીહરિનું સ્મરણ કરતો કરતો ગણપતિ ભટ્ટની પાછળ દોડયો અને સત્વર તેમની પાસે જઇને કહેવા લાગ્યો કે,

" હે બ્રાહ્મણ ! તમે શા માટે પાછા જાઓ છો ? ચાલો, બ્રહ્મનાં દર્શન કરીને તમારી ઇચ્છા પરિપૂર્ણ કરો. જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પ્રકારનાં ફળ આપે છે, જે સમગ્ર જીવના કર્તા છે, જે ભક્તને આધીન છે–ભકતવત્સલ છે, જેનું નામ કરુણાસિંધુ છે, તે સકળના મનોરથ પૂર્ણ કરવાને, સકળને તેમનું ઇચ્છિત ફળ આપવાને કાષ્ઠમય બ્રહ્મસ્વરૂપ ધારણ કરીને આ નીલાચળમાં બિરાજે છે. મૂર્ખતાથી તે પરબ્રહ્મનો પરિત્યાગ કરીને તમે નકામા શા માટે ચાલ્યા જાઓ છો ? "

મુદીરથનાં વચન સાંભળીને ગણપતિ ભટ્ટને બહુજ ક્રોધ થયો અને તેઓ મુદીરથનો તિરસ્કાર કરીને કહેવા લાગ્યા કે, " અરે ! શા માટે વારંવાર અસત્ય બોલો છો ? અહીં બ્રહ્મ છેજ કયાં ? એક ભગવાન ગણપતિજ બ્રહ્મસ્વરૂપ છે. જ્યાં ગજાનન નથી ત્યાં બ્રહ્મ પણ નથી; માટે તમે મહેરબાની કરીને પાછા જાઓ. નકામા મારી પાછળ આવીને મને પાછો લઇ જવાનો યત્ન કરશો નહિ. હું તમારી સાથે આવવાનો નથી. "

ગણપતિ ભટ્ટની વાત સાંભળીને મુદીરથ નમ્રતાપૂર્વક બોલ્યો કે, " હે વિપ્રવર ! તમારૂં મન ભમી ગયું છે. તમારી ભ્રમણા છોડી દો અને મારી સાથે ચાલો. સાક્ષાત્ પરબ્રહ્મજ કાષ્ઠમય સ્થૂળ સ્વરૂપ ધારણ કરીને બિરાજ્યા છે. તમે મારી સાથે આવી-

ને જુઓ, કે ભગવાન ગજાનન ત્યાં બિરાજે છે કે નહિ."

મુદીરથની વાત સાંભળીને ભટ્ટજીનો ક્રોધ ઊતરી ગયો. તેઓ એકદમ શાંત પડી ગયા. આનંદરસથી તેમનું હૃદય ભરાઇ ગયું અને તેઓએ મહા આનંદથી મુદીરથની સાથે ચાલવા માંડયું. રસ્તામાં તેઓ અનેક તર્કવિતર્ક કરવા લાગ્યા–બ્રહ્મનું ચિંતન-ધ્યાન કરવા લાગ્યા. તેમના હૃદયમાં હર્ષના ઊભરા આવવા લાગ્યા. ક્ષણવારમાં તેઓ મુદીરથ સાથે શ્રીજગન્નાથજીમાં આવી પહોંચ્યા. ત્યાર પછી મુદીરથ તેમને શ્રીજગન્નાથજીની મૂર્તિ પાસે લઇ જઇ-ને કહેવા લાગ્યો કે, "હે બ્રાહ્મણ ! જો, જો, બરાબર જો, મન અને પ્રાણને એક કરીને એકાગ્ર ચિત્તે જો. જો, આ તારા તે સર્વ-સંતાપહારી, ગજવદનધારી શ્રીહરિ છે કે નહિ ?"

મુદીરથનું વચન સાંભીને ગણપતિ ભટ્ટે પોતાના ચંચળ મન-ને સ્થિર કર્યું. મન સ્થિર થતાંજ તેમાં દિવ્ય સાત્ત્વિક જ્ઞાનનો ઉદય થયો અને તેઓ નિશ્ચલ દિવ્ય નયને જોવા લાગ્યા. તેમણે શું જોયું ? અહો ! પ્રભુ ભગવાન ગજાનનરૂપે બિરાજ્યા છે, તેમની લાંબી સૂંઢ આમતેમ ઝૂલે છે અને એક શુભ્ર દંત શોભી રહ્યો છે. ગણપતિ ભટ્ટે શ્રીપરબ્રહ્મનાં જગન્નાથજીનાં–ગજાનનના સ્વરૂપમાં દર્શન કર્યાં, ખૂબ દર્શન કર્યાં, અનેક વાર દર્શન કર્યાં; પરંતુ તેમનું મન ધરાયું નહિ. તેઓ અનિમેષ નયને પોતાના પ્રાણ-પ્રિય ગજાનનની મૂર્તિ જોવા લાગ્યા. કેવલ મૂર્તિજ નહિ, પરંતુ બીજી એક અપૂર્વ વસ્તુ તેમના જોવામાં આવી. ભટ્ટે એવું તે શું જોયું ? જે પરબ્રહ્મ ઈંદ્રિયમનથી અગોચર છે, તેમને તેઓએ સાક્ષાત્ વિશ્વનું રૂપ ધારણ કરીને પોતાને તેમની પાસે બોલાવતા દીઠા. એ વિશ્વમૂર્તિ ભટ્ટજીને બોલાવવા લાગી: "આવ, આવ, ભટ્ટ! મારી પાસે આવ, મારી પાસે આવ. મારા માટે તું લેશમાત્ર પણ ક્લેશ પામીશ નહિ. મારે માટે તેં ઘણું સહન કર્યું છે–ઘણું વેઠયું

છે. આવ, આવ, આજે તેનો બદલો વાળી આપું. મારી પાસે આવ. મારી પાસે આવી મને એક અપૂર્વ આલિંગન આપ. આવીને તારાં દુઃખો દૂર કર અને નિત્ય પરબ્રહ્મમાં નિવાસ કરીને નિરવચ્છિન્ન આનંદ ભોગવ."

આ પ્રમાણે શ્રી ભગવાનની અપૂર્વ વાણી શ્રવણ કરીને ગણુપતિ ભટ્ટ ગદ્ગદ્ કંઠે તેમની સ્તુતિ કરવા લાગ્યા. તેમણે કહ્યું: "હે ભગવન્! હે ગણુપતિ! આપને નમસ્કાર છે. હે ગજાનન! તમને હું વારંવાર પ્રણામ કરૂં છું. હે કપિલવદન! હે પરબ્રહ્મ! હે વિશ્વરૂપ! હે જગન્નાથ! આપને નમસ્કાર છે. હે પરબ્રહ્મ! આપનાં દર્શનથી મારી ભ્રાંતિ દૂર થઇ ગઇ છે. આજે આપનાં દર્શન કરીને હું કૃતાર્થ થયો છું. હે દયામય! હે દયાળુ! હે કૃપાળુ પ્રભુ! હું જાણતો નહોતો કે, મારા જેવા દીનહીન જીવ ઉપર આપની આટલી બધી દયા છે. હે પ્રભુ! આપ કલ્પતરુની પેઠે દરેકના મનના મનોરથ પૂરા પાડો છો, તે પણ મારી મૂર્ખતાને લીધે હું અત્યાર સુધી જાણી શકયો નહોતો. વળી હે પ્રભુ! આપ સકળ રૂપમાં સતત વ્યાપક છો તે પણ હું જાણતો નહોતો. હે પ્રભુ! હે કરુણાસિંધો! મેં આજેજ જાણ્યું કે જેને જેવા રૂપમાં આપનાં દર્શન કરવાની ઇચ્છા હોય, તેને તેવાજ સ્વરૂપનાં દર્શન આપીને આપ કૃતાર્થ કરો છો. હે જગદીશ્વર! હું આપનું તત્ત્વ જાણવાને તદ્દન અશક્ત છું. હે નાથ તમારૂં તત્ત્વ તમેજ જાણી શકો છો. બીજા કોઇના પણ જાણવામાં આવતું નથી. હે પ્રભુ! હવે મારી એકજ પ્રાર્થના છે. આજે આપે શ્રી ગજાનનસ્વરૂપે દર્શન આપીને મને કૃતાર્થ કર્યો છે, પાવન કર્યો છે, તો હે દયાળુ પ્રભુ! જ્યારે જ્યારે સ્નાનયાત્રાનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે આજના શુભ દિવસના સ્મરણાર્થે આપ આપના ભક્તવત્સલ નામના સાક્ષીરૂપ આજનું શ્રી ગજાનન–સ્વરૂપ ધારણ કરજો. હે નાથ!

યુગે યુગે આપનો આ અનુપમ મહિમા ઉદ્‌ઘોષિત થાઓ.”

ભક્તવત્સલ ભગવાન ગણુપતિ ભટ્ટની નમ્ર વિનતિ સાંભળીને બોલ્યા: “તથાસ્તુ, વત્સ! જા તેમજ થશે!” ગણુપતિ ભટ્ટ પરમ આનંદથી તેમના ચરણુકમળમાં પડયા અને પાછા ઊઠીને બંને હાથ માથા ઉપર મૂકીને, એકાગ્ર ચિત્તે બ્રહ્મસ્વરૂપનું ધ્યાન કરવા લાગ્યા. તે વખતે એક અપૂર્વ ઘટના સઘળાના જોવામાં આવી. ગણુપતિ ભટ્ટના શરીરમાંથી એક દિવ્ય જયોતિ નીકળીને વિદ્યુત્‌ની પેઠે શ્રી પરબ્રહ્મના શરીરમાં મળી ગઇ. ભટ્ટનું પ્રાણુપંખી દેહપિંજર છોડીને ઊડી ગયું. સઘળા ‘જય જય’ નાદથી ભક્ત અને ભગવાનની વિજયઘોષણા કરવા લાગ્યા. સમસ્ત વિશ્વ આનંદમય હરિધ્વનિથી પરિપૂર્ણ થઇ ગયું. અહા! તે આનંદ કેવો હશે!

ભક્તિપ્રેમી વાચક! ચાલ, બધાની સાથે આપણે પણ ભક્ત અને ભગવાનની જયઘોષણા કરીએ. બોલ શુદ્ધ અંતઃકરણુથી, એકાગ્રચિત્તથી, શ્રીપરબ્રહ્મનું ધ્યાન કરીને બોલ કે, “જય શ્રી ભક્તિ–ભક્તનો જય!” “જય! ભક્તવત્સલ ભગવાનનો જય!”

હે ભક્ત! તમને ધન્ય છે; કારણકે તમે દયાનિધિ, ઈંદ્રિય અને મનથી અગોચર એવા જગતના નાથને, આ સમસ્ત બ્રહ્માંડના સરજનહારને, તમારી અપૂર્વ અને નિશ્ચલ ભક્તિથી તમારે વશ કરી લો છો–આધીન કરી લો છો. વિશ્વનિયંતા, સર્વશકિતમાન ભગવાન તમારે અધીન રહે છે અને તમને પ્રસન્ન કરવાને–તમારૂં મન મનાવવાને– વારંવાર અનેક રૂપ ધારણ કરે છે. અપૂર્વ સ્નેહકષ્ટ સહન કરે છે.

હે સર્વવ્યાપક, હે દયાળુ, કૃપાળુ પ્રભુ! તમને પણ ધન્ય છે. તમે પણ જાતિ, કુળ, વિદ્યા, ધન વગેરેનો ભિન્નભાવ ન ગણુતાં સમસ્ત ભક્તોને આત્મસ્વરૂપ બનાવી દો છો. આ શુભ બનાવની

યાદગીરીમાં આપ હજુ પણ આપના પરમ પવિત્ર ધામમાં સ્નાન-યાત્રાને દિવસે શ્રી ગજાનનનું સ્વરૂપ ધારણ કરો છો અને ભક્ત ગણુપતિ ભટ્ટનો મહિમા વધારો છો.

એક કવિએ યથાર્થજ કહ્યું છે કે,

"ભક્ત મોટા રે ભાઇ ભક્ત મોટા."

આ સંસારમાં ભગવદ્ભક્ત સૌથી મોટા છે. ભક્તને કદી પણ નાનાસૂના જાણશો નહિ. ભક્તનો તિરસ્કાર કરશો નહિ. ભકત તો ભગવાનનું અભિન્ન સ્વરૂપ છે—ભક્ત બીજા ભગવાનજ છે. હે પ્રભો! હે ભગવન્! આપના ભકતોનો, સદાસર્વદા જય થાઓ અને એવા મહાત્માઓ પ્રત્યે અમારી નિશ્ચલ પૂજ્યબુદ્ધિ રહો!





# २–बलरामदास

બલરામદાસ પરમ પવિત્ર શ્રીજગન્નાથપુરીમાં નિવાસ કરતા હતા. તેઓ મહંત સોમનાથના શિષ્ય હતા. ભક્તમંડળમાં તેમની સારી પ્રતિષ્ઠા હતી. તેઓ ભિક્ષાવૃત્તિથી પોતાનો નિર્વાહ ચલાવતા. ભિક્ષામાં જે કાંઈ અન્ન પ્રાપ્ત થતું, તે શ્રી ભગવાનને સમર્પણ કરીને દેવના પ્રસાદરૂપે તેને ગ્રહણ કરીને તેઓ પોતાના પરિવાર સાથે પરમાનંદમાં રહેતા હતા. એમને કોઇ જાતનું દુઃખ નહોતું–ચિંતા નહોતી. ચિંતામાં કેવળ શ્રીચિંતામણિના ચરણનીજ ચિંતા, તેમનાજ વિચાર, તેમનુંજ ભજન અને તેમનુંજ કીર્તન કરતા હતા. ભગવદ્ભજનમાં તેમનું મન હમેશાં તલ્લીન રહેતું હતું. કોઇને પણ શ્રીપરમાત્માનું ભજન–કીર્તન કરતાં સાંભળતા તો તેઓ બહુજ આનંદમાં આવી જતા, ગાંડાઘેલા થઇ જતા. રાત્રીદિવસ શ્રીહરિના ગુણનું ભજનકીર્તન કરવામાંજ તેઓ મગ્ન રહેતા હતા. હમેશાં સાધુમહાત્માઓની સાથે ફર્યા કરતા હતા. દરેક જીવ ઉપર તેમને દયા આવતી અને સકળ ઉપર સમાનદૃષ્ટિ રાખતા હતા. શ્રીનીલાચળનાથ પરબ્રહ્મસ્વરૂપ જગન્નાથજીની સેવા સિવાય બીજું કાંઇ તેઓ જાણતા નહોતા અને જાણવાની દરકારે નહોતી. એજ એમનું જીવનવ્રત હતું. આ પ્રમાણે બલરામદાસ અત્યંત ભગવત્પરાયણ અને ગુણવાન હોવા છતાં પણ દૈવયોગે કહો યા પૂર્વજન્મના કોઇ કર્મફળને લીધે

કહો, તેમનામાં એક મહાન દોષ હતો. ચંદ્રના કલંકની પેઠે આ મહાન દોષ તેમને સહેજ કલંકિત કરતો હતો. તેઓ કોઇ કોઈ સમયે વેશ્યાને ત્યાં જતા હતા !

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા, અષાડ માસ આવ્યો. શ્રીજગન્નાથજીમાં રથયાત્રાનો મહોત્સવ બહુજ ઠાઠમાઠથી અને દોરદમામથી ઉજવાય છે; તેની સઘળી તૈયારીઓ ચાલી રહી છે. આજે રથયાત્રાનો દિવસ છે. જગન્નાથનો, બલરામનો અને સુભદ્રા દેવીનો એમ ત્રણ રથો તૈયાર થયા છે. બલરામ 'તાલધ્વજ' રથમાં, સુભદ્રાદેવી 'વિજયા' રથમાં અને શ્રીપરબ્રહ્મસ્વરૂપ જગન્નાથજી 'નંદિઘોષ' નામના રથમાં બિરાજ્યા છે. વિશ્વ–બ્રહ્માંડના સકળ લોકને કૃતાર્થ કરવાને ત્રણે જણ શ્રી ગુંતિચા તરફ પ્રયાણ કરે છે. હજારો લોકોના આનંદકોલાહલથી અને જય જયહરિ હરિની ગર્જનાઓથી દશે દિશાઓ ગાજી ઊઠી છે. વિવિધ વાદ્યધ્વનિ, સંકીર્તનનો ઉચ્ચ નિનાદ અને તે સર્વ કરતાં નંદિઘોષ રથના ઘણા ગંભીર રણકારે એ ધ્વનિ સાથે મળીને વિશ્વ–બ્રહ્માંડને પૂર્ણ કરી નાખ્યું છે. સઘળે આનંદ આનંદ પ્રસરી રહ્યો છે. બાલકથી તે વૃદ્ધપર્યંત સઘળાં શ્રી પરબ્રહ્મનાં દર્શન કરવાને આકુળવ્યાકુળ થઇ રહ્યાં છે અને મનમાં ને મનમાં તેમનુંજ ધ્યાન ધરી રહ્યાં છે.

આ મહોત્વ પ્રસંગે પુરીનિવાસી પ્રાયઃ સઘળા લોકો શ્રીપરબ્રહ્મનાં દર્શનનો અપૂર્વ લાભ લેવાને આવેલા છે. ફક્ત ગણ્યાગાંઠયાજ બાકી રહ્યા હશે. તેમના નસીબમાં દર્શનનો લાભ નહિ લખ્યો હોય. બલરામદાસ આમાંના એક છે. આ વખતે તેઓ વેશ્યાના ઘરમાં મોજમજા ઉડાવે છે. આજના મહોત્સવની વાત તેઓ તદ્દન ભૂલી ગયા છે; તેથીજ તેઓ આજે વેશ્યા સાથે અમન–ચમન ઉડાવે છે. એકાએક તેઓ આ આનંદમય ઉચ્ચ-

ધ્વનિથી ચમકી ઊઠયા; અને બહાર આવી જુએ છે તો તેણે શ્રી પ્રભુને રથમાં બિરાજીને નગરયાત્રા કરવા નીકળેલા દીઠા. આ જોઇને તેઓ માથે હાથ દઇને બેસી ગયા અને અતિશય પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પોતાને વારંવાર ધિક્કારવા લાગ્યા. તેઓ મનમાંને મનમાંજ બોલવા લાગ્યા કે, " હાય હાય! મારા જીવનને ધિક્કાર છે! મને પણ ધિક્કાર છે! હું અજ્ઞાનતાથી અંધ બનીને કાળ ગુમાવું છું. પ્રભુ જગન્નાથજીનો રથ બહાર નીકળી પડયો છે અને હું આ નીચ વેશ્યા સાથે શયન કરી રહ્યો છું! હાય! મારા જીવનને ધિક્કાર છે! ધિક્કાર છે!"

તે અપ્રાકૃત ભૂમાનંદના પ્રબળ આકર્ષણ પાસે પાર્થિવ ક્ષીણ ક્ષણિકાનંદ વિરામ પામી ગયો. વેશ્યાના પ્રતારણામય પ્રેમનું બંધન હવે ભક્ત બલરામદાસને બાંધી શકયું નહિ—રોકી પણ શકયું નહિ. તેઓ મહોત્સવનો અતિ ગંભીર ઉચ્ચ ધ્વનિ સાંભળતાંજ ઉન્મત્તની પેઠે દોડયા અને એક ક્ષણમાં શ્રીપરબ્રહ્મના રથ પાસે આવી પહોંચ્યા.

આવીને જુએ છે તો તેમના પ્રેમમય પ્રાણપ્રિય પ્રભુ રથમાં બિરાજ્યા છે. તે જોતાંજ બલરામદાસ ધૈર્ય રાખી શકયા નહિ અને તેઓ એકાએક છલંગ મારીને રથ ઉપર ચઢી ગયા. પોતાના બંને હાથ જોડીને માથા ઉપર મૂકયા અને ક્ષણભર નિર્નિમેષ-નિશ્ચલ નયને તે આનંદમય વદનને નિહાળી રહ્યા તથા તેમની વારંવાર વિનતિ કરીને સ્તુતિ કરવા લાગ્યા.

જગન્નાથજીના સેવકો આ જોઇને ગુસ્સે થયા. બલરામને આ પ્રમાણે રથ ઉપર ચઢી બેઠેલા જોઇને તેઓ બળી ઊઠયા અને તેમનો તિરસ્કાર કરીને કર્કશ સ્વરે કહેવા લાગ્યા કે, " અરે હે મૂર્ખ! તારા ગાલ ઉપર પાનની પિચકારી વાગેલી હોય એમ દેખાય

છે, કુંકુમથી તારૂં શરીર લાલચોળ થઈ રહ્યું છે, તારો દેહ અતિશય અપવિત્ર છે, તેં સ્નાન પણ કર્યું નથી, તારા આચારો પણ શુદ્ધ નથી, હરહમેશ વેશ્યાને ઘેર પડી રહે છે અને તેજ અવસ્થામાં રથ ઉપર ચઢી બેઠો છે. તારા જેવા દાંભિક ભક્તોને શરમ છે. આવી ખોટી ભકતાઇ છોડી દે. તને તે કોણ જ્ઞાની કહે! આ પ્રભુ જગન્નાથ, જેને સંતુષ્ટ કરવાને બ્રહ્મા અને ઇંદ્રાદિ દેવતાઓ પણ અહર્નિશ તેમના ચરણ સેવ્યા કરે છે, તેમનાથી પણ તું ડરતો નથી; અને આવી મલિન અવસ્થામાં પણ તેમની પાસે બેસી જાય છે!"

આ પ્રમાણે સેવકો બલરામદાસ ઉપર અનેક આક્ષેપો કરવા લાગ્યા અને થોડી વાર પછી હદ ઓળંગી ગાળાગાળી કરી તેમને ધક્કામુક્કી પણ મારવા લાગ્યા. આખરે સર્વે સેવકોએ મળીને બલરામદાસને રથ ઉપરથી ઉથલાવી પાડયા. આમ ઉથલાવી પાડીને પણ તેમને સંતોષ થયો નહિ. તેઓ તેમની ઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા અને આખરે ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યા કે, "જા, જા, તારા બાપ પાસે જા અને તેમને તારા આ પરાક્રમની વાત કહે!"

આ પ્રમાણે સેવકોથી તિરસ્કૃત, અપમાનિત અને લાંચ્છિત થવાથી બલરામદાસને બહુજ લાગી આવ્યું. તેઓ મનમાં ને મનમાં બહુજ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેમનું હૃદય ભરાઇ આવ્યું, તેમનાં માતાપિતા અને આત્મીય બંધુબાંધવ વગેરે જેઓ શ્રીજગન્નાથજીનાં દર્શન કરવા આવ્યાં હતાં તે સઘળાં બલરામદાસની દુર્દશા જોઇ રહ્યાં. તેમને બહુજ ખોટું લાગ્યું. તેમનાં નયનમાંથી અશ્રુધારા વહેવા લાગી. આ પછી બલરામદાસ જમીન ઉપર આળોટી પડયા અને શ્રીજગદીશ્વરને પ્રણામ કર્યા. પછી ઊઠીને માથે હાથ દઇને ગદ્‌ગદ્ કંઠે બોલ્યાઃ "હે

ચક્રપાણિ! તમને નમસ્કાર છે. હે મેઘવર્ણ! હે પદ્મલોચન! તમને નમસ્કાર છે. હે મહાબાહુ! ભક્ત તમને જેવા સાજે સજે તેવો સાજ તમારે સજવો જોઇએ. હે પ્રભુ! તમેજ તમારા ભક્તની લજ્જાનું નિવારણ કરો. હે ભક્તવત્સલ! તમને નમસ્કાર છે. હે કરુણાસિંધો! તમારો મહિમા અપાર છે; તમે બન્ને હાથમાં શંખચક્ર ધારણ કરીને આ નંદિઘોષ રથમાં બિરાજો છો; આ રથમાં બેઠા બેઠા તમે ત્રણે લોકમાં બિરાજી રહ્યા છો; તમે પરિચ્છિન્ન જણાવા છતાં પણ અપરિચ્છિન્ન છો; તમારા તેજથી સૂર્યનારાયણ પણ ઝાંખા પડી જાય છે; તમારૂં શક્તિ–સામર્થ્ય પણ અપાર છે, તો તમે પોતે મારૂં માથું કાપી ન નાખતાં બીજા પાસે શા માટે દંડ કરાવ્યો? આથી શું તમારો યશ વધશે? મને અત્યારસુધી એમ હતું કે મારા ઉપર તમારી અપાર કરુણા છે; પરંતુ આજે તે સઘળું પોકળ જણાઈ ગયું છે, ખુલ્લું પડી ગયું છે.”

આ પ્રમાણે બોલતાં બોલતાં અભિમાનના પ્રબળ આવેગમાં બલરામદાસ પ્રભુને બેચાર કટુ વચનો પણ કહેવા લાગ્યાઃ “અરે! તેં તારા સેવકો પાસે મને આમ માર ખવડાવીને શું કર્યું? આજે તું ‘નંદિઘોષ’ રથમાં અમૂલ્ય આસન ઉપર બેઠેલો છે, એટલે મારા જેવા અધમ ઉપર તારી નજર કયાંથી પડે? આજે તુ મારી સામું પણ શાનો જુએ? આજે તને અહંકાર ચઢયો છે. હું તને મારો પ્રાણબંધુ–મિત્ર જાણતો હતો અને તેથીજ તારી પાસે આવ્યો હતો, છતાં તેં આ પ્રમાણે મને શા માટે માર ખવડાવ્યો? હશે! જે થયું તે ઠીકજ થયું. આજે મેં તને સારી રીતે ઓળખી લીધો છે.”

આ પ્રમાણે કટુ વચન કહીને પણ બલરામદાસને શાંતિ વળી નહિ. તેઓ પ્રભુએ કરેલા દંડનું વેર લેવાનો વિચાર કરવા લાગ્યા અને પ્રણયગર્વથી ગર્વિત થઇને બોલી ઊઠયાઃ “ઠીક છે! યાદ

રાખજે, હું પણ તને બરાબર શિક્ષા કરીશ. તારાં નાડીનક્ષત્ર સઘળાં મારા હાથમાંજ છે. હવે તું પણ જોઇ લેજે. હું તો જાઉં છું; પણ જોઉં છું કે તારો રથ કોણ હાંકી શકે છે? અને તારી રથયાત્રા પણ કેવી રીતે થાય છે?”

દીનતા એજ ભકતનો સ્વાભાવિક ધર્મ છે. કોઈ કોઇ વાર ભકત પ્રણય-ક્રોધથી આવેશમાં આવી જાય છે અને તે વખતે ભગવાનને સારી રીતે ઊધડો લે છે, મરજીમાં આવે તેમ કટુ વચનો પણ કહી નાખે છે; પરંતુ તે આવેશ-તે પ્રણયકોપ સ્થાયી રહી શકતો નથી. એવા પ્રણયકોપ પછી ભકતોનો સ્વાભાવિક દીન સ્વભાવ આવિર્ભૂત થાય છે અને તેમના અભિમાનનો ઊભરો શાંત પડી જાય છે.

છેવટમાં ભક્તની સ્વાભાવક દીનતાએ બલરામદાસના હૃદય પર અધિકાર મેળવ્યો અને તેઓ પોતાના પ્રાણબંધુને ઉદ્દેશીને એક દીનહીન કંગાળની માફક બોલવા લાગ્યા કે, “ હે શ્રીવત્સલાંચ્છન! તું મારી એક વાત સાંભળી લે. તુંજ મારો એકમાત્ર આધાર છે, તારા બળ ઉપરજ હું ઝઝૂમું છું, હું તો તારો સેવક છું-દાસ છું, તુંજ મારો નાયક-નેતા છે. હે પૂતના-પ્રાણનાશન! મારે બીજા કોઇનો આધાર નથી, તે તું સારી રીતે જાણે છે. હવે મારે તને એકજ વાત કહેવી છે, માટે બરાબર સાંભળી લે. બોલ, આ તારાં સરજેલાં કોટિ બ્રહ્માંડ છે, તેમાં તે બ્રહ્માંડના સેવકનો પ્રભુ એક છે કે બે ચાર છે? જો સેવકનો-ભક્ત-નો-પ્રભુ એકજ હોય અને બીજો ન હોય, તો પછી સેવકની ક્ષતિ-વૃદ્ધિની સંભાળ તે પ્રભુ ન રાખે તો બીજો કોણ રાખે? અને તેમ કરતાં જો સેવકનું કોઇ અપમાન કરે-કોઇ દુઃખ દે તો તેમાં લજ્જા કોને? તેનો તુંજ વિચાર કરી લેજે. તને વધારે શું કહું? તુંજ મારો જીવિતેશ્વર છે, બીજો નથી.”

એમ કહીને બલરામદાસે ત્યાંથી ચાલવા માંડયું. જતાં જતાં જયાંસુધી દૃષ્ટિ પહોંચી, ત્યાંસુધી પાછું વાળીને જોતા ગયા. આ પ્રમાણે શ્રી પરબ્રહ્મથી રિસાઇને તેઓ સિંધુતીરે આવી પહોંચ્યા. ત્યાં આગળ ચક્રતીર્થ આવેલું છે. બાંકિમુહાના તેની પાસેજ છે. ચારે તરફ રેતીનું મોટું મેદાન છે. બલરામદાસનું મન ધૂંધવાઇ રહ્યું છે. તેઓ મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યા: "અહો! આ શું? આટલી આટલી નમ્રતા–દીનતાથી વિનતિ કરી ચાલવા માંડયું, ચાલતાં ચાલતાંએ વારંવાર પાછું જોયું, વારંવાર ઊભો રહ્યો; પરંતુ મારા પ્રાણવલ્લભે તો મને બોલાવવાનો, ઊભો રાખવાનો કે આશ્વાસન આપવાનો પણ પ્રયત્ન કર્યો નહિ. મને પાછો બોલાવવાને એમણે કાંઇ કર્યું નહિ." આ વિચારોથી બલરામદાસનું હૈયું ભરાઈ આવ્યું. તેઓ દુઃખી મનથી બાંકિમુહાનાના તે રેતાળ પ્રદેશમાં આવીને બેઠા છે અને વારંવાર દીર્ઘ નિઃશ્વાસ મૂકીને આંસુડાં ઢાળે છે. આ વખતે વળી પાછો વેર લેવાનો વિચાર તેમને થઇ આવ્યો; અને તેઓ કેવી રીતે વેર લેવું તેની વ્યવસ્થા કરવા લાગ્યા.

બલરામદાસે શું કર્યું? તેમણે જરા ભીની રેતીના ત્રણ રથ તૈયાર કર્યા અને ત્યારપછી નયન મીંચીને જગન્નાથનું ધ્યાન ધરવા લાગ્યા. ધ્યાનમાં તેમનો સાક્ષાત્કાર કરીને ગદ્ગદ કંઠે બોલી ઊઠયા: "હે પ્રભુ! જો તમે મને તમારા સેવક–ભક્ત તરીકે અંગીકાર કરતા હો તો હવે વિલંબ કરો નહિ. સત્વર આ રથમાં બિરાજો"

આ પ્રમાણે કહેતાં કહેતાં બલરામદાસ ભાવથી ભરપૂર થઇ ગયા, તેમનાં નયનમાંથી અવિશ્રાંત અશ્રુધારા વહેવા લાગી અને તે ધારા અમૃત–નદીની પેઠે તેમના શરીરને સ્નાન કરાવી પવિત્ર કરવા લાગી. પરબ્રહ્મ, બ્રહ્માંડના આધારસ્વરૂપ સર્વજ્ઞ જગન્નાથજીથી આ વાત કાંઇ અજાણી નહોતી, પણ જાણીને શું કરવું

તેનો નિશ્ચય કરી શક્યા નહિ અને કરે પણ કેવી રીતે? જે પ્રભુ ભક્તવત્સલ છે, શરણાગતની લજ્જા રાખવાવાળા છે અને ભક્તને જરા દુઃખ પડે તો આકુળવ્યાકુળ થઈ જાય છે, તે પ્રભુ બલરામદાસને આવું ઘોર કષ્ટ વેઠતાં કેમ જોઇ શકે? તેઓ તેજ વખતે પોતાના પ્રાણપ્રિય સખા—ભક્ત બલરામદાસની પાસે આવી પહોંચ્યા અને તેમના રેતીના રથમાં બિરાજ્યા.

બલરામદાસે ધ્યાનમાં તે જોયું. તેમનું નિર્મળ અંતઃકરણ હર્ષથી ભરાઇ ગયું. તેમણે ધીમે ધીમે આંખો ઉઘાડીને જોવા માંડયું, તો તેમનો મનોરથ સિદ્ધ થયેલો જણાયો. હવે તેમના હર્ષનો પાર રહ્યો નહિ. અભિમાનની પણ પરિસીમા રહી નહિ. તેઓ વક્ર નયને ચક્રધારી પરબ્રહ્મ શ્રીજગન્નાથજી તરફ જોઇ રહ્યા. તેમનું હૃદય આનંદથી ભરપૂર છે; પરંતુ બહારથી દુઃખી જણાય છે. સર્વાંતર્યામી ભગવાન તે જાણી ગયા અને તેઓ હસતા હસતા બલરામદાસને કહેવા લાગ્યા: "બલરામ! બલરામ! તું મારી સાથે રિસાતો ના! જો, હું તારૂં દુઃખ જાણતાંજ ત્યાંની રથયાત્રાની સ્પૃહા ન કરતાં અહીં ચાલ્યો આવ્યો છું. હવે હું તારી પાસેજ છું. તું જેમ કહેશે તેમ કરીશ."

પ્રભુના શ્રીમુખમાંથી આવાં મધુર વાક્યો શ્રવણ કરવાથી બલરામદાસના હૃદયનું અભિમાન નાસી ગયું. તેઓએ શ્રી પરબ્રહ્મને પ્રણામ કર્યા અને બંને હાથ જોડી તે પર માથું મૂકી શ્રીભગવાનના ચરણકમળમાં આળોટી પડયા. ત્યારપછી ઊઠીને હાથ જોડી અતિ નમ્રભાવે, ગદ્ગદ્ કંઠે શ્રીભગવાનની સ્તુતિ કરવા લાગ્યા: "હે ચક્રધારી! તમને નમસ્કાર છે. કમળા તમારી પરિચારિકા છે; વિશ્વવિધાતા બ્રહ્મા અહર્નિશ તમારી આજ્ઞામાં રહે છે; સાક્ષાત્ દેવરાજ ઇંદ્ર, સુર, અસુર, યક્ષ, ગંધર્વ, કિન્નર, સૂર્ય, ચંદ્ર, હુતાશન, નાગ, નૃપતિ, ચરાચર પૃથ્વી, આકાશ, દિક્પાળ

સકળ આપની આજ્ઞા પ્રમાણેજ ચાલે છે અને આપની કૃપા-પ્રસાદીની અપેક્ષા રાખે છે. તમે તે સકળના નાથ છો–ધણી છો–નિયંતા છો, ઉત્પાદક છો અને પોષક છો. દેવી સરસ્વતી આપની સેવામાં રહીને આપનુંજ કીર્તન કર્યા કરે છે. અષ્ટનિધિ તમારો પરિવાર છે. સિદ્ધ, યોગી અને મહાત્મા એ સઘળા પણ ધ્યાનમાં તમારા ચરણકમળનુંજ ચિંતન કરે છે. તેમની પાસે મારા જેવો પામર–પાપી–શું લેખામાં? હે પ્રભુ! હું તો આપનો દાસ છું, આપના દાસનો પણ દાસ છું, આપના ચરણની રજ છું, મારો અપરાધ ક્ષમા કરો, મેં આપની પાસે દાસ–ખત લખાવ્યું છે અને તેથીજ મારો તમારી ઉપર દાવો છે. હે પ્રભુ! તેથીજ આપ અહીં પધાર્યા છો. હે કૃપાળુ! હે દયાળુ! હે કરુણાસિંધો! આ દાસ ઉપર આપની અનુપમ કૃપા હોવાથીજ આપ લાખો માણસોની સેવા, અમૂલ્ય સુકોમળ આસન, ગીત, વાદ્ય, નૃત્ય વગેરેનો પરિત્યાગ કરી આ નિર્જન પ્રદેશમાં, આ એક રેતીના રથમાં બિરાજી સેવકને કૃતાર્થ કરી રહ્યા છો. ધન્ય પ્રભુ! ધન્ય છે તમને! તમારા પ્રભુપણાની બલિહારી છે! મૂર્ખ માણસો આપનો મહિમા જાણતા નથી, તેઓ આપની કરુણાની અને ભક્તવત્સલતાની વાતો જાણતા નથી અને તેથીજ તેઓ અન્યાન્ય દેવોની ઉપાસના કરે છે. હે પ્રભુ! એવા મૂઢ પુરુષો તૃષાતુર થઇને પવિત્ર ગંગાજળનો ત્યાગ કરીને ગંગાકિનારે કૂવો ખોદવા બેસે છે. સુધા-અમૃત ત્યજીને વિષનું પાન કરે છે; પરંતુ હે નાથ! જ્યારે આપના મહિમાની ખબર પડે છે, ત્યારે તે અવિરત આપનુંજ ભજન કરે છે અને તમારાજ શરણે આવે છે. તે વખતે તે લોકો ઇંદ્રાદિ દેવતાઓની પણ સ્પૃહા રાખતા નથી, તમારા બળ ઉપર ઝઝૂમીને સંસારમાં કોઇનાથી પણ ભય પામતા નથી અને કેવળ આપના ચરણકમળનું ચિંતન અને ધ્યાન ધરે છે.”

"હે પ્રભુ! હું તમારો અપરાધી છું. મેં આપના અનેક ગુના કર્યા છે. આપની સાથે સ્વચ્છંદપણે વર્ત્યો છું, આપને કટુ વચનો પણ કહી ચૂકયો છું; પરંતુ હે દીનદયાળ! આપ તો કરુણાના સાગર કરુણાસિંધુ છો. આપના પવિત્ર અંતઃકરણમાં મારો દોષ વસતો નથી. આપ હંમેશા મારા અપરાધો માટે મને ક્ષમા કરો છો. હે પ્રભુ! આપનો મહિમા ન જાણવાથીજ મેં આજે આપને કટુ વચનો કહ્યાં છે. હે પ્રભુ! મને ક્ષમા કરો, મારી રક્ષા કરો."

"હે નાથ! તમે મારી ઉપર અપૂર્વ સ્નેહ રાખો છો, મને આપના પ્રાણથી પણ અધિક પ્યારો ગણો છો, તે હું પહેલાંથીજ જાણતો હતો; પરંતુ આજે આપે તેનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો છે. પ્રભુ! આજે નીલાદ્રિનગરમાં તમારો રથયાત્રનો મહોત્સવ છે. આજે ત્યાં આગળ આપના સુખસંભોગની સીમા–પરિસીમા નથી; પરંતુ આજે તમે તે નીલાદ્રિ નગરનો અને સુખસગવડનો પરિત્યાગ કરીને મારા જેવા કંગાળ પાસે આવી ઊભા છો. હે પ્રભુ! આ સ્થાને હું ભોગ–ઉપભોગ કયાંથી લાવું? હે પ્રભુ! હે દીનદયાળ! મેં બહુજ મોટી ભૂલ કરી છે. મેં આપના અદ્વિતીય મહોત્સવમાં વિક્ષેપ નાખીને મારા ભગવાનને કષ્ટમાં ઉતાર્યા છે. હે પ્રભુ! હવે મારી શી ગતિ થશે?"

ભક્તવત્સલ ભગવાન ભકતનું આત્મનિવેદન સાંભળીને પરમ સંતોષ પામ્યા. તેઓએ પ્રીતિપૂર્વક બલરામદાસને પોતાની પાસે બેસાડયા અને મૃદુ–મધુર હાસ્ય કરતાં કરતાં શ્રીમુખે બોલવા લાગ્યાઃ "બલરામ! પ્રાણપ્રિય બલરામ! મારો સઘળો આધાર મારા ભકતો ઉપર છે. મારા ભકતો મને પ્રાણથી પણ અધિક પ્રિય છે. ભકતો પોતાના નિશ્ચલ-નિર્મલ ભાવથી મને વશ કરી લે છે. મારી સુખસંપત્તિ તો મારા ભકતોના કથામૃતમાં છે. જે પુરુષના હૃદયમાં મારા મહિમાનું ચિંતન થયા કરે છે, તેજ મને

સુખ આપે છે. હું હમેશાં એવા મહાત્મા પુરુષોના હૃદયમાં બિરાજું છું. બલરામ ! હું સત્ય કહું છું, મનમાં લેશમાત્ર પણ સંશય લાવીશ નહિ.”

પ્રભુના શ્રીમુખમાંથી નીકળેલાં આ અપૂર્વ વચનો શ્રવણ કરીને બલરામદાસના આનંદનો પાર રહ્યો નહિ; પરંતુ પોતાના પ્રભુને આમ રેતીના રથમાં બેઠેલા જોઇને તેમને બહુજ માઠું લાગ્યું. આથી તેમણે એક નવીન પ્રકારથી રથયાત્રાનો મહોત્સવ ઊજવવાનો વિચાર કર્યો. ‘પરબ્રહ્મને રેતીના રથમાં કેમ બેસાડાય ?’ એ વિચારે તેમના મનને ચકડોળે ચઢાવ્યું. તેઓએ મનમાં ને મનમાં એક વિચિત્ર રથની યોજના ઘડી કાઢી. તેઓએ પોતાના હૃદયરૂપી આસન પર પ્રભુજીને પધરાવ્યા. આનંદરૂપ રથ રસ્તામાં ઊભો રાખી તેને કલ્પનારૂપી દોરડાં બાંધી દીધાં. પ્રકૃતિરૂપ ગોવાળમંડળી તે દોરડાંઓને ખેંચવા લાગી. સુગુણ–સારથિ રથ ઉપર બેસીને હર્ષથી ગાંડોઘેલો થઇ જઈ નાચતો–ગાતો રથને હાંકવા લાગ્યો. રાજસ–બુદ્ધિ હાથમાં ભવ્ય છડી લઇ હિંસા અને દુર્બુદ્ધિને પ્રહાર કરવા લાગી. મહત્તત્ત્વ ઘંટાનાદ કરવા લાગ્યું. શબ્દ–તત્ત્વ શંખ વગાડવા લાગ્યું. પંચપ્રાણ બ્રાહ્મણનું રૂપ લઇને સુબુદ્ધિ પંડયાને સાથે લઇને પૂજા કરાવવા લાગ્યા. ચૌદે બ્રહ્માંડમાં જે કાંઇ અપૂર્વ સામગ્રી મળી આવી તે સઘળી પ્રભુની સન્મુખ રજૂ થઇ. પૂજા થઈ અને પ્રભુને નૈવેદ્ય ધરાવવાનો સમય થયો. નૃપતિ મન, ચૈતન્ય મંત્રીને સાથે લઇને સુષુમ્ણા દરવાજેથી વિરાટ મહાપુરુષની પાસે આવી પહોંચ્યા. નૃપતિએ આવીને સેવકોને ભયને મારી કાઢવાની અને ક્રોધ, તામસભાવ, કુટિલતા, કપટ, કુમતિ, મિથ્યા ભાષણ, લોભ, મોહ, મદ, મત્સર, દાંભિકતા અને કુતર્કાદિ જે જે કોઇ ઊભું હોય તેને મારીને દૂર કરવાની આજ્ઞા આપી; મન–નૃપતિ આ પ્રમાણે આજ્ઞા આપીને શ્રીપર-

બ્રહ્મ પરમાત્માના શ્રીમુખનું ધ્યાન કરવા લાગ્યા.

આ પ્રમાણે અપૂર્વ અને અદ્ભુત રથયાત્રા કરીને બલરામદાસના આનંદનો પાર રહ્યો નહિ. હવે તેમને સંસારની સુખ-સમૃદ્ધિ, ઘરબાર–કશાની સ્પૃહા-ઇચ્છા રહી નહિ. રાત્રિદિવસનું ભાન નથી, ભૂખતરસનું પણ ભાન નથી. કેવળ એક મન, એક પ્રાણ અને એક ભાવથી તેઓ શ્રીજગન્નાથજીનું ભજન કરવા લાગ્યા. બલરામદાસનો આ વિશુદ્ધ ભાવ જોઇને શ્રીહરિ પણ પ્રસન્ન થઇ ગયા.

આણી તરફ નીલાચલ નગરમાં મહાન ઉત્પાત થઇ રહ્યો છે. અસંખ્ય માણસો નંદિઘોષ આદિ રથનાં દોરડાં પકડીને ખેંચે છે, પરંતુ રથ એક વેંત પણ ખસતો નથી. રથનું પૈડું સરખું પણ ફરતું નથી. બહુ બહુ પ્રયત્નો કર્યા, હતું તેટલું જોર કાઢ્યું, પણ સઘળું ફોકટ. રથ ચાલતો નથી. આખા નગરમાં આ વાત ફેલાઇ ગઇ. સઘળે હાહાકાર થઇ ગયો. સઘળા સ્તબ્ધ થઈ ગયા, અનેક તર્કવિતર્કો કરવા લાગ્યા અને રથ શા માટે અટકી પડયો છે, તેનું કારણ જાણવાને સઘળા આતુર થઇ ગયા. સઘળાએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ઉપાયો બતાવ્યા અને તે પ્રમાણે અનેક પ્રયત્નો કરવામાં આવ્યા; પરંતુ રથ એક તસુ પણ ખસ્યો નહિ.

છેવટે સઘળા થાકયા અને વિચારમાં પડી ગયા. હવે શું કરવું તે તેમને સૂઝ્યું નહિ, તેથી સઘળાએ મળી રાજા પાસે જવાનો વિચાર કર્યો. તરતજ તેઓ મહારાજા પાસે જઈ પહોંચ્યા અને રથનું સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યું. મહારાજા પણ એ વાત સાંભળીને ચકિત થઇ ગયા. આખરે આખા નગરમાં દાંડી પિટાવી અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પર્યંત–સ્ત્રીપુરુષ, બાલક, વૃદ્ધ–દરેકને રથનાં દોરડાં ખેંચવાની આજ્ઞા કરી.

મહારાજાની આજ્ઞા થતાંજ દશે દિશાઓમાંથી લોકનાં ટોળાં ને ટોળાં આવવા લાગ્યાં અને સમસ્ત પુરી નગરમાં તલ પડે એટલી પણ જગ્યા રહી નહિ. સઘળાં પોતપોતાનું બળ અજમાવવા લાગ્યાં; પરંતુ રથ તો જ્યાં હતો ત્યાંનો ત્યાંજ રહ્યો. અતિશય મહેનત કર્યા છતાં પણ રથ ખસ્યો નહિ.

આ જોઇને મહારાજા પણ બહુજ વિચારમાં પડી ગયા. તેઓ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યાઃ " હાય! હવે શું થશે ? નક્કી કાંઇ વિપત્તિ આવી પડવાની છે અને તેથીજ આજે રથ ચાલતો નથી." રાજાને અતિશય ચિંતા થવા લાગી. અનેકાનેક અશુભ આશંકાઓ થવા લાગી. એટલામાં તેમને એક ઉપાય સૂઝી આવ્યો. રાજ્યમાં જેટલા હાથી હોય તેટલા બધા લાવવાની આજ્ઞા કરી. મહારાજાની આજ્ઞાનું તેજ વખતે પ્રતિપાલન કરવામાં આવ્યું. નગરમાં જેટલા હાથી હતા, તે બધા લાવીને રથને હારબંધ જોડી દીધા. માવતો હાથમાં તીક્ષ્ણ અંકુશ લઇને હાથીઓના માથા ઉપર બેસી ગયા અને તેમને હાંકવા લાગ્યા. આણી તરફ મહારાજા પ્રતાપરુદ્રે પોતે સ્નાન કરીને શ્રી જગન્નાથજીની પૂજા કરી અને અનેક આજીજી–કાલાવાલા કરીને રથનું દોરડું હાથમાં લીધું. મહારાજાને આમ દોરડું પકડીને ઊભેલા જોઇને સકળ નાગરિકો પણ દોડી આવ્યા અને તેઓએ પણ બીજાં દોરડાં ઊંચકી લીધાં. ચારે તરફ હોહાકાર થઈ રહ્યો. આ વખતે કોણ જોઇ રહે ? સઘળા હાથમાં દોરડું ઝાલીને યથાશક્તિ ખેંચવા લાગ્યા. હાથીઓએ પણ જોર કરવા માંડયું, પણ સઘળું ફોકટ. રથ બિલકુલ ખસ્યો નહિ. રાજા અને અન્યાન્ય સર્વ લોક પ્રાણાંત પરિશ્રમ કરીને થાકી ગયા અને નિરાશ થઇને જેને જ્યાં જગ્યા મળી ત્યાં બેસી ગયા.

હવે સઘળા લોકો "શ્રીજગન્નાથજીનો કોપ થયો છે–કોપ

થયો છે" એમ કહેવા લાગ્યા. મહારાજા પણ મનમાં ને મનમાં એજ વિચાર કરવા લાગ્યા. તેઓ મનમાંજ બોલ્યાઃ "અરે મેં શ્રીહરિના અનેક અપરાધો કર્યા હશે, તેથીજ આજે રથ ચાલતો નથી. હાય! હવે શું થશે? હે પ્રભુ! તેં શું ધાર્યું છે? રથ શા માટે ચાલતો નથી?" આ પ્રમાણે વિચાર કરીને વારંવાર નિશ્વાસ મૂકવા લાગ્યા. આખરે તેઓ બહુજ ગભરાયા, તેથી જરા આરામ લેવાને એક દર્ભના લાંબા આસન ઉપર જઇને સૂતા. મનનો સંદેહ ટાળવાને બીજો કાંઇ ઉપાય ન જડવાથી શ્રીહરિનું સ્મરણ -આજીજી-કાલાવાલા કરવા લાગ્યા.

અંતર્યામી ભગવાનને મહારાજાના દુઃખની ખબર પડી. તેમણે મહારાજાને સ્વપ્નમાં કહ્યું કે, "હે રાજન્! તું શા માટે ગભરાય છે? હું તને જે કાંઇ કહું છું, તે શ્રવણ કર. હે રાજન્! જે મારો ભક્ત છે-જે રાત્રિ દિવસ મારૂંજ ધ્યાન ધર્યા કરે છે-જે અહર્નિંશ મારૂંજ રટણ કરવામાં નિમગ્ન રહે છે, તે કદી પણ અશુદ્ધ થતો નથી. તેનો દેહ, પ્રાણ, આત્મા, એ સઘળું પવિત્ર છે-પરમ પવિત્ર છે.

"શુચિ અશુચિ અથવા પવિત્ર અપવિત્રનો વિચાર પ્રાકૃત દેહમાં સંભવે છે. ભક્તનો દેહ અપ્રાકૃત છે અને તે હમેશાં પવિત્ર છે. તેમની આગળ પવિત્ર અપવિત્રનો વિચાર ટકી શકતો નથી. હે રાજન્! ભક્તનું ચરિત્ર બહુજ વિચિત્ર છે.

"હે રાજન્! બલરામદાસ મારો પરમ ભક્ત છે. તે પરમ હર્ષથી મારી પાસે આવ્યો હતો; પરંતુ સેવકોએ તેને મારીને કાઢી મૂક્યો છે અને તેથી તે રિસાઇને શ્રીચક્રતીર્થ ઉપર ચાલ્યો ગયો છે. તે દુઃખિત થઇને બાંકિમુહાનામાં જઇને બેઠો અને મનમાં ને મનમાં મારૂં ધ્યાન કરવા લાગ્યો. હું તેજ વખતે તેને જઇને

મળ્યો. એણે મને જે પરમ સુખ આપ્યું છે અને જેવી અપૂર્વ રીતે રથયાત્રા કરાવી છે, તેવું કોઇ પણ કરી શકે એમ નથી. હે રાજન્! તું તેના મનના ભાવ કેવી રીતે જાણી શકે? તેણે મને વશીભૂત કરી લીધો છે, તેથી હમણાં હું તેની પાસેજ બિરાજું છું, તો અહીંનો રથ કેવી રીતે ચાલે! બલરામે મને એવો તો બાંધી લીધો છે કે, તેને મૂકીને મારાથી અવાશે નહિ. હે રાજન્! ભક્તનું બંધન બહુજ સખ્ત હોય છે. તેનો ત્યાગ કરી શકાતો નથી. ભક્તની સાથે મારે કેટલી ઘનિષ્ઠતા–કેટલો અભિન્ન ભાવ છે તે સઘળા જાણતા નથી. હે રાજન્! ભક્ત તો મારૂં શરીર છે, મારૂં અંગ છે. હું તેમનો પ્રાણેશ્વર છું. ભક્ત કદી પણ મારાથી ભિન્ન થઇ શકતો નથી. ભક્ત અને ભગવાન એક સ્વરૂપ છે. હે રાજન્! મારા હાથમાં આ જે ચક્ર છે, તે હું કોને માટે ધારણ કરૂં છું? કેવળ ભક્તને માટેજ. એ ચક્ર ભક્તોનાં સંકટ ટાળીને તેમને સુખી કરવાને માટેજ છે. ભક્તને જે કાંઇ સુખદુઃખ ભોગવવું પડે છે, તે મારે પણ સહન કરવું પડે છે. હું ભક્તને સુખે સુખી અને ભક્તને દુઃખે દુઃખી રહું છું. હે રાજન્! ભક્તને સુખદુઃખ ભોગવવું પડતુંજ નથી. તે તો સઘળું મારી ઉપરજ નાખી દે છે અને પોતે નિશ્ચિંત થઇને ફરતો ફરે છે. હું મારા પોતાના સ્વાર્થની ખાતર તેનું દુઃખ દૂર કરૂં છું. ભક્તના સુખમાં મારૂં પોતાનુંજ સુખ હોવાથી હું સદાસર્વદા ભક્તને સુખી રાખવાની ચિંતા રાખું છું. ભક્તનું દુઃખ દૂર કરી તેને સુખી કરવો એજ મારૂં કર્તવ્ય છે.

“હે રાજન્! હું જે કાંઇ કહું છું તેમાં લેશમાત્ર પણ સંદેહ લાવીશ નહિ. હજુ પણ જે કાંઇ કહું તે સ્થિર ચિત્તે શ્રવણ કરી લે. જો તારે અહીંયાં રથયાત્રા કરવી હોય અને નંદિઘોષ રથને આખા ગામમાં ફેરવવો હોય તો હું કહું તેમ કર. જેમણે મારા ભક્તનું અપમાન કર્યું છે, જેમણે મારા ભક્તને નિરર્થક માર

આચો છે, તે સઘળા સેવકોને એકઠા કર અને તે દરેકના હાથ બાંધ; વળી એ ઉપરાંત તેમના ગળામાં કોડિયાં બાંધીને અને દાંતમાં તણખલાં ઘાલીને ધક્કા મારતાં મારતાં મારા ભક્ત બલરામદાસ-ની પાસે લઇ જા અને તે બધા પાસે તેની માફી મંગાવ. તું પણ જઇને બલરામદાસને સમજાવ અને તેનું મન મનાવીને અહીં તેડી લાવ. તે આવીને રથ ચલાવશે ત્યારેજ હું પણ રથમાં બિરાજીશ. જ્યાંસુધી બલરામદાસ રથ ચલાવવાની રજા આપશે નહિ, ત્યાંસુધી રથ ચાલવાનો નથી. હે રાજન્! ભક્તના વિશુદ્ધ ભાવમાંજ મારું સર્વસ્વ સમાયલું છે. હું ભક્તને અધીન છું-તેનો બંધાયેલો છું. ભક્તના આકર્ષણથીજ હું તેની પાસે ચાલ્યો ગયો છું. ભક્ત મને જ્યાં લઇ જાય ત્યાં જવા હું બંધાયલો છું. જ્યારે મારો ભક્ત નીલાચળમાં આવશે, ત્યારેજ હું પણ આવીશ. તેના સિવાય હું પણ આવી શકીશ નહિ."

એમ કહીને ભગવાન અંતર્ધાન થઇ ગયા. મહારાજા પણ જાગૃત થઇ ગયા અને એકદમ ઊઠયા. ઊઠીને તરતજ પોતાના માણસો પાસે સઘળા સેવકોને બોલાવી મંગાવ્યા અને તેમને શ્રીપરબ્રહ્મ જગન્નાથજીની આજ્ઞા કહી સંભળાવી. સઘળા આશ્ચર્ય-ચકિત થઇ ગયા અને બલરામદાસનું અપમાન કરવા માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. ત્યારપછી રાજાએ સઘળાને હારદોર ઊભા રાખીને તેમના હાથ બાંધ્યા, ગળામાં એકેક કોડિયું બાંધ્યું અને મોંમાં તણખલાં આપ્યાં. ત્યાર પછી તેમને ધક્કા મારીને બલરામદાસની પાસે લઇ જવામાં આવ્યા. બલરામદાસને દેખતાંજ સઘળા તેમની પાસે આળોટી પડયા અને પોતે કરેલા અપરાધ માટે માફી માગવા લાગ્યા. ત્યાર પછી ઊભા થઇને બે હાથ જોડી તેમને વિનંતિ કરવા લાગ્યા: "હે દેવ! હે ભક્ત! અમે તમારો મહાન અપરાધ કર્યો છે. અમે મૂઢ, તમારો પ્રતાપ-

મહિમા—જાણી શકયા નહિ. હે બલરામદાસ ! અમને અમારા અપરાધ માટે શિક્ષા પણ થઇ ગઇ છે, તો હવે અમને ક્ષમા કરો; ઊઠો, નીલાચળમાં ચાલો અને પરમ પ્રીતિથી શ્રી પરબ્રહ્મની રથયાત્રાનો મહોત્સવ ઊજવો. આપની ભક્તિને ધન્ય છે. અમે આપનો મહિમા જાણી શકયા નહિ.”

ત્યાર પછી રાજાએ બલરામદાસને વિનંતિ કરીને તેમને એક સુસજ્જિત અશ્વ ઉપર બેસાડયા અને વાજતેગાજતે નંદિઘોષ રથ પાસે લઇ આવ્યા અને પ્રભુની પાસે બેસાડીને તેમને જામા-પાઘડી પહેરાવી વિનયપૂર્વક કહ્યું કે, “હે ભક્તવર ! હવે દયા કરીને રથયાત્રા કરાવો. સઘળા આપનીજ વાટ જોતા હતા.”

રાજાનાં વિનીત વચનો અને સુમધુર શબ્દો સાંભળીને બલ-રામદાસ પ્રભુ તરફ એકાગ્ર ચિત્તે પ્રેમપૂર્વક જોઇને તેમની સ્તુતિ કરવા લાગ્યા કે,

“હે મહાબાહો ! હે કરુણાસાગર ! તમને નમસ્કાર છે. હે પ્રભુ ! તમારૂં ‘ભક્તવત્સલ’ નામ યથાર્થજ છે. હે પ્રભુ ! તમે તો કરુણાના મહામેરુ છો. મહામેરુ પર્વતની ઊંચાઇ માપી શકાય; પરંતુ આપની કરુણાનો પાર પમાય એમ નથી. હે દીનદયાળ ! આપની કરુણા અશેષ છે, અગાધ છે; તે માપી મપાય એમ નથી, ગણી ગણાય એમ નથી. જેમ જેમ આપની કૃપાનો—આપના મહિમાનો વિચાર કરતા જઇએ છીએ,તેમ તેમ તેમાં ઊંડા ઊતરતા જઇએ છીએ; પરંતુ પાર પમાતો નથી. હે પ્રભુ ! હવે દયા કરો. આપની વિશ્વંભર મૂર્તિનું સંવરણુ કરીને રથમાં બિરાજો અને રથયાત્રાનાં દર્શન કરાવી લોકને પાવન કરો. હે પ્રભુ ! તમે નિરા-ધારના આધાર અને શરણાગતની લાજ રાખનારા છો. આજે તે સઘળું પ્રત્યક્ષ જણાઇ ગયું છે. હે દીનદયાળ ! હે કૃપાનિધિ !

હવે રથમાં બિરાજીને રથને ચલાવવાની આજ્ઞા કરો. હે પ્રભુ! તમે ભક્તને આશ્રય આપો છો. ભક્તની ગતિ પણ તમે પોતેજ છો. હે કરુણાસિંધો! આપનો મહિમા સમસ્ત વિશ્વ-બ્રહ્માંડમાં પ્રસરી રહ્યો છે."

ભક્ત બલરામદાસને સ્વયં મહારાજાને હાથે આટલું બધું સન્માન મળ્યા છતાં તેઓને ગર્વ થયો નહિ. તેઓએ એ સઘળું શ્રી હરિનીજ કૃપા-પ્રસાદી તરીકે ગ્રહણ કર્યું અને મનમાં ને મનમાં તેનોજ આભાર માનવા લાગ્યા. પ્રભુના કાલાવાલા કરવા લાગ્યા. પહેલાં કરતાં વધારે નમ્ર અને વધારે નિર્મળ જણાવા લાગ્યા તથા પહેલાં કરતાં વધારે ભક્તિભાવથી શ્રીહરિનું સ્તવન કરવા લાગ્યા. ભક્ત અને ભગવાન એકરૂપ છે. ભક્ત એ ભગવાન-નો એક અંશ છે. ભક્ત બલરામ હવે શ્રીપ્રભુની પ્રેરણા સમજી ગયા અને એક દીન-હીન મનુષ્યની પેઠે સઘળાંને સંબોધીને કહેવા લાગ્યા કે: "ચાલો! ચાલો! હવે વિલંબ નથી. તમે સઘળાં હાથમાં દોરડાં પકડીને તૈયાર થઈ જાઓ. શ્રી ભક્તવત્સલ ભગવાન રથમાં બિરાજે છે."

બલરામદાસના મોંમાંથી આ શબ્દો નીકળતાંજ ગોવાળિયા-ઓ રથને તાણવા લાગ્યા, સઘળાં 'જય હરિ'ની ગંભીર ગર્જના કરવા લાગ્યાં, વિવિધ વાદ્યધ્વનિ સંભળાવા લાગ્યા, સ્ત્રી-મંડળે અપૂર્વ આનંદથી ગીત ગાવા માંડયાં અને સકળ સેવકોએ ઘંટાનાદથી અને કાંસીજોડાથી સકળ દિશાઓ ગજાવી મૂકી.

ચારે તરફ આમ આનંદોલ્લાસ થતો જોઈને શ્રી ભગવાન મહારાજા ઉપર બહુજ પ્રસન્ન થયા અને ભક્તના મહત્ત્વની રક્ષા કરવાને રથમાં બિરાજ્યા. ઘનઘોર ગર્જના સાથે તાલધ્વજ રથ ચાલવા માંડયો.સાથે સાથે વિજયા અને નંદિઘોષ રથો પણ ચાલ્યા.

ત્રણે રથો ગુંતિચા નગરમાં આવી પહોંચ્યા.

આ વિચિત્ર ઘટના જોઇને સ્વયં મહારાજા અને અન્યાન્ય લોકો ભક્ત બલરામદાસની પ્રશંસા કરવા લાગ્યા. ભક્ત અને ભગવાનના જય જયનાદથી ચારે દિશાઓ ગાજી ઊઠી. કોઇ ભક્તની તો કોઇ ભગવાનની વાહવાહ બોલવા લાગ્યા. કેટલાક બલરામદાસને જોઇને બોલવા લાગ્યા કે, “ હે ભક્ત ! તમને ધન્ય છે! તમારા જીવનને પણ ધન્ય છે ! તમે તમારી અપૂર્વ ભક્તિથી નારાયણને વશ કરી લીધા છે. હે ભક્ત ! તમને હજારો–લાખોવાર પ્રણામ છે. ” કેટલાક ભગવાન તરફ જોઇને પરમાનંદથી પ્રભુની ભક્તવત્સલતાની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે, “ હે ભગવન્! હે પ્રભુ ! હે દીનદયાળ ! તમારો મહિમા અગાધ છે–અપાર છે. આપ પરાપૂર્વથી ભક્તની રક્ષા કરતા આવ્યા છો અને કરો છો. આપ સદાસર્વદા આપના ભક્તનું ગૌરવ જાળવી રાખી લોકમાં તેમની પ્રતિષ્ઠા વધારો છો. આજે ભક્ત બલરામદાસને સહાય કરીને આપે આપની ભક્તવત્સલતા સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરી છે.” ત્યાર પછી સઘળા એકકે અવાજે બોલી ઊઠયાઃ “ આ બ્રહ્માંડમાં હરિભક્તજ સર્વોત્તમ છે. જે માણસ સાધુમહાત્માઓ અને ભગવદ્ભક્તોની સેવાચાકરી કરે છે, તે પણ શ્રીહરિનાં દર્શનનો અધિકારી થાય છે–તેજ સુખી થાય છે–તેજ ઇશ્વરનો માનીતો થાય છે; અને જે માણસ તેમની નિંદા કરે છે–તેમનો તિરસ્કાર કરે છે–અપમાન કરે છે, તે નરકનો અધિકારી થાય છે; તથા શ્રીહરિ સાથે વૈર બાંધીને સદાસર્વદા દુઃખમાં સડયા કરે છે. ”

આ બનાવ બન્યા પછી શ્રીપરબ્રહ્મ જગન્નાથજીની રથયાત્રાનાં દર્શન કરી સકળ લોક ભક્ત બલરામના અલૌકિક ભક્તિભાવનું ચિંતન કરતા કરતા પોતપોતાને ઘેર ગયા.

અહો ભગવન્ ! ધન્ય તમારી ભક્તવત્સલતાને ! વિશુદ્ધ ભક્તિ-

ની વાત દૂર મૂકીને એક સામાન્ય ભકિતના આભાસથી આપની ભકતવત્સલતા–કરુણાનું પ્રત્યક્ષ દર્શન થાય છે.આપ ભકતવત્સલ હોવાથીજ વેશ્યાસંગી બલરામ ઉપર આપે આટલી બધી કૃપા કરી છે. હે પ્રભુ ! જ્યારે બલરામદાસ જેવા ઉપર આપે આટલી બધી કરુણા કરી–આટલો બધો અપૂર્વ પ્રેમ બતાવ્યો, તો જે પુરુષ સદાસર્વદા સદાચારની રક્ષા કરીને વિશુદ્ધ ચરિત્ર જાળવી રાખીને અહર્નિશ આપનું ભજન કરે–ધ્યાન ધરે, તેના ઉપર આપ કેટલી કરુણા કરો–કેટલી પ્રીતિ–પ્રેમ રાખો !

હે પ્રભુ ! આ અસાર સંસારના વિકટ માર્ગમાં ચાલતાં ચાલતાં દરેક પગલે પડી જવાનો–પગલાં ચૂકી જવાનો ભય રહે છે અને પ્રાણિમાત્ર તેમાં પતિત થયા વિના રહેતું નથી. હે પ્રભુ! એવા હતભાગ્ય પતિત જીવ ઉપર આપ આટલી બધી દયા ન રાખો તો આપને 'પતિતપાવન' કોણ કહે ? આપના વિશુદ્ધ ભજન–પંથનું કોણ અવલંબન કરે ? હે પ્રભુ ! નિરપરાધી ઉપર તો સૌ કોઇ દયા લાવે છે; પરંતુ જે અપરાધી ઉપર પણ દયા લાવે છે તેજ મહાન છે. હે પ્રભુ ! તેમાંજ આપનું પ્રભુત્વ સમાયલું છે. હે દીનદયાળ ! તમે કદી પણ ભક્તના અપરાધોને મનમાં લાવતા નથી. તેઓને હમેશાં માફી આપો છો–તેમની અલ્પ સેવાથી પણ તમે સંતુષ્ટ થાઓ છો અને તેમની ઉપર બેહદ કરુણાની અમૃતધારા વરસાવો છો. હે પ્રભુ ! એક સંસ્કૃત કવિએ આપના માહાત્મ્યનું વર્ણન કરતાં યથાર્થજ કહ્યું છે કે,

भृत्यस्य पश्यति गुरूनपि नापराधान् ।
सेवां कृतामपि मनाग् वहुधाऽभ्युपैति ॥
आविष्करोति पिशुनेष्वपि नाभ्यसूयाम् ।
शीलेन निर्मलमतिः कमलेक्षणोऽयम् ॥





# ३–दीनबंधु दास

ભક્ત દીનબંધુ દાસનો જન્મ અવન્તી નગરમાં ઉત્તમ બ્રાહ્મણ કુળમાં થયો હતો. તેમના કુટુંબમાં પત્ની માલતી, બે પુત્રો અને એક પુત્રવધૂ એમ ચાર જણ હતાં. અહા ! ભગવાનની કેવી અપૂર્વ કૃપા કે એ કુટુંબનાં પાંચે જણાં એકજ મતનાં હતાં. ફક્ત તેમના શરીરજ ભિન્ન હતાં. સઘળાં શ્રીહરિના કથામૃતનું પાન કરનારાં, ભગવદ્ભજનમાં નિમગ્ન રહેનારાં અને શ્રીહરિના ચરણકમળમાં મન-પ્રાણ સમર્પણ કરનારાં હતાં, તેઓ સઘળાંને હરિકથા ઉપર બહુજ પ્રીતિ હતી. તેઓ પોતાનો ઘણોખરો સમય સાધુ સમાગમમાંજ ગાળતાં હતાં અને સાધુ મહાત્માઓનો સત્સંગ કરી, પોતાને સુખી માનતાં હતાં. બીજાનું ભલું કરવું–બીજાને સુખી કરવાં–એજ તેમનું જીવનવ્રત હતું. તેમના હસ્ત સાધુઓના ચરણ સેવવાને અને દુઃખી દરિદ્રને અન્નવસ્ત્ર આપવાને સદાસર્વદા તૈયાર રહેતા હતા. તેમને ત્યાંથી કોઇ પણ અતિથિ નિરાશ થઇને પાછો જતો નહિ. અતિથિ-સેવા એજ ગૃહસ્થનો પરમ ધર્મ છે અને અતિથિને પાછો વાળવાથી તે પોતાનાં સમસ્ત પાપ ગૃહસ્થને ઘેર મૂકતો જાય છે, એવી તેમની દૃઢ શ્રદ્ધા હોવાથી તેઓ અતિથિનો બહુજ સારી રીતે આદરસત્કાર કરતાં હતાં. જો પોતાથી તેમની (અતિથિની) આશાઓ પૂર્ણ થાય એમ ન હોય તો તેઓ

મધુર વાક્યથી તેમને સંતોષ પમાડતાં હતાં; પરંતુ તિરસ્કાર કરીને અથવા તો ચોખ્ખી ના પાડીને અતિથિનું મન દૂભવતાં નહિ.

જેવી રીતે કળી ફૂટતાંજ તેની સુગંધ ચારે તરફ પ્રસરી જાય છે, તેજ પ્રમાણે આ ભક્ત-કુટુંબની ખ્યાતિ પણ દિવસે દિવસે વધવા માંડી. જ્યાં ત્યાં એમના યશ ગવાવા માંડયા. પ્રકૃતિનું રાજ્ય ઓળંગીને ભગવાનના અપ્રાકૃત રાજ્યમાં પણ આ સમાચાર ફેલાઇ ગયા. શા માટે ન ફેલાય ? અતિથિના વેશમાં જે કોઈ આપણે ઘેર આવીને ઊભા રહે છે તે સઘળાને શું આપણે ઓળખી શકીએ છીએ? અતિથિઓમાં પણ કેટલાક સારા હોય તેમ કેટલાક નબળા પણ હોયજ; તેમ કેટલાક આ પ્રાકૃત રાજ્યના તો કેટલાક દૈવી-અપ્રાકૃત રાજ્યના હોય છે. જે કોઇ અતિથિનો સત્કાર કરે છે, તેને ત્યાં ગમે ત્યારે પણ એક વાર તો તે દૈવી-અપ્રાકૃત રાજ્યનો અતિથિ અવશ્ય આવી ચઢે છેજ; અને જો તેનો ત્યાં આગળ સારી રીતે આદર-સત્કાર થાય છે, જો તે ગૃહસ્થના આતિથ્યથી સંતુષ્ટ થાય છે, તો તે ગૃહસ્થનાં મહાન ધન્યભાગ્યજ સમજવાં. તેની કીર્તિ-યશ-ગૌરવ ત્રિલોકમાં ફેલાય છે અને જન્માંતરે તેને પરમ ધામની પ્રાપ્તિ થાય છે. ભક્ત દીનબંધુદાસના આતિથ્યનો મહિમા પણ ઠેઠ તે અપ્રાકૃત રાજ્યના અધિપતિ દીનબંધુ પ્રભુ સુધી પહોંચી ગયો.

આ સંસારમાં આપણે નાના પ્રકારની વ્યાકુળતાઓ જોઇ શકીએ છીએ; પરંતુ અમુક માણસ મને ચહાય છે! એ વાત સાંભળ-તાંજ તેને મેળવવા માટે, તેની પાસે જવાને માટે શ્રીપરબ્રહ્મ પરમાત્માને જે મહાન વ્યાકુળતા થઇ આવે છે, તેની આગળ આપણી ક્ષણિક સાંસારિક વ્યાકુળતાઓ કાંઇ પણ હિસાબમાં નથી. ભક્ત દીનબંધુ દાસની વાત સાંભળીને શ્રીભગવાન એકદમ ઊઠીને ઊભા થયા. અખિલ બ્રહ્માંડના નાથ, દીનદયાળ પ્રભુ દીનબંધુ દાસને પાવન કરવાને અવન્તી નગરમાં આવી પહોંચ્યા અને ભક્તની ખરે-

ખરી કસોટી કાઢી જોવા માટે તક્ષક નાગનું આવાહન કરી તેને દીનબંધુ દાસના જયેષ્ઠ પુત્રને કરડવાની આજ્ઞા કરી.

ભગવાનની આજ્ઞા પ્રમાણે તક્ષક નાગે તેજ વખતે જઇને દીનબંધુ દાસના જયેષ્ઠ પુત્રને દંશ કર્યો. તક્ષકના વિષની અસહ્ય વેદનાથી જોતજોતામાં તેનો જીવ નીકળી ગયો. જયેષ્ઠ પુત્રના અકાળ મૃત્યુથી સર્વના શોકની સીમા રહી નહિ. દીનબંધુ દાસ અને માલતી તો આભાંજ બની ગયાં. તેની સ્ત્રી કરુણ સ્વરે વિલાપ કરવા લાગી.

આજ સમયે અવન્તી નગરના રાજમાર્ગમાં એક અપૂર્વ સંન્યાસી સકળ નાગરિકોની દૃષ્ટિ આકર્ષવા લાગ્યો. તેણે હાથમાં દંડ અને કમંડળ લીધાં હતાં, સર્વાંગે વિભૂતિ ચોળી હતી અને ભગવી કફની પહેરેલી હતી. તેનું રૂપ જોઇને સઘળા તેની સામું જોવા લાગ્યા અને તેના અપૂર્વ તેજથી અંજાઇને તેને નમન કરવા લાગ્યા. સંન્યાસી રાજમાર્ગમાં પૂછવા લાગ્યા કે, "હે ભાઇ! ભકત દીનબંધુ દાસનું ઘર કયાં છે?"

સંન્યાસી મહારાજ બધાને પૂછતા પૂછતા દીનબંધુ દાસના ઘર આગળ આવી પહોંચ્યા અને બારણા આગળ ઊભા રહીને "દીનબંધુ દાસ, ઓ દીનબંધુ દાસ" એમ ઘાંટો પાડીને ભક્તને બોલાવવા લાગ્યા. સંન્યાસીના ઉચ્ચ સ્વરે ઘરમાં થતા ક્રન્દન–કોલાહલને ભેદી નાખીને દીનબંધુ દાસ વગેરેના કર્ણકુહરમાં પ્રવેશ કર્યો. સંન્યાસીના સ્વરમાં કેવી મોહિની શક્તિ હતી તેનું વર્ણન થઇ શકે એમ નથી. તેમના અમૃતથી પણ સુમધુર લાગતા સ્વરથી સઘળાં વિમુગ્ધ થઇ ગયાં, સઘળાંનો શોકસંતાપ જતો રહ્યો અને સાથે સાથે તેમનો વિલાપ પણ શાંત પડી ગયો. દીનબંધુ દાસે જરા પાણી લઇને મોં ધોઈ નાખ્યું અને આંસુ પણ લૂછી નાખ્યાં; જાણે કાંઇ બન્યુંજ નથી એમ સઘળું ક્ષણ વાર વિસારે પાડીને તેઓ બહાર આવ્યા અને સંન્યાસીની મૂર્તિને

જોઇને આનંદભેર તેમને પ્રણામ કર્યા. ત્યાર પછી બે હાથ જોડીને અતિ નમ્ર વચને સંન્યાસી મહારાજને કહેવા લાગ્યા કે, "પધારો, પધારો મહારાજ! આ અધમને જે આજ્ઞા હોય તે ફરમાવો."

દીનબંધુ દાસનું કથન સાંભળીને સંન્યાસી મહારાજ ગંભીર સ્વરે કહેવા લાગ્યા: "અરે દીનબંધુ દાસ! મેં સાંભળ્યું છે કે, તું પરમ આદરપૂર્વક અતિથિનો સત્કાર કરે છે અને દીનહીન દુઃખી માણસોને અન્નવસ્ત્ર આપીને સંતોષે છે, તેથી હું તારી પાસે આવ્યો છું. હું ક્ષુધાતુર છું, માટે આ ક્ષણેજ મને ભિક્ષા અપાવ."

સંન્યાસીની વાત સાંભળીને દીનબંધુ દાસે ભક્તિપૂર્વક તેમને પ્રણામ કરીને કહ્યું: "મહારાજ! આવો, આ આસન ઉપર બેસો. હું હમણાંજ આવું છું."

અતિથિને આસન ઉપર બેસાડી દીનબંધુ દાસ ઘરમાં ગયા અને સ્ત્રીપુત્રાદિ પાસે જઇને કહેવા લાગ્યા કે, "અરે! બારણે એક ક્ષુધાતુર સંન્યાસી આવીને બેઠા છે અને ભિક્ષા માગી રહ્યા છે. આણી તરફ પુત્રનો મૃત દેહ પડેલો છે, તો હવે શું કરવું? આવા વિકટ પ્રસંગે તમારાથી અતિથિની સેવા થશે કે નહિ તે જલદીથી બોલી જાઓ."

દીનબંધુ દાસનાં અતિથિભક્તિયુક્ત વચન શ્રવણ કરીને તેમની પત્ની, પુત્રવધૂ અને કનિષ્ઠ પુત્ર સઘળાં એકે અવાજે બોલી ઊઠયાં કે, "અરે! મરી ગયેલું કાંઇ પાછું આવવાનું નથી, માટે અતિથિસેવા કરવી એજ યોગ્ય છે. અતિથિને નિરાશ કરી પાછો કાઢવો એ તો મહાપાતકનું કામ છે; માટે આપણે પહેલાં તો અતિથિસત્કાર કરી લઇએ અને ત્યાર પછીજ આ મૃતદેહનું જે કાંઇ કરવું હશે તે કરશું."

સર્વેના મુખમાંથી અતિથિસેવા કરવાનો નિશ્ચય સાંભળીને

દીનબંધુ દાસ બહુજ ખુશ થયા. તેઓ હર્ષઘેલા થઇ ગયા. તેઓ પોતાને આવું કુટુંબ મળેલું જોઇ પ્રભુનો ઉપકાર માનવા લાગ્યા. ત્યાર પછી એક મજબૂત ચાદર લાવીને તેમાં પુત્રના મૃતદેહને સુવાડયો અને તેની ગાંસડી બાંધીને એક ખૂણામાં સંતાડી દીધી તથા સઘળાંએ મળીને ઘરને લીંપી નાખ્યું અને પછી સ્નાનાદિ કરી શુદ્ધ થઇને રાંધવા માંડયું. રસોઈ તૈયાર થઈ ગઇ એટલે દીનબંધુ દાસ સંન્યાસી મહારાજને ઘરમાં તેડી લાવ્યા અને તેમને આસન ઉપર બેસાડીને ભોજ્ય પદાર્થ પીરસવા લાગ્યા.

સઘળી વસ્તુઓ આવી ગઇ અને સંન્યાસી મહારાજને જમવાની સૂચના અપાઇ, પરંતુ સંન્યાસી મહારાજે એક નવુંજ તૂત કાઢયું. પોતાની થાળીમાં સકળ અન્નપાનાદિ વનસ્પતિઆહાર પીરસેલો જોઇને તેઓ જરા અસંતોષ બતાવીને બોલી ઊઠયાઃ "અરે! સઘળું તૈયાર કર્યું, પણ આમિષ (માંસ) તો રાંધ્યુંજ નહિ; તે વિના તો હું આહાર નહિ કરૂં; હું તો હવે અહીંથી ચાલ્યો જઇશ. આ ભોજનનો મારે ઉપયોગ નથી." એમ કહીને સંન્યાસી મહારાજે ઊઠવા માંડયું. દીનબંધુ દાસ અને બીજાં બધાં સ્તબ્ધ થઇ ગયાં. ત્યાર પછી અતિથિસેવાપરાયણ એ બ્રાહ્મણ–પરિવાર વિનયથી સંન્યાસી મહારાજને કહેવા લાગ્યોઃ "હે મહારાજ! આપ એક ક્ષણભર થોભી જાઓ. અમે હમણાંજ માંસ તૈયાર કરી આપીએ છીએ. વૈષ્ણવ સંન્યાસીઓ સર્વદા નિરામિષ (માંસ વગરનો) વનસ્પતિનો આહાર કરે છે, તેથી અમે અજાણતાં આપને માટે પણ એજ પ્રમાણે ભોજન તૈયાર કર્યું છે. હે દેવ! અમારો અપરાધ ક્ષમા કરો અને ઘડીભર થોભી જાઓ."

સંન્યાસી મહારાજ પોતાન આસન ઉપર બેસી રહ્યા. આણી તરફ દીનબંધુ દાસ બહાર ગયા અને જેટલાં મળ્યાં તેટલાં મત્સ્ય લઇ આવ્યા અને તેમને તૈયાર કરાવ્યાં. પાકસામગ્રી યથા-

વિધિ તૈયાર થઈ ગઇ એટલે સંન્યાસી મહારાજના ભાણામાં પીરસીને જમવાની પ્રાર્થના કરી; પરંતુ આ વખતે પણ સંન્યાસી મહારાજે જમવા માંડયું નહિ. આ વખતે તેમણે એક નવીજ વાત ઉપાડી. તેમણે કહ્યું: "હે દીનબંધુ દાસ! તમે તો માત્ર એકજ થાળી પીરસેલી દેખાય છે; પરંતુ હું એકલો કદી પણ ભોજન કરતો નથી, માટે ઘરમાં જેટલાં માણસો હોય તે સઘળાંનાં ભાણાં પીરસાવો અને તમે સઘળાં મારી સાથે જમવા બેસો; નહિ તો મારે પણ ખાવાની જરૂર નથી."

સંન્યાસી મહારાજની વાત સાંભળીને સઘળાં વિચારમાં પડી ગયાં અને એકબીજાની સામું જોવાં લાગ્યાં. તેઓ પોતપોતાના મનમાંજ વિચાર કરવા લાગ્યાં: "અરે! જો ભોજન કરવા નહિ બેસીએ તો, નક્કી સંન્યાસી મહારાજ ભોજન કરશે નહિ અને નિરાશ થઇને ચાલ્યા જશે; માટે મૂંગે મોઢે સંન્યાસી મહારાજની પાસે બેસીને ભોજન કરી લેવું એજ ઠીક છે."

આ રીતે સઘળાંએ એકમત થઈને બધાનાં ભાણાં પીરસ્યાં; ત્યાર પછી સઘળાં સંન્યાસી મહારાજની સામું જોઇ રહ્યાં અને સંન્યાસી મહારાજ કયારે જમવા માંડે છે તેની વાટ જોવા લાગ્યાં.

આ પ્રમાણે સંન્યાસી મહારાજ જે કાંઇ કહે છે તે પ્રમાણે દીનબંધુ દાસ વર્તે છે. તેમના કહેવાથી સઘળાં જમવા બેઠાં, પણ સંન્યાસી મહારાજ જમવા માંડતા નથી તે જોઇને તેમનું મન આકુળવ્યાકુળ થવા લાગ્યું. તેઓ મનમાં ને મનમાં અનેક તર્ક-વિતર્ક કરવા લાગ્યા. આખરે સંન્યાસી મહારાજે મૌન તોડયું. તેઓએ એક નવીજ વાત ઉપાડી. આ વખતે તેમણે કોપ પ્રદર્શિત કર્યો નહિ; પરંતુ સહાસ્ય વદને દીનબંધુ દાસને કહેવા માંડયું કે, "અરે, દીનબંધુ દાસ! મેં ગામમાં આવીને તપાસ કરી તો, તમારા ઘરમાં તમે, તમારાં પત્ની, બે પુત્રો અને એક

પુત્રવધૂ એમ પાંચ જણુ નિવાસ કરો છે, એવું જાણ્યું હતું; પરંતુ મારી સાથે તો તમે ચારજ જણુ જમવા બેઠાં છો. તમારો બીજો પુત્ર કયાં છે? તેને બોલાવી લાવો. જયારે તે આવશે ત્યારેજ હું ભોજન કરીશ."

ઉપર્યુક્ત વચનો સાંભળીને દીનબંધુ દાસના હોશકોશ ઊડી ગયા. તેમનું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. તેમનામાં એક શબ્દ પણ બોલવાની શક્તિ રહી નહિ. તેઓ ફકત અશ્રુભર્યાં લોચને સંન્યાસી તરફ જોઈ રહ્યા; જાણે તેમણે સંન્યાસી મહારાજનો મહાન અપરાધ કર્યો હોય તેમ શરમિંદા પડી ગયા અને અશ્રુવિસર્જન કરતા કરતા ધ્રૂજતે શરીરે ઊભા રહ્યા.

દીનબંધુ દાસની આ પ્રમાણે એકાએક વિપરીત અવસ્થા થયેલી જોઇને સંન્યાસી મહારાજ બોલી ઊઠયાઃ "અરે દીનબંધુ દાસ! તમને આટલો બધો ભય શા માટે થાય છે? આમ શા માટે ધ્રૂજો છો? હિંમત રાખો; જે કાંઇ હોય તે સાચેસાચું કહી દો. તમારો બીજો પુત્ર કયાં છે?"

આ વખતે ચારે જણાં સંન્યાસી મહારાજના ચરણકમળમાં આળોટી પડયાં. થોડી વારે દીનબંધુ દાસ જરા ધૈર્ય ધારણ કરીને બોલ્યાઃ "મહારાજ! સાચે સાચી વાત કહી દઉં છું. આપ ક્રોધ કરશો નહિ. મારો તે પુત્ર આપ પધાર્યા તે પહેલાંજ સર્પદંશથી મરણ પામ્યો છે. અમે આપનો સત્કાર કરવા માટે ગૃહસ્થાશ્રમો-ચિત આતિથ્યધર્મનું પાલન કરવા માટે તેને ઘરના એક ખૂણામાં સંતાડી રાખ્યો છે, તો હવે જે આજ્ઞા હોય તે કહો."

સંન્યાસી મહારાજ આશ્ચર્યચકિત થઇને બોલી ઊઠયાઃ "અરે, આ શું! શું તમે સત્ય કહો છો? જોઉં, જોઉં, મને તો તમારા કહેવા ઉપર વિશ્વાસ પડતો નથી. તમારા તે પુત્રના મૃત દેહને અહીં લઇ આવો જોઉં."

બિચારા દીનબંધુ દાસ શું કરે ? સંન્યાસી મહારાજની આજ્ઞા પ્રમાણે આ પુરુષ ઘરમાં જઇને પોતાના પ્રિય પુત્રનો ચાદરમાં બાંધેલો મૃત દેહ બહાર લઇ આવ્યા અને સંન્યાસી મહારાજની પાસે લઇ જઇને ચાદર છોડી નાખી. તે જોઇને સંન્યાસી મહારાજ ઊભા થઈ ગયા અને બહુજ શોક કરવા લાગ્યા. થોડી વાર પછી તેઓ દીનબંધુ દાસને કહેવા લાગ્યા: "અરે ! દીનબંધુ દાસ ! તને જ્ઞાની કોણ કહે ? મારા ધારવા પ્રમાણે તો તું એક મહાન દુષ્ટ-માં દુષ્ટ–નિર્દય પુરુષ છે. અરે ! હજુ પુત્રનો મૃત દેહ–મડદું પણ ઘરમાં પડી રહ્યું છે અને તું તો પરમ આનંદપૂર્વક મારી સાથે ભોજન કરવા બેઠો છે. તારા જેવો નિર્દય, કઠોર અને પાપી પિતા બીજો કોણ હોય ?"

સંન્યાસીનાં વચન સાંભળીને દીનબંધુ દાસ બોલ્યા: "મહારાજ ! આપનું કહેવું સત્ય હશે, પણ મારી ફક્ત એક વાત શ્રવણ કરી લો. મહારાજ ! કહો, આ સંસારમાં કોનો પિતા ને કોનો પુત્ર ? આ સંસાર આમ્રવૃક્ષ જેવો છે. તેને યથા સમયે મોર બેસે છે; ત્યાર પછી તે પણ ખરી જાય છે અને નાની નાની કેરી-ઓ–ફળ બેસે છે. તેમાંથી કેટલીક મોટી થાય છે અને કેટલીકનો થોડા સમયમાંજ વિનાશ થાય છે. જે કેરીઓ મોટી થાય છે અને પાકે છે, તે પણ કાળે કરીને પડી જાય છે અથવા મનુષ્યો પોતાના ઉપભોગને માટે તોડી જાય છે. આ પ્રમાણે નાની મોટી સઘળી કેરીઓનો વિનાશ થાય છે. એમાં કોણ કોનો શોક કરે ? આ સંસારમાં પણ તેજ પ્રમાણે છે. બાળક, યુવાન, સ્ત્રી યા પુરુષ ગમે તે હો; પરંતુ કાળચક્રમાંથી કોઇ પણ છટકી જાય એમ નથી. રંક અને રાય સઘળાને માથે કાળચક્ર ભમ્યાજ કરે છે અને વહેલું મોડું એક દિવસ સઘળાનેજ મરવાનું છે. મારા પુત્રના જીવનની મર્યાદા આવી પહોંચી હશે, તેથી તે પરબ્રહ્મ પરમાત્માના દર-

બારમાં ચાલ્યો ગયો છે. અમારો સમય આવશે એટલે અમે પણ ચાલવા માંડીશું; માટે નિરર્થક શોક કરવાથી ફાયદાયે શું? અમારાથી અતિથિસેવા થાય છે એજ અમે તો અમારા સદ્ભાગ્યની વાત સમજીએ છીએ, એજ અમને પરમ લાભ છે.”

દીનબંધુ દાસનો પ્રત્યુત્તર સાંભળીને સંન્યાસી મહારાજ હસવા લાગ્યા. તેઓ કાંઈ પણ બોલ્યા નહિ. થોડી વાર રહીને દીનબંધુ દાસની પત્નીને ઉદ્દેશીને બોલવા લાગ્યાઃ “અરે! તમારૂં હૃદય પણ કેવું કઠોર છે? તમે તો પુત્રની માતા છો. પિતા કરતાં માતાને પુત્રનું બહુજ લાગે છે, એવો સ્વાભાવિક નિયમ હોવા છતાં પણ તમે તમારા પુત્રના મડદા પર બેસીને ખાવા તૈયાર થઇ ગયાં એ શું? આ તે કેવી કઠોરતા?”

એ સાંભળીને તે સંન્યાસી મહારાજને નમન કરીને ધીમે ધીમે બોલ્યાં: “મહારાજ! હું આપને મારા અંતઃકરણની વાત કહું છું. હું કોણ અને મારો પુત્ર કોણ? મારે ને એને શો સંબંધ? જેમ એક કુંભાર પોતાના ચાકળા ઉપર મટોડીનો એક મોટો લોંદો મૂકીને તેમાંથી તરેહ તરેહનાં વાસણો તૈયાર કરે છે, તરેહ તરેહના ઘાટ ઘડે છે, તેજ પ્રમાણે આ સંસારની માયા પણ પ્રવર્તે છે. ઘાટ ઘડતી વખતે કેટલાક ઘાટ–વાસણ બરાબર ઊતરે છે, તો કેટલાકનો તેજ વખતે વિનાશ થાય છે. વળી એમાંથી જે કંઇક બચે છે, તેમાંથી કેટલાંક નિભાડામાં ભાંગી–ફૂટી જાય છે; પરંતુ કુંભાર તેને માટે શોક કરતો નથી. તેજ પ્રમાણે મારે પણ મારા પુત્ર માટે શોક કરવો જોઇએ નહિ. અસાર સંસારમાં કોઇ કોઇને સંબંધ નથી. પંખીના ટોળાની પેઠે રાત્રિએ સઘળાં એકઠાં થાય છે અને સવાર થતાંજ સૌ ઊડી જાય છે. એમાં એકબીજાં સાથેના કૃત્રિમ સંબંધ વગેરે જે કાંઇ માલૂમ પડે છે તે સઘળી માયાનીજ લીલા છે.”

દીનબંધુનાં પત્નીનું સંભાષણુ સાંભળીને સંન્યાસી મહારાજ પરમ સંતોષ પામ્યા. પછી તેમણે દીનબંધુ દાસના બીજા પુત્રને બોલાવીને કહ્યું કે, "હે ભાઇ! તું કેવા કઠિન કાળજાનો છે? આ વિશ્વમાં બંધુપ્રેમ એજ સત્ય પ્રેમ કહેવાય છે. તારો મોટો ભાઇ ગુજરી ગયો છે, છતાં તું મારી સાથે જમવાને તૈયાર થઇ ગયો તેથી તને શરમ નથી આવતી? તારા જેવો અજ્ઞાની, મૂર્ખ અને નિર્દય આ વિશ્વમાં બીજો કોણ હશે?"

સંન્યાસી મહારાજને આ પ્રમાણે પોતાને ઠપકો આપતા જોઇને બ્રાહ્મણકુમાર વિનયપૂર્વક બોલ્યો: "હે સંન્યાસી મહારાજ! મારી વાત સાંભળી લો. તમે આજે જેને મારા મોટાભાઇ તરીકે ઓળખાવો છો તે કેટલીએ વાર મારો નાનોભાઇ થઇ ગયો હશે. વળી એ મારો મોટોભાઇ કેટલા જન્મ સુધી? હે મહારાજ! આ સંસારમાં કોઇ કોઇનું છેજ નહિ. સમસ્ત સંસારજ માયાની જાળરૂપજ છે. આ સંસાર એ સંસાર નથી; પરંતુ એક હાટ–બજાર છે. હાટમાં ગામ ગામના વેપારીઓ અનેક પ્રકારનો માલ લઇને વેચવા આવે છે. તે વખતે તેઓમાં પરસ્પર કોઇ જાતનો સંબંધ અથવા તો ઓળખાણુપિછાન ન હોવા છતાં પણ જાણે એકજ માબાપના પુત્રો હોય તે પ્રમાણે એકબીજા સાથે હળીમળીને–હસીરમીને પોતાનો વેપાર કરે છે; પરંતુ જ્યારે પોતાનો માલ વેચાઇ જાય છે અથવા તો હાટ બંધ થઇ જાય છે, ત્યારે કોઇ કોઇની દરકાર કરતું નથી. સૌ સૌને રસ્તે ચાલવા માંડે છે. આ સંસારરૂપી હાટની પણુ એજ દશા છે. એ હાટમાં પણુ વેપાર પૂરો થયા પછી કોઇ કોઇનો સંગ કરતું નથી. મોટાભાઇનો વેપાર પૂરો થઇ ગયો, એટલે તેણે ચાલવા માંડયું અને હજુ મારો વેપાર પૂરો થયો નથી તેથી હું જીવું છું. હે મહારાજ! શું જેનો માલ વેચાયો પણુ ન હોય–જેનો વેપાર પૂરો ન

થયો હોય તે શું બીજા-વેપાર કરી પરવારેલા-વેપારીની સાથે ચાલવા માંડશે ? અમે, આજે આપનું આતિથ્ય કરી શક્યા એજ અમારા પરમ ભાગ્યની વાત માનીએ છીએ. ”

બ્રાહ્મણકુમારનો પ્રત્યુત્તર સાંભળીને સંન્યાસી મહારાજ બહુજ આનંદ પામવા લાગ્યા અને મનમાં તેની બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યા. હવે ફક્ત દીનબંધુ દાસનાં પુત્રવધૂની-મરનાર જયેષ્ઠ પુત્રની સ્ત્રીની પરીક્ષા લઇ જોવાનો વિચાર થયો, તેથી તેને કહેવા લાગ્યા કે, “ હે બહેન ! તમારો પણ આચારવ્યવહાર કેવા પ્રકારનો છે ? આ સંસારમાં પતિ એજ સ્ત્રીનું યથાસર્વસ્વ છે. તેના વિના તેનું જીવન નિરર્થક છે. તારો પતિ મરી ગયો છે; તને વૈધવ્ય પ્રાપ્ત થયું છે; હજુ તેનું મડદું પણ ઘરબહાર નીકળ્યું નથી અને તું તો આમ મારી સાથે ભોજન કરવાને તૈયાર થઇ ગઇ છે. કેવા આશ્ચર્યની વાત ! આ તે શો જુલમ ! સ્ત્રીઓની લાગણી પણ આવી કઠોર હશે ? હે બહેન ! હવે તને વૈધવ્ય પ્રાપ્ત થયું છે, તેથી હવે તારે તો વિધવાના આચારવિચાર રાખવા જોઇએ.”

એ સાંભળીને તે વિધવા બોલી કે, “ મહારાજ ! મારી પણ એક વાત સાંભળી લો. આ સંસારમાં પતિ કોણ અને પત્ની કોણ ? જેમ વર્ષાઋતુમાં જ્યારે પૂર આવે છે, ત્યારે સઘળે જળ જળ બંબાકાર થઇ જાય છે, પ્રવાહ પૂર જોસથી વહ્યા કરે છે, તે પ્રબળ પ્રવાહ એક વનના બંને કિનારા આગળ થઇને વહી રહ્યો છે, તેવામાં એક ઝાડ તેના વમળમાં આવી ગયું. જોતજોતામાં ઝાડ મૂળમાંથી ઊખડી પડયું અને પ્રવાહમાં તણાવા લાગ્યું. શું પાસે ઊભેલું બીજું ઝાડ પણ તેની સાથે તણાઇ જશે ? ના, ના, તે તો ત્યાંનું ત્યાંજ રહેશે. આ સંસારમાં મનુષ્યોની પણ એવીજ દશા છે. કાળરૂપી પ્રવાહના વમળમાં જે કોઈ આવ્યું તે ચાલ્યું જાય છે અને બીજા ઊભા ઊભા જોયા કરે છે. તેઓ કોઇ તેની સાથે

જઇ શકતા નથી. હે મહારાજ ! આ સંસાર તે લીલામય શ્રીહરિનું લીલાક્ષેત્ર છે. એની અંદર શ્રીહરિ અનેક રમતો રમ્યા કરે છે, અનેક ખેલો કરે છે. કોઇને હસાવે છે તો કોઇને રડાવે છે; કોઇને મેળવી આપે છે તો કોઇને જુદાં પાડે છે; કોઇને સુખી કરે છે તો કોઇને દુઃખી કરે છે. એમ શ્રીહરિ પોતે અનેક પ્રકારની વિચિત્ર લીલાઓ કરે છે. મારા પતિની અવધ પૂરી થઇ, એટલે તેમણે ચાલવા માંડયું. હજી મારી અવધ પૂરી થઈ નથી એટલે હું જીવું છું. મારો વારો આવશે, એટલે હું પણ ચાલવા માંડીશ. આવી સ્થિતિમાં પણ જો અતિથિસત્કાર થશે તો પરમેશ્વરનો ઉપકાર માનીશ અને તેનું ભજન કર્યા કરીશ. ”

આ સાંભળીને સંન્યાસી મહારાજના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ મનમાં ને મનમાંજ બોલવા લાગ્યા: “ અહો ! આ ચારે જણાંને ધન્ય છે ! ધન્ય છે ! ધન્ય છે આવા ભગવદ્ભકતોને ! ! ! ” એમ કહીને સંન્યાસી મહારાજ પોતાના કમંડળમાંથી થોડું જળ અને તુલસીપત્ર લઇને તે મૃત–પુત્રના શબના મુખ ઉપર પાણી છાંટી ગંભીર સ્વરે બોલ્યા: “ હે વિપ્રકુમાર ! બેઠા થાઓ, બેઠા થાઓ. ”

સંન્યાસી મહારાજનું વચન પૂર્ણ થતાંજ મૃત શરીરમાં જીવન–શકિતનો સંચાર થયેલો જણાયો. વિપ્રકુમાર જેમ ગાઢ નિદ્રામાંથી જાગૃત થતો હોય તેમ આળસ મરડીને બેઠો થયો અને પોતાની પાસે તે અપૂર્વ સંન્યાસીની મૂર્તિને ઊભેલી જોઇને તેમના ચરણકમળમાં આળોટી પડયો.

સંન્યાસીનો પ્રભાવ જોઇને સઘળા આશ્ચર્યચકિત થઈ ગયાં. તેમના આનંદની સીમા રહી નહિ. તેઓ પણ સંન્યાસી મહારાજને વારંવાર નમન કરવા લાગ્યાં. તેમનાં નિશ્ચલ નયનોમાં અશ્રુધારા વહેવા લાગી. સઘળાં મનમાં ને મનમાંજ આ સંન્યાસી

મહારાજ કોણ હશે ? તેનો વિચાર કરવા લાગ્યાં.

ત્યાર પછી સંન્યાસી સજીવન થયેલા વિપ્રકુમારને સંબોધીને કહેવા લાગ્યા કે, "હે કુમાર ! ખરેખર આજે મેં એક અપૂર્વ કૌતુક જોયું. જો, આ તારાં માતા, પિતા, ભાઈ અને વનિતા સઘળાં તારી કમાઈ ઉપર આધાર રાખીને તાગડધિન્ના કરે છે; પરંતુ આજે તું મરી ગયો છે એમ જાણવા છતાં પણ તારા મૃત–દેહને સંતાડીને ભોજન જમવાને બેસી ગયાં છે; અને ! આ તે કેવી નિર્દયતા ! તેં એમના ઘરમાં ક્યાં જન્મ લીધો ? ખરેખર તારા જીવનને ધિક્કાર છે, ધિક્કાર છે."

સંન્યાસી મહારાજનાં વચન સાંભળીને બ્રાહ્મણકુમાર બોલી ઊઠ્યોઃ "મહારાજ ! આપ જ્ઞાની થઈને આમ શા માટે બોલો છો ? આ સંસારમાં કોની માતા ને કોના પિતા ? કોનો ભાઇ ને કોની સ્ત્રી ? આ સંસારજ મિથ્યા છે. એમાં કોઈ કોઇનું થયું નથી અને થવાનું પણ નથી. સાંભળો, મહારાજ ! ઘોરતમ ગ્રીષ્મ કાળ છે. સૂર્ય ખરેખરો તપ્યો છે. માર્ગમાં ચારપાંચ કે વીસ-પચીસ મુસાફરો ચાલ્યા જાય છે. તેઓ તાપથી આકુળવ્યાકુળ થઇ ગયા છે. જતાં જતાં રસ્તામાં એક વિશાળ વૃક્ષ તેમના જોવામાં આવ્યું અને સઘળાજ વિસામો લેવાને તે વૃક્ષની શીતળ છાયામાં બેઠા. થોડી વાર પછી–કલાક બે કલાક પછી–જરા તડકો નરમ પડયો એટલે એક પછી એક ઊઠીને સૌએ ચાલવા માંડયું. રસ્તામાંનું વૃક્ષ રસ્તામાંજ પડી રહ્યું. આ સંસારમાં એમજ છે. આ સંસાર પણ એક વૃક્ષરૂપ છે. જેમ માર્ગના વૃક્ષની છાયામાં તાપથી પીડાઇને મુસાફરો વિશ્રાંતિ લેવાને એકઠા થયા હતા તેજ પ્રમાણે આ સંસારવૃક્ષ નીચે પણ હજારો મનુષ્યો પૂર્વજન્મના ઋણાનુબંધથી એકબીજાને આવી મળે છે અને આખરે જેમ તાપ નરમ પડતાંજ સઘળા મુસાફરો પોતપોતાને માર્ગે ચાલ્યા જાય

છે, તે પ્રમાણે તેઓ પણ પોતાનું ઋણ વાળી દઇને ચાલવા માંડે છે. એકબીજાનું માગતું-લેણું આપવાનેજ આ સંસારમાં બધા એકઠા મળી આવે છે અને તે અદા થતાંજ જુદા પડે છે. સંસારનો સંબંધજ આ પ્રકારનો છે, તો એમાં કોણે કોનો શોક કરવો? આ સમયમાં પણ જેઓ શ્રીકૃષ્ણ પરમાત્માના ભજનમાં અને સાધુસંતોની સેવામાં દિવસો નિર્ગમન કરે છે, તેમનુંજ જીવન ધન્ય અને કૃતાર્થ થાય છે અને તેમની આશાઓ સફળ થાય છે."

કુમારની વાત સાંભળીને સંન્યાસી મહારાજના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ મનમાં ને મનમાં બોલવા લાગ્યા કે, "અહો! આ પાંચે જણાંના વિચારો કેવા વિશુદ્ધ છે, કેવા ઉચ્ચ છે! એમને ધારણ કરીનેજ આજે પૃથ્વી ટકી રહી છે."

ત્યાર પછી સંન્યાસી મહારાજ અસ્ખલિત આનંદથી હસતા હસતા બોલ્યા: "દીનબંધુ દાસ, વત્સ! તમારાં પાંચે જણનો અકપટ-શુદ્ધ વ્યવહાર, અતિથિસેવાનો અનુરાગ અને શ્રીહરિમાં નિઃસ્વાર્થ ભક્તિ જોઇને મને ઘણોજ આનંદ થાય છે. ખરેખર, તમે સઘળાં પરમ સુખમાં જીવન ગાળીને મોક્ષપદને પામશો."

સંન્યાસી મહારાજનો આશીર્વાદ સાંભળીને સઘળાં તેમના ચરણમાં આળોટી પડયાં. વારંવાર નમસ્કાર કરવા લાગ્યાં. તેમના ચરણકમળમાંથી કોઇને પણ ઊઠવાનું મન થતું નથી, તે જોઇને સંન્યાસી મહારાજે સઘળાંને માથે હાથ ફેરવ્યો અને તેમને ઊઠવાનો આગ્રહ કરીને બોલ્યા કે, "હે ભક્તો! તમે સદાસર્વદા વિશ્વનિયંતા ભગવાનનું ભજન કરજો. સંસાર તમને કાંઇ પણ હાનિ કરી શકે તેમ નથી."

આ વખતે સઘળાંની સ્થિતિ બહુજ વિચિત્ર પ્રકારની થઇ ગઇ હતી. જાણે તેઓ કાંઇક ઘેનમાં પડયાં હોય તેમ સંન્યાસી

મહારાજના ચરણકમળમાં પડી રહ્યાં છે. સઘળાંનાં મન, પ્રાણ અને શરીર એકરૂપ બની ગયાં છે. સંન્યાસી મહારાજના ચરણમાંથી કોઇ પણ ઊઠતું નથી. તેઓ આ વખતે એક અપૂર્વ અદ્વિતીય આનંદ અનુભવે છે. આ વખતે તેમને એક અપૂર્વ ધ્વનિ કર્ણગોચર થયો કે, " હવે હું જાઉં છું અને મારી સાથે તમારી અલાબલા, આપત્તિવિપત્તિ લેતો જાઉં છું. હું તમને ભૂલી જઈશ નહિ અને તમે પણ આ અપૂર્વ આનંદને ભૂલી જશો ના. આજથી હું તમારો અને તમે મારાં છો, એ વાત સદાસર્વદા યાદ રાખજો. હું કોણ છું ? હુંજ તે જગજીવન ભગવાન ! "

છેલ્લા શબ્દો શ્રવણ થતાંજ સઘળાં ચમકી ઊઠયાં અને સંન્યાસી મહારાજનાં–સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માનાં દર્શન કરવાને નેત્રો ઉઘાડયાં;પરંતુ તે દિવ્ય જ્યોતિર્મય સંન્યાસીની મૂર્તિ તો કયારનીયે અલોપ થઇ ગઇ હતી. આ સંસારમાં જે કાંઇ મેળવવાનું છે તે મળી ચૂકેલું જોઇને તેઓ પરમ આનંદ પામ્યાં હતાં; પરંતુ એક પળમાંજ તેનો વિયોગ થયેલો જોઇને અત્યંત આકુળવ્યાકુળ થઇ ગયાં. તેઓ એકદમ ઊભાં થઇ ગયાં અને સંન્યાસીની શોધ કરવા લાગ્યાં; પરંતુ હાય ! તે સંન્યાસી કે ભગવાન બેમાંથી એક પણ માલૂમ પડયા નહિ.

ત્યારપછી તે પાંચે જણાં રડતાં રડતાં ભગવાનને ઉદ્દેશીને બોલવા લાગ્યાઃ " હે પ્રભુ ! હે દીનદયાળ ! હવે તને દયાળુ કોણ કહેશે ? હે પરબ્રહ્મ ! તમારા જેવું કઠિન હૃદયવાળું આ અખિલ વિશ્વ–બ્રહ્માંડમાં પણ કોઇ નહિ હોય. જયારે આપવાની ઇચ્છાજ નહોતી તોપછી રત્નની ખાણ બતાવવાનું શું પ્રયોજન ? હે પ્રભુ ! તમે આમ એકાએક એ રત્નને શા માટે ખૂંચવી લીધું ? અરે ! અમને એક વખત પેટ ભરીને જોઇ પણ લેવા દીધું નહિ. જરા જોયું–ના જોયું એટલામાં તો આપે તરતજ પાછું ખેંચી

લીધું. હે વિશ્વંભર! તમે ખરેખરા માયાવી છો. બ્રહ્માદિ દેવતાઓ પણ આપની માયાથી મુગ્ધ થઇ જાય છે. તેઓ પણ તમારી લીલા જાણી શકતા નથી, તો અમારૂં શું ગજું? હે પ્રભુ! અમે વધારે શું કહીએ? આપ તો સર્વશક્તિમાન છો. તમે અમારા ઉપર પ્રસન્ન થઇને જે મોહન–મંત્રનો ઉપદેશ આપ્યો છે, જે પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી છે, તે પ્રમાણે અમારૂં વર્તન રખાવવું તમારાજ હાથમાં છે."

ભગવાનનો આશીર્વાદ વ્યર્થ ગયો નહિ. ત્યાર પછી તેમના વરદાન પ્રમાણે દીનબંધુ દાસ પરિવાર સહ અતિથિસેવા, સાધુસંગ અને ઈશ્વરભજન કરીને પરમ સુખથી દિવસ નિર્ગમન કરવા લાગ્યા અને દેહાંતે શ્રી હરિનું અભયપદ પામ્યા.

અમે આ વખતે ભક્ત કે ભગવાનની જયઘોષણા કરીશું નહિ, પરંતુ આ વખતે ગૃહસ્થાશ્રમની જય બોલાવીશું. એ આશ્રમમાંજ આવી અમૃતોપમ અતિથિસેવા થઇ શકે છે અને એ અતિથિસેવાજ ભગવાનને અતિથિવેષે આકર્ષી લાવે છે. વાચક બંધુ! જો તું ગૃહસ્થાશ્રમી હોય તો તો તું તારૂં પરમ સૌભાગ્યજ સમજજે; કારણકે એ આશ્રમમાંજ અતિથિસેવા–અતિથિસત્કાર થઇ શકે છે. જો તારાથી અતિથિસેવા થઇ તો પછી તને ભય શાનો અને બીજી ભાવનાએ શાની હોય? હવે તો તું અતિથિસેવા કરીને કૃતાર્થ થજે! જો બીજી સેવા કરવાની તારી શક્તિ ન હોય તો, બે ચાર મધુર વાક્યોથી પણ તેને સંતુષ્ટ કરજે. જો એ પ્રમાણે કરતો રહીશ તો દીનબંધુ દાસની પેઠે તારે ઘેર પણ કોઇ વાર તે અનાથનો નાથ અતિથિનું રૂપ લઇને પધારશે.



# ૪–विश्वंभर दास

ભકત વિશ્વંભર દાસ, ઓડિસા પ્રાંતમાં આવેલા ચેન્ટોનાલ નામના અતિ પ્રસિદ્ધ સ્થાનમાં નિવાસ કરતા હતા. તેઓ કરણ જાતના વાણિયા હતા. તેમના ઘરમાં તેમની સ્ત્રી, એક પુત્ર અને પોતે ત્રણ જણ હતાં. વિશ્વંભર દાસ પરમ ભકત હતા. તેમની પત્નીનું નામ રેવતી હતું. તે પણ પતિવ્રતા અને પરમ સાધ્વી સ્ત્રી હતી. પુત્ર રઘુનાથ પણ આજ્ઞાપાલક હતો. આ પ્રમાણે ત્રણે જણાં પવિત્ર અને પરમાત્મામાં પ્રીતિ રાખવાવાળા હતાં. જાણે ત્રણે એકજ સૂરનાં જુદાં જુદાં યંત્રો હોય એમ હતું. એકના હૃદયતંત્રમાં જે સ્વર વાગવા માંડે, તેજ સ્વર અન્યના હૃદયમાં પણ આપોઆપ ઝણકાર કરી ઊઠતો હતો. ત્રણેની મતિગતિ એક માત્ર શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમળમાંજ હતી. ત્રણે જણ નિત્ય શ્રીમદ્ભાગવતનું અધ્યયન કરતાં હતાં. દરરોજ સંધ્યાકાળે ત્રણે જણ શ્રીકૃષ્ણ ભગવાનનું નામસ્મરણ કરતાં હતાં, તેમના યશોગાન–ભજનકીર્તન ગાતાં હતાં. જો કોઈ ભજન ગાનાર આવી પહોંચતું તો તો તેમના આનંદની સીમાજ રહેતી નહિ. તેઓ તેને બિલકુલ પણ વીલો મૂકતાં નહિ, તેમ જલદીથી ઊઠવા પણ દેતાં નહિ. જયારે જયારે તે પોતાને ઘેર જવાને ઊભો થાય, ત્યારે ત્યારે તેઓ 'હવે જરા બેસો, ફકત એક ભજન ગાઇને જાઓ' એમ

વારંવાર આગ્રહ કરીને તેને બેસાડતાં અને તેને મુખે પરમાત્માનાં યશોગાન શ્રવણ કરીને પરમ આનંદ પામતાં હતાં. આવા ભજન ગાનાર ઉપર તેમને બહુજ પ્રેમ હતો. તેઓ તેને પોતાના ગુરુ બરોબર ગણતાં અને તેનો બહુજ સારી રીતે આદરસત્કાર કરતાં હતાં.

વિશ્વંભર દાસની સ્થિતિ સાધારણ હતી; પરંતુ તેમને બારણે બ્રાહ્મણ, વૈષ્ણવ, યોગી, સંન્યાસી, અતિથિ–અભ્યાગત જે કોઇ આવી ચઢતો તે સર્વને, કોઇને અન્ન, કોઇને વસ્ત્ર, કોઇને જળ તો કોઇને વિનય–વચનથી પણ સંતુષ્ટ કરવાને ચૂકતા નહિ. તેમના મુખમાંથી નકાર કદી પણ નીકળતો નહિ.

વિશ્વંભર દાસને ઘેર આ પ્રમાણે સાધુસંતોનો આદરસત્કાર થતો હોવાથી જોતજોતામાં ભકત વિશ્વંભર દાસની કીર્તિ સંસારમાં પ્રસરી ગઇ.

ભગવાનના પરમ પ્રિય ભગવદ્ભકતો કદી પણ એકજ સ્થાનમાં નિવાસ કરતા નથી. તેઓ તીર્થયાત્રાના નિમિત્તે પણ પર્યટન કરવા નીકળે છે. ફકત એકજ વાર શુદ્ધ અંતઃકરણથી જેનું નામ-સ્મરણ કરવાથી અપવિત્ર પણ પવિત્ર થઈ જાય, તે ભગવાનને જેણે પોતાના અંતઃકરણનાં પૂરી રાખ્યો છે, તેને તીર્થયાત્રા કરવાની જરૂર હોતી નથી; તેમની તીર્થયાત્રા તો જનકલ્યાણને માટે–પ્રાણીઓના ઉદ્ધારને માટેજ હોય છે. વળી લોકોનાં પાપ ધોઇ ધોઇને તીર્થમાં જે મલિનતા આવી જાય છે, તેનો પણ તેઓ નાશ કરે છે.

એક દિવસ કેટલાક સંન્યાસીનું ઝુંડ અનેક તીર્થોમાં વિચરતું વિશ્વંભર દાસના ગામમાં આવી પહોંચ્યું. ઘણા યાત્રાળુને મોઢેથી વિશ્વંભર દાસનાં વખાણ સાંભળેલા હોવાથી તે સાધુઓ પણ વિશ્વંભર દાસને ઘેરજ આવી પહોંચ્યા. બહુ મોડું થઇ ગયું છે, સૂર્યાસ્ત થઇ ગયો છે; સાધુઓ બારણે ઊભા ઊભા વિશ્વંભર દાસને બૂમો પાડી રહ્યા છે.

વિશ્વંભર દાસ આ વખતે પોતાનાં સ્ત્રી અને પુત્ર સાથે ભગવદ્-ભજન કરી રહ્યા છે. સાધુઓનો ઉચ્ચ સ્વર તેમના સાંભળવામાં આવ્યો. તરતજ તેઓ ઊભા થયા અને ક્ષણવારમાં તેમની પાસે આવી પહોંચ્યા. વિશ્વંભર દાસે સર્વ સાધુઓને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને અતિનમ્ર વાણીથી કહેવા લાગ્યા કે, "હે મહાત્માઓ! આજે હું કૃતાર્થ થયો છું. આપે અહીં પધારીને મારા ઘરને પાવન કર્યું છે. આ સેવક આપની સેવામાં હાજરજ છે, તો હવે શી આજ્ઞા છે, તે જણાવવાને કૃપા કરો."

વિશ્વંભર દાસનાં નમ્ર અને વિનીત વચનો સાંભળીને સાધુ-વૃંદને ઘણોજ આનંદ થયો. તેઓ માંહોમાંહે વિશ્વંભર દાસની પ્રશંસા કરવા લાગ્યા. થોડી વાર રહીને તેમાંથી એક આગેવાન સાધુ બોલ્યોઃ "ભાઇ વિશ્વંભર દાસ! અમે ઘણાજ ક્ષુધાતુર છીએ; માટે હવે વાસણ, લાકડાં, અનાજ ઘી વગેરે લાવી આપો."

વિશ્વંભર દાસ "જેવી આજ્ઞા" કહીને ઘરમાં ગયા અને પોતાનાં સ્ત્રીપુત્ર સાથે મસલત કરીને સાધુઓને જમાડવાને જોઇતી સામગ્રી એકઠી કરવા લાગ્યા. સઘળું મળી આવ્યું; પરંતુ ઘરમાં ઘી મળે નહિ. વિશ્વંભર દાસ વિચારમાં પડી ગયા. એક પછી એક સઘળી વસ્તુઓ બહાર મૂકી દીધી અને ત્યારપછી હાથ જોડીને કહેવા લાગ્યાઃ "મહારાજ! સઘળી વસ્તુઓ મળી આવી છે; પરંતુ ઘી નથી માટે ક્ષમા કરજો."

એ સાંભળીને સાધુઓ બોલી ઊઠયાઃ "અરે! ઘી વિનાનું ભોજન તે ભોજનજ નહિ. વળી ઘી વિના ભગવાનને થાળ પણ કેવી રીતે ધરાવાય? માટે ઘી વગર તો ચાલશેજ નહિ."

એ સાંભળીને વિશ્વંભર દાસનો પુત્ર રઘુનાથ સાધુઓને પગે લાગીને બોલ્યોઃ "મહારાજ! કૃપા કરીને રાંધવાનું શરૂ કરો.

દીનબંધુની કૃપાથી આપ રાંધી રહેશો તે પહેલાં ઘી મળી આવશે.” રઘુનાથનાં વચન સાંભળીને સાધુઓએ રાંધવાનું શરૂ કર્યું.

ત્યાર પછી પિતાપુત્ર બંને ઘરમાં ગયા અને ઘી ક્યાંથી લાવવું તેનો વિચાર કરવા લાગ્યા. “આટલી મોડી રાત્રે ઘી ક્યાંથી મળે? અને જો નજ મળે તો તો પછી અતિથિ પાછા જશે અને રસોઇ બગડશે. વળી જ્યાંસુધી શરીરમાં પ્રાણ હોય, ત્યાંસુધી અતિથિને પાછા પણ કેમ જવા દેવાય? હવે શું કરવું?” એમ કહેતા કહેતા વિશ્વંભર દાસ માથે હાથ દઇને જમીન ઉપર બેસી ગયા અને શોક કરવા લાગ્યા. રઘુનાથને પિતાની આ સ્થિતિ જોઇને બહુજ લાગી આવ્યું. તે તેમને આશ્વાસન આપતાં કહેવા લાગ્યોઃ “ચાલો, ચાલો, પિતાજી! આમ અધીરા થવાથી શું વળશે? ગામમાં તપાસ તો કરીએ! પછી જે થવાનું હશે તે થશે.”

ત્યાર પછી પિતાપુત્ર બહાર નીકળ્યા અને આખા ગામમાં ફરી વળ્યા; પરંતુ કોઇ પણ ઠેકાણેથી ઘી મળ્યું નહિ. બંને જણ પાછા ઘેર આવ્યા અને ઊંડા વિચારમાં પડી ગયા. વારંવાર ઊંડા નિઃશ્વાસો નાખતા તેઓ સામસામા બેઠા. થોડી વાર પછી વિશ્વંભર દાસ એકાએક બોલી ઊઠયાઃ “વત્સ! આતુરની સેવા માટે કદાચ અસત્ય બોલવું પડે અને ચોરી પણ કરવી પડે, તો તેમાં પાપ લાગતું નથી. આપણે ઘીને માટે આખું ગામ માથે કર્યું છતાં ઘી મળ્યું નહિ, તો હવે છેલ્લો ઉપાય એજ રહ્યો કે, સાધુઓની સેવા-માટે કોઇ ગૃહસ્થના ઘરમાં ચોરી કરવી. રાત પણ ઘણી વીતી ગઇ છે, તો એ સિવાય બીજો ઉપાય નથી.”

પિતાના વિચારને પુત્રે અનુમોદન આપ્યું અને બંનેએ કોઇ શ્રીમંતના ઘરમાંથી ઘી ચોરી લાવવાનો નિશ્ચય કર્યો. તરતજ રઘુનાથ અને વિશ્વંભર દાસ ઊઠયા. એક તીક્ષ્ણ હથિયાર અને એક કોશ (નરાજ) લઇને શ્રીભગવાનનું સ્મરણ કરતા કરતા ઘરની બહાર

નીકળ્યા અને કોના ઘરમાં પ્રવેશ કરવો તેનો વિચાર કરતા કરતા રાજમાર્ગ ઉપર આવી પહોંચ્યા. સાધુસેવાના નિષ્કપટ અનુરાગે પિતાપુત્ર–બંનેના મન ઉપર પોતાની સંપૂર્ણ સત્તા જમાવી છે. આથી વિશ્વંભર દાસને ' ચોરી કરવી એ મહાપાપ છે અને તેમ કરતાં પકડાવાથી ઇજ્જત આબરૂ–જતી રહેશે' તેનો વિચાર સરખો પણ થતો નથી. ચાલતાં ચાલતાં તેમની નજર એક મોટી હવેલી ઉપર પડી. પિતાપુત્ર ત્યાંજ ઊભા અને એજ ઘરમાં ખાતર પાડ-વાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી નરાજવડે તે ઘરની ભીંતમાં મોટું બાકું પાડયું અને રઘુનાથે ઘરમાં પ્રવેશ કર્યો. વિશ્વંભર બહાર ઊભા ઊભા પહેરો ભરવા લાગ્યા.

શ્રીમંતનું ઘર, એટલે જયાં જુએ ત્યાં ધનરત્નજ હાથમાં આવે. રઘુનાથને પણ એમજ થયું. તેણે ઘણી ઘણી તપાસ કરી પરંતુ ભંડાર, ઘરેણાં, રૂપિયા, રત્નો, સોનાનાં વાસણકૂસણો અને બીજા અમૂલ્ય પદાર્થો સિવાય બીજું કાંઇ તેના હાથમાં આવ્યું નહિ. રઘુનાથ ગભરાયો. જેમ જેમ વધારે વધારે તપાસ કરતો ગયો, તેમ તેમ બીજા અનેક ધનરત્નના ભંડારો તેના જોવામાં આવ્યા; પરંતુ તેને ધનરત્નનું શું કામ હતું ? તેને તો માત્ર ઘીજ જોઇતું હતું. તપાસ કરતાં છેવટે એક ઓરડામાં પેસતાં કેટલાંક ઘીનાં વાસણો તેના જોવામાં આવ્યાં. હવે રઘુનાથના આનંદની સીમા રહી નહિ. આ વખતે તે ગાંડોઘેલો થઈ ગયો અને પરમ કૃપાળુ પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો. ત્યાર પછી તેણે તેમાંથી ઘીનાં બે વાસણો લીધાં અને છીંડા પાસે જઇને પિતાને આપી દીધાં.હવે પોતે પણ તે છીંડામાંથી બહાર નીકળવાની તૈયારી કરવા લાગ્યો. ઘીનાં વાસણો મળી આવવાથી રઘુનાથના પિતા વિશ્વંભર દાસના આનંદનો પણ પાર રહ્યો નહિ.તેઓ પ્રભુનો ઉપકાર માની આનંદ-માં લીન થઇ ગયા અને પોતે ચોરી કરવાને આવ્યા છે તે ક્ષણ-

વાર ભૂલી ગયા. તેમના આનંદ–ધ્વનિથી તે ઘરધણી જાગી ઊઠયો. તેણે રઘુનાથને છીંડામાંથી નાસતો જોયો. રઘુનાથનું અડધું શરીર બહાર નીકળી ગયું હતું; પણ કેડથી પગ સુધીનો ભાગ હજુ ઘરમાંજ રહ્યો હતો. તે જોઇને ઘરધણી એકાએક દોડી આવ્યો અને રઘુનાથના પગ પકડી તેને તાણવા લાગ્યો.

રઘુનાથ મહાન વિપત્તિમાં આવી પડયો. પોતાનું ધડ છીંડાની બહાર છે, પગ ઘરમાં છે અને વચલો ભાગ હજુ છીંડામાંજ છે. પોતાની મેળે હવે તેનાથી બહાર નીકળાય એમ નહોતું, તેથી તેણે પિતાને બૂમ પાડી કહ્યું કે, "અરે, પિતાજી! આમ આવો હું પકડાઇ ગયો છું. ઘરધણીએ મારા બંને પગ પકડયા છે, માટે મારાથી બહાર અવાતું નથી. તમે મારૂં માથું પકડીને ખેંચી કાઢો, બીજો ઉપાય નથી."

વિશ્વંભર દાસ શું કરે? પુત્રનું વચન સાંભળીને તેઓ કંપવા લાગ્યા. તેઓ સર્વભયહારી શ્રીહરિનું સ્મરણ કરતા કરતા રઘુનાથને તાણવા લાગ્યા. બહારથી પોતે ખેંચે છે અને ઘરમાંથી ઘરધણી ખેંચે છે, એટલે રઘુનાથથી તો બહાર નીકળાતુંજ નથી. તેની દશા બહુજ શોચનીય થઇ પડી છે. વિશ્વંભર દાસ અને ઘરધણી બંને સરખા બળવાળા છે. કોઇ કોઇનાથી જાય એમ નથી. તેથી રઘુ-નાથને દારુણ કષ્ટ સહન કરવું પડે છે. ઘરધણી રઘુનાથને ઘરમાં પણ ખેંચી શકતો નથી, વિશ્વંભરદાસ તેને બહાર પણ કાઢી શકતા નથી. આ પ્રમાણે ખેંચાખેંચીમાં કેટલોક સમય વહી ગયો અને રાત્રિ પણ ઘણી વીતી ગઈ. જે સાધુની સેવાને માટે આ ઘોર કષ્ટ સહન કરવાનું વહોરી લીધું છે, તેઓ જો ચાલ્યા જાય તો પછી 'અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ' એવો ઘાટ થઇ જાય; એ વિચારે રઘુનાથનું મન ચકડોળે ચઢાવ્યું. છેવટે તેણે પિતાને દૃઢતાથી કહ્યું: "હે પિતાજી! હવે ઢીલ કરવામાં ફાયદો નથી. તમે મારૂં માથું કાપી

નાખો; વિલંબ કરશો નહિ. આણી તરફ જુઓ, રાત્રિ પણ ઘણી વીતી ગઈ છે. ઘેર ભૂખ્યા તરસ્યા સાધુઓ આપણી વાટ જોઇને બેસી રહ્યા હશે. સવાર થતાંજ સઘળાં મને ઓળખશે, મારૂં મહત્ત્વ જતું રહેશે અને શિક્ષા ભોગવવી પડશે. એટલું થતાંયે સાધુસેવા થશે નહિ. જેને માટે આટલું કષ્ટ વેઠયું છે તે સઘળું વ્યર્થ જશે, માટે સાધુસેવાયે થાય અને મારૂં મહત્ત્વ પણ જળવાઇ રહે એમ કરો. મારૂં માથું કાપી જશો એટલે મને કોઇ ઓળખી શકશે નહિ. હવે વિલંબ કરવાનો નથી. તમારી પાસેના તીક્ષ્ણ હથિયારથી મારૂં માથું કાપી નાખી, ઘીનાં વાસણો લઇને ઘેર ચાલ્યા જાઓ." રઘુનાથનું વચન સાંભળીને વિશ્વંભર દાસ સ્તબ્ધ થઇ ગયા. શું કરવું તે તેમને સૂઝયું નહિ. સ્નેહ, ભય અને શોકથી તેઓ આકુળ-વ્યાકુળ થઇ ગયા. સાધુસેવાની મુખ્ય વાત પણ તે વખતે તેમના અંતઃકરણમાંથી ખસી ગઇ. આ પ્રમાણે પિતાને વિલંબ કરતા જોઇને રઘુનાથ એકદમ ગુસ્સાથી બોલી ઊઠયોઃ "પિતાજી! શું કરો છો ? માયામાં ફસાતા નહિ. તમારા હાથમાં તીક્ષ્ણ હથિયાર તો છે, છતાં શા માટે વિલંબ કરો છો ? એકજ ઘાએ મારૂં માથું છેદી નાખો. પિતાજી! આપણો ઉદ્દેશ ભૂલશો નહિ. જે કામ કરવાને બહાર નીકળ્યા છીએ તે યાદ કરો અને મારૂં મસ્તક છેદી નાખો. પિતાજી! સાધુસેવાને માટે–અતિથિસત્કારને માટે મોહજાળમાં ન ફસાતાં મારૂં મસ્તક છેદી નાખો અને સાધુસેવા કરો, વિલંબ ન કરો."

હાય અનુરાગ ! તું આ પ્રમાણે દરેકને અંધ બનાવી દે છે. હાય ! તું કોઇને કાંઈ સૂઝવા દેતોજ નથી. તારા પ્રભાવથી મનુષ્ય પોતાનું ભાન ભૂલી જાય છે. તેનું હિતાહિત અને કર્તવ્યાકર્તવ્ય-નું જ્ઞાન પણ લુપ્ત થઇ જાય છે. તે દરેક વસ્તુમાં તનેજ દેખે છે. તારો પ્રભાવ મોટો છે, તારો મહિમા અપાર છે. જો તું કોઇને

ધનમાંજ નાખે તો પછી તે તેને કદી પણ છોડી શકતો નથી. તે બીજું બધુંજ ભૂલી જાય છે. કેવળ ધનનેજ જોયા કરે છે. બીજાની વાત તો દૂર રહી પણ તે ભગવાનને પણ ભૂલી જાય છે. તેને ધર્માધર્મ અને કર્માકર્મ કશુંજ સૂઝતું નથી. કેવળ ધન, ધન અને ધનજ જુએ છે. ધનનાંજ સ્વપ્ન આવ્યા કરે છે. હે અનુરાગ ! એજ પ્રમાણે તું જેને કામિનીના પાશમાં નાખી દે છે તેની પણ એવીજ દશા થાય છે. તે કામિની સિવાય બીજું કાંઇ જોતોજ નથી. એ કામિનીની લહેમાં માન–અપમાન–લજ્જા–ભય સઘળુંજ ભૂલી જાય છે. હિતાહિતનો વિચાર પણ જતો રહે છે. એજ પ્રમાણે જેને જેને તું જે જે વિષયમાં લપટાવી દે છે, તે તે વિષયમાંથી તે બહારજ નીકળી શકતો નથી. આજે તેં વિશ્વંભર દાસને સાધુસેવાની લહે લગાડી છે, તો તે તેમાં કર્તવ્યાકર્તવ્યનું ભાન ભૂલે તેમાં શું નવાઇ? તારા પાશમાં સપડાયા પછી–તારો રંગ લાગ્યા પછી–શું તે પોતાના પુત્રનું મસ્તક નહિ છેદે ? નહિ, નહિ; જરૂર છેદશેજ. જો, જો, વિશ્વંભર દાસ હવે તૈયાર થઇ ગયા છે. જો, જો, એમણે હાથમાં તીક્ષ્ણ હથિયારને ધારણ કર્યું છે અને પુત્રનું મસ્તક કાપવા માટે હાથ ઉપાડે છે. અહા ! જો, જો તેમણે પુત્રના મસ્તક ઉપર તે તીક્ષ્ણ અસ્ત્રથી પ્રબલ પ્રહાર કર્યો. અહા ! જો, જો, પુત્ર રઘુનાથનાં ધડ–મસ્તક જુદાં પડી ગયાં. લોહીની ધારા વહેવા લાગી. અરે અનુરાગ ! જો, જો, હવે તું એકલોજ જો. હવે હું જોઈ શકતો નથી અને બતાવી પણ શકતો નથી; માટે તું એકલોજ જો કે, તારા રંગથી રંગાયલા માણસો કેવાં કર્મ કરે છે, કેવાં કર્મ કરવાની હિંમત ધરે છે !

રઘુનાથનું વચન સાંભળીને વિશ્વંભર દાસ વિચાર કરવા રહ્યા નહિ. તેમણે પોતાની પાસેના સુતીક્ષ્ણ હથિયારથી રઘુનાથનું મસ્તક કાપી નાખ્યું. ત્યાર પછી બે હાથમાં ઘીનાં બંને વાસણો

લઇને અને રઘુનાથના મસ્તકને પોતાની પિછોડીમાં લપેટી બગલમાં ઘાલીને ત્યાંથી ચાલવા માંડયું. ક્ષણવારમાં તેઓ પોતાના ઘર પાસે આવી પહોંચ્યા. સાધુઓ ભોજન તૈયાર કરી તેમનીજ રાહ જોતા હતા. બારણા આગળ વિશ્વંભર દાસના આવવાનો અવાજ થતાંજ તેમની પત્નીએ જાણ્યું કે, પિતા–પુત્ર આવતા હશે; એટલામાંજ વિશ્વંભર દાસ તેમની પાસે જઇ પહોંચ્યા.

અડધી રાત્રે પતિને એકલા પાછા ફરેલા જોઈને રેવતીનો જીવ ઊડી ગયો. પુત્રના અકલ્યાણની આશંકાથી તે અધીરાં થઇ ગયાં. વિશેષતઃ સ્વામીની ગંભીર મુખમુદ્રા અને રક્તથી ખરડાયલાં વસ્ત્રો જોઇને તે સ્તબ્ધ થઇ ગયાં. 'રઘુનાથ કયાં છે ?' એમ પૂછવાનો તેમણે ઘણોએ પ્રયત્ન કર્યો, પણ એક શબ્દ પણ બોલાયો નહિ. તેમનું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું.

પત્નીની આવી કરુણાજનક અવસ્થા જોઈને વિશ્વંભર દાસ તેને ઘરમાં લઇ ગયા અને અથથી ઇતિ સુધી જે કાંઇ બન્યું હતું તે સઘળું કહી સંભળાવ્યું.ત્યાર પછી પુત્રનું મસ્તક બહાર કાઢીને પત્નીને આપ્યું અને તેને કોઈ પણ જાણે નહિ એવા સ્થાનમાં સંતાડી દેવાને કહ્યું.

પતિવ્રતા રેવતી સમસ્ત વિશ્વ–બ્રહ્માંડને અંધકારમય જોવા લાગ્યાં. વિષમવ્યથાથી ચિત્કાર કરીને રડવા ગયાં; પરંતુ હાય! તેમનાથી રડાયું પણ નહિ અને રડી પણ કેમજ શકે ? આજે તેઓ ચોરની મા બન્યાં છે. ચોરની મા કોનું નામ દઇને રડે? તેમની દશા બહુજ કરુણાજનક થઇ પડી. મન મૂકીને રડી પણ શકાય તેમ નહોતું કે રુદન કરીને હૃદયનો ભાર હલકો કરે. મનની વીતી મનમાંજ તેમને સમાવવી પડી.

સતીનો આ ભાવ વધારે સમય રહ્યો નહિ. પતિવ્રતાનો

સ્વાભાવિક ભાવ તેમના મનમાં જાગૃત થઇ ઊઠયો. તે મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યાં: "વિશ્વંભર દાસ મારા પતિ છે, હું તેમની સહધર્મિણી છું. અતિથિસેવા એ ગૃહસ્થનો પરમ ધર્મ છે. મારા પતિએ અતિથિસેવા કરવાનેજ આ દારુણ દુઃખ વહોરી લીધું છે,તો તેમના તે પરમ પવિત્ર કાર્યમાં સર્વભાવે સહાય કરવી એજ મારો ધર્મ છે. પુત્રને માટે શોક કરવાનો ઘણો સમય મળી આવશે, માટે આ સમયે તો પતિના ધર્મનુંજ રક્ષણ કરવું યોગ્ય છે. વળી પુત્ર એ પતિનીજ પ્રસાદી છે. પતિના અનુગ્રહથી મને પુત્રપ્રાપ્તિ થઇ હતી; માટે પતિને સહાય કરવી એજ મારો પરમ ધર્મ છે. પતિ એજ સતીની એકમાત્ર ગતિ છે, માટે હવે તો તે પતિના ધર્મનીજ રક્ષા કરૂં."

પતિભક્તિના આવા પ્રબળ આવેગમાં પતિવ્રતાનો પુત્રશોક તણખલાની પેઠે ઊડી ગયો. તેનું મુખકમળ પ્રફુલ્લ થઇ ગયું. તેણે હસતાં હસતાં વિશ્વંભરદાસને કહ્યું: "સ્વામિન્! હવે વિલંબ કરો નહિ. ઝટ જાઓ અને સાધુઓને ઘી આપી આવો."

વિશ્વંભર દાસ પોતાની સ્ત્રીનાં આ વચનો સાંભળીને બહુજ આનંદ પામ્યા. તેઓ પત્નીને આશ્વાસન આપવા લાગ્યા. ત્યાર પછી તેઓ પાછા સાધુઓ પાસે આવ્યા.પોતાને થયેલા વિલંબ માટે તેમની ક્ષમા માગી. ઘી આવ્યું એટલે સાધુઓએ ભગવાનને નૈવેદ્ય ધરાવીને ભોજન કરી લીધું. ત્યાર પછી તેઓ વિશ્વંભરદાસને કહેવા લાગ્યા: "ભાઇ! રાત્રિ ઘણી વ્યતીત થઈ ગઇ છે. હવે તમે સુખેથી સૂઇ જાઓ. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો."

સાધુઓને પ્રણામ કરીને વિશ્વંભર દાસ ઘરમાં આવ્યા. પતિપત્ની બંનેને રાત્રે ઊંઘ આવી નહિ. પુત્રના ગુણનું અને શ્રીહરિના નામનું સ્મરણ કરવામાંજ તેમણે આખી રાત વિતાવી.

આ તરફ પેલા ગૃહસ્થના ઘર આગળ બૂમરાણ થઇ ગયું. ગૃહસ્થ તો રઘુનાથના પગ પકડીનેજ ઊભો હતો. સવાર થતાં કોઈની મદદ આવી મળશે, એમ ધારીને તે ધીરજ રાખીને ઊભો હતો. પ્હો ફાટયો અને સૂર્યોદયનો સમય થયો. ગામમાં પણ ઘણા ખરા લોકો જાગી ઊઠયા. લોકોની અવરજવર થવા લાગી, એટલે પેલા ગૃહસ્થે રઘુનાથને છીંડામાંથી ખેંચી કાઢયો અને રસ્તા ઉપર નાખ્યો. હજારો માણસો એકઠાં થઇ ગયાં. ગૃહસ્થ પણ સ્તબ્ધ થઈ ગયો. તેને ઓળખવાના ઘણા પ્રયત્નો કર્યા; પરંતુ એકલું ધડ કેવી રીતે ઓળખાય? લોકો અનેક પ્રકારના તર્કવિતર્કો કરવા લાગ્યા. ગૃહસ્થના ઘર આગળ કોલાહલ મચી રહ્યો. છેવટે ઘરધણી પણ કંટાળ્યો, તેથી તેણે મસ્તકવિનાના મૃત દેહને ગામબહાર લઇ જઈને એક શૂળી ઉપર લટકાવ્યો. ત્યાં આગળ પણ હજારો માણસો એકઠાં થઈ ગયાં. જેમ જેની નજરમાં આવ્યું તેમ સઘળાં બોલવા લાગ્યાં. કેટલાક મૂર્ખ લોકો ધડ ઉપર પથરા અને કાંકરા પણ નાખવા લાગ્યા. આ પ્રમાણે કેટલોક સમય વીતી ગયો. મધ્યાહ્ન થવા આવ્યો. લોકો પણ થાકી થાકીને વિખરાવા લાગ્યા.

પ્રભાત થતાંજ સાધુઓ પણ ઊઠયા અને ત્યાંથી જવાની તૈયારી કરવા લાગ્યા. સઘળી તૈયારી કરીને તેઓ વિશ્વંભર દાસની રજા લેવાને તેમની પાસે આવીને, "વિશ્વંભરદાસ! ઓ વિશ્વંભર દાસ! જલદીથી બહાર આવો. હવે અમે રજા લઈએ છીએ. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો." એમ બૂમો પાડવા લાગ્યા.

વિશ્વંભરદાસ ઝટપટ બહાર આવ્યા. આવતી વખતે રેવતીને કહેતા આવ્યા કે, "હું સાધુઓ પાસે જાઉં છું, તું પણ રઘુનાથનું મસ્તક બરોબર વીંટી લઇને વહેલી આવજે. હું તે સાધુઓને બતાવીશ અને તેમની પાસે કોઇ નિર્જન સ્થાનમાં નખાવી દઇશ."

પત્નીએ સ્વામીની આજ્ઞાનું પાલન કર્યું. વિશ્વંભર દાસના ગયા પછી તેણે રઘુનાથના મસ્તકને એક કપડામાં બરાબર બાંધ્યું. ત્યાર પછી તે લઇને વિશ્વંભર દાસ પાસે આવી પહોંચ્યાં અને કોઇ દેખે નહિ તેવી રીતે ગુપચુપ સ્વામીને આપી દીધું. વિશ્વંભર દાસ પોતાના પુત્રના મસ્તકની પોટલીને બરાબર સંતાડીને ધીમે ધીમે સાધુઓની પાછળ પાછળ ગયા.

રસ્તામાં સાધુઓ વિશ્વંભર દાસને પ્રસન્નતાથી કહેવા લાગ્યા: "વત્સ! તારી સેવાથી અમને પરમ સંતોષ થયો છે. તું સર્વ પ્રકારના કલ્યાણનો અધિકારી થશે. ઇશ્વર તારૂં કલ્યાણ કરશે."

સાધુઓનાં વચન સાંભળીને વિશ્વંભર દાસે પ્રણામ કર્યા. વિશ્વંભર દાસનાં વિનયવચનથી તથા અતિથિસત્કારથી સાધુઓ અત્યંત આનંદિત થયા હતા, તેથી તેમણે વિશ્વંભર દાસને પોતાનો આંતરિક આશીર્વાદ આપીને ચાલવા માંડયું. વિશ્વંભર દાસ પણ તેમની સાથેજ ગયા. થોડે દૂર ગયા એટલે તે સાધુઓમાંથી એક જણ બોલી ઊઠયો: "અરે વિશ્વંભર દાસ! તમારો પુત્ર રઘુનાથ કયાં છે? તેને કેમ ન તેડી લાવ્યા? કાલે રાત્રે અમારી આટલી બધી સેવા-શુશ્રૂષા કરી, અને આજે તો બિલકુલ જણાયોજ નહિ. તમે જાઓ અને જલદીથી રઘુનાથને બોલાવી લાવો.

સાધુની વાત સાંભળીને વિશ્વંભર દાસ કાંઇ પણ બોલી શકયા નહિ. તેમની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. વિશ્વંભર દાસને આ પ્રમાણે અશ્રુવિસર્જન કરતા જોઇને સાધુવૃંદ પણ સ્તબ્ધ થઇ ગયું. તેઓ આતુરતાથી પૂછવા લાગ્યા: "વિશ્વંભર! રડો છો શા માટે? તમને જે કાંઇ દુ:ખ હોય તે અમને કહી દો."

એ સાંભળીને વિશ્વંભર દાસે રઘુનાથના મસ્તકને બહાર

કાઢયું અને સાધુઓના ચરણમાં મૂકીને પ્રણામ કર્યા. ત્યારપછી હાથ જોડીને એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહેવા લાગ્યાઃ "મહા-રાજ ! આ....આ જુઓ મારો પુત્ર રઘુનાથ; હાય પ્રભુ ! વિધાતા-નો લેખ કદી પણ મિથ્યા થતોજ નથી."

રઘુનાથનું મસ્તક જોતાંજ સઘળા સાધુઓ સ્તબ્ધ થઇ ગયા. તેમણે જાણ્યું કે કોઇ દુષ્ટે આ કૃત્ય કર્યું હશે, તેથી તેઓ એકદમ ગુસ્સે થઇને બોલી ઊઠયાઃ "વિશ્વંભર ! કયા દુષ્ટે તારા પુત્રનું આ પ્રમાણે શિર છેદી નાખ્યું છે ?"

એ સાંભળીને વિશ્વંભર દાસ બોલ્યાઃ "મહારાજ ! એમાં બીજા કોઇનો પણ દોષ નથી. મારો પોતાનોજ—મારા હતભાગ્ય-નોજ દોષ છે." એમ કહીને વિશ્વંભર દાસે સમસ્ત હકીકત નિવેદન કરીને કહ્યું કે, "મહારાજ ! એમાં કોઇને દોષ દેવાનો નથી. પ્રારબ્ધમાં લખેલા લેખ કદી પણ મિથ્યા થતા નથી. ઇશ્વરની એવીજ મરજી હશે."

વિશ્વંભર દાસની, તેમનાં પત્નીની અને પુત્રની અતિથિ-ભક્તિ તથા ધર્મની રક્ષા કરવા માટે પોતાના દેહની પણ બેપર-વાઇ જોઇને સાધુવૃંદ આશ્ચર્યચકિત થઇ ગયું. તેઓ વિશ્વંભર દાસ ઉપર પ્રસન્ન થયા અને તેમને ધન્યવાદ આપતા બોલવા લાગ્યાઃ "હે વિશ્વંભર ! તમારા, તમારી પત્નીના અને પુત્રના ત્રણેના જીવનને ધન્ય છે. તમે તમારા નશ્વર દેહના બદલામાં તે અવિનશ્વર વસ્તુ મેળવવાના સંપૂર્ણ અધિકારી છો. તમારો જય થાઓ, કલ્યાણ થાઓ ! અમારા આવવાથીજ તમારા પુત્રનું મરણ થયું છે, એમાં પણ ઇશ્વરનો કાંઇ ગુપ્ત સંકેતજ હશે. ચાલો, હવે તમારા પુત્રનો મૃત દેહ જ્યાં હોય ત્યાં અમને લઇ જાઓ. તમે લેશમાત્ર પણ ચિંતા કરશો નહિ. ઇશ્વરકૃપાથી અમે તેને સજીવન કરીશું. જેનામાં આટલો બધો વિમલ ધર્મભાવ—

ભગવાનના ચરણુકમળમાં આટલો બધો ભક્તિભાવ હોય તેનો વિનાશ હોયજ નહિ. તેને માટે અકાળ મૃત્યુ છેજ નહિ. ચાલો, વિશ્વંભર ચાલો. તમારા પુત્રને સજીવન કરીએ અને વિશ્વમાં તમારા અતિથિધર્મનો મહિમા વધારીએ.”

સાધુઓનાં વચન સાંભળીને વિશ્વંભર દાસ તેમને ગામ બહાર જ્યાં આગળ રઘુનાથનું ધડ લટકાવવામાં આવ્યું હતું, ત્યાં લઈ ગયા. ત્યાં જઈને રઘુનાથના ધડને નીચે ઉતાર્યું અને તેને વચમાં રાખીને આગળ પાછળ સઘળા સાધુઓ બેસી ગયા. વિશ્વંભર દાસ તેના માથા આગળ બેઠા. ત્યાર પછી એક વૃદ્ધ સાધુએ આગળ આવીને ધડ તથા મસ્તકને બરોબર ગોઠવી દીધાં અને તેની ઉપર પ્રભુનું સ્મરણુ કરીને પાણી છાંટયું. ત્યારપછી તેની ઉપર તુલસીપત્ર મૂકીને ભક્તિથી ગદ્ગદ્ ભાવે ઈશ્વરની સ્તુતિ કરવા માંડી: “ હે પ્રભુ! હે દીનદયાળ! હે અનાથના નાથ! જો ધર્મ સત્ય હોય, તો આ બાળકને નિશ્ચય સજીવન કરો. આપનો મહિમા જો સત્ય હોય, વેદપુરાણુ અને શાસ્ત્રો ખરાં હોય, તો આ બાળકને સજીવન કરો. જે વ્યક્તિ બીજા ઉપર ઉપકાર કરતાં, હરિભજન કરતાં, દીનહીનનું રક્ષણુ કરતાં અથવા તો સાધુસેવા કરતાં વિપદ્માં આવી પડીને આત્મસમર્પણુ કરે છે, તેનું ભાવ-ગ્રાહી ભગવાન જરૂર રક્ષણુ કરે છે.” આમ બોલતાં બોલતાં તે સાધુવૃંદ ભક્તિભાવમાં લીન થઇ ગયું. તેઓ વારંવાર બોલવા લાગ્યા: “ હે પ્રભુ! આ બાળક મરેજ કેમ? તમારા જેવા શરણાગતનું રક્ષણુ કરનાર અને ભવસિંધુથી પાર ઉતારનાર સમર્થ હોવા છતાં, આ બાળક મરેજ કેમ? હે પ્રભુ! તમારો મહિમા આ અખિલ વિશ્વમાં પ્રસરી રહ્યો છે, તમે હમેશાં ભક્તની રક્ષા કરતા આવ્યા છો અને કરો છો. જો આ વખતે અમારી વિનતિ કાને નહિ ધરો તો તમારો મહિમા કલંકિત થશે. હે પ્રભુ!

અમારી ઉપર કૃપા કરીને આ બાળકને સજીવન કરો. તમારા મહિમાનું રક્ષણ કરવાને, ધર્મનું રક્ષણ કરવાને અને ભક્તિનું ગૌરવ વધારવાને આ બાળકને સજીવન કરો. હે પ્રભુ ! જો એને સજીવન નહિ કરો તો અમે પણ અમારો પ્રાણ વિસર્જન કરીશું. અમે સઘળા અમારા જીવનનો આપના ચરણમાં ઉત્સર્ગ કરીશું. અહો પ્રભુ ! જે બાળકે અમારે માટે પોતાના પ્રાણનું વિસર્જન કર્યું, તેની તમે રક્ષા કરો. હે દીનદયાળ ! આને સજીવન કરીને અમારા અને તમારા બંનેના ગૌરવની રક્ષા કરો. હે કૃપાળુ ! ભક્ત વિશ્વંભરને કૃતાર્થ કરો. ”

આ સંસારમાં લોકો ધનબળ, જનબળ, દેહબળ, એવાં એવાં અનેક પ્રકારનાં બળની ગણના કરે છે; પરંતુ સાધુ મહાત્માઓ એવાં બળને બળમાં ગણતા નથી. તેઓ કેવળ સર્વશક્તિમાન ભગવાનના બળ ઉપરજ ઝઝૂમે છે. તેઓ એવા બળ ઉપર આધાર રાખતા નથી, તેઓ ભગવાન ઉપરજ આધાર રાખે છે, તેની ઉપર તેમનો દૃઢ વિશ્વાસ-શ્રદ્ધા હોય છે; તેથી જ્યારે જ્યારે તેઓ વિપત્તિમાં આવી પડે છે,ત્યારે ત્યારે પ્રભુનેજ પોકારે છે, તેનીજ સહાય માગે છે, તેનીજ પાસે કરગરે છે અને પરમ કૃપાળુ પ્રભુ પણ તેમનો પોકાર સાભળે છેજ. સાધુવૃંદે તે દયાળુ પ્રભુને પોકારવા માંડયા. તેમના અનેકાનેક નામોની ધૂમ મચાવી અને છેવટે નામ-સ્મરણમાં એવા તો તલ્લીન થઇ ગયા કે, તેઓ પોતાનું ભાન પણ ભૂલી ગયા. અંતર્યામી દીનબંધુ ભગવાન તરતજ ત્યાં આવી પહોંચ્યા અને બાળક રઘુનાથને સજીવન કરી ચાલ્યા ગયા. સાધુઓ અને વિશ્વંભર દાસ સઘળા નામ-ધૂનમાં નિમગ્ન થઈ ગયા છે, તેથી તેઓ તેમને જોઇ શકયા નહિ;પરંતુ સાધુઓમાંથી બે ત્રણ વૃદ્ધ સાધુઓથી પ્રભુનો ચમત્કાર ગુપ્ત રહી શકયો નહિ.

જોતજોતામાં બાળક રઘુનાથ આળસ મરડીને બેઠો થયો.

બધાને નામસ્મરણ કરતા સાંભળીને તે પણ શ્રીહરિનું સ્મરણ કરવા લાગ્યો. ત્યાર પછી તેણે પ્રથમ સાધુઓને અને ત્યાર પછી પોતાના પિતાને પ્રણામ કર્યાં. રઘુનાથને જોઇને સઘળા આનંદ-સાગરમાં ડૂબી ગયા. વિશ્વંભર દાસની આંખોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. સાધુઓના આનંદની પણ સીમા–પરિસીમા રહી નહિ. તેઓ રઘુનાથને જોઇને કહેવા લાગ્યાઃ " વત્સ ! આજે તારા ભાગ્યનો ઉદય થયો છે. શ્રીપરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આજે તેં નવજીવન પ્રાપ્ત કર્યું છે. આ તારો બીજો અવતાર છે. પહેલાં તારૂં નામ રઘુનાથ હતું, હવે તું નવે અવતારે આવ્યો છે, તેથી અમે તારૂં એ નામ ફેરવી નાખીએ છીએ. આજથી તારૂં નામ 'સુમન' રહે છે અને એજ નામથી તું સઘળે પ્રખ્યાતિ પામીશ. અમે તને આશીર્વાદ આપીએ છીએ કે, તું આ સસારમાં સુખ-પૂર્વક દિવસ નિર્ગમન કરીને અંતે પરમપદને પામીશ. વત્સ ! હવે ઘેર જાઓ અને તમારાં માતપિતા સાથે સુખપૂર્વક નિવાસ કરીને અખિલ વિશ્વમાં ભક્તિનો અને અતિથિસત્કારનો મહિમા વધારો."

એમ કહીને સાધુવૃંદ ચાલવા લાગ્યું. પિતાપુત્રે તેમને સર્વને અત્યંત ભક્તિભાવથી પ્રણામ કર્યાં અને બંને જણે ઘર તરફ ચાલવા માંડયું. રસ્તામાં તેમને અનેક માણસો મળ્યાં. રઘુનાથના સજીવન થયાની વાત સઘળે ફેલાઇ ગઈ હતી. જ્યાં ત્યાં વિશ્વં-ભર દાસ અને રઘુનાથના ભક્તિભાવની અને અતિથિસત્કારની પ્રશંસા થતી હતી. આથી રસ્તામાં સઘળા તે પિતાપુત્રને પ્રણામ કરવા લાગ્યા. થોડી વારમાં તેઓ ઘર આગળ આવી પહોંચ્યા. રઘુ-નાથે આગળ જઇને " બા, બા " કહીને રેવતીને બૂમ પાડી. સ્વર્ગનું અમૃત મિષ્ટ કે આ સુમધુર 'બા' શબ્દ મિષ્ટ ? તે નક્કી કરવાને અમારી કલ્પનાશક્તિ મંદ છે; પરંતુ રેવતીને તો અમૃત કરતાં આ સુમધુર સ્વર વધારે મિષ્ટ લાગ્યો. શબ્દ સાંભળતાંજ

તેમના હર્ષનો પાર રહ્યો નહિ. તેઓ એકદમ બહાર દોડી આવ્યાં. આવીને જુએ છે તો પોતાના પતિની પાસે રઘુનાથને ઊભેલો જોયો. આનંદના આવેગમાં તેમનો કંઠ રૂંધાઇ ગયો. આંખમાંથી આનંદાશ્રુ નીકળી પડયા છતાં એક શબ્દ પણ બોલાયો નહિ. તેમણે રઘુનાથને પોતાની છાતી સરસો ચાંપ્યો. રઘુનાથની પણ આજ સ્થિતિ હતી. તેનાથી પણ બોલાતું નથી. બંનેમાંથી કોઈના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નથી. બંને એકબીજાની સામે ટગરટગર જોયા કરે છે. નયનમાં ને નયનમાંજ મિલન, સંભાષણ અને પ્રેમપ્રદર્શન સઘળું થઇ ગયું. બંનેની આંખમાં હર્ષનાં આંસુ ભરાઇ આવ્યાં.

આ વાત સઘળે પ્રસરી ગઇ હતી. સઘળે આનંદ આનંદ થઇ રહ્યો હતો. લોકોનાં ટોળેટોળાં રઘુનાથનાં દર્શન કરવાને આવવા લાગ્યાં. રઘુનાથ તે સઘળાંનો આદરસત્કાર કરી ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. રેવતી અને વિશ્વંભર દાસના આનંદની પરિસીમા રહી નહિ. આ બનાવથી તેમનું મન વધારે દૃઢ થયું, ઇશ્વર ઉપર અટલ શ્રદ્ધા ચોંટી અને ત્રણે જણ સુખપૂર્વક હરિસ્મરણ કરવામાંજ પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.





# ૫–બંધુ મહાન્તિ

" બહેન ! બા ક્યાં ગઇ ! મને બહુજ ભૂખ લાગી છે. "

" ભાઇ ! મને પણ એમજ છે, પરંતુ રડવાથી શું વળશે? ધીરજ રાખ. છાનો રહે ભાઇ ! છાનો રહે. બા હમણાંજ આવશે."

" મારૂં પેટ બળી જાય છે. બહેન ! હવે મારાથી રહેવાતું નથી. કાલે બપોરે ખાધું હતું તેજ કેની ! "

" શું કરીએ ભાઇ! મારી પણ એજ દશા છે. મેં પણ તારી સાથેજ ખાધું છે તેજ. ત્યાર પછી મેં પણ ક્યાં ખાધું છે ? બા આપણે માટે ખાવાનું શોધવા ગઈ છે, તે હમણાં આવી પહોંચશે."

" બહેન! આપણા બાપા ક્યાં ગયા ? હવે મારાથી બિલકુલ રહેવાતું નથી. "

" ભાઇ ! બાપાજી પણ બહાર ગયા છે. તે હજુ સુધી આવ્યા નથી. ભાઇ ! છાનો રહે, છાનો રહે. આમ રડવાથી શું વળશે ? બાપાજી પણ આપણે માટે ખાવાનું શોધવાજ ગયા છે, તે પણ આવી પહોંચશે. જરા ધીરજ રાખ. "

ઓડિસા પ્રાંતમાં આવેલા યાજપુર ગામની એક જીર્ણ પર્ણ-કુટીમાં બે ભાઇબહેન આ પ્રમાણે વાતો કરી રહ્યાં છે. બહેનની ઉંમર સાત વર્ષની અને ભાઇની પાંચ વર્ષની છે. તેમને બીજાં પણ બે ભાઇબહેન છે; પરંતુ તેમની ઉંમર બહુજ નાની છે. પિતા

બંધુ મહાન્તિ ભિક્ષા માગી લાવીને સઘળાંનું પૂરૂં કરે છે. આજનું લાવેલું આજ ખાય, ઘરમાં કાંઈ વધે નહિ. આખા ગામમાંથી તેમજ આસપાસનાં ગામડાંઓમાંથી જે કાંઇ મૂઠી કે ચપટી મળી આવે તે ઉપર સર્વનો નિર્વાહ ચાલતો હતો. બંધુ એટલામાંજ સંતોષ માનતા હતા. જે કાંઇ મળતું તે સઘળું લાવીને ઘેર પોતાની પતિવ્રતા પત્નીના મોં આગળ મૂકી દેતા. તેમાંથી જો કોઈ અતિથિ આવ્યો હોય તો તેને તથા પુત્ર-પુત્રીઓને ખવડાવતાં. જે કાંઇ વધતું તે પતિપત્ની ભોજન કરતાં હતાં. આ પ્રમાણે અતિ ક્લેશયમ જીવન ગાળવા છતાં પણ પતિપત્ની આનંદમાં રહેતાં હતાં. ઇશ્વર પ્રત્યેના અચળ વિશ્વાસે અને પ્રગાઢ પ્રીતિએ તેમનું હૃદય મધુમય બનાવી દીધું હતું. ભગવાનના ભક્તને તેઓ પ્રત્યક્ષ દેવતારૂપ માનતા હતા. ભગવાનનું નામ એજ તેમનો મહામંત્ર હતો. ભગવાન અને ભક્તનું ઉચ્છિષ્ટ ભોજનજ તેઓ ગ્રહણ કરતાં હતાં, તેજ તેમનું સર્વવ્યાધિનાશક મહાન ઔષધ હતું. તેમની જીર્ણ પર્ણકુટી, છિન્નભિન્ન કંથા, ફાટલાંતૂટલાં વસ્ત્રો અને દેહનું આવરણ દૂર કરીને જોતાં અંદર આનંદ-પરમાનંદ સિવાય બીજું કાંઇ જણાતું નહિ. બંધુ મહાન્તિ ગામમાંથી ભિક્ષા માગી લાવી આનંદમાં રહેતા હતા અને પરમાત્માનું ભજન કરતા હતા; પરંતુ સઘળા દિવસો સરખા જતા નથી. પ્રકૃતિનો એ અચળ નિયમ છે. રાત્રિ પછી દિવસ થવાનોજ. ઉદય પછી અસ્ત અને ભરતી પછી ઓટની પેઠે દરેક પ્રાણીપદાર્થની ચઢતી પડતી થવાનીજ. સુખ પછી દુઃખ અને શાંતિ પછી અશાંતિ થવાનીજ. બંધુના દિવસો ઊતરતા હતા. ગામમાથી પેટપૂરતું અન્ન મળતું નથી; તેથી બાળબચ્ચાંઓ ભૂખે ટળવળે છે.

દુર્ભાગ્યે દેશમાં દુકાળ પડયો છે. સૌને પોતપોતાની પડી છે. બંધુ આખા ગામમાં ફરે છે, પણ કોઇ એક મૂઠી અન્ન આપતું

નથી. ઘાસની પણ તંગી છે, તેથી ઢોરોને પણ ખાવાનું મળતું નથી. બીડમાં ઘાસ નથી, ઝાડ પર પાન નથી, તો અનાજની તો આશાજ શાની? વળી ચોરી અને ધાડોની પણ બૂમો સંભળાયા કરે છે. લોકોનાં મન એવાં થઇ ગયાં છે કે, પાપપુણ્યનું–ધર્મ અધર્મનું ભાન સરખું રહ્યું નથી. જ્યાં ત્યાં ભૂખે તરફડતા અનેક દીનહીન ભિખારીઓ માલૂમ પડે છે. જ્યાં જઇએ ત્યાં હૃદયભેદી હાહાકાર સિવાય કાંઇ પણ સંભળાતું નથી. બાજ, ગીધ વગેરે માંસાહારી પક્ષીઓ આકાશમાં ભમ્યા કરે છે. શિયાળવાં દિવસ છતાં ગામમાં ફરતાં દેખાય છે. જ્યાં ત્યાં દુર્ગંધ માર્યા કરે છે. ફલાણાને તો આજે સાત ઉપવાસ થયા, તો ફલાણો ભૂખે મરી ગયો; ફલાણો આજે પોતાનાં બાલબચ્ચાંઓનું દુઃખ નહિ જોઇ શકવાથી કૂવામાં પડયો, તો ફલાણો નાસી ગયો; એવીજ વાતો જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે. અતિશય ભયંકર અને દુઃખદાયક સમય આવી પહોંચ્યો છે. જ્યાં જોઇએ ત્યાં વિષાદની ભીષણ મૂર્તિ નજરે પડે છે. દુર્ભિક્ષ અને મહામારી વગેરે રાક્ષસ–રાક્ષસીઓ પોતાની રક્તપિપાસુ જીહ્વાનો વિસ્તાર કરીને ઉન્મત્ત ભૈરવ અથવા તો રણરાગિણી ચંડિકાની પેઠે આ મહા સ્મશાનમાં ઘૂમ્યા કરે છે. આ ભીષણ દૃશ્ય જોતાંજ હૃદય કંપી ઊઠે છે. બંધુ મહાન્તિના આનંદસામ્રાજ્યમાં પણ આ દુર્ભિક્ષરૂપ દાનવે કેર વર્તાવવા માંડયો. આજે ત્રણ દિવસથી તેમને કાંઈ પણ ખાવાનું મળ્યું નથી. બરાબર ભિક્ષા મળતી નથી. મૂઠીચપટી જે કાંઇ મળે તે સઘળું બાલબચ્ચાંઓને ખવડાવી દે છે. ગઇ કાલે તો બાળકોને પણ પેટપૂરતું ભોજન મળ્યું નથી. આજે પણ હજુ સુધી કાંઇ ભિક્ષા મળી નથી. બાળકો ભૂખ્યાં થઇ ગયાં છે. હવે તેમનાથી સહન થતું નથી. બંધુ મહાન્તિ અને તેની સ્ત્રી બન્ને ભિક્ષા માગવાને નીકળી પડયાં છે. ક્ષુધાતુર ભાઇબહેન તેમની વાટ જોતાં પર-

રપર ઉપર પ્રમાણે વાતો કરી રહ્યાં છે.

બંધુ મહાન્તિ આખા ગામમાં ફરી વળ્યા. આસપાસનાં ગામડાંઓમાં પણ જઇ આવ્યા; પરંતુ આજે અન્નનો એક દાણો પણ મળ્યો નહિ. અન્ન તો રહ્યું પરંતુ જરા શાકપાન પણ મળ્યું નહિ. સાંજના થાકીને ઘેર આવ્યા; પોતાને માટે નહિ પરંતુ બાળકોને માટે શું કરવું તેના વિચારમાં પડી ગયા અને માથે હાથ દઇને બારણા આગળજ બેસી ગયા. બંધુને આવેલા જોઇને તેમની સ્ત્રી બહાર આવી તેમની પાસે ઊભી રહી. તેના ખોળામાં એક બાળક છે તે પણ રડી રડીને થાકી ગયું છે; હવે રડવાનું પણ સામર્થ્ય રહ્યું નથી. બીજાં બાલકબાલિકાઓ તેના પહેરેલા લૂગડાનો છેડો પકડીને રુદન કરે છે. માતાની આંખમાં-થી પણ ચોધાર આંસુ ચાલ્યાં જાય છે. બંધુ મહાન્તિ આ દૃશ્ય જોઈને ગળગળા થઇ ગયા, તેમને પણ ઘણુંજ લાગી આવ્યું. ઘણું ધૈર્ય રાખવા છતાં તેમની આંખમાંથી પણ આંસુ નીકળી પડયાં. થોડી વાર પછી આકાશ તરફ જોઇને કરુણ સ્વરે બોલવા લાગ્યા: “ અહો પ્રભુ ! તું દયાળુ હોવા છતાં તારા રાજ્યમાં આવું કઠોર શાસન શા માટે ? હાય ! અન્નપૂર્ણાના અન્નક્ષેત્રમાં આવો દારુણ દુકાળ કેમ? અરે ! પ્રભુ ! શું તને આ બાળબચ્ચાંઓની દયા નથી આવતી ? ” હવે તેમનાથી વધારે બોલી શકાયું નહિ. તેઓ થોડી વાર આકાશ સામું જોઇ રહ્યા. ત્યાર પછી પોતાની પત્ની સામું જોયું. તેની કંગાળ સ્થિતિ અને નયનમાંથી નીકળતી અશ્રુ-ધારા જોઇને તેમણે પણ રુદન કરી હૃદય ખાલી કર્યું. ત્યાર પછી થોડી વાર રહીને જરા હિંમત રાખીને બંધુ બોલ્યા: “ સતિ ! ઇશ્વરની શી મરજી છે તે સમજાતું નથી. ત્રણ દિવસના ઉપવાસ હોવા છતાં પણ આખા ગામમાં અને આસપાસનાં કેટલાંક ગામડાં-ઓમાં રખડી આવ્યો; પરંતુ કોઇએ એક મૂઠી ચોખા પણ

આપ્યા નહિ.શાકપાન પણ કંઇ નજરે પડયું નહિ. સતી ! હવે તો હદ થઇ. લીલામય શ્રીહરિની આ લોકસંહારિણી લીલા કયાં સુધી ચાલશે ? હે પ્રભુ ! હવે તો તારી આ વિપરીત લીલા સમેટી લે. તમારા સરજેલા જીવની તમે રક્ષા નહિ કરો તો બીજું કોણ કરશે ? હે પ્રભુ ! આ મર્મપીડક દશ્ય હવે જોવાતું નથી; માટે હે પ્રભુ ! હવે તો દયા કરો, કૃપા કરો, તમારી લીલા સમેટી લો અને આ વિશ્વનો વિનાશ થતો અટકાવો."

પતિના મુખમાંથી 'ભિક્ષામાં કાંઇ મળ્યું નથી' એ સમાચાર સાંભળતાંજ પત્નીના હાંજા ગગડી ગયા. હવે તેનાથી ઊભા રહેવાયું નહિ. તે જયાં ઊભાં હતાં ત્યાંજ બેસી ગયાં અને બંધુના પગમાં માથું મૂકીને રડતાં રડતાં બોલ્યાં: "હાય નાથ ! હું તો અભાગિનીજ છું. નાનપણથીજ મારાં માતાપિતા ગુજરી ગયાં છે, વળી કોઈની સાથે એવું ઓળખાણુપિછાન કે બંધુભાવ પણ નથી, કે તેને ત્યાં જઇને ઊભી રહું; પરંતુ શું તમારે પણ મિત્ર, સગુંસંબંધી કોઇજ નથી ? પાસે હોય કે દૂર હોય, પણ જો હોય તો બોલી જાઓ. આપણે તેને શરણે જઇએ અને તેની સેવા–શુશ્રૂષા કરીને પેટ ભરીએ. હે નાથ ! હવે બીજો કાંઇ પણ ઉપાય નથી. બાળકોને પણ ભૂખ લાગી છે. તે સઘળાં પણ રુદન કરે છે. મારાથી તે જોવાતું નથી. હવે તો મરવાનો સમય નજદક આવેલો જણાય છે."

બંધુ મહાન્તિ પત્નીનો બળાપો સાંભળીને તેને આશ્વાસન આપતાં કહેવા લાગ્યા: "સતી ! તારી પેઠે મારે પણ કોઈ સગુંસંબંધી કે મિત્ર નથી. મારો એક મિત્ર છે પણ તે બહુ દૂર રહે છે. અહીંથી પાંચ છ દિવસનો રસ્તો છે.મારો એ મિત્ર બહુજ ભલો છે. જો તેની પાસે જઇએ તો જરૂર આપણું દુઃખદરિદ્રતા ફીટી જાય. અહા ! તેનું નામજ કેવું મધુર છે ? તેનું નામ દીનબંધુ છે. મારા

જેવા અનેક દીનહીનોનું તે રક્ષણ અને પાલનપોષણ કરે છે."

બંધુ મહાન્તિનું વચન સાંભળીને સતીના આનંદનો પાર રહ્યો નહિ. તેમનો શોકસંતાપ એકદમ નાસી ગયો. તેઓ સહાસ્ય વદને બોલવા લાગ્યાં: "નાથ ! ભલે પાંચ છ દિવસનો માર્ગ હોય; પરંતુ ચાલો આપણે ત્યાંજ જઇએ અને આપણા દારિદ્રય-દુઃખનું નિવારણ કરીએ. બે બાળકોને તમે લઇ લો અને બેને હું લઇ લઇશ. વળી કાંઇ સરસામાન લેવો હશે તે પણ હું ઊંચકી લઇશ; પરંતુ હવે વિલંબ કરવો યોગ્ય નથી. ઘરમાં સહેજસાજ જે કાંઈ છે તે બાળકોને ખવડાવું છું, એટલામાં તમે બધી તૈયારી કરી મૂકો. પાંચ દિવસ રસ્તામાં જે કાંઇ મળશે તેનાથી સંતોષ માનીને આનંદપૂર્વક ચાલ્યાં જઈશું. એને માટે લેશમાત્ર ચિંતા કરશો નહિ."

બંધુએ સહેજ સ્મિત–હાસ્ય કરીને પોતાની સંમતિ દર્શાવી, એટલે પત્ની સઘળું કામકાજ આટોપી લેવા ઘરમાં ગયાં. બંધુ મહાન્તિ એકલા પડયા. તેઓ બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા: "હે પ્રભુ ! જ્યારથી જન્મ લીધો, ત્યારથી એક દિવસ વહેલું કે મોડું મરવાનું તો છેજ, તો પછી મૃત્યુના ભયથી દેશનો ત્યાગ કરવો એ તો મહામૂર્ખાઇનું–અજ્ઞાનતાનું કામ છે. મૃત્યુ કયાં નથી ? તમારા ચરણકમળ સિવાય એવું બીજું કયું સ્થાન છે કે જ્યાં મૃત્યુની સત્તા ન હોય ? ગામ મૂકીને જ્યાં જઇશ, ત્યાં પણ મૃત્યુ તો મારી સાથેજ રહેવાનું. તે મને કદી પણ છોડનાર નથી; તો મારે મૃત્યુથી ડરી જઇને શા માટે નાસી જવું જોઇએ ? હે પ્રભુ ! તમે વિશ્વંભર કહેવાઓ છો, તમેજ અખિલ વિશ્વનું પાલન-પોષણ કરો છો અને તમેજ દરેકની ખબરઅંતર રાખ્યા કરો છો. કયાં સમુદ્રમાં પર્વત અને તેની અંદરનો એક ક્ષુદ્ર કીટ ! તેના આહારની પણ તમને ફિકર પડે છે. તેનું પણ તમે ભરણપોષણ

કરો છો, તો મારે એ આહારને માટેજ શા માટે ઘરબાર છોડીને નાસી જવું જોઇએ ? હે પ્રભુ ! આપવું ન આપવું તો તમારાજ હાથમાંજ છે. તમારે આપવું હોય તો સઘળાં સ્થાન સરખાંજ છે. અહીં પણ તમારેજ આપવું છે અને ત્યાં પણ તમેજ આપનારા છો. તમારી ઇચ્છા હશે તો અહીંજ બેઠાં બેઠાંજ મૂઠી–ચપટી મળી રહેશે અને ઇચ્છા નહિ હોય તો સાતે સમુદ્ર અને તેરે નદીઓ ઓળંગીને પેલે પાર જાઉં તોપણ કાંઇ વળે નહિ; ત્યારે મારે શા માટે દેશનો ત્યાગ કરવો ? શા માટે ઘરબાર છોડીને ચાલ્યા જવું ? પરંતુ હા ! હા ! કેવળ તારે માટે–તારા દર્શનને માટે દેશનો, ઘરબારનો ત્યાગ કરીશ. તારી મદનમોહન મૂર્તિ જોવાને માટે ઘરબાર છોડીશ. હે નીલાચળનાથ ! તે દિવસ–તે શુભ દિવસ ક્યારે આવશે ? અહા પ્રભુ ! બળભદ્ર અને સુભદ્રાસહિત આપનાં દર્શન કરવાને હું ક્યારે ભાગ્યશાળી થઇશ ? જો આપનાં દર્શન આજ નિમિત્તે થશે તો આ દુર્ભિક્ષ્ય–દાનવજ મારો બંધુ-પરમ બંધુ છે એમ માનીશ. હે પ્રભુ ! હું એમજ માનીશ કે તેણેજ મને વિષની અંદર અમૃત બતાવ્યું, તેણેજ મારૂં અમંગળ કરીને તમારી સર્વ મંગળમય મૂર્તિનો સાક્ષાત્કાર કરાવ્યો. હે પ્રભુ ! હે દીનાનાથ ! હે દીનબંધુ ! હવે તો દયા કર અને આશીર્વાદ આપ કે, તારા ચંદ્રવદનનાં દર્શન કરવાને ભાગ્યશાળી થાઉં.”

બંધુ મહાન્તિ આ પ્રમાણે વિચારમાં લીન થઇ ગયા છે. તેઓ મનમાં ને મનમાં શ્રી જગન્નાથજીના કાલાવાલા કરી રહ્યા છે, એટલામાંજ તેમનાં પત્ની પુત્ર અને કન્યાઓને લઇને પતિની પાસે આવી ઊભાં. બંધુ પણ તૈયાર થઇ ગયા. તેમણે પોતાની પાઘડી પહેરી લીધી અને હાથમાં બે ત્રણ લોટા તથા ખભા ઉપર કામળી લઇ એક પુત્રને તેની ઉપર બેસાડી ચાલવા માંડયું. નાનાં છોકરાંઓને કેડમાં લઇને પત્ની પણ તેમની સાથે

થયાં. મોટી છોકરીએ બંધુનો હાથ ઝાલીને હોંશથી ચાલવા માંડયું.

સમસ્ત દેશમાં દુકાળ વ્યાપી રહ્યો હતો, તેથી રસ્તામાં પણ ભિક્ષા મળી નહિ. ચાર દિવસ સુધી શાકપાન ખાઇને ચલાવી લીધું. પાંચમે દિવસે સંધ્યાકાળે શ્રીપુરુષોત્તમ ક્ષેત્રમાં—જગન્નાથજીમાં આવી પહોંચ્યા. દૂરથી શ્રીમંદિરનાં દર્શન થતાં બંધુની ભૂખ-તરસ જતી રહી. તેમના આનંદનો પાર રહ્યો નહિ. આનંદિત ગદ્ગદ સ્વરે તેમણે પત્નીને કહ્યું: "સતી ! જો, જો, મારા બંધુ—દીનબંધુનું મંદિર દેખાય છે!" બંધુનું વચન સાંભળીને તેના શરીરમાં પણ નવીન બળ આવ્યું. 'હવે પુત્ર—કન્યાના જીવનની રક્ષા થશે' એવી નવીન આશાથી તેનું અંતઃકરણ આનંદથી ઊભરાઇ ગયું. મલિન વદન પ્રફુલ્લ થઇ ગયું. કંઠ સુકાઇ ગયેલો હોવાથી તેમના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. પરંતુ મુખ ઉપર હર્ષનાં સંપૂર્ણ ચિહ્નો દેખાઇ આવતાં હતાં. જોતજોતામાં તેઓ સિંહદ્વારની પાસે આવી પહોંચ્યાં. આ સમયે તેમના હર્ષનો પાર રહ્યો નહિ. તેઓએ ઝપાટાબંધ ચાલવા માંડયું. પાંચ પાંચ દિવસ ચાલવા છતાં પણ જાણે તેમને શ્રમજ લાગ્યો ન હોય, તેમ હોંસભેર ચાલવા લાગ્યાં અને સિંહદ્વારમાં આવી પહોંચ્યાં. પરંતુ ત્યાં આગળ અતિશય ભીડ હતી. લોકોની ઠઠ એટલી બધી જામી ગઇ હતી કે તલ પડે એટલી જગ્યા નહોતી. આવી ભીડમાં અંદર જવાને કોની હિંમત ચાલે! બંધુ મહાન્તિ પોતાનાં બૈરીછોકરાં લઇને અંદર જવાનું સાહસ કરી શકયા નહિ; તેથી તેમણે બહારથીજ પતિતપાવન ભગવાનનાં દર્શન કરીને ચર્મચક્ષુ સાર્થક કર્યાં. ત્યારપછી તેઓ મંદિરની દક્ષિણે જ્યાં આગળ જગન્નાથજીનું ચરણામૃત બહાર નીકળવાનો રસ્તો હતો, ત્યાં આગળ આવીને બેઠાં. એક તો પાંચ દિવસના ઉપવાસ અને વળી સિંહદ્વારમાં નિરતિશય ભીડ એટલે મંદિરમાં જઈને દર્શન

કેવી રીતે થાય? સઘળાં એવાં તો શ્રમિત થઇ ગયાં હતાં કે, બેઠા પછી કેટલીક વાર સુધી કોઇ બોલી પણ શકયું નહિ. થોડી-વાર વિશ્રાંતિ લીધા પછીજ દરેકને બોલવાની શક્તિ આવી. બંધુના પત્નીથી હવે મૌન રાખી શકાયું નહિ. તેમણે બંધુને કહ્યું: "સ્વામિન્! મિત્રને ઘેર આવીને આમ ખૂણામાં શા માટે બેસવું પડયું? જુઓ! હવે સંધ્યાકાળ થઈ ગયો છે. થોડી વારમાં સઘળે અંધકાર છવાઇ રહેશે. તે પછી આ પુત્ર-કન્યાઓને લઇને કોને ઘેર જઇશું? માટે હવે તમે વિલંબ કરો નહિ. ઝટપટ તમારા બંધુને ઘેર જાઓ અને ખાવાપીવાનો બંદોબસ્ત કરી આવો. હવે વિલંબ શા માટે કરવો જોઇએ? છોકરાં પણ ભૂખ્યાં થઈ ગયાં છે, માટે હવે તમે એકદમ તમારા બંધુ પાસે જઇને બંદોબસ્ત કરી આવો, વિલંબ ના કરો."

આ વખતે બંધુનો મોટો પુત્ર અને મોટી પુત્રી રડી પડયાં. તેમને અતિશય ભૂખ લાગી હતી. હવે તેમનાથી સહન થઈ શકયું નહિ. તેઓ રડતાં રડતાં પોતાની માતાના લૂગડાનો છેડો પકડીને કહેવા લાગ્યાં: "બા! બા! હવે તો નથી રહેવાતું. બહુજ ભૂખ લાગી છે અને જીવ પણ જાય તેમ છે; માટે હવે તો કાંઈ ખાવાનું આપે તો સારૂં."

બંધુ મહાન્તિએ કહ્યું: "સુંદરી! આપણને આવતાં આવતાં બહુ મોડું થઇ ગયું. હવે મારા મિત્રોનો મેળાપ થાય એમ નથી. વળી આજે દેશદેશાંતરમાંથી બીજા પણ અનેક બંધુઓ આવેલા છે, તેથી ભીડમાં તેના ઘરમાં પેસવાનુંજ કઠિન છે. જો સાહસ કરીને પેસવા જાઉં તો માર ખાઇ જાઉં; માટે આજની રાત તો પ્રભુનું ચરણામૃત લઇનેજ કાઢો. સવારમાંજ બંધુને મળીને મારૂં સમસ્ત દુઃખ નિવેદન કરી દઇશ."

પત્નીએ પતિના કહેવા પ્રમાણે કર્યું અને પતિને પ્રભુનું ચરણા-

મૃત લઈ આવવાને કહ્યું. બંધુ મહાન્તિ રસ્તામાંથી એક ઠીબ (ભાંગેલા ઘડાનો અડધો ભાગ) લઈ આવ્યા, અને કુંડમાંથી ચરણામૃત લઇને પત્નીને આપ્યું. સતીએ તે ચરણામૃત પોતાનાં બાળબચ્ચાંઓને પાઈને, અને ત્યારપછી શ્રદ્ધાપૂર્વક પોતે પીને ક્ષુધા શાંત કરી તથા ત્યાં ને ત્યાંજ શયન કર્યું.

ભૂખ્યા તરસ્યાં લાગલાગટ પાંચદિવસ ચાલેલાં હોવાથી સઘળાં સૂતાં વારજ ગાઢ નિદ્રામાં પડી ગયાં; પરંતુ બંધુ મહાન્તિને નિદ્રા આવી નહિ. પોતાની સ્ત્રીને અને બાલબચ્ચાને શાંતિથી નિદ્રાવશ થયેલાં જોઇને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ શ્રીજગન્નાથજીનું સ્મરણ કરવા લાગ્યા. મનમાં ને મનમાં તેઓ તેમના કાલાવાલા કરવા લાગ્યા. તેઓ મનમાં ને મનમાંજ બોલવા લાગ્યા:

"હે પ્રભુ! તમને નમસ્કાર છે. તમે આ ચરાચર વિશ્વમાં વ્યાપી રહ્યા છો. હે દયાળુ! તમે દરેક જીવને તેમના સમસ્ત મનોવાંચ્છિત પદાર્થોનું દાન કરો છો. હે પ્રભુ! તમેજ આ જગતનું રક્ષણ કરો છો. તમેજ તેમાંના દરેક પ્રાણીનું-જીવનું પાલનપોષણ કરો છો. હે વિશ્વનિયંતા! હું પણ આપના સરજેલા અનેક જીવાત્મામાંનો એક છું, તો મને શા માટે આમ દુઃખી કરો છો? હે પ્રભુ! તમારી મરજીમાં આવે તેમ કરજો, પરંતુ યાદ રાખજો કે, મારી સંભાળ નહિ રાખો તો ચિંતારૂપી અગાધ સમુદ્રમાં ડૂબી જઇશ. હે વિશ્વપાલક! અમે પાંચે જણ ક્ષુધાગ્નિમાં પડીને નકામાં બળી જઇએ છીએ; માટે હે ભક્તવત્સલ! હે દીનદયાળ! અમારૂં રક્ષણ કરો અને અમારી ઉપર આપની કરુણાનો અમૃતમય વરસાદ વરસાવીને અમને શીતળ કરો."

બંધુ મહાન્તિ લાગલાગટ પાંચ દિવસ મુસાફરી કરેલી હોવાથી બહુજ થાકી ગયા હતા, તેથી થોડી વારમાં આમ બોલતાં બોલતાં ત્યાં ને ત્યાંજ નિદ્રાવશ થઇ ગયા. આ તરફ શ્રીજગન્નાથ-

જીની સેવા પણ પૂરી થઈ ગઇ. છેવટે મંત્રપુષ્પાંજલિનો સમય થયો, એટલે પુષ્પાંજલિ દેવતાની નાની ધાતુ–મૂર્તિ ગોઠવવામાં આવી. પુષ્પાંજલિ થઈ ગઇ. મહારાજને માટે શય્યા તૈયાર કરવામાં આવી અને તેમાં પ્રભુએ શયન કર્યું. ભંડારીએ ભંડાર બંધ કર્યો. સુદુલી પંડયાએ મંદિરનાં બારણાં બંધ કરી સીલ માર્યું. ત્યાર-પછી મશાલ સળગાવી રંગમંડપમાંથી બધાને બહાર કાઢવામાં આવ્યા. રંગમંડપ પણ ખાલી થઈ ગયો, એટલે તેને પણ બંધ કરીને તાળું માર્યું. સેવકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. હવે મંદિરમાં કોઈ પણ નથી. ભકતવત્સલ ભગવાનને ભક્તની ચિંતા થઇ. સુકોમળ શય્યા ઉપર શયન કરવું તેમને ગમ્યું નહિ. કમળા-દેવીની સેવાથી પણ ચેન પડયું નહિ. તેઓ શય્યાનો ત્યાગ કરીને ભંડારમાં આવ્યા. તાળાંકૂંચી સૂક્ષ્માતિસૂક્ષ્મ ભગવાનને કેવી રીતે રોકી શકે? તેમણે પોતાના સૂક્ષ્મ રૂપથી ભંડારમાં પ્રવેશ કર્યો અને તેમાંથી એક રત્નજડિત અમૂલ્ય થાળ લીધી તથા તેમાં શાકપાન, પૂરીકચોરી, ખાજાં, જલેબી, ઘેબર વગેરે સર્વ પદાર્થો પીરસ્યા. અહા! શ્રીપરમકૃપાળુ પ્રભુ ભક્તને માટે સ્વયં આટલો બધો શ્રમ ઉઠાવી રહ્યા છે! થાળમાં સઘળી વસ્તુઓ પીરસીને પ્રભુ દક્ષિણ તરફને દરવાજે ગયા અને દરવાજો ઉઘાડી બહાર નીકળી “ બંધુ! ઓ બંધુ!” એમ બૂમ પાડવા લાગ્યા.

બૂમ સાંભળતાંજ બંધુ મહાન્તિ જાગી ઊઠયા; પરંતુ તેઓ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે, ‘ શું આ મોટા નગર-માં મારા સિવાય બીજો બંધુ નહિ હોય ? મારા નામના ઘણાય માણસો આ નગરમાં નિવાસ કરતા હશે. તો કયા બંધુને બોલાવે છે તે કોણ જાણે ? જો મારા પ્રભુ હશે, તો તો હમણાંજ ખબર પડી જશે. ’ એમ વિચારીને તેઓ શ્રીનાથજીની બૂમનો પ્રત્યુત્તર ન આપતાં છાનામાના બેસી રહ્યા.

ભગવાને ફરીથી " બંધુ ! ઓ બંધુ !" કરીને બૂમ પાડી. આ વખતે બંધુ મહાન્તિનાં સ્ત્રી જાગી ઊઠયાં અને બંધુને કહેવા લાગ્યાં કે, " અરે સાંભળો, સાંભળો, તમને કોઇ બોલાવે છે." એ સાંભળી બંધુએ કહ્યું: " કોણ બોલાવે છે ? શું બીજો બંધુ આખી દુનિયામાં હશેજ નહિ કેમ ? તું તારી મેળે સૂઇ જા."

પત્ની શું કરે ? હજુ તેનો થાક ઊતર્યો નહોતો, હજુ તે બરોબર જાગૃત થઇ નહોતી, તેથી તે પાછી તરતજ નિદ્રાદેવીને અધીન થઇ ગઇ. અંતર્યામિ ભગવાન બંધુના હૃદયનો ભાવ સમજી ગયા. તેઓ ફરીથી મોટેથી બૂમ પાડવા લાગ્યા. આ વખતે તેમણે ફક્ત " બંધુ " કહીને બૂમ પાડી નહિ. તેઓ મહાન્તિને લેશમાત્ર પણ સંશય ન રહે એટલા માટે સ્પષ્ટતાથી બોલ્યા: " અરે, એ યાજપુરીના બંધુ ! અરે એ, ચરણામૃતના કુંડ પાસે બેઠેલા બંધુ ! આમ આવ, ભાઇ ! આમ આવ. હું તારે માટે અન્ન લઇને ખોટી થાઉં છું."

બંધુ મહાન્તિના કર્ણમાં આ સ્વરે પ્રવેશ કર્યો. તેમનું સર્વ શરીર ધ્રૂજી ઊઠયું. તેઓ વિચાર કરવા લાગ્યા: " શું મારા પ્રભુ મનેજ બોલાવે છે ? અરે હું સ્વપ્નમાં છું કે જાગૃતિમાં છું ? ના, ના, સ્વપ્નમાં તો નથીજ. હું બરોબર જાગ્રદવસ્થામાં છું અને મારા પ્રભુ મને જલદીથી બોલાવે છે તે સાંભળું છું. એ સર્વના અંતર્યામી સિવાય હું યાજપુરમાં રહું છું તે અને હમણાં અહીં સૂતો છું તે બીજું કોણ જાણી શકે ? નક્કી તેજ, તેજ, મારા પ્રભુજ મને બોલાવે છે." એમ બોલતાં બોલતાં બંધુ એકદમ ઊઠયા અને દક્ષિણ–દ્વાર તરફ જવા લાગ્યા.

ક્ષણવારમાં તેઓ દક્ષિણ દ્વાર પાસે જઇ પહોંચ્યા. ત્યાં જઈને જુએ છે તો એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં પીરસેલી રત્નથાળ લઇને ઊભેલો તેમના જોવામાં આવ્યો. બંધુને જોતાંજ તે વૃદ્ધ

બ્રાહ્મણ બોલી ઊઠયો: "બંધુ! શા માટે આટલી બધી વાર લગાડી? બૂમ પાડી પાડીને મારૂં ગળું પણ સુકાઈ ગયું. જો, જો, આ પીરસેલી થાળના ભારથી મારો હાથ થરથર કંપે છે. લે ભાઇ! લે, આ શાકપાન ખાઇને આજ રાત તો કાઢ. કાલે તારે માટે બંદોબસ્ત કરીશ. જા, કાંઇ ફિકર કરીશ નહિ. ખાઇને શાંત થા."

બંધુ મહાન્તિએ શ્રીપ્રભુ પાસેથી હાથોહાથ થાળ લીધી. શ્રી અંગનો સ્પર્શ થતાંજ બંધુનું શરીર અવશ થઈ ગયું. બોલવાનો ઘણોયે વિચાર કર્યો પણ એક શબ્દ પણ બોલી શકાયો નહિ. શ્રીપ્રભુ થાળ આપીને તરત મંદિરમાં ચાલ્યા ગયા. બંધુ મહાન્તિ થોડી વાર જડ જેવા ત્યાંજ ઊભા રહ્યા. વિચારમાં ને વિચારમાં તેમનો જીવ તલપાપડ થઇ ગયો, અધીરો થઇ ગયો; પરંતુ હવે કાંઇ ઉપાય નહોતો. ધીમે ધીમે તે પોતાની જગ્યાએ આવી પહોંચ્યા. થાળને નીચે મૂકીને પોતાની પત્ની અને પુત્રાદિકને જગાડયાં અને સઘળાં પ્રભુએ આપેલી તે રત્ન–થાળમાંજ પરમ આનંદપૂર્વક ભોજન કરવા લાગ્યાં. બંધુ મહાન્તિ ખાવા બેઠા એટલુંજ, બાકી હવે તેમને ક્ષુધા–તૃષ્ણા રહી નહોતી. પરમાનંદથી તેઓ પરિતૃપ્ત થઇ ગયા હતા. સઘળાં જમીને નિશ્ચિંત થયાં. પહેલાંથીજ કેટલુંક પાણી ભરી રાખ્યું હતું તે પીધું અને તેનાથીજ થાળને ધોઇ નાખી. ત્યાર પછી બંધુ મહાન્તિ થાળ પાછી આપવાને દક્ષિણ–દ્વાર પાસે ગયા. જઇને દ્વાર ઠોકયાં, બૂમો પાડી, પણ કાંઇ પ્રત્યુત્તર મળ્યો નહિ. નિરાશ થઇને પાછા આવ્યા. ત્યાર પછી રત્નથાળને એક કટકામાં બાંધીને માથા નીચે મૂકી, બંધુ મહાન્તિનાં પત્ની પોતાનાં પુત્રપુત્રીઓને લઇને સૂઇ ગયાં. સૂતાં વારજ સઘળાં ઊંઘી ગયાં; પરંતુ બંધુએ હવે શયન પણ કર્યું નહિ, તેમને ઊંઘ પણ આવી નહિ. આ સમયે તેમની અવસ્થા બહુજ વિચિત્ર પ્રકારની હતી. એ અવસ્થામાં તેઓ

જાગૃત નહોતા તેમ નિદ્રાવશ પણ નહોતા; તેમ તે સ્વપ્ન તેમજ તંદ્રાવસ્થામાં પણ નહોતા. તે અવસ્થા મોહ કે આળસના રાજસ-તામસ સુખથી જુદાજ પ્રકારની હતી; આત્માનંદમાં મસ્ત એવી તે એક અપૂર્વ અવસ્થા હતી. આ અવસ્થામાં તેમને ઘણા ઘણા વિચારો આવવા લાગ્યા. પહેલાં તેમણે વિચાર્યું કે, “ આ રત્નથાળ મારા પ્રભુના પોતાના હાથમાંથી આવેલી છે. એ કાંઇ સામાન્ય થાળ નથી; એ તો સાક્ષાત્ પ્રભુજ છે.” એમ વિચારીને બંધુએ રત્નથાળને પોતાના હાથમાં લીધી અને તેને પરમ પ્રીતિપૂર્વક પોતાની છાતી સરસી ચાંપી. તેમને અપૂર્વ આનંદ થયો. જાણે સાક્ષાત્ પ્રભુનોજ સ્પર્શ થયો હોય એમ લાગ્યું. ત્યાર પછી તેમણે તે રત્નથાળને પોતાની આંખે, મોઢે અને માથે અડકાડી. આનંદરૂપ મદિરાના ઘેનથી તેઓ બેભાન થઇ ગયા. તેમનું શરીર અવશ થઈ ગયું. તેઓ રત્નથાળને માથા નીચે મૂકીને સૂઇ ગયા. જાણે પ્રભુના પાદપદ્મમાં માથું મૂકીનેજ શયન કર્યું હોય, એમ અનુભવવા લાગ્યા. તેમના આનંદની સીમા–પરિસીમા રહી નહિ. આંખો મિચાઇ ગઇ, ઇંદ્રિયો પણ પોતપોતાના ધર્મો ભૂલી ગઈ. મન, પ્રાણ અને સમસ્ત શરીર તે એક અપ્રાકૃત આનંદથી ભરપૂર થઈ ગયાં. પ્રિય વાચક ! આ અવસ્થાને નિદ્રા કહો કે સમાધિ કહો, જે કહેવું હોય તે કહો, પરંતુ બંધુની અવસ્થા અપૂર્વ હતી; તેમની અવસ્થાનો નિર્ણય કરવાને અમારામાં શક્તિ નથી.

આ તરફ રાત્રિ પૂર્ણ થવા આવી. કાગડા અને કૂકડાના શબ્દો સંભળાવા લાગ્યા. ધીમે ધીમે અંધકારનો નાશ થયો. અરુણોદયથી પૂર્વ દિશામાં લાલ પિછોડી પથરાઇ ગઇ. શ્રીજગન્નાથજીના સેવકો સ્નાનસંધ્યાથી પરવારીને શુદ્ધ ભાવે મંદિરમાં આવી પહોંચ્યા. મંદિરના દરવાજાઓ ઉઘાડવામાં આવ્યા અને સઘળા પોતપોતાને કામે વળગી પડયા. ભંડારી ભંડારમાં ગયા. જઇને

જુએ છે તો આગલી રાતે વાસણકૂસણ જેવી રીતે ગોઠવ્યાં હતાં તે સ્થિતિમાં ફેરફાર થયેલો જણાયો. તેના પેટમાં ધ્રાસકો પડયો. બરોબર તપાસ કરી, વાસણો મેળવવા માંડયાં, તો તેમાં પ્રભુની અમૂલ્ય રત્નથાળજ મળી નહિ. ભંડારીનો જીવ ઊડી ગયો. તેઓ હાંફળાફાંફળા બહાર આવ્યા અને બૂમો પાડવા લાગ્યા. સઘળા સેવકો એકઠા થઈ ગયા અને "શું થયું! શું થયું!" એમ પૂછવા લાગ્યા. આખરે ભંડારી બોલ્યા: "ભાઈ! સત્યનાશ ગયું! ગઈ કાલે ભંડારમાં ખાતર પડેલું જણાય છે. ભંડારમાં પ્રભુની રત્નથાળજ નથી. બધાં વાસણો અનામત જેમ મૂકયાં હતાં તેમ છે, પરંતુ તેમાંથી પ્રભુની રત્નથાળ ચોરાઇ ગઇ છે." એ સાંભળતાંજ સઘળાના હોશકોશ ઊડી ગયા, ભારે કોલાહલ મચી રહ્યો. પહેરેગીરો પણ દોડી આવ્યા. ચોરી થયાની વાત સાંભળીને તેઓ કહેવા લાગ્યા કે, "બહારથી તો કોઇ આવ્યું નથી. મંદિરમાં ચોરી કરવાને બહારથી કોણ આવે? એ તો સેવકોનુંજ કામ." એમ કહીને સેવકો ઉપર તેઓ ગુસ્સો કરવા લાગ્યા. ભારી કોલાહલ મચી રહ્યો.સૌ પોતપોતાને નિર્દોષ જણાવવા લાગ્યા. આખરે 'ઊતરતી બલા ભટને માથે' એવો ઘાટ થયો. એ ચોરીનું તહોમત બિચારા સોયાર પંડયા–રસોઇયા ઉપર મૂકવામાં આવ્યું. 'ગઇ રાત્રે સોયાર પંડયા પાકશાળામાં રાંધતા હતા અને આખી રાત અહીંજ હતા, માટે એ તો એમનુંજ કામ' એમ સઘળા કહેવા લાગ્યા. કહ્યું એટલુંજ નહિ, પરંતુ તરતજ સોયાર પંડયાને પકડવામાં આવ્યા અને ઉપરાછાપરી માર પડવા લાગ્યો. તેના ક્રંદનધ્વનિથી લોકો દોડી આવ્યા અને "શું થયું ? શું થયું ?" એમ માંહોમાંહે પૂછવા લાગ્યા. રત્નથાળની ચોરી થયાનું સાંભળીને સઘળાજ જીભ કરડવા લાગ્યા. સઘળા સ્તબ્ધ થઈ ગયા. જોતજોતામાં આ વાત આખા નગરમાં ફેલાઇ ગઇ.

દૈવેચ્છાથી જે થાળને માટે આટલું બધું તોફાન થાય છે, તે થાળને માથા નીચે મૂકી બંધુ મહાન્તિ પરમ આનંદપૂર્વક સૂઈ રહ્યા છે. નિર્દોષ મહાન્તિ આમાંનું કશું જાણુતા નથી. આજે તેમના આનંદનો પાર નથી. તેમને બાહ્યાંતરનું ભાન નથી. રત્નથાળને માટે આટલો બધો કોલાહલ મચી રહ્યો છે; પરંતુ બંધુ મહાન્તિને તેની લેશમાત્ર પણ ખબર પડી નહિ.

હજુ સુધી બંધુ મહાન્તિ સૂઇ રહ્યા છે. રત્નથાળ તેમના માથા નીચે જેમની તેમ પડી રહી છે. સૂર્યોદય થતાંજ તેનાં રત્નો ચમકી ઊઠયાં. સૂર્યનાં કિરણોએ તેના ચળકાટમાં વૃદ્ધિ કરી. થાળમાં જડેલાં રત્નો પ્રકાશિત થઇ ગયાં. દૈવયોગે કોઇ ત્યાં આગળ જઇ ચઢયું અને તેની નજર થાળ ઉપર પડી. તેણે ધારી ધારીને જોયું તો તેજ રત્નજડિત થાળ કે જેને માટે સોયાર પંડયાને સતાવવામાં આવે છે તે નજરે પડી. તે એકાએક બૂમ પાડી બધાંને બોલાવવા લાગ્યો: “અરે,આમ આવો આમ,ચોર તો આ રહ્યો. પકડો, પકડો, એણે રાતના ચોરી તો કરી;પરંતુ નાસી છૂટવાનો લાગ નહિ મળવાથી અહીં સૂઇ ગયો છે. પકડો, પકડો.” એના આ શબ્દો સાંભળતાંજ લોકો દોડી આવ્યા અને બંધુ મહાન્તિને ગડદાપાટુ મારવા લાગ્યા.બંધુની આનંદનિદ્રામાં ભંગ પડયો. એકાએક તેની આંખો ઊઘડી ગઇ. તેઓ ઊઠીને ઊભા થયા, પણ એક શબ્દ પણ બોલી શકયા નહિ. પોતાને શા માટે માર પડે છે તે પણ તેઓ પૂછી શકયા નહિ. લોકોએ તેમની પાસેથી રત્નથાળ ઝૂંટવી લીધી અને તેમના હાથપગ બાંધી લીધા. તે શ્રીપ્રભુના ચોર ઠર્યા, એટલે મંદિરમાં જે આવે તે એમનો તિરસ્કાર કરવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ કેટલાક તો તેમને પ્રહાર પણ કરવા લાગ્યા. ગાળોની તો સીમાજ નહિ. શ્રાવણ ભાદરવાની જળધારાની પેઠે તેમના પર ચારે તરફથી ગાળોનો વરસાદ વરસવા લાગ્યો.

બંધુ મહાન્તિની દુર્દશા જોઇને તેમનાં સ્ત્રીપુત્રો રડવા લાગ્યાં. બંધુએ તેમને આશ્વાસન આપીને એક ખૂણામાં નિશ્ચિંતપણે બેસી રહેવા કહ્યું. આટલો આટલો માર પડવા છતાં અને ગાળોનો વરસાદ વરસવા છતાં પણ બંધુ મહાન્તિ એક શબ્દ પણ બોલ્યા નહિ. આવી દુર્દશામાં પણ તેઓ ગોવિંદનું સ્મરણ કરવા લાગ્યા. આ પ્રમાણે બંધુ સઘળાની ગાળો અને પ્રહાર સહન કરે છે. તેમની અવસ્થાજ જુદા પ્રકારની છે. ક્ષણભંગૂર શરીર સાથેનો તેમનો મોહ નષ્ટ થયો છે. હવે તેમને સુખઃદુખની કે માના-પમાનની સ્પૃહા રહી નથી. જે જે તેમને પ્રહાર કરતાં અને ગાળો દેતાં, તેમને 'ભગવાન તમારૂં ભલું કરો' એજ શબ્દો કહેતા. થોડી વારે સઘળાંનો જુસ્સો જરા નરમ પડયો, એટલે બંધુ મહા-ન્તિ વિનયપૂર્વક કહેવા લાગ્યાઃ "ભાઇ! તમારા સઘળાનું કલ્યાણ થાઓ. મારી એક વાત સાંભળી લો પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો. મારી વાત સાંભળ્યા પછી જોઇએ તો મને મારી નાખજો, પણ જરા ધીરજ રાખો અને મારૂં કહેવું સાંભળી લો."

"અરે, જા, જા, ચોરી કરીને વળી પાછો ડહાપણ કરે છે કેમ? એમ કરીને વળી પાછા બધાને છેતરીને સટકી જવું છે કેમ?" એમ કહીને સઘળા બંધુની વાતને ઉડાવવા લાગ્યા; પરંતુ કેટલાક વૃદ્ધ પુરુષોએ બંધુની વિનતિ કાને ધરી. તેઓએ સઘળાને વાર્યા અને બંધુને જે કાંઈ કહેવું હોય તે કહેવાની રજા આપી.

બોલવાનો સમય મળતાંજ બંધુએ કહેવા માંડયુંઃ "હે ભાઇઓ! હું પરદેશી છું. ગઈ કાલે અહીં આવ્યો છું. પાંચ દિવસ સુધી લાગલાગટ મુસાફરી કરેલી હોવાથી સ્ત્રીપુત્ર સાથે અહીંજ વિશ્રામ લઈ લીધો છે. અમને રસ્તામાં બિલકુલ ખાવાનું મળ્યું નહિ. પ્રબલ ક્ષુધાથી શિશુ-સંતાનો મરણતોલ થઈ ગયાં હતાં. અહીં આવ્યાં ત્યારે પણ સંધ્યાકાળ થઇ ગયો હતો, તેથી શ્રીહરિ-

નુ ચરણામૃત લઇને સૂઇ ગયાં. સૂતાં સૂતાં પતિતપાવન દીન-દયાળ પ્રભુનું સ્મરણ કરવા લાગ્યાં. રાત્રિના દશેક વાગ્યાને સુમારે એક બ્રાહ્મણે આવીને મને દક્ષિણદ્વાર પાસેથી બૂમ પાડી. હું તેની પાસે ગયો. તે વૃદ્ધ બ્રાહ્મણ આ થાળમાં અનેક પ્રકાર-ના ખાવાના પદાર્થો આપીને ચાલ્યા ગયા. અમને સઘળાંને પાંચ દિવસના કડાકા હતા તેથી રાત્રેજ પરમ આનંદપૂર્વક ભોજન કર્યું. ભોજન કરી રહ્યા પછી હું થાળ પાછી આપવા દક્ષિણદ્વાર પાસે ગયો; પરંતુ દ્વાર બંધ હતાં. આગળ પાછળ પણ કોઇ માલૂમ પડ્યું નહિ. બૂમો પાડી છતાં પણ કાંઈ પ્રત્યુત્તર મળ્યો નહિ, તેથી પાછો આવ્યો અને થાળને માથા નીચે મૂકીને પ્રભુનું સ્મરણ કરતાં કરતાં સૂઇ ગયો. હું સત્ય કહું છું કે, મેં ચોરી કરી નથી. મેં આપને સત્ય હકીકત કહી છે. હવે મારો શો અપરાધ છે તે કહો.”

બંધુની સ્ત્રી પણ એજ પ્રમાણે કહેવા લાગ્યાં, પરંતુ કોઇએ માન્યું નહિ. બંધુની વાત સાંભળીને ઊલટા તેઓ તેની મશ્કરી કરવા લાગ્યા. આખરે બંધુને કેદખાનામાં લઇ જવાનો નિર્ણય થયો. દુષ્ટ લોકોને બંધુનાં વિનયયુક્ત વચનો અને સ્ત્રીપુત્રોનું રુદન સાંભળીને પણ દયા આવી નહિ. તેઓ બંધુને ધક્કા મારીને લઇ જવા લાગ્યાં. બંધુનાં સ્ત્રીપુત્રાદિ રુદન કરતાં ત્યાં ને ત્યાંજ રહ્યાં.

બંધુને કારાગૃહમાં લઇ જવામાં આવ્યા, એટલે સઘળા લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. ફક્ત બેચાર વૃદ્ધ પુરુષો ગયા નહિ. તેમણે બંધુનાં સ્ત્રીપુત્રાદિને આશ્વાસન આપ્યું. તેઓ બંધુની પત્નીને સાંત્વન આપતાં કહેવા લાગ્યા કે, “બહેન! તમે ગભ-રાશો નહિ. સુખેથી. અહીંયાંજ રહેજો. અમે તમારે માટે ખાવા-પીવાનો બંદોબસ્ત કરીશું. આખરે સત્યનોજ જય થશે અને તમારા પતિ કારાગૃહમાંથી જલદી છૂટી જશે.” એમ કહીને તેઓએ તેજ

વખતે બંધુનાં સંતાનોને માટે થોડુંઘણું ખાવાનું લાવી આપ્યું.

આ તરફ કારાગૃહમાં બંધુ મહાન્તિના હાથપગમાં બેડીઓ નાખવામાં આવી અને એક અંધારી કોટડીમાં પૂરવામાં આવ્યા. બંધુને આથી પણ લેશમાત્ર કલેશ થયો નહિ. તેમનું મન તો શ્રીહરિના ચરણકમળમાંજ ચોંટયું હતું. તેમને બાહ્યાંતરનું ભાન નહોતું. તેઓ તો તે દયાળુ પ્રભુનુંજ ચિંતન કરતા હતા. ગઈ રાત્રે શ્રીભગવાને કહેલાં વચન ઉપર તેમને અવિશ્વાસ આવ્યો નહિ. "હે પ્રભુ! કાલે રાત્રે તો મારે માટે અન્નપાનાદિનો બંદોબસ્ત કરવાનું વચન આપ્યું છે, તો શું તમે આ અસંખ્ય ગાળો આહાર તરીકે આપી? આ કારાગૃહ મારા નિવાસ્થાન તરીકે આપ્યું કેમ?" એવો કે એવી મતલબનો એક પણ શબ્દ તેમણે ઉચ્ચાર્યો નહિ.

વાચક! જો તારી કે મારી આવી દુર્દશા થાય તો આપણે ભગવાનને બે ચાર શબ્દો સંભળાવ્યા વિના રહીએ નહિ; એટલુંજ નહિ પણ ક્રોધાવેશમાં તેને ન કહેવાના શબ્દો પણ કહી દઇએ, એ નિઃસંશય છે; પરંતુ બંધુના મનમાં એવો વિચાર સરખો પણ આવ્યો નહિ. તેને ઇશ્વર ઉપર દૃઢ વિશ્વાસ હતો. તે કર્મફળને માનતો હતો. "कृतकर्मक्षयोनास्ति" એ સૂત્રને તેઓ સત્ય લેખતા હતા, તેથી તેઓ એક ચતુર નાવિકની પેઠે કર્મનાં સેંકડો વાવાઝોડાં અને તરંગો સામે ટક્કર ઝીલીને અવિચલિત ભાવે દેહરૂપ નૌકા ચલાવતા હતા, તો હવે વિપદ જોઇને તેમને ભય શાનો થાય? તેઓ તો પોતાના દેહરૂપ નૌકાનું સૂકાન હાથમાં લઇને તેમના ધ્રુવ-નક્ષત્ર—તેમના કંપાસના કાંટારૂપ ભગવાન તરફજ દૃષ્ટિ રાખીને નિશ્ચિંત બેઠા હતા અને તેનુંજ કીર્તન કરતા હતા.

કારાગૃહની એકાંત ઓરડીમાં બેઠા બેઠા બંધુ મહાન્તિ મનમાં ને મનમાંજ બોલવા લાગ્યા: "હે પ્રભુ! હે દીનદયાળ! હું બહુજ પાપી છું, મોટો અપરાધી છું. તે પાપનું ફળ ભોગવવા-

નેજ આ કારાગારમાં આવવું પડયું છે. હે પ્રભુ ! એમાં તારો લેશમાત્ર પણ દોષ નથી. તું તો કરુણાનો સાગર છે. પ્રભુ ! આ અખિલ બ્રહ્માંડમાં મારા જેવો કોઈ પાપી નથી; પરંતુ હે નાથ ! તું તો પતિતપાવન અધમોદ્ધારક ખરો કે નહિ ? તે કહે. હે દીન-દયાળ ! તારે જેમ કરવું હોય તેમ કરજે; પરંતુ યાદ રાખજે કે તારા સિવાય મારૂં કોઇ બેલી નથી. મારો આશ્રય કહું, રક્ષક કહું, પાલક કહું, ઉદ્ધારક કહું, જે કહું તે સઘળામાં તુંજ છે. હે પ્રભુ ! હું તારેજ શરણે છું."

પરમ ભક્ત બંધુ મહાન્તિ આ પ્રમાણે પ્રભુને પોકારે છે. શું ભક્તને આમ ટળવળતો જોઇને ભગવાનને શાંતિ વળતી હશે ? ના, ના, તેઓ પણ ક્યારના અધીરા થઇ ગયા છે; પરંતુ નિત્ય-નિયમિત સેવા પૂર્ણ થાય નહિ ત્યાંસુધી તેઓથી કાંઇ બની શકે એમ નહોતું. જોતજોતામાં સાંજ પડી ગઇ. પ્રભુની સંધ્યાઆરતી, સંધ્યાધૂપ, ચંદનલેપન, પુષ્પાંજલિ, શયન વગેરે પૂર્ણ થયું. હમેશા-ની માફક બારણાં બંધ કરી, તાળાં લગાવી તે ઉપર સીલ મારી સેવકો પોતે પોતાને ઘેર ચાલ્યા ગયા. પ્રભુએ પણ શય્યાનો ત્યાગ કરી ગરુડ ઉપર બેસી ગગનમાર્ગે ચાલવા માંડયું. ગરુડને રથિ-પુરના પ્રતાપરુદ્ર મહારાજાના મહેલમાં જવાની આજ્ઞા કરી. ગરુડે "જેવી આજ્ઞા" કહી સન્‌સન્‌ કરતાં વાયુવેગે તે તરફ ચાલવા માંડયું અને એક ક્ષણવારમાં પ્રભુને રાજભવનમાં પહોંચાડી દીધા.

મધ્યરાત્રિનો સમય હતો. મહારાજા તે સમયે અંતઃપુરમાં છત્રપલંગ ઉપર ગાઢ નિદ્રામાં પોઢેલા હતા. ભાવગ્રાહી ભગવાન ભક્તના ભાવથી વિહ્‌વળ થઈને ત્યાં ગયા અને સ્વપ્નમાર્ગે રાજાને કહેવા લાગ્યા: "હે રાજન્‌ ! મારી આજ્ઞા શ્રવણ કર. પહેલાં હું તને પૂછીશ કે, તારે ત્યાં તારો કોઇ બંધુબાંધવ આવે તો તે શું ભૂખ્યો તરસ્યો પાછો જશે ? અરે તારે ત્યાં તો શું, પરંતુ એક સામાન્ય

માણસને ત્યાંથી પણ આગંતુક આત્મીય સ્વજન પાછો ફરે નહિ. મારો પ્રાણ–મારો ભક્ત–બંધુ મહાન્તિ પાંચ પાંચ દિવસના કડાકા કરીને યાજપુરથી સ્ત્રીપુત્રાદિક સાથે મારે ઘેર આવ્યો. મેં તેને મારી રત્નથાળમાં ભોજન આપ્યું. તેમાં તારૂં શું ગયું ? મેં મારી થાળ એને આપી દીધી હતી. થાળ બંધુની પાસેજ હતી. અહા ! લોકોએ તેને ચોર ઠરાવ્યો અને તારા સિપાઇઓ તેને મારતા મારતા કારાગૃહમાં લઇ ગયા અને ત્યાં આગળ હાથપગમાં બેડી નાખીને અંધારી ઓરડીમાં નાખી દીધો. અહા ! તેનાં સ્ત્રીપુત્રાદિ-ની દુર્દશાની શી વાત કહું ? બંધુને માટે તેઓ આકુળવ્યાકુળ થઇ ગયાં છે અને રુદન કરે છે; માટે હું તને આજ્ઞા કરૂં છું કે, જો તું તારૂં ભલું તાકતો હોય તો, સત્વર પુરી નગરમાં જઇ પહોંચ અને મારા ભક્તને બંદિખાનેથી મુક્ત કર. તેના પગમાં નાખેલી બેડી દૂર કરીને, પગે પડી તેની ક્ષમા માગ. ત્યાર પછી તીર્થજળ-માં સ્નાન કરાવી, સૂક્ષ્મ વસ્ત્રો પહેરાવી, નાના પ્રકારનાં આભૂ-પણોથી અલંકૃત કરી તેને મંદિરના કોષાધ્યક્ષની જગ્યા આપ. જ્યારે જ્યારે આ પ્રમાણે કોઇને આ જગ્યા આપવામાં આવે છે, ત્યારે ત્યારે તેને પાઘડી બંધાવવાનો રિવાજ છે. તે રિવાજ પ્રમાણે બંધુને પણ પાઘડી બંધાવ અને મરણપર્યંત તેને ઉત્તમ ભોજન મળ્યા કરે એવો બંદોબસ્ત કરી આપ.”

મહારાજા પ્રતાપરુદ્રને આ પ્રમાણે કહીને, તેમને જાગૃત કર-વાને એક ચાબુકનો ફટકો મારી ભગવાન નીલાચલ તરફ ચાલ્યા ગયા. મહારાજાની ઊંઘ ઊડી ગઈ. તેઓ જાગૃત થઇ ગયા અને એકદમ શય્યાનો ત્યાગ કર્યો. ત્યાર પછી બહાર આવી પોતાના હજૂરિયાને સઘળી હકીકત કહી સંભળાવી. તેજ વખતે પોતાનો ઘોડો તૈયાર કરી લાવવાની આજ્ઞા કરી. મહારાજાએ ઘોડેસવાર થઇને નીલાચલ તરફ પ્રયાણ કર્યું. ત્યાં પહોંચતાં તેમને વિલંબ

થયો નહિ. તેઓ બારોબાર કારાગૃહમાંજ ગયા અને દરવાજા ઉઘડાવી અંદર ગયા. ત્યાં જઇને પોતે સ્વપ્નમાં સાંભળેલી વાતની ખાતરી કરી. 'રત્નથાળની ચોરી કરવા માટે યાજપુરના બંધુ મહાન્તિ નામના માણસને કેદ કરવામાં આવ્યો છે' એવા સમાચાર મળ્યા. હવે તેમની પૂરેપૂરી ખાત્રી થઇ. તેઓ એકદમ બંધુ મહાન્તિ પાસે ગયા. તેમનાં બંધનો દૂર કરવાને સિપાઇઓને હુકમ કર્યો. સિપાઇઓએ તુરતજ બંધુને મુક્ત કર્યા. મહારાજા પ્રતાપરુદ્ર પરમ આદરપૂર્વક બંધુને પોતાની પાસે બેસાડીને વિનયપૂર્વક કહેવા લાગ્યા: "અહો ! મારા જીવનને ધન્ય છે, આજે આપ મહાપુરુષનાં દર્શન કરીને હું કૃતાર્થ થયો છું. મારા સેવકોએ તમારો મહાન અપરાધ કર્યો છે. એ અપરાધ તેમનો નથી, પણ મારો પોતાનોજ છે; માટે કૃપા કરીને મને ક્ષમા કરો."

મહારાજાનાં વચન સાંભળી બંધુ વિનયપૂર્વક કહેવા લાગ્યા: "મહારાજ ! હું અતિ તુચ્છ-અતિ ઘૃણિત-સામાન્ય કરણ જાતિનો છું. આપ મારા જેવા પાતકીનો સ્પર્શ કરશો નહિ. મહારાજ! હું અપરાધી છું, આપ મારો અપરાધ ક્ષમા કરજો."

બંધુનાં વચન સાંભળી મહારાજા આશ્ચર્યચકિત થઈ ગયા; પરંતુ તેઓએ બંધુને છોડયા નહિ. સમજાવી કરીને પોતાની સાથે લીધા અને તીર્થજળમાં સ્નાન કરાવી વસ્ત્રાભૂષણો પહેરાવ્યાં. ત્યાર પછી તેમને મંદિરના કોષાધ્યક્ષની જગ્યાએ નીમીને નિયમ પ્રમાણે પાઘડી બંધાવી. તેમનાં સ્ત્રીપુત્રાદિને બોલાવી તેમનો પણ આદરસત્કાર કર્યો. મંદિરની દક્ષિણે એક સુંદર મકાનનો પણ બંદોબસ્ત કરી આપી તેમાં વાસણકૂસણ અને રાચરચીલું ગોઠવી આપ્યું. વળી તે ઉપરાંત તેમના પુત્રપૌત્રાદિક પણ તેમની જગ્યાએ નિમાય એવી વંશપરંપરાની લેખિત સનંદ કરી આપવામાં આવી. ત્યાર પછી બંધુ મહાન્તિને માનપૂર્વક શ્રીમંદિરમાં લઇ જવામાં

આવ્યા અને ત્યાંજ ઉપરની સનંદ તેમને આપવામાં આવી. મહારાજાએ શ્રીજગદીશ્વરને પ્રણામ કર્યાં.તેઓ મનમાં ને મનમાં કહેવા લાગ્યા કે, "હે દીનબંધો ! જુઓ આપની સમક્ષજ આપની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું છે. હવે મારો અપરાધ ક્ષમા કરજો."

મહારાજા પ્રતાપરુદ્ર પુનઃ જગદીશ્વરને પ્રણામ કરીને તથા વિનયપૂર્વક બંધુ મહાન્તિની પાસેથી વિદાય લઇને પોતાને ભુવને ચાલ્યા ગયા. ભક્તનો પ્રભાવ અને ભગવાનની ભૃત્ય–પ્રીતિ જોઇને સઘળા ભક્ત અને ભગવાનની જયઘોષણા કરવા લાગ્યા. ધીમે ધીમે આ સમાચાર સઘળે પ્રસરી ગયા. ગઇ કાલે જેણે જેણે બંધુને ગાળો દીધી હતી અને માર માર્યો હતો તે સઘળા એક પછી એક આવવા લાગ્યા અને બંધુને પગે પડીને તેમની પાસે ક્ષમા માગવા લાગ્યા. બંધુએ તેમને બહુ બહુ અટકાવ્યા; પરંતુ કોઇએ માન્યું નહિ, તેથી છેવટે પોતે લજ્જાથી નીચું જોઇને ઊભા રહ્યા અને મનમાં શ્રીપ્રભુના ચરણકમળનું ચિંતન કરવા લાગ્યા. આ સમાચાર સાંભળીને અનેક નાસ્તિક અને પાખંડીઓના મનમાં પણ આસ્તિક–બુદ્ધિ આવી અને તેમનાં હૃદય પણ ભક્તિદેવીના નિવાસને યોગ્ય થયાં.

બંધુ ! આહા ! તારૂં બંધુ નામ સાર્થક થયું ! સ્વયં ભગવાન પણ જેને બંધુ કહીને બોલાવે તેના ભાગ્યની શી વાત ! ભક્તવર ! તમારા ચરણમાં એક વાર કે બે વાર નહિ, પણ અનેક વાર અમારા પ્રણામ છે. આ જગતમાં અનેક બંધુઓ નજરે પડે છે, પરંતુ હે બંધુ ! યથાર્થ બંધુને તો તમેજ જોયા છે. જેવા તમે તેવાજ તમારા બંધુ. અહા ! અસહ્ય દુઃખદારિદ્રય આપીને તેણે તમને ઓળખાવ્યા છે. પ્રસિદ્ધિમાં આણ્યા છે. કેટલી સહનશીલતા અને દૃઢતા રાખવાથી તેની સાથે બંધુભાવ કરી શકાય છે તે તેણે તમારા દૃષ્ટાંતથી બતાવી આપ્યું છે.અને એક સામાન્ય ઐકાં-

તિક ભાવને વશ થઇને તે કરુણાસાગર ભગવાન કેટલી કરુણા વિસ્તારે છે, તે પણ તમે બતાવી આપ્યું છે. આ જગતના સ્વાર્થી બંધુઓ તે યથાર્થ બંધુ નથી, તેજ એકમાત્ર બંધુ છે. અહા ! બંધુ! તે યથાર્થ બંધુને તેં ઓળખી કાઢયા છે અને અમે તને પ્રણામ કરી તારી પાસે એટલુંજ માગીએ છીએ કે, તારા આશીર્વાદથી કોઇ ને કોઇ જન્મે પણ તે જગદ્બંધુને અમારા બંધુ કરી " **हे कृष्ण करुणासिन्धो दीनबन्धो जगत्पते** " એ મહામંત્રનો જાપ જપીને તેના ચરણમાં સર્વસ્વ સમર્પણ કરી તેમનો આશ્રય મેળવવાને ભાગ્યશાળી થઇએ.

જગદ્બંધુ જેના બંધુ હોય, તેને પછી શાનો અભાવ હોય? બંધુ મહાન્તિ પરમ સુખથી પોતાના પરિવાર સાથે સમય વ્યતીત કરવા લાગ્યા અને શ્રીપરમકૃપાળુ જગદીશ્વરના અચળપદને પામી કીર્તનના પરમ સુખથી દિવસ નિર્ગમન કરવા લાગ્યા.





# ૬–रघु अराक्षित

કોણ કહે છે કે સંસારમાં સુખ નથી ? કોણ કહે છે કે ફક્ત સ્વર્ગમાંજ અમૃત મળે છે? કોણ કહે છે કે આ નશ્વર જગતમાં અમરધામની પારિજાત–સૌરભ દુર્લભ છે ? જાઓ બંગાળામાં આવેલા હરિપુર શહેરમાં કૃષ્ણચંદ્ર મહાપાત્રને ઘેર, એટલે તમારા મનનો સંદેહ દૂર થઈ જશે. તેમની પત્ની કમળાને પૂછવાથી તમારા દરેક પ્રશ્નનો યોગ્ય પ્રત્યુત્તર મળી જશે.

કૃષ્ણચંદ્ર મહાપાત્રની આર્થિક સ્થિતિ બહુ સારી હતી. આ સંસારમાં તેમને કોઇ પણ જાતનો અભાવ નહોતો. હસ્તિશાળામાં હસ્તીની, અશ્વશાળામાં અશ્વોની તેમજ દાસદાસી નોકરચાકરની પણ ખોટ નહોતી; પરંતુ એક વસ્તુના અભાવથી તેમનું મન સર્વદા દુઃખી રહેતું હતું. અતિથિ અભ્યાગતના કલરવથી તેમની અતિથિશાળા સર્વદા જાગૃત રહેતી હતી. ધૂપના ધુમાડાના ગોટાની પવિત્ર સૌરભથી અને સ્તુતિપાઠના મંગળધ્વનિથી તેમનું દેવાલય પરિપૂર્ણ રહેતું હતું, તથા સઘળાં તેમની પ્રશંસા કર્યા કરતાં હતાં; પરંતુ તે છતાં તેમને બિલકુલ ચેન પડતું નહિ. ફક્ત તેમનીજ આવી દશા હતી એમ નહોતું; પરંતુ તેમનાં પત્ની કમળાની સ્થિતિ પણ પોતાના પતિના જેવીજ હતી. કમળાનું અપૂર્વ રૂપલાવણ્ય પણ તે એક વસ્તુના અભાવથી દિવસે દિવસે

નાશ પામવા લાગ્યું. આ પ્રમાણે કેટલોક સમય ગયા પછી વિધાતાની ઇચ્છાથી કમળાને ગર્ભ રહ્યાનાં લક્ષણો જણાવા લાગ્યાં. જોતજોતામાં દશ માસ પૂર્ણ થઇ ગયા અને ઇશ્વરકૃપાથી કમળા-એ એક પુત્રરત્નને જન્મ આપ્યો. આજના આનંદનો પાર નથી. કૃષ્ણચંદ્રને મન તો આજે સોનાનોજ સૂર્ય ઊગ્યો હતો. આજે તેઓ ખોબે ખોબે ધનરત્ન વહેંચે છે. આનંદસૂચક વાદ્ય-ધ્વનિથી અને દાતાના જયજયકારથી આખું ઘર ગાજી ઊઠયું છે. કમળમુખી કમળા તરતના જન્મેલા બાળકના મુખચંદ્રને વારંવાર નિહાળે છે.

માતપિતાના સૌભાગ્યથી બાળક જોતાજોતામાં પાંચ મહિ-નાનો થઈ ગયો. મોટા સમારંભથી તેને નામકરણ અને અન્ન-પ્રાશન સંસ્કારો કરવામાં આવ્યા. કુળગુરુની આજ્ઞા પ્રમાણે તે બાળકનું નામ રઘુનાથ પાડવામાં આવ્યું. આ સમયે એક જ્યોતિ-ર્વિદ્ પંડિતે આવીને કૃષ્ણચંદ્રને કહ્યું કે, "તમારા આ બાળકનો જન્મ ભક્ત–અંશમાં થયો છે. આગળ જતાં એ એક મહાન ભગ-વદ્ભક્ત નીવડશે; માટે જોજો, એનો અનાદર થાય નહિ." અહા! અનાદર! માતાપિતાના પ્રાણથી પણ પ્રિય પુત્રનો અનાદર થવો કેમજ સંભવે? પરંતુ તે દિવસથી કૃષ્ણચંદ્ર અને કમળા, રઘુ-નાથને સતર્ક દૃષ્ટિથી જોવા લાગ્યાં. ધીમે ધીમે રઘુનાથ બેસતાં શીખ્યો, ત્યાર પછી ઘૂટણિયાં કાઢતાં અને તે પછી ધીમે ધીમે ચાલતાં પણ શીખી ગયો. થોડા દિવસમાં તો તે દોડતાં અને સહેલાઇથી રમતાં કૂદતાં શીખી ગયો. હવે તેને કોઈ પણ પ્રકારના સંરક્ષણની જરૂર રહી નહિ. ચાલતાં શીખ્યા પછી રઘુનાથ બિલકુલ ઘરમાં રહેતો નહિ. કૃષ્ણચંદ્ર અને કમળાદેવીની નજર ચુકાવીને તે વારંવાર મંદિરે નાસી જતો. ત્યાં આગળ તેને બહુજ આનંદ થતો હતો. તે કોઈ સમયે ઠાકોરજીને દંડવત્ પ્રણામ કરતો, તો

કોઇ વખત તુલસીકયારાની પ્રદક્ષિણા કરીને હરિના નામનું કીર્તન કરતો નાચતો હતો. રઘુનાથને આ પ્રમાણે ખેલતો જોઇને સઘળાં ચકિત થઇ જતાં અને માંહોમાંહે કહેતાં કે, "બચે તો આ બાળક એક મહાન ભક્ત થશે."

આ પ્રમાણે કેટલાક દિવસો ચાલ્યા ગયા. રઘુનાથ હવે બાળક નથી. તેને હવે સોળ પૂરાં થઇને સત્તરમું વર્ષ બેઠું છે. તેના પ્રત્યેક અંગમાં આદ્ય યૌવનનું અપૂર્વ સૌંદર્ય ફૂટી નીકળ્યું છે. એક દિવસ કમળાએ સ્વામી પાસે પુત્રના લગ્ન સંબંધી વાત કાઢી. સ્વામીએ પણ તેમાં સંમતિ આપી અને કોઇ એક પરમ સુંદર કન્યાની શોધ કરવાને દેશેદેશમાં માણસો મોકલી આપ્યા. અનેક દેશ અને અનેક કન્યાઓ જોવા છતાં પણ કોઇ પણ ઠેકાણે મન માન્યું નહિ; છેવટે મધ્ય બંગાળમાં આવેલા કલાવતીપુરના ગંગાધર કરણની કન્યા અન્નપૂર્ણા સઘળાને પસંદ પડી.

ગંગાધર કરણ પોતાના સદ્ગુણો કરતાં ધનસંપત્તિને માટે વધારે પ્રખ્યાત હતા. તેમને ઉપરાઉપરી સાત પુત્રો થયા અને છેવટે ફક્ત એકજ કન્યા પ્રાપ્ત થઇ હતી. અન્નપૂર્ણા ઉપર તેનાં માતાપિતાનો અનહદ પ્રેમ હતો. જેમ રઘુનાથ સર્વગુણસંપન્ન અને સર્વાંગ સુંદર હતો તેમ અન્નપૂર્ણા પણ તેને લાયકજ હતી. બંને પક્ષ વચ્ચે લગ્ન સંબંધી વાતચીત થઈ ગઇ અને લગ્નનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો. લગ્નના દિવસને એક મહિનો બાકી રહ્યો, ત્યારથી કૃષ્ણચંદ્ર અને ગંગાધર કરણને ઘેર આનંદોત્સવ થવા લાગ્યા. નાચગાન વગેરે આમોદપ્રમોદ શરૂ થઈ ગયા. **दीयताम् भुज्यताम्** વગેરે શબ્દોને તો વિરામજ નહોતો. ચોક્કસ કરેલે દિવસે લગ્નકાર્ય પણ નિર્વિઘ્ને પૂર્ણ થઈ ગયું. રઘુનાથ અન્નપૂર્ણાને લઇને ઘેર આવ્યો. પુત્રવધૂનું રૂપ જોઇને કમળાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે પુરવાસી અનેક સુંદર સ્ત્રીઓના

મંદ મંદ મંગળધ્વનિ સાથે વરકન્યાને પોંખી લીધાં. કૃષ્ણચંદ્રનું ઘર અત્યાર સુધી જે એક કમળાના રૂપના આલોકથી પ્રકાશી રહ્યું હતું, તે હવે અન્નપૂર્ણાના રૂપલાવણ્યથી વધારે પ્રકાશિત થયેલું જણાવા લાગ્યું.

સઘળું પૂર્ણ થયું. સંસારી લોકોને પુત્ર અને પુત્રવધૂનાં મુખ જોવાની જે તીવ્ર ઉત્કંઠા હોય છે, તે પૂર્ણ થઇ; પરંતુ ભાવિ મિથ્યા થતું નથી. કૃષ્ણચંદ્રના ભાગ્યચક્રમાં એકાએક પરિવર્તન થવા લાગ્યું. આ સુખ તેનાથી લાંબો સમય ભોગવાયું નહિ. લાગલાગટ કેટલાંક વર્ષો સુધી પોતાની જમીનોમાં સારી રીતે ધાન્ય પાકયું નહિ, તેથી ખેડૂતો પાસેથી પોતાનાં નીકળતાં નાણાં વસૂલ થયાં નહિ; એટલુંજ નહિ પરંતુ દયાળુ કૃષ્ણચંદ્રે પોતાના ખેડૂતોને દુઃખી થતા જોઇને, તેમને પોતાના ખજાનામાંથી નાણાં કાઢી આપ્યાં. આ પ્રમાણે જોતજોતામાં તેમના ખજાનામાંથી ધન ખૂટી પડયું અને કૃષ્ણચંદ્ર ક્ષીણવિત્ત થઇ ગયા. ગામના જાગીરદાર અથવા રાજા જે કહે તે પોતેજ હતા, તેથી પોતાનાં માનઆબરૂ જાળવવાને ખર્ચમાં પણ કરકસર કરી શકયા નહિ. ધીમે ધીમે તેઓ ઋણજાળમાં ફસાવા લાગ્યા. ઋણના જેવું પાપ નથી. તે મહાપાપે કૃષ્ણચંદ્રના પુણ્યમય સંસારને થોડા દિવસમાંજ ભસ્મીભૂત કરી નાખ્યો. અવિશ્રાંત દુશ્ચિંતાથી કૃષ્ણચંદ્રનું સ્વાસ્થ્ય પણ બગડયું. તેમના શરીરમાં અનેક રોગોએ વિશ્રામ લીધો. પોતાને મરણશય્યાએ પડેલા જોઇને તેમણે પોતાના પ્રિયતમ પુત્ર રઘુનાથને બોલાવ્યો અને તેના ખોળામાં પોતાનું મસ્તક નાખી દઇને કહ્યું કે, "ભાઈ! રઘુનાથ! હું જાઉં છું; પણ મારૂં એક વચન પાળજે. બની શકે ત્યાંસુધી મારૂં સઘળું દેવું વાળી દેજે. ભાઈ! જોજે, કદી પણ કોઇને રડાવવાનો વિચાર મનમાં લાવીશ નહિ. ભગવાન તારૂં કલ્યાણ કરશે." આટલું કહીને કૃષ્ણચંદ્રે આંખો

મીંચી દીધી. પતિવ્રતા કમળા, પુત્રની પાસે વિદાય લઇને પતિ પાછળ સતી થયાં. રઘુનાથને માથે દુઃખદાવાનળ આવી પડયો.

અહા! વિધાતાની લીલા અગાધ છે. એકજ વૃક્ષ ઉપર બે પુષ્પો ફૂટી નીકળ્યાં; પરંતુ હાય! કોણ જાણે કયાંથી દુરંત કાલ-કીટે આવીને તેના મૂળમાંજ નિવાસ કર્યો. તેણે તેને સારી રીતે ખીલવા દીધાં નહિ અને બિચારાં પુષ્પો અલ્પ સમયમાંજ સુકાઈ-ને નીચે પડયાં; પણ રઘુનાથ! હવેજ તારે માટે ખીલવાનો સમય આવ્યો છે, માટે ખીલ! તું ભગવાનનો ભક્ત હોવાથી રમ્ય કમળ-પુષ્પ જેવો છે; પરંતુ દુઃખદારિદ્રયના પ્રચંડ તાપમાંજ તારે ખીલવાનું છે; માટે હવે ખીલ! તારાં આ છિન્ન મલિન વસ્ત્રમાંજ સેવાળ નીચે ઢંકાયલા કમળની પેઠે હવે તારી સાચી શોભા દીપી ઊઠશે અને તારી ભક્તિની સૌરભથી સમસ્ત વિશ્વ સુવાસિત થશે. હવેજ તારે ખીલવાના દિવસો આવ્યા છે, ખીલ, રઘુનાથ! ખીલ.

અન્નપૂર્ણા મોટા ઘરની શ્રીમંતની પુત્રી હોવાથી, તે પ્રાયઃ પોતાને પિયેરજ રહેતી હતી. તેના પિતા અને ભાઇઓ બહુજ કૃપણ હતા. તેમણે અન્ય લોકોને મોઢે રઘુનાથની દુર્દશાના સમા-ચાર સાંભળ્યા, છતાં પણ તે ઉપર લક્ષ આપ્યું નહિ. રઘુનાથ પણ તેમની સ્પૃહા કરે એવો નહોતો. તે તેમના કરતાં બહુજ ગુણવાન હતો અને તે સાથે વળી એક ઉત્તમ કુળમાં જન્મ્યો હતો, તેથી આવી દુઃખદાયક સ્થિતિમાં પણ તે પોતાના શ્વસુર પાસે સહાયની ભિક્ષા માગવાને ગયો નહિ. પોતાનો જે કાંઇ વિષય–વૈભવ હતો તે સઘળો વેચી દઇને પિતાનું દેવું વાળી નાખ્યું. ત્યાર પછી પોતાને સાસરેથી પહેરામણીમાં જે કાંઇ મળ્યું હતું તે પોતાના પુરોહિતને સોંપીને દેવસેવાનો બંદોબસ્ત કર્યો અને પોતે એક ફાટલી કંથા અને કૌપીન ધારણ કરીને ઘરની બહાર નીકળી પડયો.

રઘુનાથ ગામે ગામ ભિક્ષા માગીને પોતાનો નિર્વાહ કરવા

લાગ્યો. તેના કષ્ટની સીમા નથી. મોટા ઘરનો પુત્ર! જે દુઃખનું નામનિશાન પણ જાણતો નહિ, તે આટલું કષ્ટ કેમ સહન કરી શકે? એક દિવસ ગંભીર રાત્રે એક વૃક્ષનીચે બેસીને રઘુનાથ મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યો કે, "હું આ પ્રમાણે નકામો ગામોગામ શા માટે ફરૂં છું? કેવળ પશુની પેઠે આહાર નિદ્રામાંજ મસ્ત રહેવામાં શું લાભ છે? માટે ચાલ, એક કામ કરૂં. કોઇ એક પુણ્યક્ષેત્રમાં ચાલ્યો જાઉં અને ત્યાં ભગવાનનું ભજન-કીર્તન કરવામાંજ દિવસ નિર્ગમન કરૂં. મેં સાંભળ્યું છે કે, "સકળ જીવના કર્તા, ભક્તિ–મુક્તિના દાતા, કમળાદેવીના પ્રાણપતિ, ગરીબના બેલી અને જગતના જ્યોતિસ્વરૂપ શ્રીપરબ્રહ્મ, શંખચક્ર ધારણ કરીને શ્રી નીલાચલમાં બિરાજે છે; માટે ચાલ, ત્યાંજ જાઉં! તે પ્રાણ પ્રભુની પાસે જઇને મારા સકળ દુઃખદારિદ્રયની વાત કરૂં. ત્યાર પછી તેને જે કરવું હશે તે કરશે. બીજું કાંઇ નહિ, તો સાક્ષાત્ કૈવલ્યસ્વરૂપ એવો તેમનો મહાપ્રસાદ તો મળશે! અરે, તે પણ ન મળે અને ભૂખે મરવું પડે તો તેમાં પણ કાંઇ દુઃખ નથી. તે મહાપુણ્યક્ષેત્રમાં મરવાથી પણ પવિત્ર થઇશ, માટે ત્યાંજ જવું શ્રેયસ્કર છે." એમ કહીને રઘુનાથે નીલાચલ તરફ ચાલવા માંડયું. થોડા દિવસમાંજ તે ત્યાં જઇ પહોંચ્યો અને શ્રી જગદ્બંધુના મુખપદ્મનાં દર્શન કરીને બંને હાથ જોડીને કહેવા લાગ્યો કે, "હે પ્રભુ! મારાં માતાપિતા બંને જણ મરી ગયાં છે–મને અનાથ કરી ગયાં છે. આજે હું 'અરક્ષિત' રક્ષણહીન થઇ પડયો છું. તો હે પ્રભુ! હવે તારાજ પાદપદ્મનું શરણ લેવાની ઇચ્છા છે; પરંતુ મને ઇચ્છા થાય તેમાં શું વળ્યું? તારી ઇચ્છા એજ ખરી ઇચ્છા છે; માટે હે પ્રભુ! હવે તમારી જેમ ઇચ્છા હોય તેમ કરો! એટલું યાદ રાખજો કે, હું તમારો નિર્બળ દાસ કિંકર શરણાગત છું."

રઘુનાથની વિનતિ સાંભળીને દીનદયાળ પ્રભુને દયા આવી. તેમણે તેના અંતર્યામીરૂપે આશ્વાસન આપતાં કહ્યું કે, "હે રઘુ! ગભરાઈશ નહિ; તું અહીંયાં મહાપ્રસાદ ભોજન કરીને પરમ સુખથી વિચર. મેં તને મારા દાસ તરીકે સ્વીકારી લીધો છે." પ્રભુની આવી આશ્વાસન વાણી શિરોધાર્ય કરીને રઘુનાથ ત્યાં આગળ રહેવા લાગ્યો. કોઈ દિવસ કોઇ વૈષ્ણવને ઘેર, તો કોઈ દિવસ કોઇ મઠધારીના મંદિરમાં, એમ જ્યાં મળે ત્યાં મહાપ્રસાદ ગ્રહણ કરવો અને જ્યારે ત્યારે પ્રભુના મુખપદ્મનાં દર્શન અને તેમના ગુણોનું ચિંતન કર્યા કરવું, એજ તેનું નિત્યનૈમિત્તિક કાર્ય થઇ પડયું. હવે રઘુ પરમ સુખથી નિવાસ કરવા લાગ્યો. આગલી વાતો તેને કદી પણ યાદ આવતી નહિ, એટલુંજ નહિ પરંતુ અન્નપુર્ણાનું પ્રફુલ્લ મુખકમળ પણ તે તદ્દન વીસરી ગયો.

કેટલેક દિવસે રઘુનાથનાં સાસરિયાંને આ વાતની ખબર પડી. એક દિવસ ગંગાધર કરણ પોતાનાં સ્ત્રીપુત્રાદિ સાથે બેઠો છે, તે વખતે રઘુનાથની વાત નીકળી. સઘળાં 'હવે શું કરવું' તેનો વિચાર કરવા લાગ્યાં. એટલામાં ગંગાધર કરણ વચમાંજ બોલી ઊઠયા: " અરે! કેવી શરમની વાત! જમાઇ જગન્નાથજીમાં ઘેર ઘેર ભીખ માગી ખાય છે. અહા! તેણે જોતજોતામાં પોતાના અતુલ ધનવૈભવ ઉપર પાણી ફેરવી નાખ્યું! અને જે કાંઈ હતું તે સઘળું લેણદારોને આપી દીધું. પોતાના પિતાની માલમિલકતોનું એમ કર્યું, એટલુંજ નહિ પણ મેં પોતે પહેરામણીમાં જે કાંઈ આપ્યું હતું તે પણ સઘળું ઉડાવી દીધું છે અને એક ભિખારી બની ગયો છે! હાય! આ સમાચાર સાંભળીને મારૂં હૃદય ફફડી જાય છે. બસ, બસ, હવે તે નિર્ભાગીનું નામ મારી પાસે દેશો નહિ. બસ, એમજ સમજો કે. અન્નપૂર્ણાનાં લગ્ન થયાંજ નથી. એ હતભાગ્ય જમાઇએ બાપ ખોયો, મા

ખોઇ; વાડી-વજીફા, નોકરચાકર સઘળું ખોયું. તેને પાલવે પડવાથી મારી પુત્રીને શું સુખ મળવાનું છે? હવે એ દુષ્ટનું મુખ હું કદી પણ જોઈશ નહિ. મારે મન અન્નપૂર્ણા હજુ કુંવારીજ છે; માટે એને ફરીથી પરણાવવાની તૈયારી કરો અને ગઇ ગુજરી ભૂલી જાઓ. હવે મારે એ દુષ્ટનું મલિન મુખ જોવું નથી."

જેવો ગંગાધર, તેવોજ તેનો પરિવાર હતો. સઘળાએ ગંગાધર કરણના મતને અનુમતિ આપી. આશ્ચર્યની વાત છે કે એટલા બધામાંથી કોઇએ પણ રઘુનાથને પાછો તેડી લાવી થોડું ધન આપવાને કહ્યું નહિ. અધાર્મિક, કૃપણ કરણ-પરિવાર પોતાની વિવાહિતા કન્યાને માટે વર શોધવા લાગ્યો. વર મળતાં વિલંબ થયો નહિ. તેજ રાજ્યના રાજમંત્રી વસુ મહાપાત્રના પુત્રની સાથે અન્નપૂર્ણાનાં પુનર્લગ્ન કરવાનું નક્કી થયું. મંત્રીપુત્ર ખરેખરો દુરાચારી અને અકર્મી હતો. અન્નપૂર્ણાનું રૂપલાવણ્ય જોઇને તે મોહાંધ થઇ ગયો હતો; તેથી તેણે એ વિષે લેશમાત્ર પણ આનાકાની કરી નહિ. ગંગાધર અને મંત્રીપુત્ર બંને ધનવાન હોવાથી, તેમને આ અઘટિત કાર્ય કરતાં અટકાવવાનું કોઇ પણ સાહસ કરી શક્યું નહિ. વાતચીત થઇ રહ્યા પછી જોશીને બોલાવવામાં આવ્યા અને ફાગણ સુદ પને દિવસે લગ્ન કરવાનું નક્કી ઠર્યું.

અન્નપૂર્ણા આ સઘળું સાંભળતી હતી. હવે તે કાંઇ નાની બાળક નહોતી. તેને પણ પંદર વર્ષ પૂરાં થઇ સોળમું વર્ષ બેઠું હતું. પોતાનાં માતાપિતા અને ભાઇઓના વિચારો સાંભળીને તેને અતિશય ચિંતા થવા લાગી. તે વારંવાર નિસાસા મૂકવા લાગી અને 'હે ભગવન્! હવે શું કરવું?' એમ વિચારી ભ્રમિતની પેઠે ભમવા લાગી.

આ તરફ ગંગાધર કરણ અને તેના પુત્રો તેના લગ્નની તૈયારી

કરવા લાગ્યા; તે જોઇને અન્નપૂર્ણાના પેટમાં તેલ રેડાતું ગયું. તે પરમકૃપાળુ પ્રભુની પ્રાર્થના કરવા લાગી અને મનમાં ને મનમાંજ બોલવા લાગી કે, “ હાય, પ્રભુ ! કેવી અસંભવિત વાત ! શું મારા પ્રાણનાથ જીવે છે, તે છતાં આ દુષ્ટો મારૂં પુનર્લગ્ન કરશે ? હે પ્રભુ ! હે દીનદયાળ ! આ શરીર હવે મારૂં નથી. તે તો મેં મારા પ્રાણપતિના ચરણકમળમાં સમર્પણ કરી દીધું છે. હે કૃપાસાગર ! તું અધમોદ્ધારક છે, તેં અનેકને તાર્યા છે, વિપત્તિગ્રસ્ત ગજેંદ્રનો પણ તેંજ ઉદ્ધાર કર્યો છે. હે કરુણાસાગર ! તેંજ દ્રૌપદીની લજ્જા રાખી છે. હે પ્રભુ ! તું સર્વાંતર્યામી છે; તારાથી કોઈ પણ વાત અજાણી નથી. મારૂં દુઃખ પણ તું જાણેજ છે. હે પ્રભુ ! હું સતી છું, વ્યભિચારિણી નથી. મારો પણ આ સંકટમાંથી ઉદ્ધાર કર. પ્રભુ ! ઉદ્ધાર કર. ”

અન્નપૂર્ણા અહર્નિંશ કેવળ ભગવાનની પાસે આ પ્રમાણે પ્રાર્થના કર્યા કરે છે અને એકલી બેઠી બેઠી રડયા કરે છે. તેને આહાર, નિદ્રા કે હાસ્ય કાંઇ પણ ગમતું નથી. કોઇની સાથે તે વાતચીત પણ કરતી નથી. તેના ઘરમાં એક વૃદ્ધ દાસી હતી. તેણેજ અન્નપૂર્ણાને નાનેથી મોટી કરી હતી; તેથી અન્નપૂર્ણા કેવળ તેનીજ પાસે પોતાના દુઃખની વાત કહેતી હતી. તે વારંવાર દાસીને કહેતી કે, “ મા ! આપણા ગામમાંથી કોઈ નીલાચલ નહિ જતું હોય ? જો જતું હોય તો તેને એક પત્ર લખી આપી મારા પ્રાણ નાથને મારી વિપત્તિની વાત જણાવું. શું તેમને આ વાતની ખબર પડે તો તે મારો ઉદ્ધાર ન કરે ? ”

અન્નપૂર્ણાના કહેવાથી દાસી હમેશાં કોઇ નીલાચલ જતા યાત્રાળુની શોધ કરતી હતી. એક દિવસ તેણે અન્નપૂર્ણા પાસે આવીને કહ્યું કે, “ અન્નાબહેન ! આપણી પાસેના ગામડામાંથી કેટલાંક મનુષ્યો જગન્નાથજીનાં દર્શનાર્થે જાય છે; માટે જો પત્ર

આપવો હોય તો જલદી લખી આપો, એટલે હું તે લોકોને આપી આવું." દાસીનાં વચન સાંભળીને અન્નપૂર્ણાએ આનંદ અને ઉતાવળથી એક પત્ર લખ્યો:-

"પ્રાણેશ્વર!

"હું તમારા ચરણની દાસી છું. મારી વિપત્તિ સાંભળી આપને યોગ્ય લાગે તેમ કરજો. આવતી ફાગણ સુદ પાંચમને દિવસે આ રાજ્યના મંત્રીપુત્ર સાથે મારાં માતાપિતા મારૂં પુનર્લગ્ન કરવાનાં છે. સઘળું નક્કી થઇ ગયું છે. જો મારી આશા રાખતા હો, તો હવે વિલંબ કરશો નહિ. સત્વર અહીં આવી પહોંચો. આવવું ન આવવું તમારે હાથ છે, પરંતુ હું દિવસ ગણતી બેસી રહી છું. છેક છેલ્લી ઘડી સુધી હું તમારી વાટ જોઇશ અને જો તે સમયમાં તમે નહિ આવી પહોંચો તો આત્મઘાત કરીને પ્રાણત્યાગ કરીશ. યાદ રાખજો કે, આ સ્ત્રીહત્યાનું પાપ તમારેજ ભોગવવું પડશે !"

અન્નપૂર્ણાએ પત્ર બીડીને દાસીના હાથમાં આપ્યો અને કહ્યું કે, "હે ધાઇમા! મારાવતી અનેક વિનંતિઓ કરીને તે યાત્રાએ જનારને કહેજો કે, મારા સ્વામી શ્રીક્ષેત્રમાં છે અને ત્યાં આગળ દ્વારેદ્વારે ભિક્ષા માગીને નિર્વાહ ચલાવે છે. આ પત્ર તેમના હાથમાં આપે. ઓ ધાઇમા! જે કોઇ આ પત્ર મારા પ્રાણપતિને પહોંચાડશે, તેનો ઉપકાર હું કદી પણ ભૂલીશ નહિ."

દાસી પત્ર લઇને ચાલી ગઇ અને યાત્રાળુ પાસે જઇને તેણે સમસ્ત હકીકત નિવેદન કરી. તે અન્નપૂર્ણા ઉપર બહુજ પ્રેમ રાખતી હતી અને અન્નપૂર્ણાના દુ:ખને પોતાનુંજ દુ:ખ ગણતી હતી. તેથી પેલા યાત્રાળુને આગ્રહપૂર્વક પત્ર આપીને પોતે પાછી ચાલી આવી. દાસીના ગયા પછી યાત્રાળુઓએ નીલાચલ તરફ ચાલવા

માંડ્યું અને કેટલાક દિવસે–મહા વદમાં શ્રીધામમાં આવી શ્રીપ્રભુનાં દર્શન કરી કૃતાર્થ થયા. તેઓ શ્રીધામમાં એક ઘર ભાડે લઈને ત્યાં નિવાસ કરવા લાગ્યા. કોઈ ભિખારીને જોતાંજ તે ‘રઘુ અરક્ષિત’ છે કે નહિ, તેની તપાસ કરતા હતા. એક દિવસ મુખ્ય દ્વાર ઉપર ‘રઘુ અરક્ષિત’ સાથે તેમનો મેળાપ થયો. નામ--ઠામ વગેરે પૂછવાથી તેમને ખાત્રી થઇ કે, એજ અન્નપૂર્ણાનો સ્વામી છે. ત્યાર પછી તેઓ તેને પોતાને મુકામે તેડી લાવ્યા અને પરમ આદરપૂર્વક ભોજન કરાવી અન્નપૂર્ણાનો પત્ર આપ્યો. પત્ર વાંચતાંજ રઘુનાથ વિચારમાં પડી ગયો. આંગળીના વેઢા ગણીને જોયું તો ફાગણ સુદ પાંચમને હવે ફક્ત દશ દિવસ બાકી છે અને એક માસનો રસ્તો છે, તો હવે કેવી રીતે જઈ પહોંચવું? વળી ગયા વિના પણ ચાલે તેમ નહોતું; કારણકે ન જાય તો નક્કી સતી આત્મઘાત કરીને પ્રાણ વિસર્જન કરે અને પોતાને સ્ત્રીહત્યા લાગે. આ વિચારે રઘુનાથનું મન ચકડોળે ચઢાવ્યું. તે પોતાના ઇષ્ટદેવનું ચિંતન કરવા લાગ્યો અને પોતાનું સમસ્ત દુઃખનું નિવેદન કરવાને શ્રીજગન્નાથજી સન્મુખ દોડી ગયો. ત્યાર પછી શ્રી પરમપ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરીને કહેવા લાગ્યો કે, “હે સર્વાંતર્યામિન્! તમે સઘળું જાણો છો. તમારા સિવાય મારે બીજું કોણ છે? હે દીનદયાળ! આવે સમયે તમે સહાય નહિ કરો તો બીજું કોણ કરશે?”

આ પ્રમાણે કહેતો કહેતો રઘુનાથ ત્યાંથી ચાલ્યો ગયો અને આખો દિવસ શ્રમિત થઇ ગયેલો હોવાથી સિંહદ્વાર પાસે પિછોડો પાથરીને સૂઈ ગયો. ત્યાં આગળ મનમાં ને મનમાં શરણાગતવત્સલ ભગવાનનું ધ્યાન કરતો કરતો ઘોર નિદ્રામાં પડી ગયો. શ્રીજગન્નાથજી ભક્તને દુઃખી થતો જોઇને આકુળવ્યાકુળ થઇ ગયા અને મોડી રાત્રે વેતાલને બોલાવીને કહ્યું કે, “વેતાલ!

જા, શીઘ્ર જા, સિંહદ્વારમાં મારો પરમ ભક્ત રઘુનાથ સૂઈ રહ્યો છે, તેને જલ્દીથી કલાવતીપુરના ગંગાધર કરણના દ્વારમાં મૂકી આવ. જોજે, ખૂબ સાવધાનીથી લઇ જજે. રસ્તામાં એ જાગૃત થાય નહિ અને મને કોણ લઈ જાય છે, એવું જાણે નહિ. જા, જા, શીઘ્ર જા, હવે વિલંબ ન કર."

"જેવી આજ્ઞા" કહીને વેતાલ પ્રભુને નમન કરી ત્યાંથી ચાલ્યો ગયો અને રઘુનાથને માયાવી પલંગમાં સુવાડી નિર્જન માર્ગે એકાએક વિચરવા લાગ્યો. ક્ષણવારમાં રઘુનાથને કલાવતીપુરમાં તેના સસરાના દ્વારમાં સુવાડીને વેતાલ પાછો જગન્નાથજી પાસે આવી પહોંચ્યો અને સર્વ વાત નિવેદિત કરી ચાલ્યો ગયો.

આ તરફ સૂર્યોદય થતાં રઘુનાથ નિદ્રામાંથી જાગૃત થયો. આંખો ઉઘાડીને આમ તેમ જુએ છે તો તે જે ઠેકાણે રાત્રીએ સૂતો હતો, તે સ્થાનમાં તે હાલ નથી એમ લાગ્યું. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો: "હાય! હું કયાં આવ્યો છું? મારા પ્રભુનું સિંહદ્વાર કયાં જતું રહ્યું? હું નીલાચલના કોઇ પણ ભાગમાં હોઉં એમ લાગતું નથી. અરે! ત્યારે હું કયા દેશમાં આવી પડયો છું? આ દેશનું નામ શું હશે? વળી આ પાસેનું ભવ્ય મકાન કોનું હશે? સિંહદ્વારમાંથી મને અહીં કોણ લાવ્યું હશે? હાય! હવે આ બધી વાત હું કોને પૂછું?"

રઘુનાથ આ પ્રમાણે મનમાં ને મનમાં નાના પ્રકારના તર્ક-વિતર્ક કરવા લાગ્યો. લગ્ન થયા પછી તે કોઇ પણ વખત પોતાને સાસરે આવ્યો નહોતો, તેથી તે પોતાના સસરાના મકાનને પણ ઓળખી શકયો નહિ. થોડી વાર પછી રસ્તામાં લોકોની આવ જા થવા લાગી, એટલે રઘુનાથ ઊઠીને ઊભો થયો અને એક માણસ પાસે જઇને પૂછવા લાગ્યો કે, "ભાઈ! આ દેશનું નામ શું? આ

પાસેનું ભવ્ય મકાન કોનું છે ?" તેના જવાબમાં સર્વે કહેવા લાગ્યા કે, "આ કલાવતી પુર છે અને પાસેનું મકાન ગંગાધર કરણનું છે." એ સાંભળીને રઘુનાથ શ્રીભગવાનના ધ્યાનમાં મગ્ન બની ગયો. તે મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો કે, "હે પ્રભુ! આ બધી તમારીજ લીલા છે. મારી દારુણ વેદનાએ તમારા કરુણ હૃદયમાં પ્રવેશીને આઘાત કર્યો છે અને તેથીજ તમે માયા કરીને મને અહીં મોકલી આપ્યો છે. અહો પ્રભુ ! આવી લીલા બીજાને અસાધ્ય હોય, પરંતુ તમારે તો રમતમાત્ર છે. હે પ્રભુ ! આ વિશાળ બ્રહ્માંડ તમારી લીલાભૂમિ છે, તેમાં તમે અમને પૂતળા જેવા બનાવીને મરજીમાં આવે તેમ ખેલો છો. પ્રભુ ! તમારી લીલા શિવ અને બ્રહ્મા પણ કળી શકયા નથી, તો હું તે કોણ માત્ર !"

રઘુનાથ પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરીને પ્રેમાવેશમાં પ્રભુને ઉદ્દેશીને આ પ્રમાણે બોલે છે, તે સમયે તેના બેચાર સાળાઓ ઘરમાંથી બહાર આવ્યા. તેમણે રઘુનાથને દૂરથી ઓળખી કાઢયો, તેથી તેઓએ તરતજ ઘરમાં જઈને પોતાનાં માતાપિતા અને વડિલબંધુઓને રઘુ અરક્ષિતના આગમનની વાત કહી સંભળાવી. સર્વે બહાર આવ્યાં અને રઘુનાથને જોઈને વિચારમાં પડી ગયાં.

રઘુનાથને જોઇને અન્નપૂર્ણાને તો અનહદ આનંદ થયો. તે ભગવાનને હજારો ધન્યવાદ આપવા લાગી, પરંતુ બીજા સર્વેનાં મોઢાં સુકાઇ ગયાં. "વળી આ પાપ કયાંથી આવ્યું" એમ તેઓ વિચારવા લાગ્યાં.ત્યાર પછી લોકલજ્જાની ખાતર તેઓ રઘુનાથને ઘરમાં તેડી ગયાં અને પોતાના નોકરચાકરો પાસે તેલવડે મર્દન કરાવીને સ્નાનમાર્જન કરાવ્યું. ત્યાર પછી દિવ્ય વસ્ત્રાભૂષણો પણ પહેરાવી દીધાં. સત્વર ભોજનની તૈયારીઓ કરવામાં આવી. રઘુનાથ પોતાના ઇષ્ટદેવ જગન્નાથજીને અન્નનું નૈવદ્ય કરીને ભોજન કરવા બેઠો. સાળાઓના કૃત્રિમ હાસ્યવિનોદ સાથે ભોજન થઈ

હું. સાસુ, સસરા અને સાળાઓ હૃદયમાં હલાહલ રાખીને રઘુની આસપાસ બેસી મોઢેથીજ મીઠું મીઠું બોલવા લાગ્યા. થોડી વાર પછી "હવે જરા વિશ્રાંતિ લો" એમ કહીને સઘળાં ચાલ્યાં ગયાં.

રઘુનાથે સુકોમળ શય્યા ઉપર શયન કર્યું. પતિવ્રતા અન્નપૂર્ણા ધીરે ધીરે આવીને પતિના પગ આગળ બેઠી અને કોમળ હસ્તે મૃદુ મૃદુ પગચંપી કરવા લાગી. કેટલીક વાતો સતીના મનમાં આવી; કાંઈક કાંઇક કહેવાનું મન થયું, પરંતુ એક શબ્દ પણ તેનાથી બોલી શકાયો નહિ; મનના વિચારો મનમાંજ લય પામ્યા. રઘુનાથની સ્થિતિ પણ તેવીજ હતી. તે પણ સતીને એક પણ શબ્દ કહી શકયો નહિ. ત્યારે શું આમ સુખદાયક એકાંત મળવા છતાં તેઓ વચ્ચે વાતચીત થઇજ નહિ ? ના, થઇ, પરંતુ તે જુદાજ પ્રકારમાં અને જુદીજ ભાષામાં. ઝળકતા નેત્રની ગુપ્ત ભાષામાં સઘળી વાતચીત થઇ ગઇ. બંનેના પલકહીન નયનોમાંથી પ્રેમનાં જળ વહી ગયાં, બંનેનાં ઉત્તપ્ત હૃદય શીતળ થઇ ગયાં.

આ તરફ જ્યારે આ પ્રમાણે નિઃશબ્દતાના પૂર બહારમાં, અશ્રુરેખાઓના કોમળ તાર ઉપર દંપતીના મિલનગીતનો મધુર આલાપ થતો હતો, તે વખતે બીજી તરફ પિશાચપ્રકૃતિ ગંગાધર કરણ અને તેનો પરિવાર તે દંપતિનો ચિરવિચ્છેદ કરવાનો ઘાટ ઘડતા હતા. એક એકાંત ઓરડામાં બેસીને ગંગાધર, તેની સ્ત્રી અને સાત પુત્રોએ મળીને તેજ રાત્રે રઘુનાથને વિષ આપી યમદ્વારમાં પહોંચાડી દેવાનો ઠરાવ કર્યો. મૂર્ખ માતાપિતાને પોતાની ગરીબ દીકરીનો વિચાર સરખો પણ આવ્યો નહિ. રઘુનાથના મરણ પછી તે અનાથ થશે, એટલે મંત્રીપુત્રની સાથે લગ્ન કરવાને તે સંમતિ આપશે એમ તેઓ ધારવા લાગ્યાં.

જેવો ઠરાવ તેવોજ અમલ. ખાવાના પદાર્થમાં વિષ મેળવી

દેવામાં આવ્યું. સંધ્યા થઇ. વાળુની તૈયારીઓ થવા માંડી. ગંગાધર કરણની દુષ્ટ સ્ત્રી વિષ મેળવતી મેળવતી એક પછી એક સર્વે પદાર્થો પીરસવા લાગી. માતાપિતા અને ભાઇઓને છાનામાનાં વાતો કરતાં જોઇને ચતુર અન્નપૂર્ણા તેમનો દુષ્ટ વિચાર તરતજ કળી ગઈ. તેને પોતાનાં માતપિતાના કાર્યમાં સંદેહ પડયો, તેથી રસોઇમાં સહાય કરવાને બહાને તે રસોડામાં આવી; એટલે તેની માતા એકાએક બોલી ઊઠી કે, "ના મા, ના; આજે તારે કાંઇ પણ કાર્ય કરવાની આવશ્યકતા નથી. કેટલે દિવસે જમાઇ આવ્યા છે તો જા, બહેન! તેનીજ સેવામાં રહે." પરંતુ માતાએ અનેક વાર ના કહ્યા છતાં અન્નપૂર્ણા ત્યાંથી ખસી નહિ. અન્નપૂર્ણા બહુજ ચાલાક હતી, તેથી તેને પોતાનાં માતાપિતાની દુર્વાસના કળી જવામાં વિલંબ લાગ્યો નહિ. તે બુદ્ધિમાન હતી, એટલે દૂર રહીને સઘળું જાણી લીધું. હવે ચિંતાથી તેનું હૃદય કંપવા લાગ્યું. તેણે પતિને સર્વ વાત કહી દઇને સાવધાન કરવાનો વિચાર કર્યો. તે સિવાય તેને બીજો કોઇ પણ ઉપાય સૂઝયો નહિ. માતાની આગ્રહભરી આજ્ઞાથી તેને રસોડાનો ત્યાગ કરવો પડયો. અન્નપૂર્ણા રસોડામાંથી હાંફળીફાંફળી ઘરમાં આવી; પરંતુ જુએ છે તો પતિ બહાર ફરવા ગયા છે. અન્નપૂર્ણાના મનમાં અતિશય ચિંતા થવા લાગી. "કેવી રીતે તેમને સાવધાન કરૂં, કેવી રીતે તેમના જીવનની રક્ષા કરૂં" એજ વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા.

થોડી વાર વિચાર કર્યા પછી અન્નપૂર્ણાએ લાગ જોઇને પૂરીની અંદર એક કાગળ મૂકવાનો વિચાર કયો. જ્યારે તે સાસરે ગઇ હતી તે વખતે "રઘુનાથને પૂરી બહુ ભાવે છે" એમ તેની ખાત્રી થઇ હતી. આથી અન્ય પદાર્થ ખાતાં પહેલાં રઘુનાથ પૂરી ખાશે અને તેમાંની ચિઠ્ઠી વાંચીને સાવધાન થઈ વિષમિશ્રિત અન્નનું ભોજન કરશે નહિ, એમ વિચારી અન્નપૂર્ણાએ તે પ્રમાણેજ કર્યું શ્રીહરિ-

નું નામ દઇને એક નાના તાડપત્રના કટકા ઉપર "આમાં વિષ છે, માટે કાંઇ પણ ખાશો નહિ" એમ તેણે લખ્યું. ત્યાર પછી તે તરતજ રસોડામાં ગઇ અને જોયું તો રસોઈ થઇ ગઇ હતી તથા સુવર્ણપાત્રોમાં સઘળા પદાર્થો પીરસવામાં આવ્યા હતા. પીરસણ પણ પૂરૂં થયું અને અન્નપૂર્ણાની માતાએ તેને કહ્યું કે, "બ્હેન અન્ના ! તું જરા અહીં ઊભી રહે, એટલે હું આ સર્વ પાત્રો બહાર મૂકી આવું." અન્નપૂર્ણાને એટલુંજ જોઇતું હતું. મા થાળીઓ લઇને બહાર ગઇ એટલે અન્નપૂર્ણાએ પણ એકદમ રઘુનાથના ભોજન–પાત્રમાં પીરસેલી પૂરીઓમાંની છેક ઉપલી પૂરીમાં પેલા તાડપત્રનો કટકો મૂકી દીધો.

સઘળું પીરસાઇ ગયા પછી અન્નપૂર્ણાની માતાએ એક પરિચારિકાદ્વારા રઘુનાથને ભોજન કરવા સારૂં બોલાવ્યો. પાપી લોકોના હૃદયમાં હલાહલ ઝેર હોવા છતાં જીહ્વામાં અમૃત હોય છે, તેથી કરીને તેઓ અન્ય સરળ અને શુદ્ધ–હૃદયના મનુષ્યો કરતાં બહુજ પ્રિય લાગે એવાં વચનો બોલી શકે છે. પાપી સાસુ હૃદયમાં હલાહલ ઝેર હોવા છતાં રઘુનાથને અતિશય મધુર વચનોથી આદરસત્કાર આપવા લાગી. રઘુનાથ આમાંનું કાંઇ પણ જાણતો નથી. તે પગ ધોઇને પોતાના આસન ઉપર બેઠો અને આનંદિત મને અન્નવ્યંજનાદિ સર્વ પોતાના ઇષ્ટદેવ જગન્નાથજીને અર્પણ કર્યું. ત્યાર પછી આચમન કરવાને જળ પણ હાથમાં લીધું. અન્નપૂર્ણા દૂર ઊભી ઊભી આ સઘળું જોઇ રહી હતી. તેનું કોમળ અંતઃકરણ કંપવા લાગ્યું. તે મનમાં વિચાર કરવા લાગી કે, "હાય! જો પહેલવહેલા પૂરી નહિ ખાય તો શી વલે થશે ? હાય હાય ! હવે શું કરૂં ? શું હું અહીં ઊભી રહીને પતિને કહી દઉં કે આમાનું કંઇ પણ ખાશો નહિ. સઘળું વિષમય છે."

અન્નપૂર્ણા ઊભી ઊભી આ પ્રમાણે વિચાર કર્યા કરે છે, પરંતુ

ઇશ્વરની લીલા ન્યારી છે.અન્નપૂર્ણાને હવે વધારે વાર વિચાર કરવો પડયો નહિ.આચમન કરીને રઘુનાથે સૌથી પહેલાં પૂરીજ ખાવા માંડી.પૂરી ભાગતાંજ તેમાંથી પેલો તાડપત્રનો કટકો બહાર પડયો; પરંતુ તે બીજા કોઇના જોવામાં આવ્યો નહિ. રઘુનાથે ધીમે રહીને તે પત્ર વાંચી જોયો. વાંચવાથી સર્વ વાત કળી ગયો. આ તરફ સઘળાએ જમવા માંડયું એટલે અન્નપૂર્ણાની માતાએ અન્નપૂર્ણાને ત્યાંથી ખસેડવાની યુક્તિ રચી. જો અન્નપૂર્ણાને આ વાતની ખબર પડશે તો સઘળી બાજી ચૂંથાઇ જશે, એમ ધારીને તેણે અન્નપૂર્ણાને કહ્યું કે, "બહેન અન્ના! તું ધાઇ માને હમણાંજ મારી પાસે બોલાવી લાવ.જા બા,જલ્દી જા.મારે તેનું અગત્યનું કામ છે." અન્નપૂર્ણા સઘળું જોયા કરતી હતી.રઘુનાથે તાડપાત્ર વાંચ્યો તે તે જાણતી હતી, તેથી હવે ત્યાંથી ચાલ્યા જવામાં એને કાંઈ વાંધો નહોતો; કારણકે તેને વિશ્વાસ હતો કે, જાણ્યા પછી રઘુનાથ કદી પણ વિષમય ભોજન જમશે નહિ અને તેથી તેના જીવન માટે કાંઇ પણ હરકત નથી, આમ ધારીને તે તરતજ ત્યાંથી ચાલી ગઇ.

રઘુનાથ હવે મોટા વિચારમાં પડી ગયો. તેના હાથમાંનો કોળિયો હાથમાંજ રહી ગયો. તે મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યો કે, "હાય! આ મેં શું કર્યું? અરે, મારા પ્રભુને મેં વિષ અર્પણ કર્યું? હે પ્રભુ! મારા અજ્ઞાનથી થયેલો અપરાધ ક્ષમા કરો, નાથ! ક્ષમા કરો અને હવે શું કરવું તે સુઝાડો. હે કરૂણાવત્સલ! મને કાંઇ પણ સૂઝ પડતી નથી. પ્રભુ! હવે હું તમારા આ પ્રસાદને પણ કેમ છાંડી શકું? જન્મ લીધો, તેને મરવાનું તો છેજ. તમારા પ્રસાદનો અનાદર કરીને પણ હું અમર રહેવાનો નથી. એટલુંજ નહિ પણ હે કરુણાસાગર! જો તેમ કરૂં તો હું તમારો મહાન અપરાધી પણ ઠરૂં અને મારે નરકમાં પડવું પડે. ના, ના, હવે એ પ્રસાદનો તો હું કદી પણ પરિત્યાગ કરીશ નહિ. પ્રાણ

જાય તો ભલે જાય પણ પ્રસાદનો ત્યાગ તો નહિજ કરૂં."

રઘુનાથ હાથમાં કોળિયો લઇને આ પ્રમાણે વિચાર કર્યા કરે છે; પરંતુ તેનાં સાસુ સસરો તે જાણી શકયાં નહિ. રઘુનાથ પરમ ભગવદ્ભક્ત છે તે તેઓ જાણતાં હતાં,તેથી અત્યાર સુધી તે પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરીને તેમને નિવેદન કરે છે, એમજ તેઓ ધારવા લાગ્યાં. થોડી વાર પછી રઘુનાથે જાણીબૂજીને તે વિષમિશ્રિત અન્ન ગોવિંદનું સ્મરણ કરતાં કરતાં ખાવા માંડયું અને બિલકુલ અવશિષ્ટ રાખ્યું નહિ.જોતજોતામાં વિષ તેના સર્વ શરીરમાં પ્રસરીને બ્રહ્મરંધ્રમાં ચઢી ગયું અને રઘુનાથ અચેતન થઇને પૃથ્વી ઉપર ગબડી પડયો. ગંગાધર કરણની સ્ત્રીના આનંદનો હવે પાર રહ્યો નહિ. તે આનંદથી અધીરી થઇ ગઈ અને એકદમ પોતાના સ્વામી અને પુત્રોને બોલાવી લાવી. તેમના આનંદનું પણ પૂછવુંજ શું ! તેઓ પણ બહુ હર્ષ પામવા લાગ્યા. ત્યાર પછી સર્વેએ મળીને પ્રભાત થતાંજ રઘુનાથને દાટી દેવાનો ઠરાવ કર્યો અને બારણાં દઇને ત્યાંથી ચાલ્યા ગયાં.

પોતાની માતાના કહેવાથી અન્નપૂર્ણા રસોડામાંથી ચાલી ગઈ ખરી; પરંતુ તેના મનમાં શાંતિ નહોતી. તેનું હૃદય વારંવાર ભરાઈ આવતું હતું. પતિની પાસે વિષમિશ્રિત અન્ન જોઇને કઇ પતિવ્રતાનો પ્રાણ શાંત રહી શકે ? તે વ્યાકુળ ચિત્તે શયનગૃહમાં આમતેમ ફરવા લાગી. પોતાનાં માતાપિતા અને ભાઇઓને ગુપચુપ વાતો કરતાં સાંભળીને અને ત્યાર પછી બારણાં બંધ કરીને ચાલ્યા જતાં જોઇને તેને વહેમ પડયો. સર્વેના ગયા પછી તે શયનગૃહની બહાર આવી અને ધીમે ધીમે રસોડાના બારણા તરફ ગઇ. રસોડામાં દીવો બળતો હતો. તે દીવાને આધારે બારણાની તડમાંથી જોયું તો પોતાના જીવનધનને ભોજનના આસન ઉપરજ બેશુદ્ધ થઇને પડેલો જોયો. તે જોઇને સતીનું શરીર થરથર ધ્રૂજવા

લાગ્યું. હવે તે વધારે જોઇ શકી નહિ અને તેજ સ્થાને મૂર્ચ્છિત થઇને પડી ગઇ; મૂર્છા વળ્યા પછી જુએ છે તો ચારે તરફ અંધકાર પ્રસરી રહ્યો હતો. ફરીથી બારણાની પાસે જઇને જોવા લાગી તો દીવો પણ બુઝાઇ ગયો હતો. આવી સ્થિતિમાં સતી શું કરે ? તે પ્રભુને પોકારવા લાગી. ભેરીનો અવાજ એક યોજન અને વજ્રનો ધ્વનિ માત્ર દ્વાદશ યોજન જઇ શકે; પરંતુ હરિપરાયણા અન્નપૂર્ણાનો પોકાર જોતજાતામાં વિશ્વના વ્યોમને ભેદીને ભગવદ્ધામમાં પહોંચી ગયો. પ્રભુ રત્નસિંહાસન પરથી એકદમ ઊભા થયા. ભક્તના હ્રદયની વ્યથાએ વ્યથાહારી હરિના હ્રદયમાં દારૂણ આઘાત કર્યો. ભક્ત રઘુનાથની વિષમ વિપત્તિ જાણીને હવે તેઓ સુખે બેસી શકયા નહિ. પ્રભુ વીજળીના વેગે કલાવતીપુરમાં આવી પહોંચ્યા. અકસ્માત ઘરની અંદરના ભાગમાં કાંઇ શબ્દધ્વનિ અન્નપૂર્ણાને કાને પડયો. વ્યગ્રપણે તેણે બારણા તરફ જોયું તો તેની તડમાંથી સ્નિગ્ધ ઉજ્જવલ તેજ બહાર પડતું જણાયું. તેથી અન્નપૂર્ણા દ્વારની છેક પાસે આવીને તડમાંથી જોવા લાગી તો અંદરના ઘોર અંધકારને બદલે ઘરમાં અપૂર્વ જ્યોતિ પ્રકટેલી તેના જોવામાં આવી. હવે અન્નપૂર્ણાના આશ્ચર્યની સીમા રહી નહિ. તે બરોબર ધ્યાનપૂર્વક જોવા લાગી. અહા ! પ્રભુ તેના પ્રિયતમ પતિને ખોળામાં લઇને સ્નેહમય જનક-જનનીની પેઠે સર્વાંગે પોતાનો હસ્તકમળ ફેરવતાં ફેરવતાં કહે છે કે, " અરે, ઓ મારા નયનાનંદ રઘુનાથ ! ઊઠ, બેઠો થા, બેઠો થા; હજી પણ આમ અચેતન કેમ પડી રહ્યો છે? જો, જો, હું તારી વહારે આવી પહોંચ્યો છું. અરે, જેને મારી સહાય છે, તેને વિષ શું કરી શકનાર છે? ઊઠ, ઊઠ, બેઠો થા !"

પ્રભુના સંજીવન મંત્રથી મૃત રઘુનાથને પુનર્જીવન પ્રાપ્ત થયું અને ચિરનિદ્રામાં પોઢેલો રઘુનાથ જાગૃત થયો. સાથે સાથે તે

તેજસ્વી જ્યોતિ પણ અદૃશ્ય થઇ ગઇ. હવે અન્નપૂર્ણા અંધકારમાં બીજું કશું જોઇ શકી નહિ; પરંતુ તેના હૃદયનો અંધકાર તો હવે નિર્મૂળ થઇ ગયો હતો. પતિને આળસ મરડીને બેઠો થયેલો જોઇને તે પ્રફુલ્લિત ચિત્તે શયનગૃહમાં ચાલી ગઇ.

ખૂબ ગાઢ નિદ્રા લીધા પછી જાગૃત થતાં "અહા! આજે તો બહુ સારી ઊંઘ આવી અને કોઇ વાતની ખબર પડી નહિ" એવા જેમ સ્વાભાવિક વિચારો આવે છે, તેજ પ્રમાણે રઘુનાથ પણ મન સાથે "વાહ, આજ તો હું ઠીક ઊંઘ્યો. અરે, કોણે મારી આનંદનિદ્રામાં ભંગ પડાવ્યો?" એવા એવા અનેક વિચાર કરવા લાગ્યો.ત્યાર પછી તે એકદમ બેઠો થયો. આમ તેમ જુએ છે તો ઘરમાં કોઈ પણ માલૂમ પડયું નહિ. સઘળે અંધકાર પ્રસરી રહ્યો છે. થોડી વાર પછી તેને પૂર્વની વાતનું સ્મરણ થઇ આવ્યું. તે મન સાથે વિચાર કરવા લાગ્યો: "ત્યારે હુંજ રઘુનાથ કે? અરે, વિષ-ભોજન કરીને હું તો મરણ પામ્યો હતો! અહો, કેવી અસહ્ય વેદના, કેવી વિષમ દાહજ્વાળા! જાણે હમણાંજ મૂર્ચ્છિત થઈ જવાશે! મારી એ જ્વાળા કોણે દૂર કરી? કોણે મારા પ્રાણહીન શરીરમાં પ્રાણનો સંચાર કર્યો? પ્રાણનાથ! તમે? તમેજ કે? અહા પ્રભુ! તમારા સિવાય આ કિંકર ઉપર આટલી બધી કરુણા કોણ કરે? અહા પ્રભુ! તમારી લીલા તમેજ જાણો છો. જમતાં જમતાં ફેંકી પણ તમેજ દીધો અને વળી પાછા આદરપૂર્વક ચુંબન કરવા પણ તમેજ આવ્યા. તમારી આ લીલાનું રહસ્ય મારા જેવો અજ્ઞાન મનુષ્ય કેવી રીતે સમજી શકે? અરે, પણ તે મારે સમજી-ને પણ શું કામ છે? દો, દો, પ્રભુ! નવાં નવાં દુઃખ દો, ભલે મારે તે સહન કરવાં પડે. સહન કરતાંયે તમારાં દર્શન તો થશે! બસ, મારે એટલુંજ જોઇએ છીએ. તેમાંથીજ મને પરમ લાભ શાંતિ મળશે. દો, દો, નાથ! દુઃખ દો, દુઃખ દો."

ભક્ત રઘુનાથ પોતાના વ્યથાહારી હરિને ઉદ્દેશી આ પ્રમાણે અનેક વાતો કહેવા લાગ્યો. થોડું હસ્યો, રડયો અને ત્યાર પછી આવેશમાં આવી જઇ ગદ્ગદ્ કંઠે "રામકૃષ્ણ હરિ" વગેરે નામનું કીર્તન કરવા લાગ્યો. નામ–ધૂનના નશામાં રઘુનાથનું બાહ્ય જ્ઞાન વિલુપ્ત થઇ ગયું. જોતજોતામાં રાત્રિ પણ નિઃશેષ થઇ ગઇ. પાપ પ્રકૃતિવાળા કરણપરિવારને તો આજે નિદ્રા પણ આવી નહિ. આખી રાત તે બધાંએ બિછાનામાં પાસાં ઘસ્યા કર્યાં. રઘુનાથની વિષજ્વાળા કરતાં તેમના હૃદયની જ્વાળા વિશેષ પીડાકારક હતી. પીડા કરનારનેજ પીડિત મનુષ્ય કરતાં વધારે પીડા ભોગવવી પડે છે. રઘુનાથ વિષની જ્વાળાથી અચેતન થઈ પડયો હતો, તેથી તેને તેની ભીષણ જ્વાળાની ખબર પણ પડી નહિ, પરંતુ ગંગાધર કરણ, તેની સ્ત્રી અને પુત્રો કાલ્પનિક ચિંતાથી વ્યગ્ર થઇ ગયાં. હવે તેઓ મનમાં ઘણા તર્કવિતર્ક અને પશ્ચાત્તાપ કરવા લાગ્યાં: 'અરે, કોઇ આ વાત જાણી ગયું હશે તો કેમ થશે? જો આ વાત રાજાને કાને ગઇ તો તો પછી આપણી દુર્દશાજ થવાની' વગેરે ઘણા અમંગળ વિચારોએ તેમનું હૃદય જર્જરિત કરી નાખ્યું. કેમે કરી તેમને નિદ્રા આવી નહિ. તેઓ વારંવાર ઊઠ-બેસ કરવા લાગ્યાં અને બારીએ આવીને પ્રભાત થયું કે નહિ તે જોવા લાગ્યાં; પરંતુ પ્રભાત થયુંજ નહિ. તે દિવસની રાત તેમને વર્ષ જેટલી લાગી. આ વખતે અરુણોદય થયેલો જોઇને સર્વેએ પોતપોતાની શય્યાનો ત્યાગ કર્યો; અને એકત્રિત થઇને રઘુનાથ-નું શબ લઇ જવાનો અગર દાટી દેવાનો બંદોબસ્ત કરી ભોજન-ગૃહના દ્વાર પાસે આવી પહોંચ્યાં. નરાધમ ગંગાધરે જોરથી દ્વાર ઉઘાડી નાખ્યાં. તે સમયે પ્રભાત થઇ ગયું હતું. સૂર્યનારાયણના તેજથી સર્વત્ર અજવાળું પ્રસરી રહ્યું હતું. દુરાચારી કરણ–પરિવારે જે કાંઇ જોયું તેની ઉપર તેઓ એકાએક વિશ્વાસ મૂકી

શક્યાં નહિ. દ્વાર ઊઘડતાંજ તેમણે રઘુનાથને પોતાના જમવાના આસન ઉપર એકાગ્ર ચિત્તે ધ્યાનમાં બેઠેલો જોયો! આ સમયે રઘુનાથની સ્થિતિ બહુ વિચિત્ર હતી. તેના શરીરમાં આનંદરસ ઊભરાઈ રહ્યો છે, મુખકમળ ઉપર અપૂર્વ દિવ્ય જ્યોતિ પ્રસરી રહી છે. નિશ્ચલ નયનોમાંથી અશ્રુધારા વહેતી હતી. કોઈ કોઈ વાર "રામ કૃષ્ણ હરિ" ના અસ્ફુટ શબ્દો કર્ણગોચર થતા હતા. રઘુનાથ જીવિત હોવા છતાં પણ આ સમયે તેનો જીવ કોઇ દિવ્ય અવસ્થાને અનુભવી રહ્યો છે; તે પોતાના ઇષ્ટદેવના ધ્યાનમાં લીન થઈ ગયો છે; રઘુનાથને આમ બેઠેલો જોઇને ગંગાધર અને તેનો પરિવાર વિસ્મયસાગરમાં ડૂબી ગયો. એક શબ્દ પણ કોઇ બોલી શક્યું નહિ. મૌનભાવે સર્વે ભોજનગૃહમાં ગયાં. અચલ અટલ બેઠેલા રઘુનાથે તેમના પગરવને પ્રભુનોજ પદધ્વનિ જાણ્યો અને તેથી તે "આવો, આવો મારા પ્રભુ! આવો" એમ બોલતો બોલતો પોતાના બંને હાથ પ્રસારીને દ્વાર તરફ દોડયો; પણ પછી નેત્ર ઉઘાડીને જુએ છે તો પોતાના પ્રભુને બદલે પોતાનાં પ્રાણસંહારક સાસુ, સસરો અને સાળાઓજ નજરે પડયાં!

ત્યાર પછી કેફી મનુષ્યની પેઠે આથડિયાં ખાતો ખાતો રઘુનાથ પોતાના આસન ઉપર બેસી ગયો. તે જોઇને ગંગાધર કરણ અને તેનાં સ્ત્રીપુત્રો સર્વ વિચારમાં પડી ગયાં. તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યાં કે, "અરે! આ કાંઇ જેવો તેવો સાધારણ મનુષ્ય નથી. વિષ ખાધા પછી કયો મનુષ્ય જીવી શકે? આ તો કોઇ દેવતાઇ પુરુષ લાગે છે. નક્કી લોકના કહેવા પ્રમાણે એ પરમાત્માનો અનન્ય ભક્તજ છે, નહિ તો આવું બનેજ કેમ? આ પ્રમાણે વિચાર કરીને ભય અને વિસ્મયથી વ્યાકુળ થઇને ગંગાધર કરણ રઘુનાથને ચરણે પડયો. તેને પગે લાગીને વિનય-પૂર્વક ક્ષમા માગવા લાગ્યો. તે સાંભળીને રઘુનાથ પણ સહાસ્ય

પ્રફુલ્લ વદને બોલવા લાગ્યો: "અરે એમાં તમારો લેશમાત્ર પણ દોષ નથી. મેં પૂર્વજન્મમાં કોઇને વિષ આપ્યું હશે તેથીજ આ જન્મમાં તમે મને વિષ આપ્યું છે.પૂર્વજન્મમાં કરેલા કર્મનું ફળ દરેકને ભોગવવું પડે છે; તેને કોઈ પણ અટકાવી શકતું નથી. મારે મારાજ કૃત કર્મનું ફળ ભોગવવું પડયું છે, તેમાં તમે લેશમાત્ર પણ દિલગીર થશો નહિ. વિષ ખાધા છતાં પણ હું જીવી શકયો છું તે માત્ર મારા પ્રાણપતિ શ્રી જગદીશશ્વરની કૃપા–પ્રસાદીનું ફળ છે. હવે મારે તમને એટલુંજ કહેવું છે કે, મારી દરિદ્રતા જોઇને તમે તમારી પુત્રીને બીજાને અર્પણ કરવાનો સંકલ્પ કર્યો છે તો ભલે તેમ કરો; પણ તે પહેલાં મારી એક વાત સાંભળી લો. જો તમે અધર્મથી બીતાં હો અને તમને તમારો ધર્મ વહાલો હોય તો મારી પત્ની મને સોંપી દો. તે મારા જેવા દુઃખીનીજ સંગિની છે. હું તેને મારી સાથે લઈ જઈશ. પછી તો સોંપવી ન સોંપવી તમારે હાથ છે, તેમાં મારી કોઇ પણ પ્રકારની જીદ કે જબરદસ્તી નથી."

આ પ્રમાણે કહીને રઘુનાથ ઉચ્ચ સ્વરે "મુકુન્દ માધવ મુરારિ" વગેરે ભગવાનના નામનું કીર્તન કરતો કરતો ઘરની બહાર નીકળી પડયો અને બહાર રસ્તામાં જઇને ઊભો. સાતે પુત્રો સાથે ગંગાધરે તેની પાછળ પાછળ જઇને તેને પાછો વાળવાને બહુ પ્રયત્ન કર્યો. એક દિવસ રહીને અન્નપૂર્ણાને સાથે લઇ જવાનું કહ્યું; પરંતુ રઘુનાથે ફરીથી તે પાપાત્માના ગૃહમાં પ્રવેશ કર્યો નહિ અને એક વૃક્ષ નીચે જઇને બેઠો.

ત્યાર પછી ગંગાધર કરણ "વારૂ, હું હમણાંજ આવું છું" કહીને પોતાના પુત્રો સાથે ઘરમાં આવ્યો. આ તરફ અન્નપૂર્ણા પિંજરમાં પૂરાયેલી પંખિણીની પેઠે પોતાના શયનગૃહમાં તરફડિયાં મારતી હતી. હતભાગ્ય પિતા અને ભાઇઓએ પોતાનું

કાર્ય સિદ્ધ કરવાને રાત્રેજ અન્નપૂર્ણાના શયનગૃહનાં દ્વાર બહારથી બંધ કરી દીધાં હતાં. ગંગાધર કરણે ઘરમાં આવી પોતાની પત્ની અને પુત્રો સાથે "હવે શું કરવું" તેનો વિચાર કરવા માંડયો. છેવટે અન્નપૂર્ણાનો વિચાર જાણવાનો સઘળાંએ ઠરાવ કર્યો. ઠરાવ મુજબ માતા તથા સાત પુત્રો અન્નપૂર્ણાના શયનગૃહ પાસે આવ્યાં અને દ્વાર ઉઘાડી પૂછવા લાગ્યાં કે, "બોલ, અન્નપૂર્ણા! તારે તારા આ કંગાળ પતિ સાથે જઇને દુઃખી થવું છે કે અહીં રહીને સુખ ભોગવવું છે? જેવી ઇચ્છા હોય તેવી જણાવી દે, એટલે અમને સૂઝ પડે."

પોતાની માતાને આવા અઘટિત શબ્દો ઉચ્ચારતી જોઇને અન્નપૂર્ણા સ્તબ્ધ થઈ ગઇ.ત્યાર પછી થોડી વારે લજ્જાપૂર્વક પરંતુ દૃઢતાથી બોલી ઊઠી કે, "પિતાજી! મારો અપરાધ ક્ષમા કરો. હું મારા પતિ સાથેજ જઇશ. તે કંગાળ હો કે ભિખારી હો, ગમે તે હો; પરંતુ હું મન, વાણી અને કર્મથી તેનીજ થઇ ચૂકી છું. તેજ મારી એકમાત્ર ગતિ છે."

આ પ્રમાણે પતિની વાત કરતાં કરતાં પતિવ્રતાની લજ્જા જતી રહી. અન્નપૂર્ણા સિંહણની પેઠે ગર્જના કરી ઊઠી. તેની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. અન્નપૂર્ણા હમણાં અન્નપૂર્ણા નથી. દાનવદલની પેઠે તે દુષ્ટ સ્વજનગણને પોતાના નેત્રાનલથી ભસ્મ કરવા લાગી. અન્નપૂર્ણાએ પુનઃ ઘોર કર્કશ સ્વરે બોલવા માંડયુંઃ "પિતા! પિતા! શું તમે મને વ્યભિચારિણી બનાવવા માગો છો? પતિથી વંચિત કરીને પરપુરુષના હાથમાં અર્પણ કરવા ઇચ્છો છો? તે પ્રમાણે કદી પણ નહિ થાય, નહિજ થાય. હવે હું નાદાન નથી, તેમ સાધારણ સ્ત્રી પણ નથી; હું સતી છું. જીવમાં જીવ હશે ત્યાંસુધી હું કદી પણ તમારી ઇચ્છાને અધીન થઈશ નહિ. યાદ દાખજો કે, જો તમે બળાત્કાર કરશો તો હું

આત્મઘાત કરીશ અને સતીના શાપથી તમે તમારા પાપી પરિવાર સાથે પાયમાલ થશો." પરંતુ જળનો ઊભરો કેટલી વાર રહે? શીતળતા એજ તેનો સ્વાભાવિક ધર્મ છે. અન્નપૂર્ણાનો કોપ પણ અધિક ક્ષણ રહ્યો નહિ. હવે તે પોતાના પિતાના ચરણમાં પડીને કોમળ સ્વરે બોલવા લાગી: "પિતાજી! ક્ષમા કરો, ક્ષમા કરો! મારો અપરાધ ક્ષમા કરો; અને મને મારા પતિ સાથે જવા દો. પિતાજી! મને આ સ્થળે બાંધી રાખવાથી તમારૂં અનિષ્ટ થશે, માટે હું વિનતિ કરીને કહું છું કે, મને મારા પતિ સાથે જવાની આજ્ઞા આપો."

ગંગાધર, તેની પત્ની અને પુત્રો એક તો રઘુનાથનો પ્રભાવ જોઇને ભયભીત થઇ ગયાં હતાં, તેમાં વળી અન્નપૂર્ણાની સ્થિતિ પણ આવી જોઇ, એટલે તેઓ બહુજ વિચારમાં પડી ગયાં. છેવટે સર્વની સંમતિથી અન્નપૂર્ણાને રઘુનાથ સાથે વિદાય કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. તેજ વખતે અન્નપૂર્ણા પણ પતિ સાથે જવાને તૈયાર થઇ ગઇ. ગંગાધર કરણ પોતે ધનરત્ન સાથે કન્યાનો હાથ ઝાલીને તેને રઘુનાથની પાસે લઈ ગયો અને વિનયપૂર્વક કહેવા લાગ્યો કે, "લો, તમારી પત્નીને તમે ગ્રહણ કરો અને અમારી ઉપર એટલી દયા કરી જાઓ કે, અમારૂં કોઇ પણ પ્રકારે અમંગળ થાય નહિ." એમ કહેતાં કહેતાં ગંગાધરનો કંઠ રૂંધાઇ ગયો. તે અશ્રુવિસર્જન કરતાં કરતાં અન્નપૂર્ણાને રઘુનાથના હાથમાં સમર્પણ કરીને પુનઃ બોલ્યો: "રઘુનાથ! લો, તમારી પત્ની લો, મારી અન્નપૂર્ણા આજથી તમારી થઇ છે. આજથી એનો સર્વ ભાર તમારી ઉપર પડ્યો છે." એમ કહીને તે રડતો રડતો ચાલ્યો ગયો.

અન્નપૂર્ણાએ પણ પતિના ચરણકમળમાં પડીને આત્મસમર્પણ કર્યું. ત્યાર પછી ઊઠીને કપાળે હાથ દઈને કહેવા લાગી: "પ્રાણ-

નાથ! હવે વિલંબ કરો નહિ. જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં ર
દાસી તમારી સાથે આવવાને તૈયાર છે.” રઘુનાથે પણ પર
પ્રીતિપૂર્વક પત્નીનો હાથ ઝાલી “જય જગન્નાથજી” કહી
નીલાચલ તરફ ચાલવા માંડ્યું.

રઘુનાથ અને અન્નપૂર્ણા બંને જણે ચાલવા માંડ્યું. ગં
ઘરનાં મોકલેલાં કેટલાંક દાસ–દાસીઓ તેમની પાછળ પાછ
જવા લાગ્યાં, પરંતુ રઘુનાથે તો વારંવાર નિષેધ કરીને ઘણાંને પા
વાળ્યાં; તોપણ અન્નપૂર્ણાની વૃદ્ધ દાસી–ધાઇમા અને બીજાં
ચાર જણ જે અન્નપૂર્ણાને તેની બાલ્યાવસ્થાથીજ ચાહતાં હત
તેઓ પાછાં વળ્યાં નહિ.

અન્નપૂર્ણાને વિદાય કરીને ગંગાધર ઘરમાં આવ્યો. પોતા
પ્યારી પુત્રીના વિયોગથી આજે તેને લેશમાત્ર પણ ચેન પડ
નથી. તે દુઃખી મનથી અંતઃપુરમાં પત્ની પાસે જઇને દીર્ઘ નિઃશ્વા
નાખી કહેવા લાગ્યો કે, “હાય! આખરે મારી અન્નપૂર્ણા એ
ભિખારીને પાલવે પડી.” ગંગાધર બીજું કાંઈ પણ બોલી શકે
નહિ. તે તેજ સ્થાને બેસીને આંસુ વરસાવવા લાગ્યો.

અન્નપૂર્ણાની પાષાણમય માતાનું હૃદય લેશમાત્ર પણ વિ
લિત થયું નહિ. તે તો હજી પોતાનાં કુકર્મમાં ફાવી નહિ તે
પશ્ચાત્તાપ કરી રહી હતી! તે મનમાં ને મનમાંજ વિચાર કર
લાગી કે, “હાય! આખરે સઘળું કર્યુંકારવ્યું નિષ્ફળ ગ
રાતના વિષ આપ્યું; તેનો પ્રાણ પણ નીકળી ગયો; પરંતુ પા
પ્રાતઃકાળમાં તો જેવો ને તેવો જીવતો–જાગતો થઇ ગરે
હાય! મારા સઘળા પ્રયત્નો પાણીમાં ગયા અને તે દુષ્ટ મા
દીકરીને લઇ ગયો.” આ પ્રમાણે ગંગાધર કરણની પત્ની વિચા
સાગરમાં ડૂબકાં ખાતી હતી. તેને અન્નપૂર્ણા ઉપર બહુજ રે

ચઢયો હતો, તેથી અન્નપૂર્ણા ઘરની બહાર નીકળી તે સમયે પણ તેનું હૃદય પીગળ્યું નહિ. અરે! બેચાર મધુર વચનોથી અન્નપૂર્ણાને આશ્વાસન પણ આપ્યું નહિ. આ સમયે પતિને અન્નપૂર્ણા માટે શોક કરતા જોઇને તે એક વિકરાળ રાક્ષસીની પેઠે ક્રોધ કરીને કહેવા લાગી: "અરે, આ માથે હાથ દઇને બેસી રહેવાનો સમય નથી. જાઓ, મંત્રીપુત્રને આ સર્વ સમાચાર વિદિત કરો. હજુ સમય છે. પ્રયત્ન કરવાથી હજુ પણ આપણે અન્નપૂર્ણાનો ઉદ્ધાર કરી શકીશું. જાઓ, શીઘ્ર જાઓ, લેશમાત્ર પણ વિલંબ ન કરો."

ગંગાધર પોતાની સ્ત્રીના આદેશની અવગણના કરી શકયો નહિ. સત્વર બહાર આવીને એક દૂતદ્વારા મંત્રીપુત્રને સર્વ સમાચાર પહોંચાડવાનો તેણે બંદોબસ્ત કર્યો. તેણે એક પત્ર લખીને દૂતના હાથમાં આપ્યો. ગંગાધર કરણે પત્રમાં સમસ્ત હકીકત સવિસ્તર લખી જણાવી હતી. શેઠની આજ્ઞા પ્રમાણે દૂત પણ દ્રુતવેગે મંત્રીના ભુવન તરફ ચાલ્યો ગયો અને ક્ષણવારમાં મંત્રીપુત્રની પાસે જઇ પ્રણામપૂર્વક બોલ્યો કે, 'હજૂર! હું મહાનુભાવ ગંગાધર કરણનો દૂત છું. તેમણે આપની ઉપર આ પત્ર મોકલ્યો છે." એમ કહીને દૂતે મંત્રીપુત્રના હાથમાં પેલો કાગળ મૂકયો. મંત્રીપુત્ર પરમ આદરપૂર્વક ગંગાધરના પત્રને ગ્રહણ કરી વાંચતાંજ ક્રોધથી અધીરો બની ગયો. થોડી વાર વિચાર કરીને તે એકાએક સિંહની પેઠે ગર્જના કરીને બોલી ઊઠયો: "અરે, શું આટલી બધી સ્પર્ધા? આટલી હિંમત! અરે શું શિયાળવું સિંહનું લક્ષ્ય લઇ જશે? ના, ના, તે કદી પણ બનશે નહિ. દૂત! તું જા અને તારા શેઠને જઇને કહે કે, તમારા પ્રયત્નો વ્યર્થ ગયા છે; પરંતુ મારા પ્રયત્નો કદી પણ વ્યર્થ જવાના નથી. હમણાંજ સૈન્ય સાથે બહાર નીકળી પડું છું અને એ લુચ્ચા ચોરને યોગ્ય શિક્ષા કરી અન્ન-

પૂર્ણાનો ઉદ્ધાર કરી લાવું છું. એ દુષ્ટ હજુ આટલામાંજ હશે. મારા પંજામાંથી તે ક્યાં નાસી જવાનો છે ?”

દૂત ચાલ્યો ગયો. આ તરફ મંત્રીપુત્રે પણ સઘળી તૈયારીઓ કરવા માંડી. સૈન્ય તૈયાર થઇ ગયું અને તેને લઇને મંત્રીપુત્ર ઘરબહાર નીકળી પડયો. સઘળું સૈન્ય ઘોડેસવારનું હતું; રાજ્યના ખાધેલ–પીધેલ પવનવેગી અશ્વો વારંવાર હણહણતા હણહણતા પવનવેગે ચાલવા લાગ્યા. તેમની ખરીથી ઊડતી ધૂળથી ગગનમંડળ છવાઇ ગયું. ઘનઘોર શંખનાદ અને તૂરી–ભેરી વગેરે રણવાદ્યોના તુમુલ ધ્વનિથી દશે દિશાઓ ગાજી ઊઠી. “ આ તે વળી શું હશે ?” એવો વિચાર કરતાં રઘુનાથ પાછળ જુએ છે, એટલામાંજ મંત્રીપુત્ર તેની પાસે આવી પહોંચ્યો અને તેને ચારે તરફથી ઘેર લઇને કર્કશ સ્વરે કહેવા લાગ્યો: “ અરે ઓ નીચ ! તુંજ મારા જીવન–ધનને ચોરી જાય છે કે ? જો જીવવું હોય તો આ સુંદરીને મારા હસ્તમાં સમર્પણ કરીને અહીંથી ચાલ્યોજા, નહિ તો તારા આ નિષ્ઠુર કાર્ય માટે તને સખ્ત શિક્ષા કરવામાં આવશે. હમણાંજ તને બંધન કરીને લઇ જવામાં આવશે. છટ્ છટ્, આ સૂર્યકાંતમણિ તે તારા જેવા દરિદ્ર વાનરના ગળામાં શોભે કે ? માટે જો જીવવાની આશા હોય તો નાસી છૂટ; હું તને જીવનદાન આપું છું. ”

રઘુનાથ આ સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. પાછળ ફરીને જુએ છે તો અગણિત સૈન્ય ચાલ્યું આવે છે. “ અહા ! આ તે વળી પ્રભુની કેવી લીલા ! ” એમ વિચારતો શ્રીજગન્નાથનું ધ્યાન ધરતો મંત્રીપુત્ર સામું નિર્ભય નેત્રે જોઇને હસ્યા કરે છે; પરંતુ અન્નપૂર્ણા અતિશય ભયભીત થઇ ગઇ. ભયથી તેનું શરીર થરથર કંપવા લાગ્યું. તે એકદમ રઘુનાથને વળગી પડી અને કાતર સ્વરે કહેવા લાગી: “ સ્વામિન્ ! આજ તે મંત્રીપુત્ર કે જેની સાથે મારાં

દુષ્ટ માતાપિતા મારૂં પુનર્લગ્ન કરવા ઇચ્છતાં હતાં. એ યમદૂત-ના હાથમાંથી હવે આપણે બિલકુલ બચવાનાં નથી. પ્રાણ-નાથ ! એ દુષ્ટ તમારો વધ કરી, નક્કી મને લઇ જશે. પ્રભુ, પ્રભુ ! હવે હું શું કરીશ ? જો એ પાપાત્મા મને સ્પર્શ કરશે, તો નક્કી હું આપઘાત કરીશ. પ્રભુ ! આપની સાથે હું પણ સ્વર્ગમાં આવીશ. પતિ એજ સતીની ગતિ છે. પ્રભુ ! હવે આ સમયે આપે શું કરવું ધાર્યું છે, તે જણાવો અને આ ઘોર વિપત્તિમાંથી છૂટા થવાય એમ કરો. ”

સતીનાં વચન સાંભળીને રઘુનાથ વધારે વધારે હાસ્ય કરવા લાગ્યો. થોડીવાર પછી તે સતીને આશ્વાસન આપતાં ધીરેથી કહેવા લાગ્યો કે, “ હે સ્ત્રી ! તું શા માટે ગભરાય છે ? શું તું નથી જાણતી કે, મારા પ્રભુ સર્વ શક્તિમાન ભક્તવત્સલ શ્રી જગ-ન્નાથજી છે ? અરે ! આ તે શું વિપદ્ છે ? સુંદરી ! જે મહાન પ્રભુએ ફક્ત ક્ષણભરમાં તારો ને મારો મેળાપ કરાવી દીધો છે, જેણે હલાહલ વિષમાંથી પણ મારી રક્ષા કરી છે, તે આ વિપત્તિ-માંથી પણ આપણો ઉદ્ધાર કરશે. સતિ ! તારે લેશમાત્ર પણ ભયભીત થવું નહિ. ઇંદ્ર બ્રહ્માદિ દેવો અપ્રમત્તભાવે ધ્યાન યોગ-થી જેના પાદપદ્મનું ચિંતન કરે છે તે મહાન પ્રભુ મારી સહાય-માં છે, તો પછી આપણે શા માટે બીવું જોઇએ ? માટે હે સતિ ! તમે તેનુંજ ધ્યાન કરો. ”

રઘુનાથ આ પ્રમાણે અન્નપૂર્ણાને પ્રભુના નામનું સ્મરણ કર-વાને ઉત્સાહિત કરે છે, તેજ સમયે સામેથી બે અશ્વારોહી ક્ષત્રિય વીર તેની સન્મુખ આવી ઊભા. બંને વીરપુરુષો આયુધોથી સુ-સજ્જિત હતા. હાથમાં રક્તપિપાસુ સુતીક્ષ્ણ તલવાર ધારણ કરેલી હતી. પૃષ્ઠ ભાગે પ્રચંડ ઢાલ અને કેડે “ યમદંષ્ટ્રા ” નામનુ અસ્ત્ર મજબૂત બાંધેલું હતું; તેઓ પૂર્ણ પ્રતાપી વિક્રમ-

સિંહ મહારાજાના જેવા શોભતા હતા; અશ્વ ઉપર બેઠાં બેઠાં તેમણે રઘુનાથને ગંભીર સ્વરે પૂછ્યું: " અરે એ ! તું કયાં રહે છે? કયાંથી આવે છે ને કયાં જાય છે? તારી સાથે આ સુંદરી છે, તે કોણ છે ? અને તારી પાછળ આ વિપુલ સૈન્ય શા માટે ધાઇ આવ્યું છે? આ બધું શું છે તે ખરેખરૂં કહી દે."

વીર પુરુષોનાં ઉપલાં વચનો સાંભળીને રઘુનાથ તેમને અભિવાદન કરીને ધીરે ધીરે બોલ્યો: " મહારાજ ! આ બહુજ વિચિત્ર વ્યાપાર છે. અદ્યોપાન્ત કહેવા જતાં કલાકોના કલાક વીતી જાય એમ છે; માટે સંક્ષેપમાંજ પતાવું છું તે શ્રવણ કરો. મહાશય ! આ મારી પરિણીતા પત્ની છે. તેને હું મારે ઘેર લઈ જાઉં છું અને આ મંત્રીપુત્ર મને મારી નાખી મારી પત્નીને લઈ જવાને સૈન્ય સાથે મારી પાછળ પડયો છે. મહારાજ ! હું તો અનાથ છું. મારી સાથે કોઇ પણ છે નહિ, તેમ મારે કોઇ સગુંવહાલું, બંધુબાંધવ કે મિત્ર વગેરે કોઇ નથી. હું કેવળ મારા પરમ કૃપાળુ પ્રભુ શ્રીજગન્નાથજીને શરણ છું. તે મારી રક્ષા કરતા આવ્યા છે ને કરશેજ;તેટલા માટે હું આતુરતાથી તેમની કૃપાની પ્રતીક્ષા કરૂં છું."

રઘુનાથનાં નમ્ર વચન સાંભળી બંને વીરપુરુષો બોલી ઊઠયા: " એમ ! ઠીક, ત્યારે અમે પણ જોઇએ છીએ કે, કોણ તમને અડકી શકે છે ? રઘુનાથ ! તમે બિલકુલ ગભરાશો નહિ, બીશો નહિ. હવે તમારે ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી.અમે તમારી આગળ-પાછળ ચાલીએ છીએ, માટે નિર્ભયપણે અમારી સાથે ચાલ્યા આવો." બંને વીરોનાં આવાં આશ્વાસનસૂચક મધુર વાકયો સાંભળીને રઘુનાથ અને અન્નપૂર્ણા પોતાને આવી ઘોર વિપત્તિમાં-થી છોડવવા માટે ઇશ્વરના આભાર માનતાં,માદાની પાંખમાં વિરામ લેતાં પક્ષીના બચ્ચાંની પેઠે નિર્ભયપણે ચાલવા લાગ્યાં. દાસ-દાસીઓ પણ તેમની આગળ થયાં. આ વીરોમાં કાંઇક માયાવી

બળ હોય એમ જણાતું હતું. જો કે તેઓ માત્ર બેજ જણ હતા, પરંતુ તેમને જોતાંજ મંત્રીપુત્ર અને તેના સૈન્યના હાંજા ગગડી ગયા અને પોતાનો પ્રાણ બચાવવા જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. મંત્રીપુત્રનું સૈન્ય જેમ સર્પને જોઇને એક બીકણ માણસ આમતેમ નાસવા માંડે, તેવી રીતે પોતાની હાર ભાગી નાખીને નાસવા લાગ્યું. સિંહને જોઈને જેમ હરિણો અને હસ્તીઓ હિંમત હારીને પલાયન કરી જાય, તેજ પ્રમાણે મંત્રીપુત્રના સૈનિકો રઘુનાથની મદદે આવી પહોંચેલા સિંહ જેવા શૂરવીર બે ક્ષત્રિયોને જોઇને પલાયન કરવા લાગ્યા. તેઓ એટલા બધા વ્યાકુળ થઇ ગયા કે ક્યાં નાસી છૂટવું તેની પણ તેમને સૂઝ પડી નહિ.

રઘુનાથ અને અન્નપૂર્ણા એ બેમાંથી કોઇ પણ આનું તત્ત્વ સમજી શકયાં નહિ. આનંદવિસ્મયથી તેમનું હૃદય ભરાઇ ગયું. મંત્રમુગ્ધ મનુષ્યની પેઠે તેઓ બંને વીરપુષોની સાથે સાથે ચાલવા લાગ્યાં. તેમના મનમાં આ બંને વીરપુરુષો કોણ હશે ? એવા વિચારો થતા હતા; પરંતુ આશ્ચર્યની વાત છે કે, પૂછવાના અનેક પ્રયત્નો કરવા છતાં પણ તેઓ તેમને કાંઈ પણ પૂછી શકયાં નહિ.

થોડે દૂર ગયા પછી તે રાજ્યની સીમા પૂરી થઇ એટલે બંને વીરો ઊભા રહ્યા અને રઘુનાથની સંબોધીને કહેવા લાગ્યા કે, “જાઓ, હવે તમે નિશ્ચિંતતાથી ચાલ્યાં જાઓ. હવે કાંઈ ચિંતા જેવું નથી. અમે પણ જઇએ છીએ, અમારે હજુ ઘણાં કાર્યો કરવાનાં છે.” એ વીરોનાં આ વચન સાંભળી રઘુનાથ તેમને વારંવાર પ્રણામ કરીને કહેવા લાગ્યો કે, “ભાઈઓ ! તમારા બંનેની કૃપાથીજ હું શત્રુના હાથમાંથી બચવા પામ્યો છું. જો તમે ન આવી પહોંચ્યા હોત તો દુષ્ટ મંત્રીપુત્રે ક્યારનાએ મારા પ્રાણ લઇ લીધા હોત. આપ ગમે તે હો, પરંતુ મારા પ્રાણ જીવનદાતા છો. આપના ચરણમાં હું વારંવાર પ્રમાણ કરૂં છું. નિશ્ચયપૂર્વક જાણજો

કે, હવેથી હું આપનોજ થઈને રહીશ.”

બંને વીરો ‘વારૂ, વારૂ’ કહેતા કહેતા ચાલ્યા ગયા. આ તરફ રઘુનાથે પણ દાસદાસીઓ સાથે અન્નપૂર્ણાને લઇને ચાલવા માંડયું; પરંતુ આ બે વીર ક્ષત્રિય પુરુષો કોણ હતા ? તે તેઓ જાણી શકયાં નહિ. જો રઘુનાથે જાણ્યું હોત કે, આ વીર પુરુષો બીજા કોઇ નહિ પરંતુ પોતાના પ્રાણધાર બલભદ્ર અને જગન્નાથ છે તો તેમને કેટલો બધો આનંદ થાત ! જો તેમ થયું હોત તો રઘુનાથ પોતાના ઈષ્ટદેવની સમક્ષ પોતાનું સઘળું દુઃખ નિવેદન કરત અને તેને દૂર કરાવ્યા પછીજ તેમને છોડત; પરંતુ ઇશ્વરની લીલાને કોણ કળી શકયું છે ? તેની માયાથી ભલભલા દેવો પણ મોહિત થઇ જાય છે, તો સામાન્ય મનુષ્યનો શું હિસાબ ? માયાધીશ જગદીશ પોતાના શરણાગતનું સંરક્ષણ કરીને નીલાચલમાં આવ્યા. રઘુનાથે તેમને ઓળખ્યા હો કે ન હો, પરંતુ આ વિપત્તિમાંથી શ્રીજગદીશે જ તેમને બચાવ્યા છે એમ તેને દૃઢ વિશ્વાસ હતો અને તેથી તે પરમકૃપાળુ પ્રભુની કરુણાનો વિચાર કરતો કરતો ચાલવા લાગ્યો.

ઘરની બહાર નીકળતાંજ રસ્તામાં અનેક સંકટો આવી પડે છે. પ્રભુની કૃપાથી સર્વ સંકટોમાંથી પસાર થઇને કેટલેક દિવસે રઘુનાથ પાછો શ્રીનીલાચલમાં આવી પહોંચ્યો. અહા ! આજે તેના આનંદની સીમા–પરિસીમા નથી. તેનું હૃદય હર્ષથી ઊભરાઇ જાય છે. રઘુનાથ અને અન્નપૂર્ણા બંને જણ તૃષિત નયને શ્રીનીલાચલચંદ્રની રૂપસુધાનું પાન કરવા લાગ્યાં. માર્ગનાં સકળ કલેશદુઃખ દૂર થઇ ગયાં. અન્નપૂર્ણાના પિતાએ, પોતાની પુત્રીને વિદાય કરતી વખતે કેટલાંક ધન–રત્ન આપ્યા હતાં, તેમાંથી શ્રીજગદીશ્વરના દેવાલયની દક્ષિણ બાજુએ એક મકાન ખરીદ કર્યું અને તેમાં પરમ આનંદપૂર્વક તેઓ નિવાસ કરવા લાગ્યાં. આ વખતે પણ રઘુનાથે પોતાની ભિક્ષાવૃત્તિનો ત્યાગ કર્યો નહિ. તે પ્રતિદિન

પ્રભુના શય્યોત્થાન–મંગળાથી માંડીને છેક શયનપર્યંતનાં, આરાર્તિક, ભોગ–શૃંગાર વગેરેનાં દર્શન કરતો અને જે સમયે દર્શન ન થતાં હોય તે સમયે ગામમાં ભિક્ષાર્થે જતો. ભિક્ષામાં પણ તે બિલકુલ લોભ રાખતો નહિ. પોતાને જેટલું જોઇએ તેટલુંજ લઇને સંતોષ માનતો હતો. વળી તે ઉપરાંત ભિક્ષા માટે પુરીની બહાર પણ જતો નહિ. તેનું મન ભગવન્મય બની ગયું હતું. તે અહર્નિશ ભગવાનનુંજ રટન કર્યા કરતો હતો. ભિક્ષા માગતી વખતે તેના મંદિરમાં કે ઘરમાં–દરેક સ્થળે અને દરેક વખને તેના મુખમાંથી કૃષ્ણકથા અને ગોવિંદગીત સિવાય બીજી કોઈ પણ વાત નીકળતી નહિ. મંદિરમાં તેને બહુજ આનંદ થતો હતો અને તેથી તે દિવસનો ઘણોખરો ભાગ મંદિરમાંજ રહેતો હતો. શ્રીમંદિરમાં પૂર્ણ પ્રેમાવેશમાં આવી જઇને જ્યારે રઘુનાથ કરતાલ સાથે ગોવિંદગીત ગાતો ગાતો નૃત્ય કરતો, ત્યારે તેને પોતાના દેહનું પણ ભાન રહેતું નહિ.

ભાવસાગર ભગવાનની ઇચ્છા પ્રમાણેજ ભક્ત પોતાના દરેક કાર્યો કરે છે. તેઓ જે કાંઈ લીલા કરે છે તે સ્વયં પરમાત્માજ તેમના હૃદયમાં નિવાસ કરીને કરી રહ્યા છે. ભક્તની લીલા આપણે જોઇ શકીએ છીએ; પરંતુ ભગવાનની લીલા જાણવાનું તો કોઈકનાજ ભાગ્યમાં હોય છે. ભગવાન અખિલ રસામૃતની મૂર્તિ અને ભાવમાધુર્યના ભંડારરૂપ છે, તેથી જ્યારે ભક્ત તેમના રંગમાં રંગાઇને અને તેમના ધ્યાનમાં નિમગ્ન થઇને તેમના ગુણાનુવાદ ગાય છે, ત્યારે તેમની સ્થિતિ બહુજ જુદા પ્રકારની હોય છે; અને તેમનાં તે સમયનાં વચનો સાંભળીને પામરો પણ ઠેકાણે આવી જાય છે. ધ્યાનમગ્ન ભક્ત ભગવાનનાં દર્શન કરે છે, ત્યારે તે કેવા સુંદર–કેવા મનોહર દેખાય છે તેનો જેને અનુભવ થાય છે તેજ જાણી શકે છે. તે સમયે તેમની કાષ્ઠ, પાષાણ અથવા ધાતુની

મૂર્તિમાંથી એક અલૌકિક પૂર્ણ જ્યોતિર્મય પરમ સુમધુર મૂર્તિ પ્રકટી નીકળે છે. વાચક! શું એ મૂર્તિનાં તને કદી પણ દર્શન થયાં છે? જો ન થયાં હોય તો આપણા ધ્યાનમગ્ન રઘુનાથને તારાં માનસિક ચક્ષુથી જો અને તેની પાસેની પતિતપાવની શ્રીજગદીશ્વરની મૂર્તિ જો એટલે તું પણ રઘુનાથની પેઠે ચિરમધુર, ચિરનવીન માધુર્યસાગરમાં ડૂબી જઇશ.

શ્રીજગન્નાથપુરીમાં આ પ્રમાણે રઘુનાથ કોઇ વખત પ્રભુના શ્રીમંદિરમાં નૃત્ય કરતો, તો કોઈ વખત પ્રભુની પાસે જઇને પ્રેમપૂર્વક આળોટી પડતો; અગર ગરુડજી પાસે ઊભો રહી બે હાથ જોડીને પોતાના ઇષ્ટદેવને પોતાના હૃદયની પીડા નિવેદન કરવા માટે કાલાવાલા કરતો હતો. ટૂંકામાં તે ભગવન્મય જ થઇને પોતાનો સમય નિર્ગમન કરતો હતો. પ્રતિદિન ભિક્ષામાં જે કાંઇ પ્રાપ્ત થતું તે ઘેર લાવીને અન્નપૂર્ણાને સોંપતો હતો. અન્નપૂર્ણા, દેવી અન્નપૂર્ણાની પેઠે તેને રાંધીને ભોજન તૈયાર કરતી હતી અને અતિથિ–અભ્યાગત તથા સાધુસંતને ભોજન કરાવી પોતાના પતિને જમાડી જે કાંઇ અવશિષ્ટ રહેતું તે પોતે ખાતી હતી.જ્યાં સુધી રઘુનાથ જમે નહિ ત્યાંસુધી તે જળપાન પણ કરતી નહિ. તે પતિનેજ પોતાના પરમારાધ્ય પરમ દેવતા ગણીને પૂજતી હતી.

રઘુ અરક્ષિતનાં ભાવમય નૃત્યગીત અને ભગવદ્ભક્તિએ અલ્પ સમયમાંજ તેને સર્વ લોકોનો પ્રીતિપાત્ર બનાવી દીધો. વૈષ્ણવોની પરિચર્યા–સેવા–શુશ્રૂષા કરવાના ગુણથી અન્નપૂર્ણાનું નામ પણ દેશેદેશમાં પ્રસિદ્ધ થઇ ગયું. આ પ્રમાણે રઘુનાથ અને અન્નપુર્ણા બંને સર્વ જનોને પ્રિય થઈ, હરિભજનમાં નિમગ્ન રહી, હરિક્ષેત્રમાં નિવાસ કરી પોતાના માનવજન્મનું સાર્થક કરવા લાગ્યાં.

એક વિદ્વાન કવિએ પોતાના મનને સંબોધીને કહ્યું છે કે, "હે

મન! તુંજ આ દેહરાજ્યનો રાજા છે. જેમ સકળ પ્રજા પોતા
રાજાની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તેમ સકળ ઇંદ્રિયો પણ તારી દરે
આજ્ઞા માથે ચઢાવે છે; માટે ચાલ, તનેજ બતાવું. તું જોઇશ ર
પછી એ સઘળાં પણ જોઇ શકશે; માટે ચાલ, તુંજ જો કે ભક્ત
રક્ષા કરવાને ભગવાન કેટલા આતુર હોય છે! અહા! તે ચ
પાણિ–ચિંતામણિને તું નિર્મળ હૃદયે પોકાર અને પછી જો કે
ભક્તવત્સલ ભગવાન તારી સહાયે દોડી આવે છે કે નહિ?
જરૂર તારી વાત સાંભળશે અને તારી રક્ષા કરશે. અનેક કુટિ
મનુષ્યો પરમ કૃપાળુ પ્રભુની નિંદા કરે છે; પરંતુ ઇશ્વર તે
ઉપર લેશમાત્ર પણ ધ્યાન આપતા નથી અને ઊલટા તેમનું પ
કલ્યાણજ કરે છે. તે છતાં પણ હે મન! યાદ રાખજે કે વિશ્વા
અને શ્રદ્ધા એજ સકળ શ્રેયનું મૂળ છે. જો તને શ્રદ્ધા હશે તો
હંમેશા તેનો દયાળુ હસ્ત જ્યાં ત્યાં ફરતો જોઇ શકીશ અને તે
કરુણાનો પ્રવાહ તારા હૃદયને પવિત્ર અને શીતળ કરશે. વિશ્વા
રાખ, હે મન! વિશ્વાસ રાખ. ઇશ્વરમાં, તેમની દૈવી શક્તિ
અને તેમના અલૌકિક આચરણમાં શ્રદ્ધા રાખ, વિશ્વાસ રાખ
તેમ કરવાથી તારે તે કૃપાળુ પ્રભુનું મહાન તત્ત્વ જાણવા જ
હતાશ થઇને પાછા ફરવું પડશે નહિ.”

અંતમાં પરમ કૃપાળુ પ્રભુ પાસે અમારી એટલીજ પ્રાર્થ
છે કે, ઉપરના કવિનાં વચનો મણિ–માલિકાની પેઠે માનવો
કંઠને સુશોભિત કરો અને સરળ વિશ્વાસ–શ્રદ્ધાના ઉજ્જવ
પ્રકાશથી સર્વનાં હૃદય પ્રકાશિત થાઓ!





# ૭–दामोदर दास

દામોદર દાસનું નિવાસસ્થાન કાંચીનગર હતું. તેઓ જાતના બ્રાહ્મણ હતા. તેઓ ભિક્ષા માગીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવતા હતા. તેમને કાંઇ સંતતિ પણ નહોતી. છેક નિર્ધન હોવા છતાં પણ તેઓ બહુજ ધર્મિષ્ઠ હતા. તેઓ પ્રતિદિન પ્રાતઃકાળમાં ઊઠીને સ્નાન સંધ્યાથી પરવારી જઇ, દ્વાદશ અંગે દ્વાદશ તિલકો કરી, મસ્તક ઉપર તુલસીપત્ર ધારણ કરી, "રામ કૃષ્ણ હરિ"ના નામનું કીર્તન કરતાં કરતાં ભિક્ષા માગવાને ઘેર ઘેર ફરતા હતા; અને છેક સાંજના પાછા ફરતા હતા. ભિક્ષામાં કાંઇ મળે તોપણ ઠીક ને ન મળે તોપણ ઠીક; તેનો તેમને લેશ માત્ર હર્ષશોક નહોતો. ભિક્ષામાં જે કાંઈ મળતું તે સઘળું પતિપરાયણા પત્નીના હાથમાં સોંપી દેતા અને પત્ની પણ સ્વચ્છતાપૂર્વક તેની રસોઇ કરી ભગવાનને ધરાવ્યા પછી પતિ સાથે પ્રસાદ લેતાં હતાં. વળી એટલામાં જો કોઇ અતિથિ અભ્યાગત આવી ચઢતું, તો તેને ભોજન કરાવી ત્યાર પછી જે કાંઇ વધતું તેજ પતિપત્ની ખાતાં હતાં. આથી કદી કદી તેમને ઉપવાસ કરવો પડતો, ત્યારે પણ લેશ માત્ર નહિ ગભરાતાં ઊલટો આનંદ માનતાં હતાં.

ઇશ્વરનું ભજન કરવું એજ પતિ–પત્નીનું મુખ્ય કાર્ય હતું. સ્વભાવે પણ બંને બહુજ ભલાં અને અત્યંત દયાળુ હતાં. આટલી

બધી દરિદ્રતા હોવા છતાં તેમજ અનેક વાર ખાવાનાં સાંસા પડતા હતા તોપણ તેઓ ભગવાનની પાસે કોઇ પ્રકારની માગણી કરતાં નહિ. કેવળ સકળ જીવનું કલ્યાણ–મંગળ કરવાનીજ પ્રાર્થના કરતાં હતાં. પ્રભુપ્રત્યે હાથ જોડીને તેઓ એટલુંજ માગતાં કે, "હે મંગળમય! જગતના જીવો તમારૂં મંગળમય સ્વરૂપ જોઇ શકતા નથી અને મંગળને ભૂલીને અમંગળને માટે મથી રહ્યા છે; માટે હે પ્રભુ! તેમની ઉપર દયા કરો, તેમની ભ્રાંતિ દૂર કરો, આપની આનંદમંદાકિનીના પવિત્ર પ્રવાહથી તેમનાં હૃદય વિશુદ્ધ કરો અને હિંસા, દ્વેષ વગેરે ભુલાવી દઈ સર્વને એકબીજા પ્રત્યે પ્રેમ રાખતાં શીખવીને, તેમના હૃદયમાં આપની સર્વ–મંગળમય મૂર્તિની પ્રતીતિ કરાવો."

જેમ કસ્તૂરીને ચામડામાં બાંધવામાં આવે તોપણ તે છાની રહી શકતી નથી, તેજ પ્રમાણે દામોદર દાસની યોગ્યતા પણ તેમની ફાટીતૂટી કંથા અને જીર્ણશીર્ણ પર્ણકુટીમાં પણ ગુપ્ત રહી શકી નહિ. દેવસભાઓમાં પણ તેમનાં યશોગાન ગવાવા માંડયાં. આખરે તેમની યોગ્યતા દઢ કરવા માટે ત્રિભુવનપતિ દીનદયાળ પરમાત્મા કાંચીનગરમાં એક વૃદ્ધ સંન્યાસીના રૂપે પધાર્યા. સર્વાંગે વિભૂતિ, કંઠે રુદ્રાક્ષ, મસ્તકે જટા અને શરીર પણ એવું દુર્બલ અને વૃદ્ધ કે ચાલવાની પણ શક્તિ નહિ! આવા વેષે પતિતપાવન ભગવાન લાકડીને ટેકે ધીમે ધીમે ચાલતા દામોદર દાસના ઘર આગળ આવી પહોંચ્યા.

આ તરફ તે દિવસે દામોદર દાસને ભિક્ષામાં એક મૂઠી પણ અનાજ મળ્યું નહિ. છેક બપોર થવા આવ્યા એટલે ખાલી હાથે તેઓ ઘેર આવ્યા છે અને પતિપત્ની બંને ભૂખ્યાંતરસ્યાં ભૂમિ ઉપર શયન કરી ભગવાનના ચરણકમળનું ધ્યાન ધરી રહ્યાં છે. દામોદર દાસ પ્રાર્થના કરે છે કે, "હે પ્રભુ! તું આ વિશ્વનો

નિયંતા અને પાલક છે. તુંજ અમારો નિગ્રહ તેમજ અનુગ્રહ કરવાને સમર્થ છે. અમારે એકમાત્ર તારૂંજ શરણ છે. તુંજ અમારો બેલી છે. હે પ્રભુ! આ અપાર સંસારમાં તારા સિવાય અમારૂં કોઇ નથી. હે દીનબંધુ! લોકો તને કરુણાનો અપાર સાગર–કરુણાસાગર કહીને બોલાવે છે તે યોગ્યજ છે. જેને કોઇનું રક્ષણ ન હોય તેની તું રક્ષા કરે છે. હે ઈશ! તમે તમારા સેવકોનાં હૃદયમાં રહીને તેમનાં સમસ્ત દુઃખ દૂર કરો છો. હે નાથ! તમે ભૂલોક–વાસીઓના અમૂલ્ય ચિંતામણિ છો. હે પ્રભુ! તમે ગર્વ–મદથી ઉન્મત્ત બનેલા માનવ–માતંગનો વિનાશ કરનાર કેસરીરૂપ છો. હે કરુણાસિંધો! તમે સર્વ પ્રાણીમાત્રના અધિપતિ છો. એક ક્ષુદ્ર નરાધમ પણ તમારે શરણે આવી શકે છે. પ્રભુ! સર્વ કોઇનાં દુઃખ દૂર કરો–તેમની રક્ષા કરો. પ્રભુ! અમને બીજું કાંઇ પણ દુઃખ નથી. આપના પરમ પવિત્ર નામ–મંત્રના પ્રભાવથી આ સંસારનાં સમસ્ત દુઃખોમાં અમને સુખબુદ્ધિ ઊપજી છે અને મરણ પણ મિત્રરૂપ લાગે છે; માટે કશું પણ દુઃખ દૂર કરવાની પ્રાર્થના કરતો નથી. પરંતુ હે દીનદયાળ! જો આવે સમયે કોઇ અતિથિ આવી ચઢે તો તેમની સેવા કેવી રીતે કરવી તે સમજાતું નથી. હે પ્રભુ! અમને એજ માત્ર દુઃખ છે, અમારૂં તે દુઃખ દૂર કરો.”

દામોદરદાસ અને તેની પત્ની આમ પ્રાર્થના કરી રહ્યાં છે, અશ્રુબિંદુઓથી પૃથ્વી ભીંજાઈ ગઇ છે અને તેજ સમયે “અરે! ઘરમાં કોઇ છે કે? હું તમારે આંગણે ક્યારનોયે બેસી રહ્યો છું.” એવો કરુણ સ્વર તેમને કાને પડયો. અતિથિનો કાતર સ્વર કર્ણ-ગોચર થતાંજ દામોદર દાસ હાંફળા હાંફળા બહાર આવ્યા અને જુએ છે તો, એક થાકી ગયેલા વૃદ્ધ અને તેજસ્વી મહાપુરુષ નજરે પડયા. તેમને ભક્તિપૂર્વક દંડવત્ પ્રણામ કરી દામોદર

દાસે અતિ વિનયપૂર્વક હાથ જોડીને કહ્યું: "સ્વામિન્! આ દાસને શી આજ્ઞા છે?" તે સાંભળીને સ્વામીજી બોલ્યા: "હે ભાઇ! તું અતિથિ અભ્યાગતને આદર-સત્કારથી ભોજન કરાવે છે એમ સાંભળીને તારે ઘેર આવ્યો છું. હે ભક્ત! જેને અતિથિસેવામાં પ્રીતિ નથી, તેના ઘરનું અન્ન હું જમતો નથી. આજે હું તારે ઘેર થાક્યો પાક્યો ભોજનની ઇચ્છાથી આવ્યો છું."

દામોદર દાસ જે વાતની ચિંતાથી અધીરા થઇ ગયા હતા તેજ બાબત આવી પડી! અતિથિની વાત સાંભળીને તેઓ ઊંડા વિચારમાં પડી ગયા. છેવટે "શ્રીહરિની જેવી ઇચ્છા હશે તેવું થશે" એમ વિચારી તેમણે શીતળ જળથી યોગેશ્વરના પગ પખાળ્યા અને શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે અર્ઘ્ય-પાદ્યપૂજન કરીને અત્યંત વિનયપૂર્વક કહેવા લાગ્યા કે, "હે ભગવન્! આપ બહુજ થાકી ગયેલા દેખાઓ છો, માટે કૃપા કરીને આ દર્ભાસન ઉપર બેસો અને જરા વિશ્રાંતિ લો. હું હમણાંજ આવું છું." એમ કહીને તેઓ પોતાની પત્ની પાસે ગયા અને ધીમે રહીને તેના કાનમાં કહેવા લાગ્યા કે, "સતી! આપણે ઘેર અતિથિ પધાર્યા છે અને ભિક્ષાની યાચના કરે છે; પરંતુ ઘરમાં કાંઇ પણ છે નહિ; તો હવે શું કરવું? મને તો કાંઈ પણ સૂઝ પડતી નથી, માટે આપણા ગૃહસ્થાશ્રમ-ધર્મમાં વાંધો ન આવે અને અતિથિને નિરાશ થઇ પાછું ન જવું પડે એવો તોડ કાઢ."

સ્વામીનાં વચન સાંભળીને પત્નીએ જવાબ દીધો: "હે સ્વામિન્! એમાં મને શું પૂછો છો? તમારાથી શું અજાણ્યું છે? ઘરનાં બારણાં વેચીએ તોપણ એક પાઇ ઊપજે એમ નથી, તેમ મારી પાસે એક એવું વસ્ત્ર પણ નથી કે, જે વેચીને કાંઈ પણ લાવી શકાય. હે પ્રભુ! ઘરમાં એક ધાતુ-પાત્ર પણ રહ્યું નથી. આ મૃત્તિકાનાં વાસણો પડેલાં છે; પરંતુ તેના તે કેટલા પૈસા આવે

અને કોણ રાખે ?" એમ કહીને સતી નીચું જોઇને આંસુ સારવા લાગ્યાં. તે જોઇને દામોદર દાસની આંખોમાં પણ પાણી ભરાઈ આવ્યું અને થોડી વારે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને બોલ્યા: "સતી! હવે શું થશે ? શું અતિથિસેવા નહિજ થાય ? હાય, હાય ! આવેલો અતિથિ પાછો ફરે તો પછી ધર્મ ગયો અને ધર્મ જાય તો પછી આ જીવતર શા કામનું ? હે પ્રભુ ! હે દીનદયાળ ! અમો દુર્બળ પ્રાણીઓની આવી કઠોર પરીક્ષા લેવી શું ઘટે છે ?"

પતિની આવી સ્થિતિ જોઇને સતીને પણ બહુજ લાગી આવ્યું. તેમને અનેક પ્રકારની કુશંકાઓ થવા લાગી અને શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. તેમણે શ્રીહરિનું સ્તવન કરવા માંડયું અને તે કૃપાળુ પ્રભુના અનેક કાલાવાલા કરીને તેમને પોતાની સહાયે આવી પહોંચવાને વિનતિ કરવા માંડી. ત્યાર પછી થોડી વારે મનમાં કાંઇક સૂઝી આવવાથી એકાએક હર્ષમાં આવી જઇને પતિને કહ્યું: "હે સ્વામિન્ ! આમ શા માટે ગભરાઇ જાઓ છો ? શ્રીજગન્નાથજી જરૂર એ અતિથિ જેટલું અન્ન આપીને આપણી લજજા રાખશે. હે પ્રભુ ! તેને સર્વ ચિંતા છે. હવે તમે એક કામ કરો. હમણાં ને હમણાં નાપિતને ઘેર જઈને એક 'અસ્રો' લઇ આવો. ત્યાર પછી જે કાંઇ કરવાનું છે તે થઇ રહેશે."

બિચારા દામોદર દાસ શું કરે ? તેઓ એકદમ નાપિતને ઘેર જઇને એક ધારદાર અસ્રો માગી લાવ્યા અને તેને પોતાની પત્ની પાસે લઈ જઇને કહેવા લાગ્યા: "બોલો, હવે શું કરવું છે ? તમારા કહ્યા પ્રમાણે વર્તવાને તૈયાર છું." તે સાંભળીને પત્નીએ હસતાં હસતાં પોતાનો કેશપાશ બતાવીને કહ્યું: "સ્વામિન્ ! આ મારા કેશની અડધી લટો એનાથી કાપી નાખો અને તેનાં નાડાં વણીને વેચી આવી જે કાંઇ આવે તેનાથી અતિથિનો સત્કાર કરો."

ધર્મપરાયણા સતી સ્ત્રીનાં ઉપર્યુક્ત વચનો સાંભળીને દા
દર દાસ મનમાં ને મનમાં તેને અનેક ધન્યવાદ આપવા લાગ
પેલા અન્નાવતી તેમની વેણીના મધ્ય ભાગમાંથી કેટલ
લટો કાઢી લીધી અને બન્ને જણ તેને વણવા બેસી ગયાં. ન
તૈયાર થયાં એટલે દામોદર દાસ તેને વેચવા માટે ચાલ્યા ગ
ભાગ્યબળે તેજ વખતે તેનો ઘરાક મળી આવ્યો, તેથી ત
પાસેથી યોગ્ય દામ લઈને સઘળાં નાડાં આપી દીધાં. ત્યાર
દામોદર દાસ આનંદપૂર્વક અનાજ વગેરે લઈને ઇષ્ટદેવનો ઉ
કાર માનતા અને ખુશી થતા થતા પત્ની પાસે આવી પહોંચ
પતિવ્રતા રસોઇના કામમાં નિપુણ હતાં. જોતજોતામાં તે
રસોઈ તૈયાર કરી નાખી. પછી દામોદર દાસ આનંદપૂર્વક અતિ
સ્વામીને ઘરમાં તેડી લાવ્યા. પતિપત્ની બન્નેએ પરમ આ
પૂર્વક તેમના પગ ધોયા અને ભક્તિપૂર્વક તે પાદોદકનું આ
મન કરી મસ્તકે ચઢાવ્યું. આ સમયે તેમના આનંદનો
નથી. બન્ને અતિથિસેવાના અલૌકિક આનંદનો આસ્વાદ લે
અને આટલી મહેનતે પણ અતિથિસેવા કરવાને ભાગ્યશા
થવાથી પોતાને કૃતાર્થ થયેલાં માને છે.

અહો ! આજે દામોદરના ભાગ્યનો પાર નથી. પતિપત્ન
કેવું સૌભાગ્ય ! એ એમના વિશુદ્ધ ભાવનુંજ ફળ છે. ભગવ
ભાવનાજ ભૂખ્યા છે, ભાવનેજ વશ છે. ભાવહીન વ્યક્તિને તે
દર્શન થતાં નથી. આજે દામોદર દાસને પરમકૃપાળુ પ્રભુને
લડાવવાનો–તેમનો આદરસત્કાર કરવાનો સંયોગ પ્રાપ્ત થયો
આજે પતિપત્નીના આનંદની પરિસીમા નથી. તેઓ પરમ ભ
ભાવપૂર્વક પ્રભુનું ભજન કરે છે. વૃદ્ધ વેષધારી પ્રભુનું અર્ધ્ય
પૂજન કરી પતિપત્નીએ તેમને એક ખાટલા ઉપર બેસાડ
પછી એક પત્રાળીમાં ભોજન પીરસ્યું. બિચારા દામોદર દાસ

ઘરમાં ધાતુપાત્ર તો હતુંજ નહિ. શ્રી ગોવિંદ પ્રભુ પણ આનંદ-પૂર્વક તે પત્રાળીમાં ભોજન કરવા લાગ્યા. અખિલ વિશ્વના નિયંતા ત્રિલોકપતિ આજે એક દરિદ્ર–કંગાળની પેઠે પોતાના ભક્તને ત્યાં પત્રાળીમાં ભોજન કરે છે. એ ભક્તની ભક્તિનો–ભાવનોજ પ્રતાપ છે અને "ભગવાન ભક્તને આધીન છે" એ મહાવાકયને સિદ્ધ કરી આપે છે. દામોદર દાસે આપેલા આસન ઉપર બેસીને ભગવાને પરમ આનંદપૂર્વક ભોજન કરવા માંડયું. તેમનું વયો-વૃદ્ધ શરીર અને દુર્બલ કાયા જોઇને દામોદર દાસનાં પત્ની થોડું થોડું પીરસતાં હતાં; પરંતુ ભગવાન અંદરથી કાંઈ દુર્બલ કિંવા શક્તિહીન નહોતા. જોતજોતામાં તેઓ સઘળું અન્ન જમી ગયા. પછી પરમ સંતોષપૂર્વક કહેવા લાગ્યાઃ "હાશ! રસોઇ ઘણીજ સ્વાદિષ્ટ થઈ છે. આજે કેટલે દિવસે તૃપ્તિપૂર્વક આહાર મળ્યો. હજુ પણ કાંઈ હોય તો લાવો. અહા! તમારા પ્રેમને તમારા આદરાતિથ્યને સેંકડો ધન્યવાદ છે." અતિથિ ભગવાન-નાં વચન સાંભળીને દામોદર દાસનાં પત્ની એકદમ ઊઠયાં અને જે કાંઇ વધ્યું હતું તે સઘળું હાજર કર્યું. અંતર્યામી પ્રભુ જાણી ગયા કે, હવે ઘરમાં કાંઇ પણ રહ્યું નથી. તે બિચારાંઓએ પોતાને માટે પણ કાંઈ રાખ્યું નથી, પરંતુ તેઓ તો તેમની પોતાના ભક્ત ની દૃઢતાની પરીક્ષા કરવાનેજ આવ્યા હતા, તેથી બીજો વિચાર ન કરતાં સઘળું ચપ ચપ ખાઇ ગયા. ત્યાર પછી આચમન કરી હાથમોં ધોઈ મુખવાસ લેતાં લેતાં વિચારવા લાગ્યા કે, "અહો! આ લોકોના જીવનને ધન્ય છે! ઘરમાં કાંઇ પણ જણાતું નથી. અરે! એક ધાતુપાત્ર પણ નથી; પરંતુ તે છતાં અતિથિસેવામાં કેવો અપૂર્વ અનુરાગ રાખે છે? કેવા ભાવપૂર્વક અતિથિનો આદર સત્કાર કરે છે? આજે મને સઘળું અન્ન પીરસી દઇને પોતે તદ્દન ભૂખ્યાં રહ્યાં, તે છતાં તેમના મુખ ઉપર ઉદાસી કે અસંતોષનું

કાંઈ પણ ચિહ્ન જણાતું નથી. અહા ! જે કેશનું રમણીઓ પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય ગણીને રક્ષણ કરે છે, તે કેશનો પણ આજે અતિથિસેવા માટે પરિત્યાગ કરતાં લેશમાત્ર આનાકાની કરી નથી. એક અતિથિસેવાને માટે સૌભાગ્યસૂચક કેશકલાપનો પણ સતીએ આનંદપૂર્વક પરિત્યાગ કર્યો. અહા ! આવું પવિત્ર જોડું જગતમાં બીજું ક્યાં હશે ? થોડી વાર પછી તેઓ દામોદર દાસને પોતાની પાસે બોલાવીને કહેવા લાગ્યા: "હે ભક્ત ! તારી સેવાથી હું બહુજ સંતુષ્ઠ થયો છું. હે ભક્ત ! આવી દરિદ્રાવસ્થા છતાં પણ તારી અતિથિસેવા ઉપર જે દૃઢ પ્રીતિ છે, તેને માટે તમને બંનેને ધન્ય છે; પણ હે ભાઇ ! હવે રાત પણ પડવા આવી છે. એક તો વૃદ્ધ શરીર અને તેમાં વળી આજે હું બહુજ ચાલ્યો છું અને તદ્દન થાકી ગયો છું; માટે આજની રાત અહીંજ રહીને કાલે સવારે ચાલ્યો જઇશ. હે ભક્ત ! મારે માટે હવે બીજી કાંઇ કડાકૂટ કરવાની જરૂર નથી. ફક્ત એક મૂઠી ખીચડીથી ચાલ્યું જશે."

દામોદર દાસ "જેવી આજ્ઞા" કહીને પત્ની પાસે ગયા અને ચિંતાતુર મોઢે કહેવા લાગ્યા: "સતી ! અતિથિમાં આજે ચાલવાની શક્તિ નથી, તેઓ બહુજ થાકી ગયા છે અને તેથી આજની રાત અહીંજ વિતાવવા કહે છે; પરંતુ ઘરમાં તેમને ભોજન કરાવવાને કાંઇ છે નહિ. હવે શું કરવું ?" પતિને આમ નિરાશ થયેલા જોઇને સતી હસતાં હસતા બોલ્યાં: "એમાં તે શું વિચાર કરવો છે ! આ મારા બાકી રહેલા કેશ કાપી જાઓ અને તેનાં નાડાં વેચી આવીને અતિથિને તૃપ્ત કરો." પત્નીનાં વચન સાંભળીને દામોદર દાસના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે પોતાની પત્નીના બાકી રહેલા કેશ કાપી લીધા અને તેનાં નાડાં વણી બજારમાં વેચવાથી જે કાંઇ પૈસા ઊપજ્યા તેનાથી દાળચોખા

લઇને ઘેર આવ્યા. પત્નીના હર્ષનો પણ પાર રહ્યો નહિ. તેમણે પરમ પ્રીતિપૂર્વક રાંધવા માંડયું. અહા ! એક સધવાને–સૌભાગ્યવતીને આજે વિધવા જેવી કેશકલાપ વગરની જોઇને હૃદય ફાટી જાય છે, આંખોમાંથી અશ્રુ વહી જાય છે. દામોદર દાસની પત્ની વાળને ઠેકાણે એક ધોળું કપડું બાંધી લઇને પ્રભુને માટે, પોતાના અતિથિને માટે ભોજન તૈયાર કરવા બેઠાં છે. આજે પુણ્યવતી સતીના પ્રતાપેજ દામોદર દાસ અતિથિસેવા કરવાને ભાગ્યશાળી થયા છે. મનમા ને મનમાં પોતાની પત્નીને હજારો ધન્યવાદ આપે છે અને તેનો આત્મભોગ, આતિથ્ય–પ્રીતિ અને ભક્તિભાવ જોઇને મનમાં ને મનમાં બહુજ આનંદ અનુભવે છે, પરંતુ તેની કેશરહિત સ્થિતિ ઉપર નજર પડતાંજ તેમના દુઃખનો પાર રહ્યો નહિ. તેઓ પોતાની આંખનાં આંસુને રોકી શકયા નહિ.

રસોઈ તૈયાર થઇ ગઇ એટલે દામોદર દાસ અને તેમનાં પત્નીએ અતિથિને પરમ આદરપૂર્વક ભોજન કરાવ્યું. આ વખતે પણ ભગવાને વારંવાર માગી માગીને સઘળી રસોઈ ખલાસ કરી. દામોદર દાસનાં પત્ની તેમને આનંદપૂર્વક પીરસતાં ગયાં. ભગવાને ભાણામાં એક દાણો પણ રહેવા દીધો નહિ. ભોજન કરી રહ્યા પછી આચમનાદિ કરીને ભગવાન આસન ઉપરથી ઊભા થયા. ત્યાર પછી દામોદર દાસે તેમની શય્યાને માટે એક દર્ભાસન બિછાવી આપ્યું અને ભગવાને તે ઉપર સુખપૂર્વક શયન કર્યું.

અહા ! શેષનાગ, ગરુડ, મુનિઓનાં હૃદયકમળ અને રુદ્ર દેવતાના વક્ષઃસ્થળ ઉપર શયન કરનાર ત્રિલોકપતિ આજે ભક્તના એક દર્ભાસન ઉપર સૂતા છે ! ધન્ય છે એ ભક્તના વિશુદ્ધ પ્રેમને અને ભક્તાધીન ભગવાનને !

ભગવાન સૂઈ ગયા એટલે દામોદર દાસ ધીમે ધીમે પ્રભુના પગ દાબવા બેસી ગયા અને તેમનાં પત્ની એક કપડા વતી વાયુ

ઢાળવા લાગ્યાં. ભાવગ્રાહી ભગવાન એના આગળ વૈકુંઠના વૈભવો-ને પણ તુચ્છ માની નિદ્રાવશ થઇ ગયા.

અતિથિને નિદ્રાવશ થઇ ગયેલા જોઇને સુંદરી તેમના પતિને કહેવા લાગ્યાં કે, "અહા ! અતિથિ મહારાજ બહુજ વૃદ્ધ છે. અરે! એમનું શરીર પણ કેવું અશક્ત છે! આવે શરીરે તેઓ કાલે પણ જવાને કેવી રીતે શક્તિમાન થશે? કાલે સવારમાં તમે વહેલા ભિક્ષા માગવા જજો અને જે કાંઇ પ્રાપ્ત થાય તે તેમ-ની સેવામાં સમર્પણ કરીશું. ભલે, આજની પેઠે કાલે પણ ઉપ-વાસ કરવો પડે; પરંતુ એમને ભૂખ્યા તો વિદાય કરાયજ નહિ." જેવી સ્ત્રી તેવાજ સ્વામી! પત્નીનાં વચન સાંભળીને દામોદર દાસ બોલી ઊઠયા: "હા, હા, બસ એમજ કરીશું. કાલે પણ ભોજન કરાવીનેજ વિદાય કરીશું."

જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાથી જે અતીત છે–નિર્લેપ છે, તેને વળી ઊંઘવુંયે શું ને જાગવુંયે શું? ભગવાન સૂતા સૂતા સઘળું સાંભળતા હતા. પોતાનાં પ્રાણપ્રિય ભકતોને આ પ્રમાણે વાતો કરતાં સાંભળીને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમની આંખમાં આનંદાશ્રુ આવી ગયાં. અહા, હવે તેઓ સ્થિર રહી શકયા નહિ. બન્ને જણને તરતજ માયાવી નિદ્રામાં નાખી દઇને ભગવાને પ્રથમ પતિવ્રતાના કેશકલાપ વિનાના બોડા માથા ઉપર હાથ ફેરવતાં કહ્યું: "મા ! મા! અહા કેવું મધુર મુખ! કેવો નિ:સ્વાર્થ પ્રેમ! કેવી નિષ્કામ ભક્તિ! મા! મા! તમારૂં મસ્તક કેશકલાપથી પૂર્ણ થઇ જાઓ; મા! મા! તમારૂં સકળ શરીર નાના પ્રકારના મણિ–માણિકય અને વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇ જાઓ. મા! મા! તમારા પ્રત્યેક અંગમાં સોળ વર્ષની સુંદરીના જેવું અનુપમ સૌંદર્ય ખીલી નીકળો." શ્રી-હરિના શ્રીમુખમાંથી જે જે શબ્દો નીકળતા હતા તે તે પ્રમાણે

દામોદર દાસની સુશીલા પત્નીનાં સ્વરૂપ અને સ્થિતિ બદલાતાં ગયાં. ભગવાન સતીની આનંદમય મૂર્તિનાં દર્શન કરી રહ્યા. ત્યાર પછી તેમણે પોતાની આસપાસ દૃષ્ટિ ફેરવી. દામોદર દાસની જીર્ણ પર્ણકુટી ઉપર પણ તેમણે પોતાની કૃપા વરસાવી. કુટીને મહેલનું સ્વરૂપ ધારણ કરવાની આજ્ઞા કરી અને તરતજ તે પ્રમાણે થયું. ત્યાર પછી ભગવાન આમતેમ જોવા લાગ્યા. તેમની કરુણા દૃષ્ટિથી ઘરનાં બારી બારણાં મણિ–માણિક્યથી સુશોભિત થઇ ગયાં. ભગવાન હવે હર્ષિત મને પતિપત્નીના મસ્તક ઉપર હાથ મૂકીને તેમની ઉપર તેમના ઐહિક અને પારલૌકિક કલ્યાણનાં આશીર્વાદોનો વરસાદ વરસાવતાં કહેવા લાગ્યા કે, " હે ભક્ત ! હવેથી તમારૂં જીવન પરમ સુખમાં વ્યતીત થજો અને અંતે વૈકુંઠગતિ પામજો."

આ પ્રમાણે ભક્ત યુગલને અમૃતમય આશીર્વાદ આપીને ભગવાન અંતર્ધાન થઇ ગયા. અરુણોદય થતાંજ સતી એકાએક જાગી ઊઠયાં. પોતાની સ્થિતિમાં એકાએક આવો ફેરફાર થઇ ગયેલો જોઇને તેઓ આશ્ચર્યચકિત થઇ ગયાં. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યાં કે, " અહો ! રાતની રાતમાં આવો ફેરફાર? અરે ! હું પણ પહેલાં હતી તેજ છું કે બદલાઈ ગઇ છું, તેની પણ મને ખબર પડતી નથી. અરે, રાત્રે મેં જે ફાટેલતૂટેલ લૂગડું પહેર્યું હતું તે કયાં જતું રહ્યું અને આ બહુમૂલ્યવાન વસ્ત્ર કયાંથી આવ્યું? મારા શરીર ઉપર આ બધાં અભૂષણ કોણે પહેરાવ્યા? વિચાર કરતાં કરતાં માથા ઉપર હાથ નાખે છે, તો તે સમયે તો તેમના આશ્ચર્યનો પારજ રહ્યો નહિ. તેઓ પુનઃ બોલી ઊઠયાં: " અરે ! આ તે શું ? રાતની રાતમાં આટલા બધા કેશના ગુચ્છા ને ગુચ્છા કયાંથી થઇ આવ્યા? મને આની કાંઇ પણ ખબર પડતી નથી. અરે, મારા જીર્ણશીર્ણ રુક્ષ દેહમાં આ યૌવનનું સૌદર્ય કયાંથી

આવ્યું? આ તે હું શું જોઉં છું? પેલા વૃદ્ધ અતિથિ પણ કેમ જણાતા નથી?" અતિથિનો વિચાર આવતાંજ સતી એકદમ ઊઠીને ઊભાં થયાં. તેઓ આમતેમ જોવા લાગ્યાં તો તેમના વિસ્મયની સીમા રહી નહિ. ઊઠીને જોયું તો પોતાની અસલી પર્ણકુટી ઝૂંપડી નથી. ઘરમાંનાં મૃત્તિકાનાં વાસણો પણ નજરે પડતાં નથી. વળી પોતાનાં ફાટયાંતૂટયાં વસ્ત્રો પણ માલૂમ પડ્યાં નહિ. તે સઘળાંને બદલે કાંઈક નવીનજ તેમના જોવામાં આવ્યું. ઝૂંપડીને બદલે પ્રચંડ મહેલ અને મૃત્તિકાનાં પાત્રોને ઠેકાણે મણિમય કનકપાત્રો નજરે પડયાં. દામોદર દાસને જોતાંજ તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે પણ દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું હતું. કેવો વિચિત્ર વ્યાપાર!

થોડી વાર વિચાર કરી સતી દામોદરને ઢંઢોળવા લાગ્યાં અને ઉચ્ચ સ્વરે બોલી ઊઠયાં: "નાથ! જુઓ, જુઓ, અહા! કેવો વિચિત્ર વ્યાપાર! કેવી વિસ્મયકર ઘટના!" પત્નીના શબ્દો કાને પડતાંજ દામોદર દાસ "શું છે, શું છે?" કહેતા કહેતા ઊઠીને બેઠા થયા અને બંને હાથે આંખો ચોળીને ચારેગમ જોવા લાગ્યા. સતી પણ હવે વધારે ધીરજ રાખી શકયાં નહિ. તેઓ તરતજ પતિનો હાથ ઝાલીને ઘરની બહાર તાણી જઇને કહેવા લાગ્યાં "અરે! જુઓ જુઓ, પેલા અતિથિ મહારાજ કયાં ચાલ્યા ગયા? અરે! તે કાંઇ જેવા તેવા સામાન્ય પુરુષ નહોતા. અરે! આપણા ઘર સામું તો જુઓ! આ તે તેમનો કેવો ચમત્કાર!" એમ કહીને સતી પતિને સઘળું બતાવવા લાગ્યાં. તે જોઇને દામોદર દાસના આશ્ચર્ય ને આનંદનો પાર રહ્યો નહિ. અહા! તેમણે જોયું તો તો તેમની અસલી જીર્ણશીર્ણ પર્ણકુટી અને તેમાંની દરેક વસ્તુઓએ નૂતન સ્વરૂપ ધારણ કર્યું છે. દુઃખદારિદ્રય દૂર થઇ જઇને દેવને પણ દુર્લભ એવા ઐશ્વર્યની શીતળ પ્રભાઓ ચારે તરફ

ફેલાઇ રહી છે. હવે તેઓ એક પણ ડગ ચાલી શક્યા નહિ. તેઓ મનમાં ને મનમાં પરમકૃપાળુ પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યા. દામોદર દાસ ધ્યાનમાં લીન થઇ જઇ સ્થિર થાંભલા જેવા ઊભા રહ્યા. તેમના શરીરમાં રોમહર્ષ થવા લાગ્યો. નયનમાંથી અશ્રુ–વારિ નીકળી પડયાં. થોડી વારે તેઓ ભક્તિભર્યા ગદ્‌ગદ્ કંઠે બોલી ઊઠયા: "શાંત થાઓ, સુંદરિ! શાંત થાઓ. શું તે વૃદ્ધ અતિથિ કાંઇ સામાન્ય માણસ છે કે આપણે તેમને શોધવા જઇએ? જો તેમની કૃપા હશે તો આપણા ઘરમાંથી તેઓ મળી આવશે; નહિ-તર ગમે તેટલી શોધ કરશો તોપણ પત્તો લાગવાનો નથી. અહા! એ પુરાણ પુરુષને આપણે કયાં શોધવા જઇએ? એ તો બધે છે અને નથી તો કોઈ સ્થળે નથી. જો તેમને દર્શન દેવાં હશે તો અહીં-જ દેશે અને નહિ આપવાં હોય તો કયાંય પણ આપવાના નથી. સુંદરિ! શું હજી પણ તું તેમને ઓળખી શકી નહિ? જેમના ચરણસ્પર્શથી શિલાની અહલ્યા થઇ અને કાષ્ટની નાવ સુવર્ણ-મય બની ગઇ તે પ્રભુજ આપણે ઘેર અતિથિરૂપે પધાર્યા હતા. તેમનોજ આ બધો ચમત્કાર છે. તેમનીજ કૃપાથી આપણું રૂપ ફરી ગયું છે અને સ્થિતિ પણ ફરી ગઇ છે. જે આ બ્રહ્માંડની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના કર્તા છે તે સર્વશક્તિમાન પ્રભુજ આ વૃદ્ધ સંન્યાસીના રૂપથી આવ્યા હતા એમ નક્કી જાણજો. સતિ! સતિ! આવો, આપણે તેમને શરણે જઈએ અને તેમની પાસે ક્ષમા માગી-એ; કેમકે આપણે તો તેમને એક સામાન્ય મનુષ્યજ ધાર્યા હતા. આપણાથી એમની સેવાપૂજા પણ ન થઇ. હાય! આજે આપણા કમ-નસીબે હાથમાં આવેલું રત્ન જતું રહ્યું છે." આ પ્રમાણે દામોદર દાસ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેમના હૃદયમાં દારુણ વ્યથા થવા માંડી. તેઓ તે અતિથિ–સ્વરૂપ કૃપાળુ પ્રભુને ઉદ્દેશીને વારં-વાર નમન કરતાં કહેવા લાગ્યા કે, "હે પ્રભુ! હાય, હું કેવો

નિર્ભાગી કે બ્રહ્મા અને ઇંદ્રાદિ દેવોનાં વૃંદ અને અસુરો પણ નિરંતર જેની સ્તુતિ કર્યા કરે છે, સાક્ષાત્ કમળા અહર્નિશ જેના ચરણની સેવા કર્યા કરે છે, તે પરમકૃપાળુ પ્રભુ ઘેર આવવા છતાં હું તેમને ઓળખી શક્યો નહિ ! હાય, અરે ! આવો સુવર્ણ-સમ સંયોગ પ્રાપ્ત થવા છતાં પણ હું તેનો લેશમાત્ર પણ લાભ લઇ શક્યો નહિ. મારાથી પ્રભુની પૂજા સરખી પણ થઇ નહિ. હે પ્રભુ ! હે દીનદયાળ ! મારો અપરાધ ક્ષમા કરો. હે દયાળુ ! છોરૂં કછોરૂં થાય છતાં પણ માતાપિતાને તેનો અવગુણ વસતો નથી. સેવકના હજારો અપરાધો થવા છતાં પણ દાનો શેઠ તેની ઉપર રોષ કરતો નથી, તો પછી હે પ્રભુ ! તમે તો કરુણાના અપાર પારાવાર સમુદ્રરૂપ છો. હે નાથ ! તમેજ આ અખિલ બ્રહ્માંડના એકમાત્ર અધિપતિ છો. તમે પ્રાણીમાત્રના હૃદયમાં વિહાર કરો છો. હે કરુણાસાગર ! તમારાથી કાંઈ પણ અજાણ્યું નથી. તો પ્રભુ ! અમારી તમારાં દાસાનુદાસ સેવકની એટલી પ્રાર્થના છે કે, અમારો આ અજ્ઞાનકૃત અપરાધ કદી પણ મનમાં લાવશો નહિ. પ્રભુ ! અમને ક્ષમા કરજો, અમારા અપરાધ માફ કરજો."

દામોદર દાસ અને તેમનાં પત્ની આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યાં. સ્તુતિ કરતાં કરતાં કોઇ વાર તેઓ રડી પડતાં, તો કોઇ વાર જમીન ઉપર આળોટી પડતાં. તેમનું હૃદય ભક્તિથી પરિપૂર્ણ થઇ ગયું હતું. કેટલીક વારે તેઓ કાંઇક શાંત પડયાં અને બરોબર ભાન આવ્યું, એટલે તેમણે અતિથિરૂપે ભગવાનનો સાક્ષાત્કાર થવાની ખુશાલીમાં એક મહોત્સવની તૈયારી કરી અને તે પરમ પ્રીતિપૂર્વક ઊજવ્યો. ત્યાર પછી ભગવાનની, ભગવદ્ભક્તની અને ગોબ્રાહ્મણની સેવા વગેરે પુણ્યાનુષ્ઠાન કરવામાં તેમના છેવટનાં દિવસો સુખમાં નિર્ગમન થઇ ગયા અને દેહાંતે વૈકુંઠમાં જઇને દિવ્ય દેહે વૈકુંઠનાથની સેવા કરવા લાગ્યાં.



# ૮—कृष्णाप्रियानो पत्र

શ્રીવૃંદાવનની પશ્ચિમમાં જયનગરનું રાજ્ય હતું. ત્યાં આગળ મહારાજા જયસિંહ રાજ્ય કરતા હતા. જયસિંહ મહારાજા બહુજ ગુણવાન હતા. ધનમાં કુબેર જેવા, દાતૃત્વમાં કર્ણ જેવા; વીરત્વમાં અર્જુન જેવા, ધૈર્યમાં ધરણી જેવા, વિદ્યામાં સરસ્વતી જેવા અને બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા હોવાથી તેઓ સર્વ શુભ ગુણ-સંપન્ન ગણાતા હતા. તેમની અશ્વશાળામાં અસંખ્ય અશ્વો અને ગજશાળામાં હજારો હસ્તીઓ ઝૂલતા હતા. સૈન્યની પણ સીમા નહોતી. રાજા જયસિંહ બહુજ દયાળુ, ભક્તિમાન અને દીનદુઃખીના માતાપિતા હતા. તેઓ કદી પણ કટુ ભાષણ કાઢતા નહિ અને બીજાનું મન દુભવતા નહિ. તેઓ પોતે પ્રસન્ન રહેતા અને બીજાને પણ પ્રસન્ન રાખતા હતા. વળી તેઓ એક પરમ ભગવદ્‌ભક્ત હતા. હરિકીર્તન અને હરિભજન ઉપર તેમને અપૂર્વ પ્રીતિ હતી. તેમની રાણીનું નામ ચંદ્રાવતી હતું. તે પણ રાજા જયસિંહના જેવાંજ સુશીલ અને ધર્મપરાયણ હતાં. તેઓ પતિસેવામાં નિરતિશય આસક્તિ રાખતાં હતાં. તે રૂપગુણમાં પણ તેવાંજ હતાં. તેમને એક કન્યા અને એક પુત્ર હતો. તેઓ પણ રૂપગુણમાં ઉત્તમ હતાં. તેમના શરીરનો વર્ણ કાચા સુવર્ણ જેવો હતો. પૂર્ણિમાના પૂર્ણ ચંદ્ર જેવું કન્યાનું મનોહર મુખ

સદા હાસ્યથી પ્રફુલ્લ રહેતું હતું. તેના અંગ-પ્રત્યંગની શોભા ઉર્વશી કે રંભાથી પણ વધી જાય એમ હતી. તે વિશ્વવિજયિની પરમ શોભાની સીમારૂપ-કન્યા રત્નનું નામ શ્રીમતી કૃષ્ણપ્રિયા હતું. માતાપિતા અને પુત્ર કરતાં તે બહુજ સદ્‌ગુણી અને ઇશ્વર-ભક્તિપરાયણા હતી. સઘળાં તેની ઉપર બેહદ મમતા રાખતાં હતાં અને તે પણ સઘળાંને તેજ પ્રમાણે ચાહતી હતી.

કૃષ્ણપ્રિયા કૃષ્ણ સિવાય બીજું કાંઈ જાણતી નહોતી. કૃષ્ણ-કથા કરવામાં અને સાંભળવામાં તેને બહુજ આનંદ પડતો હતો. ભગવાનના પવિત્ર ચરિત્રનું અહર્નિશ રટન કરવું એજ તેનું નિત્ય નૈમિત્તિક કાર્ય હતું. વળી પ્રતિદિન સાધુ-વૈષ્ણવની સેવાચાકરી કરવા માટે ગામનાં પ્રત્યેક મઠ-મંદિરોમાં ભ્રમણ કરતી હતી અને તેમને કોઇ પણ જાતની અડચણ ન પડે તે માટે તેમને ગુપ્ત મદદ કરતી હતી. સ્થાને સ્થાને સદાવ્રત માંડવાં અને શુદ્ધ ભાવે અને દૃઢ ચિત્તે વિવિધ વ્રતાનુષ્ઠાન કરવાં એ તેને બહુજ ગમતું હતું. તીર્થમાં પર્યટન કરનારા સંત મહાત્માઓને મુખે તીર્થકથા સાંભળવી પણ તેને બહુજ ગમતી હતી. એક દિવસ એક સાધુને મુખે શ્રીજગન્નાથજીનું માહાત્મ્ય સાંભળીને તેનું હૃદય પીગળી ગયું. તે દિવસથી તે મનમાં ને મનમાં શ્રીજગન્નાથજીનું રટન કર્યા કરતી હતી અને પેલા સાધુએ તે સંબંધી જે જે વાતો કહી હતી તેનું પરમ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક મનન કર્યા કરતી હતી. વિચાર કરતાં કરતાં શ્રીનીલાચલ-પ્રભુની અપાર કરુણાની, તેમના મહા-પ્રસાદના અપરિસીમ મહિમાની અને રથયાત્રા વગેરે લીલાઓની વાતોથી તેના હૃદયમાં અનહદ આનંદ ઉત્પન્ન થયો. એકાએક તેનું હૃદય પીગળી ગયું અને પ્રેમાશ્રુ વરસાવતાં વરસાવતાં ગદ્‌-ગદ્‌ કંઠે બોલવા લાગી: “ હાય! એ પરમ પવિત્ર પુરુષોત્તમના ક્ષેત્રમાં જવાનો સુયોગ મારા નસીબમાં ક્યારે લખાયો હશે?

અરે, હું એ પરમ પ્રભુનાં કયારે દર્શન કરીશ? કયારે મારાં સર્વ પાપ દૂર થશે અને મારાં ભવબંધન છિન્નભિન્ન થઇ જશે? હું તો એક રાંક સ્ત્રી છું. મારા નસીબમાં એવું કયાંથી લખાયું હોય? નાથ! આ ચર્મચક્ષુથી તમારાં દર્શન થાય કે ન થાય પરંતુ શું આ રંક કિંકરી ઉપર દયા લાવીને એક વખત સ્વપ્નમાં પણ દર્શન નહિ આપો? જો સ્વપ્નમાં પણ આપનાં દર્શન થશે તો હું અભાગિની મોટું સદ્‌ભાગ્ય સમજીશ.” કૃષ્ણપ્રિયા પ્રેમપૂર્વક આ પ્રમાણે પ્રભુને વીનવે છે અને તેની આંખોમાંથી દડદડ અશ્રુધારા વહી જાય છે.

કૃષ્ણપ્રિયાની અપૂર્વ નિષ્કામભક્તિના પ્રભાવથી શ્રી જગન્નાથપુરીથી તેમનો એક ભેટિયો તે વર્ષે જયનગરમાં આવી પહોંચ્યો. જગન્નાથજીના સેવકો તે પરમ પ્રભુના પાર્ષદો ગણાય છે અને તેઓ પણ લોકોમાં બહુ પુજાય છે. આ સેવકોમાં તિલિચ્છ મહાપાત્રનું ઘર જરા વધારે સંમાનિત ગણાય છે. ઉપર્યુક્ત ભેટિયો આ તિલિચ્છ કુટુંબનો હતો; તેનું નામ બંધુ મહાપાત્ર હતું. ધન સંપાદન કરવાની લાલસાથી બંધુ મહાપાત્ર જગદ્બંધુની અલભ્ય સેવા છોડી નાના પ્રકારનું દુ:ખ સહન કરી ઘણે દૂર પશ્ચિમ પ્રદેશમાં આવ્યો હતો. તે શ્રીમંતોને ઘેર જઇને તેમને શ્રીજગન્નાથજીનો મહાપ્રસાદ અને નિર્માલ્ય આપતો અને તેઓ પણ તેથી પોતાને કૃતાર્થ થયેલા માની, તેને અન્ન, ધન આપીને વિદાય કરતા હતા. આ પ્રમાણે બંધુ મહાપાત્રે પુષ્કળ ધન એકઠું કર્યું હતું. જ્યારે તે જયનગર આવ્યો ત્યારે તેણે કૃષ્ણપ્રિયાની ખ્યાતિ સાંભળી. રાજકુમારી કૃષ્ણપ્રિયાને શ્રીજગન્નાથજી ઉપર અનહદ શ્રદ્ધા અને પૂજ્યભાવ હોવાનું શ્રવણ કરીને તે બહુજ હર્ષ પામ્યો. શ્રીજગન્નાથના નામથી તેને ત્યાં મોટી ભેટ મળશે એમ સમજીને તેણે પ્રથમ કૃષ્ણપ્રિયા ઉપર નીચે

પ્રમાણે પત્ર લખ્યોઃ-

"રાજબાલા !

"હું શ્રી જગન્નાથજીનો સેવક-પાર્ષદ છું. જો તને શ્રદ્ધા હોય અને શ્રીજગન્નાથજીના નિમિત્તે કાંઇ પણ આપવાની ઇચ્છા હોય તો તે મોકલાવી આપજે. હું તે લઇ જઇને પ્રભુને સમર્પણ કરીશ."

બંધુ મહાપાત્રે આ પ્રમાણે પત્ર લખીને એક માણસ સાથે કૃષ્ણપ્રિયા ઉપર મોકલી આપ્યો. જગન્નાથજીના પાર્ષદનું નામ સાંભળતાંજ તેના આનંદનો પાર રહ્યો નહિ. કૃષ્ણપ્રિયાએ પેલા માણસ પાસેથી પરમ ભક્તિપૂર્વક કાગળ લીધો અને તેને અનેક વાર માથા ઉપર, આંખો ઉપર અને હૃદય ઉપર દાબીને પ્રીતિપૂર્વક ચુંબન કર્યું. પત્રથી જાણે સાક્ષાત્ શ્રીજગન્નાથજીનાંજ દર્શન થયાં હોય એટલો બધો તેને આનંદ થયો. ત્યાર પછી તેણે પત્ર ઉઘાડી વાંચી જોયો. એક વાર, બે વાર અને ત્રણ વાર વાંચ્યો. હજુ પણ મન ધરાયું નહિ. વળી ફરીથી તેનો તેજ કાગળ વાંચવા માંડયો. વળી પાંચ સાત વાર વાંચી નાખ્યો. તેના હૃદયમાં પ્રેમ માયો નહિ, તેથી તે અશ્રુના આકારમાં ઊભરાઇ ગયો. આંખોમાંથી દડદડ અશ્રુબિંદુઓ ચાલ્યા જવા માંડયાં. હાથ પણ થરથર કંપવા લાગ્યો. શરીરે રોમાંચ થયો. પરસેવાનાં બિંદુઓ પણ જણાવા લાગ્યાં. કંઠસ્વર ગદ્ગદિત થઈ ગયો. અધરોષ્ઠ પણ કંપવા લાગ્યો. ક્ષણવારમાં તે બાહ્ય-જ્ઞાનશૂન્ય થઇ ગઇ, તેની શુદ્ધસાન જતી રહી અને નિશ્ચેષ્ટ ભાવે જમીન ઉપર પડી ગઈ. તથા શ્રીહરિના ધ્યાનમાં નિમગ્ન થઇ ગઇ. આ અવસ્થામાં તેણે એક ચમત્કાર જોયો. શંખ-ચક્રધારી શ્રીહરિ તેની પાસે બેઠા છે અને તેણે શ્રીહરિનાં પરમ ભાવથી દર્શન કર્યાં. હવે તેના આનંદનો પાર રહ્યો નહિ. થોડી વારે તેને શુદ્ધિ આવી. જાણે તેનામાં નવીન ચૈતન્ય આવ્યું હોય તેમ કૃષ્ણપ્રિયા સફાળી બેઠી

થઇ. હવે તે મહા વિચારમાં પડી ગઈ. “ મારે જગન્નાથજીને શું મોકલવું ?” તે વિચારે તેનું ચિત્ત ચકડોળે ચઢાવ્યું. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગી: “હાય ! મહાલક્ષ્મી જેમનાં પત્ની છે, અષ્ટસિદ્ધિ જેની દાસીઓ છે, વિધાતા જેની આજ્ઞાકિત કિંકરી છે અને સ્વયં રત્નાકર જેનું નિવાસસ્થાન છે; તેને તે વળી શાની ખોટ હોય ? આ અખિલ વિશ્વ–સંસારનું ભરણપોષણ કરીને જે વિશ્વંભર કહેવાય છે તેને આપવાને મારી પાસે શું છે? હું મારા પ્રભુને શું અર્પું ?”

“અહા ! જેનાં દર્શનમાત્રથી પાપીનાં પાપ દૂર થાય છે, મહાપ્રલયમાં પણ અચળ રહેનારા નીલાચલ જેનું નિવાસસ્થાન છે, તેને બેસવા માટે મારે કેવી પીઠ–પિંડી મોકલવી ? પતિત-પાવની ગંગાજી અહર્નિશ જેના પાદ પખાળી રહ્યાં છે તેને યોગ્ય બીજું પાદ્ય આ જગતમાં ક્યાંથી મળે ? અહા ! સદાય તાજાં રહેવાવાળાં પારિજાત પુષ્પોની માળા જેના કંઠમાં સતત વર્તમાન છે, તેને બીજાં નશ્વર ફૂલ ઉપહાર કરીને શું કરવું ? અમૂલ્ય અગરુ ચંદન નિશદિન જેની પાકશાળામાં બળતણ તરીકે વપરાય છે, તેને મારે કેવું ચંદન અર્પણ કરવું ? અહા, ઉજ્જ્વલ કૌસ્તુભમણિ જેના વક્ષઃસ્થળમાં શોભી રહ્યો છે, તેને સમર્પણ કરવા યોગ્ય બીજા મણિ ક્યાંથી લાવવા ? પક્ષિરાજ ગરુડ જેનું વાહન છે, તેને અશ્વ–ગજાદિ વાહનો આપીને શું કરવું ? જેની પ્રત્યેક ફણાએ નિર્મળ મણિ ઝગમગ થઇ રહ્યા છે, એવા સહસ્ર ફણાવાળા નાગ-રાજ જેની શય્યા છે, તેની આગળ મારી તુચ્છ શય્યા શું હિસાબ-માં ? કોટી–સૂર્યસમ–તેજોમય સુદર્શન જેનું શસ્ત્ર છે, તેને અન્યાન્ય ક્ષુદ્ર શસ્ત્રાસ્ત્રનું શું કામ ? હે પ્રભુ ! આ ચૌદે ભુવનમાં એવી કોઈ પણ સામગ્રી–પદાર્થ નથી કે જેનો આપને ત્યાં અભાવ હોય, તો હવે હું તમને શું અર્પણ કરું ? હે પ્રભુ ! મને તો

એમાંની કોઇ પણ ચીજ મોકલવી એ આપનો ઉપહાસ કરવા જેવું લાગે છે; માટે હે દીનદયાળ! હે હૃદયવિહારિ! તમેજ સૂઝ પાડો કે હું આપને માટે શું મોકલું ? હે કરુણાસાગર ! કઈ વસ્તુથી તમે પ્રસન્ન થશો તે તમેજ કહી દો, એટલે હું તે વસ્તુ મોકલાવી કૃતાર્થ થાઉં."

કૃષ્ણપ્રિયા શ્રીજગન્નાથજીને ઉદ્દેશીને આ પ્રમાણે બોલે છે; એટલામાં તેની આંખો મિચાઈ ગઇ. તે એકાએક ધ્યાનમાં-સમાધિમાં પડી ગઇ અને કેટલીક વાર તેવીજ સ્થિતિમાં રહી. ત્યાર પછી અકસ્માત હસતાં હસતાં બોલી ઊઠી: "હાં, હાં, હવે તમારે ત્યાં શેનો અભાવ છે-શેની ખોટ છે-તે હું સમજી ગઇ. શ્રીવૃંદાવનની પ્રેમઘેલી ગોપ-કન્યાઓએ તમારૂં મન હરણ કરી છુપાવી રાખ્યું છે. તમે તેમને બહુ બહુ વિનતિ કરી-તેમને ઘણી ઘણી સમજાવી, પરંતુ હજુ સુધી તેમણે તમારૂં મન પાછું સોંપ્યું નથી. દૂધ અને પાણીની પેઠે તમારૂં અને તેમનું મન મળી ગયું છે-એકરૂપ બની ગયું છે અને હવે તેનું ચિહ્ન પણ માલૂમ પડતું નથી. હે પ્રભુ ! ભલે તમારે ત્યાં બધું હોય-કોઈ-પણ જાતનો અભાવ ન હોય, પરંતુ હવે હું બરોબર સમજી ગઇ છું કે, તમારા અંતરમાં એકમાત્ર મનનોજ અભાવ છે."

"બહુ સારૂં, તમારે ત્યાં જેનો અભાવ છે, તેજ હું તમને અર્પણ કરીશ. લો, આ હું તમને મારૂં મન અર્પણ કરૂં છું. હવે હું મારી નથી. આજથી હું તમારી એક દાસી થઇને રહીશ. આજ દિન સુધી હું મારૂં મન જે કાંઈ બોલાવે તે બોલતી; જે કાંઇ કરવાની પ્રેરણા કરે તે કરતી; પરંતુ હવેથી તો તમે જે બોલાવશો તેજ બોલીશ અને તમે જે કાંઇ કરવાનું કહેશો તેજ કરીશ. આપની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કરીશ નહિ."

કૃષ્ણપ્રિયા મનમાં ને મનમાં આ પ્રમાણે બોલીને શ્રીજગ-

નાથજીને નામે પોતાના મનનું દાનપત્ર લખવા બેઠી. બેઠી તો ખરી, પરંતુ તેનાથી બિલકુલ દેખાયું નહિ. તેની બન્ને આંખો અશ્રુબિંદુઓથી ભરાઇ ગઇ. તેને શું લખવું તે સૂઝયું નહિ. ભાવ-ભક્તિની વાત એવીજ છે. તેની સઘળી વાતો અસ્ફુટ હોય છે. પ્રેમનો પરિપૂર્ણ ઉદય થતાં, ભાષા કે ભાવાર્થનું ભાન રહેતું નથી. શું બોલવું તેની પણ સમજ પડતી નથી. પ્રેમ એ સઘળી સામગ્રીઓને વીંખી નાખે છે અને પ્રેમીને ગૂંચવાડામાં નાખી દે છે. કૃષ્ણપ્રિયા પણ પ્રેમના પ્રાબલ્યથી ગભરાટમાં પડી ધ્રૂજતે હાથે, વાંકાંચૂકાં અક્ષરમાં દાનપત્ર લખવા બેસી ગઇ.

"પરમ કૃપાળુ જગત્સ્વામિન્ !

"આ અખિલ સંસારમાં સઘળુંજ તમારૂં છે, તો પછી હું આપને શું અર્પણ કરૂં ? પરંતુ હે પ્રભુ ! વ્રજઘેલી ગોપીઓએ આપનું મન હરી લીધું છે અને તે તેમણે હજી સુધી આપને પાછું આપ્યું નથી તો આજે આપને મારૂં મન સમર્પણ કરૂં છું અને આજથી આપની દાસી થઇને રહેવા આ દાનપત્ર લખી આપું છું. આપનાથી મારૂં નામ–ઠામ તો અજાણ્યું નથીજ; પરંતુ તે છતાં આપને જણાવું છું કે, મારૂં નામ કૃષ્ણપ્રિયા છે, મારા પિતાનું નામ જયસિંહ અને માતાનું નામ ચંદ્રાવતી છે; તથા હું જયનગરમાં નિવાસ કરૂં છું.આજથી આ દાનપત્ર લખ્યાના દિવસથી હું મારૂં સર્વસ્વ આપનેજ સમર્પણ કરી ચૂકી છું અને તમારીજ ચરણ–કિંકરી થઇને રહેવા બંધાઉં છું."

પત્ર લખાઇ ગયો. લખતાં લખતાં કૃષ્ણપ્રિયાની આંખમાંથી અશ્રુબિંદુઓ વહી જતાં હતાં અને તેથી પત્ર પણ ભીંજાઇ ગયો હતો. ત્યાર પછી કૃષ્ણપ્રિયાએ ઉપર્યુક્ત અશ્રુભીનો પત્ર અશ્રુ-જળથીજ બંધ કરી તેની ઉપર પોતાની મહોર કરી અને મનમાં

ને મનમાંજ પોતાના મનને સંબોધીને કહેવા લાગી કે, "હે મન! તું તો મહાશૂન્ય સ્વરૂપ છે. તારી ઉપર વિજય કરવો એ કાંઇ સહજ વાત નથી. તું કદી પણ નિશ્ચલ–સ્થિર રહેતું નથી; પરંતુ આજે હું તારી એજ પ્રાર્થના કરૂં છું કે, હવેથી તું નિશ્ચલ–નિઃસંગ થઇને શ્રીહરિના ચરણામૃતનુંજ પાન કરજે–તેમનીજ સેવામાં રહેજે. જોજે, ભૂલેચૂકે ત્યાંથી પાછું ચાલ્યું આવતું નહિ. એટલી મારા ઉપર દયા કરજે."

ત્યાર પછી કૃષ્ણપ્રિયાએ પોતાની સખી આનંદાને બોલાવી તેના હાથમાં પેલો પત્ર અને દશ સુવર્ણમુદ્રા મૂકીને કહ્યું કે, "સખિ ! જા, શીઘ્ર જા, પેલા શ્રીજગન્નાથજીના સેવકના હાથમાં આ પત્ર આપી આવ. વળી તેને મારા અસંખ્ય પ્રણામ કહેજે અને આ દશ સુવર્ણમુદ્રા આપીને વિનયપૂર્વક આ દાનપત્ર શ્રી-નીલાદ્રિનાથને આપવા કહેજે."

આનંદા ત્વરિત ગતિથી બંધુ મહાપાત્રની પાસે જઇ પહોંચી અને વિનયપૂર્વક મહોરો અને પત્ર આપીને કૃષ્ણપ્રિયાની વિનતિ જણાવી. માત્ર દશજ સુવર્ણમહોરો જોતાં મહાપાત્રે કાંઇ પણ ઉત્તર ન આપતાં પોતાનું માથું ધુણાવ્યું અને ત્યાંથી ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "અહા ! જયસિંહની કન્યાએ ફક્ત દશ સુવર્ણમુદ્રાઓજ આપી ! ધિક્કાર છે તેની દાનશીલતાને અને વૃથા પ્રશંસાને ! પણ લાવ કાગળમાં તો જોઉં કે એમાં વળી જગન્નાથજીને અર્પણ કરવા કેવી અપૂર્વ સામગ્રી ભરી છે ?" મહાપાત્રે કૃષ્ણપ્રિયાનો પત્ર ફોડીને સાવચેતીથી આમતેમ ફેરવી જોયો, પરંતુ તેમાં કાંઇ જણાયું નહિ; તેથી તે બહુજ નિરાશ થયો. તેને કૃષ્ણપ્રિયા ઉપર બહુજ ક્રોધ ચઢયો અને એકાએક આવેશમાં આવી જઇને પત્ર ફાડી નાખ્યો અને તેના બારીક ટુકડા કરીને ફેંકી દીધા.

હાય! ધનલોભી પંડયા! તું તે એ પત્રની કદર શું જાણે? તને પ્રેમનેત્ર નથી, એટલે તને શું દેખાય? તને તે પત્ર વાંચી જોવાની મતિ કયાંથી સૂઝે? અને કદાચ વાંચી જુએ તોપણ શું થયું? તારા લોભથી કલુષિત થયેલા હૃદયમાં તેના પરમ પવિત્ર ભાવ ધારણ કરવાની યોગ્યતાજ કયાં છે? કૃષ્ણપ્રિયાએ પ્રાણપણે બેસીને જે પત્ર લખ્યો હતો, તેનો ગૂઢ ભાવ સમજવાની તારામાં શક્તિ કયાંથી હોય? તારા ભાગ્યમાં વળી એવું કયાંથી લખાયું હોય?

બંધુ મહાપાત્ર હવે લાંબો વખત ત્યાં રહી શકયો નહિ, તેથી જે કાંઇ ધનરત્ન મળ્યાં હતાં તે લઇને સ્વદેશપ્રતિ ચાલવા માંડયું ને કેટલેક માસે શ્રીધામમાં આવી પહોંચ્યો. ત્યાં મંદિરમાં જઇને શ્રીજગન્નાથજીનાં દર્શન કરી પોતાને ઘેર ગયો.

હવે આ તરફ એવો ચમત્કાર થયો કે, જયારે બંધુ મહાપાત્રે કૃષ્ણપ્રિયાનો પત્ર ફાડી નાખ્યો ત્યારે સર્વાંતર્યામી સર્વગત શ્રીજગન્નાથજીએ પોતાના શ્રીહસ્તનો વિસ્તાર કરીને તે સઘળા ટુકડા લઇ લીધા. અહા! કેવી અલૌકિક ઘટના! કેવો વિચિત્ર વ્યાપાર! ‘ભગવાન ભક્તને આધીન છે’ એ લોકમાન્યતા કાંઇ ખોટી નથી. ભગવાનને ભક્ત બહુજ વહાલા હોય છે. તેમની અર્પણ કરેલી વસ્તુ ગમે તેવી નજીવી હોય તે છતાં ભગવાન તેને પરમ પ્રીતિપૂર્વક ગ્રહણ કરે છે. દરિદ્રીને એક અમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય, જન્માંધને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય અને તેમને જેટલો આનંદ થાય, તેના કરતાં પણ અધિક આનંદ જયારે ભગવદ્ભક્ત પરમ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ગમે તેવી ક્ષુદ્ર વસ્તુ ભગવાનને અર્પણ કરે છે, ત્યારે તેમને થાય છે.

ભક્તાધીન ભગવાનને કૃષ્ણપ્રિયાનો પરમપ્રીતિપૂર્વક લખેલો

પત્ર છોડવો ગમ્યો નહિ. તે કરુણાસાગરે કૃષ્ણપ્રિયાના પત્રના ટુકડા કપડે બાંધીને પરમ પ્રેમથી પોતાના કંઠમાં ધારણ કર્યા અને એ પ્રમાણે કૌસ્તુભમણિની સાથે કૃષ્ણપ્રિયાનો પત્ર પણ શ્રીહરિના હૃદયમાં બિરાજવા લાગ્યો.

ત્યાર પછી તેજ દિવસે રાત્રિના શ્રીજગન્નાથજીએ બંધુ મહાપાત્રને સ્વપ્નમાં કહ્યું કે, "અરે, ઓ મહાપાત્ર! તું ધનની લાલસાથી મારી સેવાનો ત્યાગ કરી ચાલ્યો ગયો તેની અને મારા નામથી જે કાંઇ દ્રવ્ય ઉઘરાવી લાવ્યો છે તેની પણ મને સ્પૃહા નથી; પરંતુ હું તને પૂછું છું કે, તેં મને મારા સર્વસ્વ-ધનથી શા માટે વંચિત કર્યો? કૃષ્ણપ્રિયાએ તારી સાથે જે કાંઇ મોકલાવી આપ્યું હતું તે મારે મન તો બહુજ અમૂલ્ય હતું અને છે. તેને તેં તુચ્છ માનીને શા માટે નાખી દીધું? કૃષ્ણપ્રિયાના પત્રને તું સામાન્ય પત્ર જાણતો નહિ. અરે, તે તો મારૂં અકથ્ય સંચિત ધન છે. તેને એક તુચ્છ કાગળ માનીને નાખી દેવામાં તેં લેશમાત્ર ડહાપણ વાપર્યું નથી. તેં તે કાગળને નાખી દીધો, પરંતુ હું તેનો-મારી તે સંપત્તિનો ત્યાગ કરી શકયો નથી. આમ જો, જો મારા હૃદય તરફ જો. મેં પરમ આદરપૂર્વક તેના બધા ટુકડાઓ મારા હૃદય ઉપર ધારણ કરી રાખ્યા છે. ભક્તના પ્રત્યેક ઉપહારને હું પરમ પ્રીતિપૂર્વક મારા હૃદય સાથે ધારણ કરૂં છું. તેને રાખવા યોગ્ય સ્થાન મારૂં હૃદયજ છે. વારૂ, હું હવે તને તે વિષે કાંઇ વધારે કહેવા માગતો નથી. કાલે સવારે એક સુવર્ણ-પદક તૈયાર કરાવી કૃષ્ણપ્રિયાના પત્રના દરેક ટુકડાઓ ગોઠવીને તેમાં જડાવી લેજે અને દરરોજ આ કૌસ્તુભમણિની માળા સાથે મારા કંઠમાં પહેરાવજે. મારા આદેશનું-આજ્ઞાનું સત્વર પાલન કરજે અને કાલે ને કાલેજ તે પ્રમાણે તૈયાર કરાવી મને પહેરાવજે."

આ પ્રમાણે કહીને શ્રીજગન્નાથજી અંતર્ધાન થઇ ગયા.

સ્વપ્ન પૂરૂં થતાં મહાપાત્રની આંખો ઊઘડી ગઇ. તે એકદમ વિચારમાં ગરકી ગયો; આમતેમ ફરીને જોયું પણ કોઇ નજરે પડયું નહિ, તેથી પાછો સૂઇ જવાની તૈયારી કરવા લાગ્યો; પરંતુ હવે તેને ઊંઘ આવી નહિ. અરુણોદય થતાંજ તે એકદમ ઊઠીને બેઠો થયો અને સ્નાનસંધ્યાથી પરવારીને શ્રીમંદિરમાં ગયો. સ્વપ્નની વાત હજુ પણ તેને વિસારે પડી નહોતી, તેથી તેણે પ્રથમ શ્રીજગન્નાથજીના શ્રીમુખ તરફ ન જોતાં પ્રથમ તેમના હૃદય સામું જોયું. જોતાંજ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. "અહા પ્રભુ! ધન્ય છે તારી ભક્તવત્સલતાને!" એવો ઉદ્ગાર એકાએક તેના મુખમાંથી નીકળી પડયો. આ વિચારે તેને બહુજ અધીરો બનાવી દીધો. તેની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં, હૃદય ભરાઈ આવ્યું, આંખોમાંથી દડદડ અશ્રુબિંદુઓ વહેવા લાગ્યાં. થોડી વાર અવાક્ રહીને અતિ ગદ્ગદિત કંઠે દીન વદને બોલવા લાગ્યો: "હે પ્રભુ! હે કરુણાસાગર! હે દયામય! હું મહા અપરાધી છું, મારો અપરાધ ક્ષમા કરો. પ્રભુ! આપ આટલા ભક્તવત્સલ છો, ભક્તને માટે આટલું બધું માન ધરાવો છો, તે હું પામર અત્યાર સુધી જાણતો નહોતો. હે પ્રભુ! આપની ભક્તવત્સલતાનું મને જ્ઞાન નહોતું. આજે મારો એ મોહાંધકાર દૂર થઈ ગયો. હે દીનદયાળ! તમને અને તમારા ભક્તોને ધન્ય છે, ધન્ય છે! હાય પ્રભુ! હું મહામૂર્ખ છું, અજ્ઞાની છું અને આપનો અપરાધી છું. કૃપા કરીને મારો અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો. હું હમણાંજ આપે સ્વપ્નમાં કરેલી આજ્ઞાનું પ્રતિપાલન કરૂં છું. નાથ! મને ક્ષમા કરો, ક્ષમા કરો."

બંધુ મહાપાત્ર આ પ્રમાણે શ્રીજગન્નાથજીની અનેક સ્તુતિ કરીને ક્ષમા માગવા લાગ્યો. ત્યાર પછી શ્રીપ્રભુના કંઠમાંથી કૃષ્ણ-પ્રિયાના પત્રના ટુકડાઓ લઇને તેજ દિવસે તેને એક સુવર્ણ પદક-

માં બરોબર ગોઠવી શ્રીહરિની આજ્ઞા પ્રમાણે તેમના કંઠમાં આરોપી દીધા. ભક્તાધીન ભગવાનની શોભામાં તેનાથી નિરતિશય વૃદ્ધિ થઇ. ભગવાનના ભક્તવાત્સલ્ય અને ભક્તાધીનપણાનું ભાન કરાવનાર એ સુવર્ણપદક શ્રીપ્રભુના હૃદય ઉપર કૌસ્તુભમણિ કરતાં પણ અધિક શોભવા લાગ્યો.

જ્યારે આ હકીકત લોકોના જાણવામાં આવી, ત્યારે તેમના આનંદનો પ્રાર રહ્યો નહિ. પુરીના સમસ્ત નાગરિકો કૃષ્ણપ્રિયાના પત્રનાં દર્શન કરવાને ઊલટયા અને કૃષ્ણપ્રિયાના ભક્તિભાવની અને શ્રીજગન્નાથજીની ભક્તવત્સલતાની પ્રશંસા કરતા કરતા પોતપોતાને ઘેર ગયા. બંધુ મહાપાત્રના જીવનમાં તે દિવસથી નવીન ચૈતન્ય રેડાયું. તેની ધનતૃષ્ણા અને મોહાંધપણું નષ્ટ થઇ ગયું અને પોતાનું શેષ જીવન શ્રીભગવદ્ભજનમાં અને શ્રીજગન્નાથજીનું પૂજનઅર્ચન કરવામાં વ્યતીત કરી મરણપર્યંત સુખમાં રહીને દેહાંતે પરમપદને પામ્યો.





# ९–गौरचंद्र

પરમ પવિત્ર સેતુબંધ રામેશ્વર ક્ષેત્રમાં ધર્મરાજા નામના ધર્મપરાયણ નરપતિ રાજ્ય કરતા હતા. તેમના રાજ્યનો વિસ્તાર સો યોજન જેટલો હતો. સૈન્ય અને સામંતો પણ પુષ્કળ હતા. રાજ્યભંડારમાં સંપત્તિ તથા શરીરમાં શક્તિ પુષ્કળ હતી. મહારાજાને દેવ અને દ્વિજ ઉપર અવિચલિત ભક્તિ હતી. તેમને હેમવતી નામની પરમ સુંદર ભાર્યા હતી અને રામેશ્વર કરીને પુત્ર હતો.

ધર્મરાજા બહુજ ધર્મપરાયણ હતા. તેઓ અહર્નિશ ભજન-કીર્તનમાંજ પોતાનો સમય વ્યતીત કરતા હતા. તેમણે રાજ્યમાં ચોતરફ ધર્મશાળાઓ બંધાવી હતી અને ત્રણ ત્રણ કોશને અંતરે સદાવ્રતો માંડેલાં હતાં. અતિથિ–અભ્યાગતના આનંદપ્રદ કલરવથી તે સકળ સ્થાનો સદાસર્વદા ભરપૂર રહેતાં હતાં. બ્રાહ્મણ, વૈષ્ણવ, દીનદુઃખી, ભિખારી કે બ્રહ્મચારી કોઈ પણ મહારાજા ધર્મરાજાની પાસેથી ખાલી હાથે જતું નહિ. સમસ્ત રાજ્યમાં મહારાજાનો જય જયકાર વર્તી રહ્યો હતો.

“હું રાજા છું” એવું અભિમાન ધર્મરાજાના મનમાં કદી પણ થતું નહિ. તેઓ સદા સર્વદા એમજ વિચાર કરતા કે, “હું તો તુચ્છ માનવ છું. હું વળી અધીશ્વર કયાંથી? શ્રીરામેશ્વર ભગવાનજ સર્વના અધીશ્વર છે. તેમની ઇચ્છાથીજ ચરાચર જગત

ચાલી રહ્યું છે.” ધર્મરાજાને રામેશ્વર દેવ ઉપર અપૂર્વ શ્રદ્ધા હતી. તેઓ તેમને દરેક સારા સારા પદાર્થોનો ભોગ ધરાવતા હતા.

આમ છતાં પણ ધર્મરાજાના મનને તૃપ્તિ થતી નહિ. તેઓ સર્વદા એમજ ધાર્યા કરતા કે, “મારાથી રામેશ્વર ભગવાનની જોઇએ તેવી સેવા થતી નથી.” ધર્મરાજા દિવસમાં દશ વાર રામેશ્વર દેવનાં દર્શને જઈ દંડવત્ પ્રણામ કરીને પ્રાર્થના કરતા. તેમની અતિ નમ્ર પ્રાર્થના અને સ્તુતિપાઠ વગેરે નાસ્તિકના અંતરમાં પણ ભક્તિ ઉત્પન્ન કરે તેવાં હતાં. જ્યારે પોતાને કોઇ પણ કાર્ય કરવું હોય, ત્યારે તેઓ પોતાના મન વડે પોતાના ઇષ્ટદેવને અતિ વિનીત ભાવે જણાવતા; અને જ્યારે એમની અનુમતિ મળતી, તેમના તરફથી તે કાર્ય કરવાની પ્રેરણા થતી, ત્યારેજ તેઓ તે કાર્ય કરતા હતા. મહારાજા પોતાને માથે કાંઇ પણ વહોરી લેતા નહિ; રામેશ્વરજ તેમનું સર્વસ્વ હતા.

આ પ્રમાણે કેટલાક દિવસ વીત્યા બાદ એક સમયે જુદા જુદા સંપ્રદાયના બે હજાર યાત્રાળુ સંન્યાસીઓ અનેક તીર્થોમાં ભ્રમણ કરતા કરતા રામેશ્વર ક્ષેત્રમાં આવી પહોંચ્યા. આ સંઘના-જમાતના આવાગમનના સમાચાર મળતાં ધર્મરાજા પોતે તેમની પાસે ગયા અને દંડવત્ પ્રણામ કરીને તથા તેમની આજ્ઞા પ્રમાણે ભોજનનો બંદોબસ્ત કરીને વિનયપૂર્વક વિદાય લઇને પોતાને મહેલ આવ્યા. સંન્યાસીવૃંદ પણ મહારાજાના નમ્ર વ્યવહારથી પ્રસન્ન થઇ તેમને અનેક આશીર્વાદો આપવા લાગ્યું.

મહારાજાના ગયા પછી સંન્યાસીઓ સ્નાન, પૂજાપાઠ વગેરેથી પરવારીને પ્રભુના નામનું કીર્તન કરતા કરતા શ્રીરામેશ્વર ભગવાનનાં દર્શન કરવાને ગયા. તેમના તે બે હજાર કંઠના નામ-ધ્વનિથી ગગનમંડળ ગાજી ઊઠયું. સઘળા મંદિરમાં પેઠા. દરેકને

દર્શન કરવાની એટલી બધી પ્રબલ ઇચ્છા હતી કે, કોઈ એક ક્ષણનો પણ વિલંબ કરવાને રાજી નહોતું; તેથી સઘળાએ દેવ-મંદિરમાં એકી સાથે પ્રવેશ કર્યો. ઘણી ભીડ થવાથી માણસો માંહોમાંહી ભિડાવા લાગ્યા. મંદિરના રક્ષકોએ શાંતિ ફેલાવવાને અને વારાફરતી દર્શન કરાવવાને બહુ પ્રયત્નો કર્યા; પરંતુ તે સઘળા વ્યર્થ ગયા. અનેક નદ-નદી, ગિરિ-સંકટ અને અરણ્યો ઓળંગીને તથા આહાર, નિદ્રા, ટાઢ-તડકો વેઠીને આવેલા લોકો એવું કષ્ટ વેઠીને પણ દર્શન કરવાને અધીરા કેમ ન થાય? સઘળા વ્યાકુળ ચિત્તે મંદિરમાં ધસે છે. બિચારા રક્ષકોનું કહ્યું કોણ સાંભળે? મંદિરમાં બહુજ ગિરદી થઇ ગઇ. હવે પ્રહરીઓ શું કરે? તેમણે લોકોને ચેતવવાને માટે પોતાના કોયડાઓ ઊંચા કર્યા; પરંતુ તેને પણ કોઇએ ગણકાર્યું નહિ. દરેક શ્રીમહાપ્રભુનાં દર્શન કરવાને ઉત્સુક થઇ રહ્યાં છે, તેથી કોઇએ પણ તે ઉપર ધ્યાન આપ્યું નહિ. આખરે પ્રહરીઓએ પોતપોતાના કોયડાઓનો ઉપયોગ કરવા માંડ્યો; પરંતુ તે પણ વ્યર્થ ગયો. હવે ચારે તરફ પ્રહરીઓ તરફથી કોયડાઓનો છૂટથી ઉપયોગ થવા માંડ્યો, પણ તેથી કાંઇ વળ્યું નહિ. પ્રહરીઓના મારને પણ કોઇ ગણકારતા નથી; એટલામાં દૈવયોગે એક વૃદ્ધ સંન્યાસી પ્રહરીના ફટકાનો ભોગ થઇ પડ્યા. તેમની જર્જરિત કાયા ઉપર પ્રહરીના બે-ચાર ફટકા પડવાથી તેઓ એકદમ બેશુદ્ધ થઇ ગયા. અરે! ધબ લઈને મંદિરમાંજ પડી ગયા. અચાનક આવો બનાવ બનવાથી સર્વત્ર હાહાકાર વર્તી ગયો. ક્ષણવાર માટે સર્વત્ર શાંતિ ફેલાઇ ગઇ અને દરેકના હૃદયમાં ઉદાસીનતા છવાઈ ગઇ. બીજા સંન્યાસીઓ પેલા મૃતસંન્યાસીને બહાર લઇ આવ્યા અને તેને દ્વારની પાસે શયન કરાવી આસપાસ વીંટાઇને બેઠા. ત્યાર પછી સઘળા ઉચ્ચ કંઠે રામનામની ઘોષણા કરતા રામેશ્વર ભગવાનને

ઉદ્દેશીને કહેવા લાગ્યા કે, "હે પ્રભુ! તમે ભક્તના કલ્પતરુ, શરણાગતના રક્ષક અને અનાથના નાથ છો; છતાં હે પ્રભુ! આ શું થયું? અમારામાંથી એકનો પણ જીવ શા માટે જાય? અરે, જ્યારે અમે આપનેજ શરણે આવ્યા છીએ, તો પછી અમારો વાળ પણ વાંકો કેમ થઇ શકે? હે પ્રભુ! જો તમે એનો વિચાર નહિ કરો તો અમે પણ અમારા પ્રાણ વિસર્જન કરીશું."

આ પ્રમાણે સ્તુતિ કરીને સમસ્ત સંન્યાસીઓ તદ્દગત ચિત્તે બેસી રહ્યા. સર્વાન્તર્યામી ભગવાન તેમનો નિશ્ચય જાણી ગયા. ભક્તની વેદના તેઓ એક ક્ષણ પણ સહન કરી શક્યા નહિ, તેથી તે લીલામય પ્રભુએ એક નવીન લીલા વિસ્તારી. સઘળાના જોતજોતામાં મંદિરના દરવાજા બંધ થઇ ગયા. હવે તેમાં એક મક્ષિકા પણ સંચરી શકે એમ નહોતું. શ્રીપ્રભુની સમયોચિત સેવા-પૂજા સઘળું બંધ થઇ ગયું, સેવકો પણ થરથર કંપવા લાગ્યા. તેઓ પણ મંદિરમાં રહી શક્યા નહિ, સઘળા ભયભીત થઈ ગયા અને એકઠા થઇને મહારાજાની પાસે જઇ પહોંચ્યા.

સેવકોની આવી સ્થિતિ જોઇને મહારાજા પણ વ્યાકુળ થઇ ગયા. તેમણે તેજ વખતે મંદિર તરફ ચાલવા માંડ્યું. અહા! આંખમાંથી દડદડ અશ્રુ વહ્યાં જાય છે, પિછોડી ધૂળમાં રગદોળાય છે, કેડનું વસ્ત્ર પણ ખસી ગયું છે; પરંતુ તે કશા તરફ મહારાજાનું ધ્યાન નથી. તેઓ મંદિરમાં આવી પહોંચ્યા અને આમતેમ ફરીને સકળ વ્યાપાર જોઈ લીધો. ત્યાર પછી દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેઓ મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો કે, "હાય, હાય! આ શું થયું? આજે રામેશ્વર ભગવાન મારી ઉપર ગુસ્સે થયા છે."

ધર્મરાજા હવે પાછા પોતાને મહેલે ગયા નહિ. તેઓ તેજ સ્થળે એક દર્ભાસન પાથરીને સૂઈ ગયા. સૂતા સૂતા તેઓ મનમાં

ને મનમાં પ્રાણનાથને કહેવા લાગ્યા કે, "હે વિશ્વેશ્વર ! મેં આપનો શો અપરાધ કર્યો છે? જે કાંઈ હોય તે કહી દો; નહિ તો મારો પણ પ્રાણ લો. જો નહિ બોલો તો આ મારૂં છેલ્લું શયન છે." આ પ્રમાણે કહીને મહારાજા ત્યાંજ પડી રહ્યા. ભાવગ્રાહીને તો કયાં કશું અજ્ઞાત હતું ! તેમણે સ્વપ્નમાર્ગે આવીને મહારાજાને કહ્યું કે, "હે રાજન્ ! રાજ્યને લગતાં સર્વ કામોની તપાસ રાખવી એ દરેક રાજાનું કર્તવ્ય છે; પરંતુ તું તો તે પ્રમાણે કરતો નથી. આ વૈષ્ણવ સંન્યાસી મારાં દર્શન કરવાને આવ્યો હતો. તેને તારા સેવકોએ મારી સન્મુખ મારી નાખ્યો છે, એ વાંક કોનો ? જો તારી દેખરેખ હોય તો આવું બનેજ નહિ. ઠીક છે. બનનાર બની ગયું છે. હવે તારે એનું પ્રાયશ્ચિત્ત કરવું હોય તો મારી સન્મુખ એક શૂળી ઊભી કર અને તારા પુત્રને વસ્ત્રાભૂષણથી શણગારીને તેના ઉપર ચઢાવી દે."

આ પ્રમાણે કહીને રામેશ્વર ભગવાન અંતર્હિત થઈ ગયા. નૃપતિ પણ સ્વપ્નમાંથી જાગ્રત થઇને પોતાના મહેલ તરફ ગયો અને અંતઃપુરમાં પ્રવેશ કરીને પોતાની પત્નીને સર્વ વાત નિવેદન કરી.રાજમહિષી રામેશ્વર ભગવાનની આજ્ઞા સાંભળતાંજ માથું ફૂટવા લાગ્યાં અને ઉચ્ચસ્વરે ક્રંદન કરતે કરતે છેવટે મૂર્ચ્છિત થઈને ધરણી ઉપર ઢળી પડયાં. થોડી વાર પછી તેઓ શુદ્ધિમાં આવ્યાં અને અતિ નમ્ર વચને મહારાજાને પગે પડીને કહેવા લાગ્યાં: "મહારાજ ! મારે કાંઇ પાંચ સાત પુત્રો નથી, કેવળ એકજ પુત્ર છે. તેને યમરાજાના હાથમાં કેવી રીતે સોંપાય ? રાજ્યભોગ મારે જોઇતા નથી. મારા પુત્ર રામેશ્વરને લઇને વને વન ફરવાને પણ હું તૈયાર છું. તેને લીધે કદી ભૂખે મરવું પડે તો તે માટે પણ મને વાંધો નથી. હું મારા પુત્ર માટે મરવાને પણ રાજી છું; પરંતુ મારા કાળજાની કોર અને આંધળાની આંખને કદી પણ શૂળીએ

ચઢવા દઇશ નહિ. મહારાજ! મને ક્ષમા કરો, એ વાત કદી પણ બનવાની નથી."

મહારાણીની વિલાપવાણી શ્રવણ કરીને મહારાજા પણ સ્તબ્ધ થઇ ગયા. તેમને પણ કાંઈ સૂઝ પડી નહિ. સ્નેહમયી જનનીના સ્નેહમય ખોળામાંથી તેનું સર્વસ્વ ધન ખૂંચવી લેવું એ કાંઇ હાંસી ખેલની વાત નથી; પરંતુ આજે પોતાના ઇષ્ટદેવની એવીજ કઠોર આજ્ઞા થઇ હતી. એક તરફ સંસારનું સ્નેહમય આકર્ષણ અને બીજી તરફ ઇષ્ટદેવતાની આજ્ઞા! એ પ્રમાણે ધર્મરાજા બંન્ને તરફથી સંકડાઈ ગયા હતા. તેઓ વિષમ સંકટમાં આવી પડયા હતા. આ વખતે દૈવયોગે તેમની ભગિની તેના સાસરેથી પોતાના પુત્ર સાથે આવી પહોંચી. તે પણ સાક્ષાત્ દયાનીજ મૂર્તિ હતી. રાજા-રાણીની અવસ્થા જોઇને તેનાથી ધૈર્ય રાખી શકાયું નહિ. તેણે વ્યાકુળતાથી કારણ પૂછ્યું. પોતાની બહેનનાં વચન સાંભળતાંજ મહારાજાએ તેને અથથી ઇતિ સુધી સઘળી વિગત કહી સંભળાવી. કહેતાં કહેતાં તેમની આંખોમાંથી દડ દડ અશ્રુ વહેવા લાગ્યાં. તેમના મુખમાંથી બીજી કોઇ પણ વાત નીકળતી નથી, ફક્ત વારંવાર એટલુંજ કહ્યા કરે છે કે, "મારા એકના એક પુત્રને હું કેવી રીતે કાળના મુખમાં મૂકી શકું? તેના મરણ પછી આ દેહ પણ કેમ ટકી શકશે?"

મહારાજનાં ભગિની બહુજ બુદ્ધિમતી હતાં. ભગવાન ઉપર તેમને અચળ શ્રદ્ધા હતી. તેઓ વિચાર કરવા લાગ્યાં: "અરે, આમાં બીજું કાંઇ નથી. એ તો કેવળ લીલામય રામેશ્વર દેવની લીલાજ છે. ભગવાને પોતાના ભક્તની ભક્તિ દૃઢ કરવા સારૂજ આ ખેલ રચ્યો છે. સંન્યાસીને પણ તેમણે આણ્યા છે, પ્રહરીઓના હાથમાં કોયડા આપીને પ્રહાર પણ તેમણેજ કરાવ્યો છે અને ઉક્ત સંન્યાસી મહારાજને પણ તેમણેજ મારી નાખ્યા છે. ત્યાર

પછી મંદિરના દરવાજા બંધ કરી પોતાના ભક્ત મહારાજા ધર્મ-રાજાને કાંઇ પણ સાંસારિક આસક્તિ અને સ્ત્રીપુત્રાદિક ઉપરની મમતા હોય તો તે ટાળવા માટેજ આ ઘાટ રચ્યો છે. મહારાજા-ને રામેશ્વર ભગવાન ઉપર શ્રદ્ધા તો છેજ, તેથી તેઓ કદી પણ તેમનું અનિષ્ટ કરવાના નથી. તેમના વિનાશની લેશમાત્ર પણ આશંકા કરવાની નથી. હવે જોઇએ છીએ કે, ભગવાન પોતાનો ભાવ કેવી રીતે ભજવે છે?" આ પ્રમાણે પોતાના મન સાથે નિશ્ચય કરીને તેમણે મહારાજને કહ્યું: "મહારાજ! આમ અધીરા થવાથી કાંઇ વળવાનું નથી. એક વાર મારી વાત સાંભળી લ્યો અને પછી તે ઉપર બરોબર વિચાર કરો. ભાઇ! આપણે રામેશ્વર ભગ-વાનની કૃપાથીજ આ વિષય-વૈભવ ભોગવીએ છીએ અને તેની આજ્ઞા મસ્તકે ધારણ કરીને રાજ્યકારભાર કરીએ છીએ, તો હવે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કેમજ થાય? એમની આજ્ઞામાં જે કાંઇ રહસ્ય સમાયલું હશે, તે આપણે સામાન્ય માણસો કેવી રીતે જાણી શકીએ? વળી તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં લાભ પણ શો છે? પુત્ર શાને માટે છે? અવશ્ય તમારે એમ કહેવુંજ પડશે કે તે પણ આત્મસુખને માટે–પોતાનાજ સુખને માટે છે. દેવતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને આપણે તે આત્માની કદી પણ રક્ષા કરી શકીશું? નહિ, નહિ, કદી નહિ; તો પછી નકામી હાયવરાળ કરવાથી શો લાભ? મહારાજ! જો આપ હશો તો ઘણા પુત્રો થશે; પરંતુ એક પુત્રની રક્ષા કરવાને સર્વનો વિનાશ થવા દેવો એ બુદ્ધિમાન નું કર્તવ્ય નથી. વળી પુત્ર પણ કાંઇ હંમેશાં અમર રહેતો નથી. માતાપિતા વર્તમાન હોવા છતાં પણ અનેક પુત્રો તેમનો ત્યાગ કરીને ચાલ્યા જાય છે, તો તમે સમજુ થઇને આ સમયે આ નશ્વર રામેશ્વર પુત્રની મમતાથી અવિનશ્વર રામેશ્વર દેવની શા માટે અવગણના કરો છો?"

ભગિનીએ આ પ્રમાણે મહારાજને ઘણું ઘણું સમજાવ્યા, પરંતુ મોહનો મહિમા મોટો છે. મહારાજને કોઇ પણ રીતે આશ્વાસન મળ્યું નહિ. તેઓ અશ્રુપૂર્ણ નયને ભગિની સામું જોઈ રહ્યા. મોઢેથી એક શબ્દ પણ બોલી શકયા નહિ. ઉપલાં વચનો સાંભળીને તે મૂચ્છિંત થઈ ગયા અને પૃથ્વી ઉપર પડયા.

એજ સમયે ભગિનીના હૃદયમાં ભક્તિનું એટલું બધું પ્રાબલ્ય ફૂટી નીકળ્યું કે તેમનું સમગ્ર શરીર આવેશપૂર્ણ થઇ ગયું, ઓઢેલું વસ્ત્ર સરી પડયું અને તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. ત્યાર પછી તેઓ એકાએક વધારે ઉશ્કેરાઇ જઇને મહારાજને ઉદ્દેશીને ઉચ્ચ સ્વરે બોલી ઊઠયાં: “મહારાજ! આ સંસારમાં શું પુત્ર આવો મોટો છે? શું રામેશ્વર ભગવાનની આજ્ઞા કરતાં તમને તમારો પુત્ર વધારે વહાલો લાગે છે? ભલે, ભલે, તમારો પુત્ર શતાયુ થાઓ. તેને શૂળીએ ચઢાવવાનું પ્રયોજન નથી. આ લો, મહારાજ! મારા એકના એક પુત્ર ગૌરચંદ્રને ગ્રહણ કરો ને તેને શૂળી ઉપર ચઢાવી દો. જાઓ, જાઓ, મહારાજ! દેવતાની આજ્ઞાનું સત્વર પ્રતિપાલન કરો અને રાજ્યનું તેમજ તમારૂં પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરી લો. જાઓ, જાઓ મહારાજ! આજે હું તમને મારૂં આ સર્વસ્વ સમર્પણ કરૂં છું.”

અહા! જેવી માતા તેવોજ પુત્ર! ઉંમરે નાનો હોવા છતાં પણ જનનીની સુશિક્ષાના પ્રભાવથી તેને દિવ્ય જ્ઞાન મળેલું હતું. તે પોતાની માતાની આજ્ઞા સાંભળતાંજ હર્ષથી પ્રફુલ્લ મુખે બોલી ઊઠયો: “અહા! હું કેવો ભાગ્યશાળી કે, મારો દેહ પ્રભુની આજ્ઞા પાળવામાં વપરાશે?” આ મર્ત્ય ભૂમિમાં જન્મ ધારણ કરીને દરેકને વહેલું કે મોડું મરવાનું તો છેજ, તો પછી આવા મરણે મરવું એ તો મોટા ભાગ્યની વાત છે.

“મામા! તમે હવે બિલકુલ વિલંબ કરો નહિ, મને લઇ જાઓ

અને પ્રભુની સન્મુખ શૂળીએ ચઢાવી દો.”

પુત્રની વાત સાંભળીને તેની માતાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે એકદમ ધસી જઇ પુત્રને આલિંગન કરી ચુંબન કર્યું. મહારાજા પણ આ અલૌકિક ઘટના જોઇને વિસ્મય–સાગરમાં ડૂબી ગયા. કૃતજ્ઞતાથી તેમનું હૃદય ભરાઇ ગયું; પરંતુ તેને પ્રકાશિત રીતે પ્રદર્શિત ન કરી શકવાથી તેઓ મનમાં ને મનમાંજ બોલવા લાગ્યા: “ વત્સ! તને અને તારી માતાને ધન્ય છે; તેંજ મારો ઉદ્ધાર કર્યો છે, તેંજ મારા વંશની રક્ષા કરી છે, બીજાને માટે પોતાનો જીવ આપવો એ કાંઇ જેવી તેવી વાત નથી. આ સંવાદ જરૂર તે દીનદયાળના દરબારમાં પહોંચવાનોજ. હે વત્સ! તું મારા કુળનો નિષ્કલંક ચંદ્ર છે. તુંજ મારો પ્રકૃત પુત્ર છે.”

ધર્મરાજા આ વખતે લીલામય ભગવાન રામેશ્વર દેવની લીલાનો વિચાર કરતા કરતા ક્ષણવાર વિહ્વળ થઇ ગયા. તેઓ મનમાં ને મનમાંજ બોલવા લાગ્યા: “ પ્રભુ! તુચ્છ પાર્થિવ સ્વાર્થથીજ આ સંસાર ભરેલો છે. એ સ્વાર્થમાં ડૂબી જઇનેજ જીવ તમને ભૂલી જાય છે. જ્યાં સુધી સ્વાર્થરૂપ મદિરાનો કેફ ઊતરતો નથી, ત્યાંસુધી તમારી કૃપા થતી નથી. એક નાનો બાળક જ્યારે અત્યારથીજ સ્વાર્થને આ પ્રમાણે લાત મારવાને શક્તિમાન થયો છે, તો તેની ઉપર જરૂર તારી કરુણા હોવીજ જોઇએ. હે પ્રભુ! એવા સ્વાર્થત્યાગીની વિજયપતાકા દેશે દેશમાં ઉરાડવા માટેજ તમે આ લીલા રચી છે. ભલે તેમજ થવા દો. હે પ્રભુ! હું તો તમારૂં એક રમકડું છું, તમે જેમ રમાડો તેમ રમું છું. હે પ્રભુ! હવે આપનું ધ્યાન પહોંચે તેમ કરજો; પરંતુ આવા સ્વાર્થત્યાગી બાળકને કાંઇ પણ ઇજા થશે તો તમારૂંજ નામ જગતમાં કલંકિત થશે.” આ પ્રમાણે પોતાના મનમાં શ્રી રામેશ્વર ભગવાનને ઉદ્દેશીને કેટલીક વાર બોલ્યા પછી મહારાજાએ પોતાના ભાણેજને

નાના પ્રકારના અલંકાર સજાવ્યા.

દિવ્ય મનોહર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈને ગૌરચંદ્રે મૃદુ મધુર હાસ્ય કરતાં કરતાં રામેશ્વર ભગવાનના શ્રીમંદિર તરફ ચાલવા માંડયું. એક તો તેની ગૌર કાંતિ અને તે ઉપર રત્નાલંકારની શોભા તથા સર્વોપરી પવિત્રતાના વિમળ પ્રકાશની એકત્ર દિવ્ય પ્રભાથી પ્રભાકર પણ નિસ્તેજ થઇ ગયા.

શ્રીગૌરચંદ્ર પોતાના જોડેલા હસ્તો મસ્તકે મૂકીને ચાલે છે અને પોતાના મનમાં શ્રીરામેશ્વર ભગવાનના અને તેમની સમક્ષ દેહત્યાગ કરવાનો સુયોગ પ્રાપ્ત થવાથી પોતાના પરમ સદ્ભાગ્યનાજ વિચારો કરે છે તથા ઉચ્ચસ્વરે શ્રીહરિનું સંકીર્તન કરે છે.

મોટા ઘરની વાત એટલે જોતજોતામાં સઘળે પ્રસરી ગઈ. "રામેશ્વર ભગવાનની આજ્ઞાથી મહારાજા આજે પોતાના ભાણેજને શૂળીએ ચઢાવે છે" એમ જ્યાં ત્યાં સંભળાવા લાગ્યું. લોકોનાં ટોળેટોળાં ગૌરચંદ્રની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. ગૌરચંદ્ર જઇને શ્રીમંદિરમાં ઊભો રહ્યો. મહારાજા પણ પોતાના માણસોસહિત આવી પહોંચ્યા. તેમના આદેશથી તેજ સમયે એક શૂળી તૈયાર કરવામાં આવી. દરેકના મુખમાંથી રામનામની ઘોષણા નીકળવા લાગી. મહારાજા પણ કૃતાંજલિપૂર્વક શ્રીરામેશ્વર ભગવાનની સ્તુતિ કરતાં કહેવા લાગ્યા કે, "હે પ્રભુ! તમારી ગતિ ન્યારી છે. હે રઘુનાથ! હું આપનેજ શરણે છું. તમારી આજ્ઞા પ્રમાણે હું આ બાળકને શૂળીએ ચઢાવી તમારી પૂજા કરૂં છું. હે પ્રભુ! તે હવે ગ્રહણ કરો. મારે માત્ર એકજ પુત્ર હોવાથી તેને બદલે મારા ભાણેજને લાવ્યો છું. હે દીનદયાળ! વળી આ કામ પણ મારી બહેનની ઈચ્છાથીજ કર્યું છે; છતાં તેમાં મારો કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરો. પ્રભુ, ક્ષમા કરો." એ પ્રમાણે

કહીને મહારાજા તે નિર્ભય અને પ્રફુલ્લ મુખવાળા બાળકને લઇને શૂળીની પાસે ગયા. ચારે દિશાઓમાંથી વિવિધ વાદ્યો વાગી ઊઠયાં. કોમળ હૃદયની રમણીઓ ઉચ્ચ સ્વરે રડવા લાગી. તેમને આક્રંદ-રુદન કરતાં જોઇને ગૌરચંદ્ર કહેવા લાગ્યો કે, "હે બહેનો! તમે શા માટે રડો છો? આક્રંદ કરવાનું કાંઇ પણ કારણ નથી. તમે સઘળાં તે નારાયણ ભગવાનનુંજ સ્મરણ કરો. આ બધી એનીજ લીલા છે. મારા જેવા અધમનો ઉદ્ધાર કરવાનેજ તેમણે આ ખેલ રચ્યો છે; માટે હે બહેનો! તમે રડશો નહિ, રડશો નહિ."

ગૌરચંદ્ર હસતાં હસતાં આ પ્રમાણે કહીને તથા "જય રામ જય રામ"ના રવનાદથી દશે દિશાઓને પ્રતિધ્વનિત કરીને પોતાની મેળે શૂળી ઉપર જઇને બેઠો. આજે તેના આનંદનો પાર નથી. પતિવ્રતા સતીને પોતાના પતિ પાછળ સતી થતાં જેટલો હર્ષ થાય, તેટલોજ હર્ષ આજે ગૌરચંદ્રને રામેશ્વર ભગવાનની આજ્ઞાનું પાલન કરવાને માટે શૂળીએ ચઢતાં થાય છે. જોતજોતાંમાં ગૌરચંદ્રનું શરીર શૂળીથી છેદાવા માંડયું અને ધીમે ધીમે છેક કટિપર્યંત વીંધાઇ ગયું; પરંતુ તેના મુખમાંથી નીકળતા "રામનામ" શબ્દો ક્ષણ પણ બંધ પડયા નહિ. અહા! કેવી ઈશ્વરભક્તિ! કેવો દૈવી પ્રેમ! એ પ્રેમને પ્રતાપેજ ગૌરચંદ્ર આત્મભોગ આપીને પોતાને અમર કરી ગયો છે.

આ હૃદયભેદક દૃશ્ય જોઇને મહારાજા બહુજ આકુળવ્યાકુળ થઇ ગયા, તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, જોતજોતામાં ગૌરચંદ્રની વાચા પણ બંધ થઇ ગઇ, સઘળે હાહાકાર વર્તી રહ્યો. સર્વના મુખમાંથી "હાય, હાય" વગેરે અશુભ શબ્દોજ સંભળાવા લાગ્યા. થોડી વારે સઘળા લોકો એકબીજા સાથે વાતો કરતા કરતા ચાલ્યા ગયા. મહારાજા પણ પોતાને મહેલ ચાલ્યા ગયા.

મધ્યરાત્રિનો સમય છે. સર્વત્ર ઘોર અંધકાર છવાઇ રહ્યો છે. નગરમાં તેમજ બહાર સઘળાં નિદ્રાદેવીના ખોળામાં નિઃશંકપણે પોઢી ગયાં છે, એવે સમયે સર્વાંતર્યામી ભગવાને ગૌરચંદ્રના દેહને શૂળી ઉપરથી નીચે ઉતાર્યો અને તેને સ્નેહપૂર્વક પોતાના ખોળામાં લઇને કહેવા લાગ્યાઃ "ગૌરચંદ્ર! વત્સ! ઊઠ, બેઠો થા, બેઠો થા. જો, હું આવ્યો છું."

ગૌરચંદ્રના મૃત શરીરમાં પ્રાણનો સંચાર થયો અને સઘળી વ્યથા દૂર થઈ ગઇ. ગૌરચંદ્રને તો જાણે સુકોમળ શય્યા ઉપર શયન કર્યું હોય અને કોઇ મધુર સંગીત સાંભળતાં સાંભળતાં ઘેનમાં પડી ગયા પછી તેમાંથી જાગૃત થતો હોય, એમ લાગ્યું. તે એકદમ ઊઠીને બેઠો થયો અને આમતેમ જોયું તો ધનુર્બાણધારી રઘુવંશશિરોમણિ સાક્ષાત્ શ્રીરામચંદ્રજીને પોતાની પાસે બેઠેલા જોયા. તેમને જોતાંજ તે એકદમ હર્ષમાં આવી ગયો અને વારંવાર પ્રણામ કરીને નમ્ર વચને કહેવા લાગ્યોઃ "ભક્તવત્સલ! અહા પ્રભુ! તમારી બલિહારી છે. અહા! કયાં આપ ત્રિલોકીનાથ અને કયાં હું મહાપાતકી માનવ! હે પ્રભુ! જો તમારામાં આટલી બધી દયા ન હોય તો તમને દયામય ધારીને કોણ તમારે શરણે આવત? ધન્ય છે પ્રભુ! તમારા ભક્તવાત્સલ્યને ધન્ય છે!

ભગવાન ભક્તની વિનમ્ર વાણીથી અધિક પ્રસન્ન થયા અને સ્વહસ્તે ગૌરચંદ્રને મસ્તકે શિરપેચ બાંધીને બોલ્યાઃ "ભક્ત! જા, આજથી તું આ રાજ્યનો અધિકારી થયો છે. તારૂં ચિત્ત–મન–પ્રાણ સંપૂર્ણ રીતે મને અર્પણ કરેલાં હોવાથી હવે તારે લેશમાત્ર પણ બીવાનું નથી. જા તારૂં સમસ્ત જીવન પરમ સુખમાં વ્યતીત થશે."

ગૌરચંદ્રે બે હાથ જોડી નમ્ર ભાવે કહ્યુંઃ "હે પ્રભુ! આપની

કરુણાનો પાર નથી. આપના ચરણકમળથી બીજું શું વધારે છે ? મારે તુચ્છ રાજ્યપદ જોઈતું નથી; તમારા ચરણનો ત્યાગ કરી, વિષયરસમાં ડૂબી મરવાની ઇચ્છા નથી." ગૌરચંદ્ર આ પ્રમાણે પૂરેપૂરૂં બોલ્યો ન બોલ્યો એટલામાં તો ભગવાન હસતા હસતા અંતર્ધાન થઇ ગયા. ભગવાનનું હાસ્ય એ કાંઇ જેવું તેવું હાસ્ય નહોતું. તેમના તે હાસ્યમાં અલૌકિક શક્તિ હતી. એ શક્તિના પ્રભાવથી ગૌરચંદ્ર એક પૂતળાની માફક સ્તબ્ધ થઇ ગયો અને પોતે જે સ્થાન ઉપર ઊભો હતો ત્યાંથી એક ડગ પણ ખસી શકયો નહિ. તેના શરીરમાં તે વખતે એક અપૂર્વ પ્રભા ફૂટી નીકળી. તેના તેજથી તે સ્થાન પણ પ્રકાશિત થઈ ગયું. આ તરફ ભગવાને પેલા મૃતસંન્યાસી ઉપર કૃપાદૃષ્ટિ કરી, એટલે તે સંન્યાસી પણ તેજ ક્ષણે ચૈતન્ય પામીને 'જયરામ જયરામ' કરતો બેઠો થઈ ગયો અને તે જોતાંજ સઘળું સંન્યાસીવૃંદ પણ પરમ આનંદિત થયું અને ઇશ્વરનો ઉપકાર માની "જયરામ જયહરિ" વગેરે શબ્દોથી દશે દિશાઓ ગજાવી મૂકી. ભક્તવત્સલ ભગવાનને અસંખ્ય ધન્યવાદ આપીને તેઓ સર્વ પોતાના ઇચ્છિત સ્થળે ચાલ્યા ગયા.

આ તરફ મહારાજાએ મહેલમાં પગ મૂકયો કે તરતજ તેમને જોઇને સઘળા આર્તનાદ કરવા લાગ્યા. મહારાજાને એકલા પાછા ફરેલા જોઇને તેઓ ગૌરચંદ્રને અને તેના ગુણને સંભારીને અશ્રુવિસર્જન કરવા લાગ્યા. તે દિવસે કોઇએ પણ ખાધું નહિ. મહારાજાની વ્યાકુળતાનો તો પારજ ન હતો. તેઓ એ ને એજ વિચારમાં નિદ્રાવશ થઈ ગયા, એટલે ભગવાને તેમને સ્વપ્નદ્વારા આજ્ઞા કરી કે, " હે ધર્મરાજ ! ગૌરચંદ્રને માટે લેશમાત્ર પણ શોક કરીશ નહિ, તે જીવતો છે. તું સત્વર જઈને તેને લઇ આવ અને આ રાજ્યના રાજ્યપદે અભિષિક્ત કર. આજથી તારા

વંશનું કોઇ પણ માણસ રાજ્યપદ ધારણ કરી શકશે નહિ અને કરવાનો વૃથા પ્રયત્ન કરશે તો તે નાશ પામશે. તું જા અને ગૌરચંદ્રને વાજતેગાજતે તેડી લાવીને રાજ્ય સિંહાસન ઉપર બેસાડી દે. તું જઇશ એટલે તરતજ મારો બાંધેલો શિરપેચ તારા જોવામાં આવશે."

આ પ્રમાણે આજ્ઞા કરીને ભગવાન અંતર્હિત થઇ ગયા. મહારાજાને બહુજ આશ્ચર્ય થયું. તેઓ મનમાં ને મનમાં બોલવા લાગ્યા: "અરે! ગૌરચંદ્ર તો મારા દેખતાંજ શૂળીએ ચઢી ગયો છે. દયામય રામેશ્વર ભગવાને જો એને સજીવન કર્યો હોય, તો હવે મરણ પર્યંત હું તેનો દાસ થઇને રહીશ." એમ કહીને નૃપતિ જ્યાં આગળ ગૌરચંદ્ર હતો ત્યાં આવી પહોંચ્યો. આવીને જુએ છે તો ગૌરચંદ્રના દિવ્ય તેજથી તે સ્થાન પ્રકાશિત થઈ રહ્યું છે, તેના મસ્તક ઉપર તેજસ્વી શિરપેચ શોભી રહ્યો છે અને તે પદ્માસને બેસીને 'राम कृष्ण हरि' વગેરે ભગવાનનાં નામોનું કીર્તન કરી રહ્યો છે. આ વખતે તે ઇશ્વરભક્તિમાં એવો તો તલ્લીન થઇ ગયો છે કે તેને પોતાની આસપાસ શું થાય છે તેનું પણ ભાન નહોતું. તે તો એમજ જાણે છે કે, તે આ મર્ત્યલોકમાં નહિ પરંતુ દિવ્ય અમરલોકમાંજ બેઠો છે. ગૌરચંદ્રને જોતાંજ મહારાજાનું અંતઃકરણ આનંદથી ઊભરાઇ ગયું. તે આનંદમાં તેમને તેમનું પોતાનું પણ ભાન રહ્યું નહિ. ત્યાર પછી થોડી વારે સાવધાન થઇને તે બોલ્યા: "ગૌરચંદ્ર! ગૌરચંદ્ર! અહા, તને ધન્ય છે અને તને જોઇ શકું છું તેથી મને પણ ધન્ય છે. અહા! પ્રભુ તમારી લીલા અપાર છે. તે કોઇનાથી પણ કળાતી નથી. તમેજ તમારા ભક્તના ગૌરવની રક્ષા કરો છો. પ્રભુ! આપના સિવાય આવી કૃપા કોણ કરે? આ મૃતશરીરમાં જીવનનો સંચાર તમારા સિવાય કોણ કરી શકે? પ્રભુ! દયાસિંધો!

તમેજ તે કરી શકો એમ છો. પ્રભુ ! તમારી ભક્તવત્સલતાની બલિહારી છે.”

મહારાજાએ આ પ્રમાણે બોલતાં બોલતાં ગૌરચંદ્રની પાસે જઇને તેનો હાથ ઝાલ્યો. ગૌરચંદ્રના શરીરનો સ્પર્શ કરતાંજ મહારાજાનાં સઘળાં રૂંવાટાં ઊભાં થઇ ગયાં અને તેમના અંતઃ-કરણમાં એક અવર્ણનીય આનંદનો અનુભવ થયો. જાણે સ્વયં ભગવાનનોજ સ્પર્શ થયો હોય તેમ ગૌરચંદ્રનો સ્પર્શ થતાંજ મહારાજા થોડી વાર અચેષ્ટ થઇ ગયા.તે પછી જાગૃતિમાં આવતાં તેમણે એકાએક ગૌરચંદ્રને પોતાના બંને હાથ વીંટાળી દીધા અને તેનું મસ્તક સૂંઘીને તથા મુખ પર ચુંબન કરીને સ્નેહ તથા આદરપૂર્વક બોલવા લાગ્યા: “ ગૌરચંદ્ર ! ભાઇ ગૌરચંદ્ર ! ચાલ, ચાલ ઘેર ચાલ. તને રાજ્યસિંહાસને બેસાડીને હું કૃતાર્થ થાઉં.”

પરંતુ ગૌરચંદ્ર–અને કોનો ગૌરચંદ્ર ? અરે શું આ સમયે ગૌરચંદ્ર આ નશ્વર જગતની દરકાર રાખે છે કે ? મહારાજા ધર્મરાજ તેને બોલાવે છે, પરંતુ તે તો ભગવાનના ધ્યાનમાં લીન થઇ ગયો છે. તેને તો મહારાજા પોતાની પાસે આવ્યા છે તેની ખબર પણ નથી. તેની એવી સ્થિતિ જોઇને મહારાજાના આનંદનો પાર રહ્યો નહિ. પરંતુ હવે તેઓ એક ક્ષણનો પણ વિલંબ સહન કરી શકયા નહિ. તેમણે ગૌરચંદ્રનો હાથ ઝાલીને તેને ખૂબ ઢંઢોળી જાગૃત કર્યો અને વાજતેગાજતે પોતાના મહેલમાં લઇ જઇ મંત્રી, મિત્ર વગેરે સઘળાંને બોલાવી શાસ્ત્રોક્ત વિધિપૂર્વક રાજ્યસિંહાસન ઉપર બેસાડી દીધો. ત્યાર પછી સમસ્ત પ્રજા-વર્ગને બોલાવીને તે સઘળાંની સમક્ષ યથાવિધિ રાજદંડ અને રાજછત્ર આપીને કહ્યું કે, “ભાઇઓ ! આજથી ગૌરચંદ્ર તમારો રાજા થઇ ચૂકયો છે અને હું તેમની આજ્ઞામાં રહીશ; તો તમે પણ તેજ પ્રમાણે તેમની આજ્ઞાનું પાલન કરજો અને જેવી રીતે

મને ચાહો છો, મને જેવો આદરસત્કાર આપો છો, તેવીજ રીતે ગૌરચંદ્રને પણ ગણજો અને તેનેજ પૂજજો."

આ પ્રમાણે બોલતાં બોલતાં ધર્મરાજાના હૃદયમાં આનંદ ઊભરાઇ આવ્યો. પ્રજાવર્ગને આ પ્રમાણે કહી રહ્યા પછી તૂરી, ભેરી, મૃદંગ-મર્દલાદિ વિવિધ વાદ્યો વાગવા લાગ્યાં. ઘેરેઘેર મંગલકારી શંખનાદ થવા લાગ્યો. ભાટ, ચારણ અને માગણ લોકોના સ્તુતિપાઠથી અને ગાયકોના ગાનથી સમસ્ત દેશ ઉત્સવ-મય થઈ ગયો અને નવીન મહારાજા ગૌરચંદ્રના-આત્મત્યાગના આદર્શરૂપ ગૌરચંદ્રના-ભગવાનના એકાંત ભક્ત શ્રી ગૌરચંદ્રના જયજય નાદથી દશે દિશાઓ ગાજી ઊઠી.





# ૧૦–ગોવિંદ દાસ

આ સંસારમાં આજે જે સારૂં લાગે છે, તેજ કાલે ગમતું નથી. એનું કારણ તે પદાર્થનો સ્વભાવ કહેવો કે આપણા મનનો સ્વભાવ કહેવો ? વસ્તુતઃ જે સારૂં હોય છે તે કદી પણ નરસું થતું નથી. તે તો સર્વ કાળમાં અને સર્વ સ્થિતિમાં તેજ રૂપે રહે છે; પરંતુ આ જગતનો કોઇ પણ પદાર્થ એવો સદાને માટે શુભ હોતો નથી. આવો વિચાર કરીને સત્ય વસ્તુની ઉપાસના માટે ગોવિંદ દાસ આજે પોતાના ગૃહસંસારનો ત્યાગ કરીને બહાર નીકળી પડયા છે. તેમની સંસાર ઉપરની આસક્તિ જેમ પ્રવાહમાં તણખલું તણાઇ જાય તેમ તણાઇ ગઇ છે–નષ્ટ થઇ ગઇ છે. ગોવિંદ દાસનો જન્મ ઉત્તમ બ્રાહ્મણકુળમાં થયો હતો. તેમને એક પતિવ્રતા પત્ની, એક પુત્રી અને બે પુત્રો હતા. વળી પોતે રાજાના કારભારી હતા. ઘેર વાડી–વજીફા અને બંગલાઓ પણ હતા; પરંતુ તે સઘળાં તેમનું મનોરંજન કરી શકયાં નહિ. આજે તેમણે એકાએક તે સર્વનો ત્યાગ કર્યો. સંસારમાં હતા ત્યારે પણ તેઓ એવોજ વિચાર કર્યા કરતા કે, “ હાય, મારા જીવનને ધિક્કાર છે. અરે, મેં આટલા દિવસો વ્યર્થ ગુમાવ્યા ! આ સંસારમાં કોઈ કોઈનું નથી. જ્યાંસુધી દેહમાં સામર્થ્ય છે, જ્યાંસુધી આપણામાં ગુણ છે, જ્યાંસુધી ધન–સંપત્તિ હોય છે, ત્યાંસુધીજ આદરમાન

મળે છે, ત્યાંસુધીજ સઘળા ભાવ પૂછે છે અને ઘરમાં ત્યાંસુધીજ આપણો અધિકાર રહે છે; પરંતુ જ્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, જ્યારે અર્થોપાર્જન કરવાની શક્તિ જતી રહે છે, જ્યારે માણસોનું મનોરંજન કરવાની શક્તિ રહેતી નથી, જ્યારે આપણે કોઇનું પાલનપોષણ કરવાને શક્તિમાન રહેતા નથી, ત્યારે પછી કોઇ આપણો ભાવ પણ પૂછતું નથી. અરે, તે સમયે આપણા બંધુબાંધવો પણ આઘા ખસી જાય છે, સઘળાં આપણને શત્રુવત્ ગણે છે. વળી બુદ્ધિ પણ બહેર મારી જાય છે અને કાંઇક કરવા જતાં કાંઇક થઇ જાય છે. આપણા દરેક કાર્ય ઉપર સઘળાંની અપ્રીતિ થાય છે અને દરેક જણ આપણી મશ્કરી કરે છે. અરે, વધારે તો શું, પરંતુ આપણે પોતે ઉપાર્જન કરેલું હોય તે ધન પણ આપણા કામમા આવતું નથી. આપણને તેનો ઉપયોગ કરવાનો—વ્યય કરવાનો અધિકાર મળતો નથી. હાય, કેવી અધમતા! કેવી મૂર્ખતા! સંસાર આવો દુઃખદાયક હોવા છતાં પણ હજુ સુધી હું તેમાં ફસાઇ રહ્યો છું. હાય! આ અખિલ વિશ્વના સર્જનહારની અને પ્રાણીમાત્રના અન્નદાતાની ભક્તિ કરવાનો તો વિચાર સરખો પણ આ જગતની જંજાળ આડે આવતો નથી! હાય! જે પ્રભુ કામધેનુની પેઠે સકળ જીવોની કામનાઓ પૂર્ણ કરે છે, જે આપણી જન્મમરણ અને સ્થિતિની વ્યવસ્થા કરે છે, તે ભાવગ્રાહી ભગવાનનું સ્મરણ કરવાનો મને વિચાર સુધ્ધાં આવતો નથી. મારા આ પાપી જીવનને પુણ્યમય કરવા જેના સિવાય બીજું કોઇ પણ સમર્થ નથી, એવા અતિ મધુર અને સદાય નૂતન તથા એકરસ એવા ભગવાનનુંજ હવે તો ભજન કરૂં; બસ, બસ, હવે હું આ સંસારમાં પડી રહીશ નહિ. ઘરમાં પણ રહીશ નહિ. બસ, મારા આરાધ્ય દેવતા, અરે જે મને અનેક પ્રેરણાઓ અને અનુભવો આપીને પોતાની પાસે

આવવાને બોલાવે છે, તેનેજ શરણે હવે તો જઇશ–તેની આજ્ઞાનું પાલન કરીશ. બસ, તેનીજ પાસે જઇશ અને તે આનંદકંદ–નંદ-નંદનના પાદારવિંદનું સેવન કરી કૃતાર્થ થઈશ.

આવા સાચા વિવેક–વૈરાગ્યપૂર્વક ઘરસંસારનો ત્યાગ કરવો, એ કાંઈ રમત વાત નથી. ઘણા ઘણા વિચાર કરે છે, પરંતુ કોઇકજ તે પ્રમાણે કરી શકે છે; અને કદી ભાગ્યયોગે કોઇ એકા-એક ત્યાગ કરી બેસે છે, તો તે નિભાવવો બહુ મુશ્કેલ થાય છે. અંદરના ગ્યાસ–હવાનું જોર ઓછું થતાંજ બલૂન નીચે આવે છે; પરંતુ જ્યારે સંપૂર્ણ ગ્યાસ ભરેલો હોય છે, ત્યારે તો તે ઊંચું ને ઊંચુંજ જાય છે. આ કાર્ય પણ તેવુંજ છે. તેમાં પણ ઇશ્વર અને તેની શક્તિમાં વિશ્વાસની, વૈરાગ્યમાં સંપૂર્ણ દૃઢતાની અને સર્વ ઇંદ્રિયોના સંયમની આવશ્યક્તા છે.

જીતેંદ્રિય ગોવિંદદાસમાં આવી દૃઢતા અને ઇશ્વર પર વિશ્વાસ સંપૂર્ણ રીતે ઊપજ્યાં છે અને તેથીજ તેમનું વૈરાગ્ય એ ખરૂં વૈરાગ્ય છે તથા તેથીજ ઘરનો ત્યાગ કરીને તેઓ પાછા ફર્યા નહિ. ઘરનો ત્યાગ કર્યા પછી તેઓ અનેક તીર્થ-સ્થળોમાં પરિભ્રમણ કરવા લાગ્યા.

પ્રેમનો નિયમજ એવો છે કે, જેની ઉપર પ્રેમ લાગે છે, તેનાં પ્રત્યેક સ્થળો પણ મિષ્ટ–પ્રીતિકર લાગે છે. જે ભગવાનને ચહાય છે, જે ભગવાનના ભક્ત હોય છે, તેઓ જે જે સ્થાન ભગવાનને પ્રિય લાગ્યાં હોય છે, જે જે સ્થાનોમાં ભગવાને લીલા કરેલી હોય છે, તે તે સ્થાનોમાં પર્યટન કરે છે અને ભક્તિભાવથી તે સકળ સ્થાનો નિહાળીને આનંદ પામે છે. “ અહા ! આજ તે ધીર–સમીર, આજ તે યમુના–પુલિન, આજ તે નિકુંજ–કાનન, આજ તે રાસસ્થલી કે જે સ્થળોએ મારા

પ્રભુ નિત્ય નવીન નવીન લીલા કરતા વિચરતા હતા. અહા! કેવું મનોહર—કેવું મિષ્ટ સ્થળ!" એમ વિચારીને પરમાર્થ-ભિખારી ભગવદ્ભક્તો તે તે તીર્થોમાં વિચર્યા કરે છે અને ભક્ત—ભગવાનની મૂર્તિઓનાં દર્શન કરીને નિરતિશય આનંદમાં મસ્ત બની જાય છે; તથા લીલાના એ અનંત સાગરરૂપ પ્રભુની વિચિત્ર લીલાઓ અને અપાર મહિમાનું સ્મરણ—ચિંતન કરતા પ્રભુના ધ્યાનમાં મસ્ત થઈ જાય છે. ગોવિંદ દાસ પણ તેટલા માટેજ તીર્થપર્યટન કરે છે.

ઉચ્ચ સ્વરે 'હરિ હરિ' એમ બોલતા બોલતા તેઓ ચાલે છે. તેમનો સ્વભાવ મમતા અને અહંકાર વિનાનો થઈ ગયો છે. માન કે અપમાન તેમને સરખાંજ છે. દરેક જીવ--પ્રાણી—પદાર્થ ઉપર તેઓ સમાન દૃષ્ટિ રાખે છે; તેમની દૃષ્ટિમાં અમુક મોટો અને અમુક ક્ષુદ્ર એવો ભિન્નભાવ છેજ નહિ; પ્રાણ આનંદથીજ પૂર્ણ છે; આહાર—નિદ્રાની પણ સ્પૃહા નથી; જે દિવસે જે મળે તેમાંજ આનંદ માને છે; કોઈ દિવસ ઉત્તમ પકવાન અને વિવિધ શાકપાન મળે તો પણ ઠીક, અને કોઇ દિવસ કંદમૂળ ઉપર રહેવું પડે અથવા કોઇ દિવસ તદ્દન ભૂખ્યા રહેવું પડે તો તેથી પણ તેઓ શોક કરતા નથી; તૃષા લાગે ત્યારે વાવ, કૂવો, નદી, નાળું જે કાંઇ આવે તેમાંથી પાણી પી લે છે અને ન આવે તો તેના વગર પણ ચલાવી લે છે; તડકો અને વરસાદ પણ તેવીજ રીતે સહન કરતા હતા. આ પ્રમાણે તીર્થયાત્રા કરતાં કરતાં તેમનું શરીર ક્ષીણ અને મલિન થઇ ગયું. જાણે કોઇ દુષ્કાળ પીડિત કંગાળ હોય તેવું તેમનું શરીર થઇ ગયું હતું. કદાચ કોઈ સ્થળે જાય તો તરતજ ત્યાંનાં માણસો બોલી ઊઠતાં કે, "અરે દૂર, દૂર; મારો, મારો; આ ગાંડો અહીં ક્યાંથી ભરાઈ ગયો! કાઢો કાઢો એને." એ પ્રમાણે તેઓ જયાં જતા ત્યાંથી લોકો તેમને કાઢી

મૂકતા હતા; પરંતુ ગોવિંદ દાસને તેથી લેશ પણ દુ:ખ કે ક્ષોભ થતો નહિ. તેઓ પોતાના મન સાથે એમજ કહેતા કે, " અરે, એમાં એ લોકોનો શું દોષ ? એ તો તેમના દ્વારા મારાં કર્મોનુંજ ફળ મળે છે. તે સારૂં હો વા માઠું હો, લાભદાયક હો વા નુકસાનકારક હો; પરંતુ તે મારે ભોગવવુંજ જોઇએ. એને હું નહિ ભોગવું તો બીજું કોણ ભોગવશે ? એટલા માટે લોકોને શા માટે દોષ દેવો ? અને તેમની ઉપર ક્રોધ પણ શા માટે કરવો ?"

ગોવિંદ દાસ આ પ્રમાણે અનુક્રમે ગયા, ગંગા, વારાણુસી, પ્રયાગ, મથુરા, વૃંદાવન, કુરુક્ષેત્ર, અયોધ્યા, હરદ્વાર, બદ્રિકાશ્રમ, દ્વારિકા, પ્રભાસ, શ્રીરંગક્ષેત્ર, સેતુબંધ રામેશ્વર વગેરે પવિત્ર તીર્થોની યાત્રા કરી એક દિવસ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: " બસ, હવે તો શ્રીલક્ષ્મણજીનાં દર્શન કરવા જવું છે." આ પ્રમાણે વિચાર કરીને તેમણે શ્રીલક્ષ્મણ-ક્ષેત્ર તરફ ચાલવા માંડ્યું.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલતાંચાલતાં તેઓ તે તીર્થની સીમાએ આવી પહોંચ્યા. માર્ગ બહુજ દુર્ગમ, તદ્દન નિર્જન, હિંસક પ્રાણીઓથી પરિપૂર્ણ અને ગાઢ અરણ્યવાળો છે.ગોવિંદ દાસે એકલા કોઇના પણ સંગાથ વગર તે ગાઢ અરણ્યમાં પ્રવેશ કર્યો. તે સમયે વર્ષાઋતુ બેસી ગઈ હતી. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. માર્ગ કાદવકીચડવાળો અને લપસણો થઇ ગયો છે. ગોવિંદ દાસ પોતાના શક્તિહીન વૃદ્ધ શરીરને લીધે ધીરે ધીરે ચાલ્યા જાય છે. ઠોકરો વાગતાં વારંવાર પડી જાય છે અને વળી પાછા ઊઠે છે, પરંતુ ચાલવાનું બંધ રાખતા નથી. વૃષ્ટિથી તેમનું શરીર તદ્દન ભીંજાઇ ગયું છે અને વૃદ્ધાવસ્થાથી ક્ષીણુ થયેલાં પ્રત્યેક અંગ થરથર ધ્રૂજે છે. ઠંડીને લીધે દાંત પણ કકડે છે, જીભમાં બોલવાની પણ શકિત રહી નથી; છતાં પણ વૃદ્ધ ધીમે

ધીમે ચાલે છે; પરંતુ આ પ્રમાણે પણ તેઓ હવે વધારે ચાલી શક્યા નહિ. ચાલતાં ચાલતાં તેઓ એક વૃક્ષ નીચે પડી ગયા. ઊઠવાનો બહુજ પ્રયત્ન કર્યો, પરંતુ ઊઠી શકાયું નહિ. શરીર અશક્ત થવા છતાં તેમનું મન અશક્ત થયું નહોતું. તેમનું બળ તો પહેલાના જેવુંજ બલ્કે તેથી પણ વધારે પ્રમાણમાંજ કાયમ હતું. ગોવિંદ દાસ પોતાના મનરૂપી આસન ઉપર શ્રીપ્રભુના પાદપદ્મની સ્થાપના કરી મનમાં ને મનમાંજ બોલવા લાગ્યા: "હે ભગવન્! તમે કરુણાના કનકગિરિ છો, તમેજ સકળ જીવના ગુરુ, જ્ઞાનદાતા, હિતસાધક અને માતાપિતા છો. તમને હું શું કહું ? ભલે તમારી ઇચ્છાજ પૂર્ણ થવા દો. હે પ્રભુ! તમે અનંતકોટિ બ્રહ્માંડના નાથ છો તેથી તમારાથી કાંઇ પણ અજાણ્યું નથી. પ્રભુ! તમે તેજ રઘુકુલતિલક શ્રીરામચંદ્રજીના નાના ભાઈ છો. તમારૂં તેજ કોટિ સૂર્ય કરતાં પણ સમુજ્જવલ છે. તમારૂં રૂપ જોઇને કામદેવ પણ નાસતો ફરે છે. હે દીનદયાળ! આ જગતમાં તમારી બરોબરી તુલના કરે એવો કોઇ પણ છેજ નહિ. દુ:ખીનું દુ:ખ અને બીધેલા માણસની ભીતિનો વિનાશ કરવાનેજ તમે બન્ને હાથમાં ધનુર્બાણ ધારણ કરી રાખ્યાં છે. સાક્ષાત્ તમેજ તે અનંત દેવ છો; તમારા રૂપ, ગુણ વગેરેનો અંત નથી; તમે અનંત મૂર્તિ ધારણ કરીને પ્રત્યેક જીવના અંતરમાં તેમજ બહાર બિરાજો છો અને તેથી તમે અંતર્યામી કહેવાઇ સઘળાના અંતઃકરણની વાત જાણી શકો છો. તો હવે તમને વળી નવું કરીને-ફરીથી શું કહેવું ? હે પ્રભુ! હું તમારા અભય પાદપદ્મમાં શરણાગત તરીકે આવેલો છું, માટે મારી રક્ષા કરો. આ જીવનભિક્ષા કાંઈ જીવનને માટેજ નથી-જગતના તુચ્છ વિષયોનો ભોગ કરવાને માટે નથી, પરંતુ હે દીનદયાળ! કેવળ તમારા શ્રીમુખનાં દર્શન કરવા માટેજ છે. વધારે નહિ તો ફક્ત એકજ વાર તમારા ચંદ્રવદનનાં દર્શન કરાવી દો અને ત્યાર

પછી તમને જેમ યોગ્ય લાગે તેમ કરજો; પરંતુ હે પ્રભુ! આપનાં દર્શન કરાવ્યા સિવાય મને મરણને શરણ થવા દેશો નહિ. અરે, થોડોક દેવતા હોત, તોપણ જરા તાપીને થોડું ઘણું દુઃખ દૂર કરત; પરંતુ તે પણ આવા નિર્જન અરણ્યમાં કયાંથી લાવવો?"

ગોવિંદ દાસ વૃક્ષ નીચે સૂતાં સૂતાં આ પ્રમાણે વિચાર કરે છે. રામાનુજ ભગવાનથી તે કાંઇ અજાણ્યું હતું નહિ. ભક્તમાં એક અપૂર્વ આકર્ષણશક્તિ હોય છે અને તે શક્તિના પ્રભાવથી ભગવાન જયાં હોય ત્યાંથી આકર્ષાઇ ઘસડાઇ આવે છે. ગોવિંદ દાસનું દુઃખ દૂર કરવા તેઓ એકદમ ઊઠયા અને એક ભીલનું રૂપ ધારણ કરી હાથમાં બળતી મશાલ લઇને ગોવિંદ દાસની પાસે આવ્યા અને કહેવા લાગ્યાઃ "અહા! તમને બહુ ટાઢ વાય છે કેમ? લો, લો, જરા તાપો અને સ્વસ્થ થાઓ."

આ શબ્દો સાંભળતાંજ ગોવિંદ દાસ ચમકી ઊઠયા. જરા મોં ફેરવીને જુએ છે તો એક સુંદર કાંતિમાન ભીલને હાથમાં બળતી મશાલ લઇને પોતાની પાસે બેઠેલો જોયો. જોતાંજ તેમને બહુ હર્ષ થયો. તેઓ ભીલનો ઉપકાર માનવા ગયા, પરંતુ ટાઢને લીધે જીભ પણ એવી ચોંટી ગઇ હતી કે, એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેમની આંખોમાંથી અશ્રુધારા વહી જાય છે. ઘણી ઘણી મહેનત કર્યા પછી તેમણે તે ભીલને અતિ ગદ્ગદ્ કંઠે અને તદ્દન અસ્પષ્ટ સ્વરે કહ્યુંઃ "હે ભાઈ! મારામાં બિલકુલ શક્તિ નથી. જરા હાથ ઝાલીને બેઠો કર."

ભીલરૂપી શ્રીલક્ષ્મણજીએ હસતાં હસતાં હાથ ઝાલીને ગોવિંદ દાસને બેઠા કર્યા અને પેલી બળતી મશાલ તેમની પાસે ધરી રાખી. તેમના શ્રીહસ્તનો સ્પર્શ થતાંજ ગોવિંદ દાસનું સઘળું દુઃખ દૂર થઇ ગયું. તેમનામાં પહેલાં કરતાં પણ વધારે

શક્તિ આવી. શરીર અને જીહ્વામાં પણ ચેતન આવ્યું. થોડી વાર રહીને તાપતાં તાપતાં ભીલવેષધારી ભગવાનને સંબોધીને તે કહેવા લાગ્યા: "ભાઈ! વરસ ઘણાં થયાં છે. હવે મરવામાં દુઃખ નથી; પરંતુ હજી મારી એક અભિલાષા પૂર્ણ થઇ નથી. હજુ મને શ્રી-લક્ષ્મણજીનાં દર્શન થયાં નથી; એટલા માટેજ હું મારા શરીરનું અને જીવનનું રક્ષણ કરૂં છું, નહિ તો આ પાપી જીવનનો જેમ વહેલો અંત આવે તેમાંજ ફાયદો છે અને હું પણ તેજ ચાહું છું. હે ભાઇ! આજે તેં મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેને માટે હું તને બીજું શું કહું? હું તને મારા ધર્મના પિતા તરીકે ગણીશ; આજથી તું મારો ધર્મનો પિતા થઈશ."

આ પ્રમાણે કહીને ગોવિંદ દાસ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા: "ખરેખર! આ તો નક્કી તે કરુણામય પ્રભુનીજ કરુણાનો વિકાસ છે. તેમ ન હોય તો આવા નિર્જન અરણ્યમાં આ ભીલ આવીને મને જીવનદાન કયાંથી આપે? ધન્ય પ્રભુ! તમારી લીલા અપાર છે!"

એજ વખતે ગોવિંદ દાસના મનનો આનંદ તેમના મુખ ઉપર સ્ફુરી નીકળ્યો. તેમણે હસતે હસતે મુખે તે ભીલ તરફ જોઇને પૂછયું કે, "હે ધર્મપિતા! તમારૂં નામ શું? તમે કયાં રહો છો? તમારૂં નિવાસસ્થાન અહીંથી કેટલું દૂર છે? તમને અહીં કોણે મોકલ્યા? આવા ઘોર વરસતા વરસાદમાં આવીને તમે મને જીવનદાન આપ્યું છે, તેનો બદલો હું કોટિજન્મમાં પણ વાળી શકીશ નહિ. અહા! મારે માટે તમારે બહુજ કષ્ટ વેઠવું પડયું છે. ખચિત, ખચિત તમને બહુજ દુઃખ–શ્રમ પડયો છે; પરંતુ તમે તે લેશ માત્ર પણ મનમાં લાવતા નથી, એજ તમારી મોટાઇ દર્શાવી આપે છે." ગોવિંદ દાસના પ્રશ્નોના ઉત્તરમાં ભીલ કાંઇ નહિ બોલતાં હસતો હસતો ધીમે પગલે ત્યાંથી ચાલ્યો ગયો.

તે સમયે ગોવિંદદાસ પ્રભુના માહાત્મ્યનો-મહિમાનો વિચાર કરવામાં લીન થઇ ગયા. તેમનું હૃદય અપૂર્વ આનંદથી પરિપૂર્ણ થઇ ગયું. જાણે કાંઈ નશો કરી ઘેનમાંજ પડયા હોય તેમ તેઓ ભગવદ્ધ્યાનમાં મસ્ત થઇ ગયા. આ સ્થિતિમાં તેઓ થોડી વાર પડયા રહ્યા ત્યાર પછી તેઓ શુદ્ધિમાં આવતા હોય એમ લાગ્યું. તેમનો આવેશ ઊતરી ગયો. અપ્રાકૃત ભાવ-રાજ્યમાંથી પ્રાકૃત રાજ્યમાં તેઓ આવી પડયા. હવે તેમના શરીરમાં ક્ષુધા તૃષાનો ઉદય થયો. તેઓ અસહ્ય ક્ષુધાથી પીડાવા લાગ્યા અને છેક અધીરા થઈ જઇ વિચારવા લાગ્યા કે, "આ નિબિડ અરણ્યમાં ઘર નથી, ગામ નથી, અરે એક વિપ્રની પર્ણકુટી પણ નથી; તો મને અન્ન ક્યાંથી મળશે?" તેઓ આ પ્રમાણે મન સાથે ઘડભાંગ કરીને બેઠા બેઠા "રામકૃષ્ણ હરિ"નું ભજન કરવા લાગ્યા. કૃપાસાગર દીન-બંધુને તેની તરતજ ખબર પડી ગઇ. અહા! તે કેમ ન જાણે? જે શીત અને ગ્રીષ્મ બન્ને ઋતુઓમાં આકાશના ચાતકને વરસાદનું જળ પિવડાવે છે, જે ગર્ભમાંના બાળકનું પોષણ કરે છે અને તેનો જન્મ થતાં પહેલાંજ તેના ખોરાકનો બંદોબસ્ત કરી દે છે તથા કાષ્ઠમાં રહેતા ક્ષુદ્ર કીડાઓનું પણ જે પાલનપોષણ કરે છે, તે ન જાણે એ તે કેમ બને? દીનાનાથ શ્રીલક્ષ્મણદેવ આ સમયે એક વિપ્રનું રૂપ ધારણ કરી, એક હાથમાં ગરમાગરમ ખીચડી, શાક, નાના પ્રકારનાં અથાણાં અને દહીં તથા બીજા હાથમાં કોરાં નવીન વાસણો લઇને બહાર નીકળ્યા અને ગોવિંદ દાસની પાસે જઇને કહેવા લાગ્યા કે, "હે વિપ્ર! બેઠો બેઠો શા વિચાર કરે છે? ક્ષુધા લાગી છે ને? તો લે, આ અન્ન લાવ્યો છું, તે જમીને તૃપ્ત થા." એ સાંભળીને ગોવિંદદાસ વિસ્મયસાગર-માં ડૂબી ગયા અને પાછા ફરીને જુએ છે તો એક પરમ સુંદર તેજસ્વી બ્રાહ્મણમૂર્તિને હાથમાં ભોજન પીરસેલી થાળ લઇને

ઊભેલી જોઇ. તે જોઇને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે હરખાતાં હરખાતાં પેલા વિપ્રના હાથમાંથી તે થાળ ગ્રહણ કર્યો. આ વખતે તો તેમને પહેલાં કરતાં પણ અધિક હર્ષ અને આશ્ચર્ય ઉત્પન્ન થયાં. હાથ ઘાલીને જુએ છે તો હજુ ખીચડી ગરમાગરમજ છે. અહા! કેવો વિચિત્ર વ્યાપાર! તેઓ આ વખતે હર્ષઘેલા થઇ ગયા. કાંઇક બોલવાનું મન થયું, પરંતુ બોલી શકાયું નહિ. તેમને જનનીના વાત્સલ્યરસથી તે સ્થાન ભરાઇ ગયેલું જણાયું. જાણે પોતાનીજ માતા ભૂખ્યા સંતાનની પાસે ભોજન મૂકીને જમવાનો વારંવાર અનુરોધ કરતી હોય એમ તેમને લાગ્યું. તેમને તે આવનાર વિપ્રને પોતે કોણ છે અને કયાંથી આવે છે, તે પૂછવાનું ઘણું મન થયું, પરંતુ તેઓ કાંઇ પણ બોલી શકયા નહિ. પેલું ભોજન જમી લેવાની તેમની લાલસા વખતના વહેવા સાથે વધારે ને વધારે પ્રબળ થવા લાગી. ભોજનની સુવાસથીજ તેમનું મન ચળી ગયું હતું. હવે તેઓ વધારે વિલંબ કરી શકયા નહિ. ધ્રૂજતે હાથે નાના નાના કોળિયા ભરીને અન્ન મુખમાં મૂકવા માંડયું. કેટલુંક અન્ન મુખમાં જાય છે, તો કેટલુંક લેતી વખતે અને ખાતી વખતે નીચે પડી જાય છે, તેનું તેમને ભાન નથી. દૃષ્ટિ પેલી ચિત્તહારી વિપ્રમૂર્તિ ઉપર ચોંટી ગઇ છે. તેઓને પોતે શું ખાય છે, તેનું પણ ભાન નથી; પરંતુ એટલું તો નક્કીજ છે કે તે બહુ હોંશે હોંશે ખાય છે. ભોજનમાં તેમને અમૃત જેવો સ્વાદ લાગે છે—જાણે પોતે અમૃતનુંજ પાન કરે છે. તે વખતે તેમનું અંતર પણ અમૃતમયજ થઇ રહ્યું છે. તે વિપ્રમૂર્તિમાં અમૃતજ ભર્યું હોય, તેમની દૃષ્ટિમાંથીજ અમૃત પડતું હોય અને ત્યાંથીજ અમૃતવૃષ્ટિ થતી હોય એમ તેમને લાગે છે.

ખાઓ, ખાઓ, ગોવિંદ દાસ! પેટ ભરીને પરમ સુખપૂર્વક ખાઓ. આજે તમારે છેલવેલ્લુંજ ખાવાનું છે. ખાઓ, ભગવાન

શ્રીલક્ષ્મણજીના હાથની ખીચડી ખાઓ અને તમારો દેહ પાવન કરો. ખાઓ, ખાઓ, ખૂબ ખાઓ; આવો સમય ફરી ફરીને મળવાનો નથી.

આનંદમાં ને આનંદમાં ગોવિંદ દાસ પણ સઘળી ખીચડી ચપાટી ગયા. હજુ પણ તેઓ બોલી શકયા નહિ. વાચા ફૂટી નહિ. ત્યાર પછી અતિ પ્રયત્ને અસ્પષ્ટ ત્રુટક ત્રુટક શબ્દો તે બોલવા લાગ્યા: "ત-ત-તમે કોણ છો? ક-ક-ક-કયાં રહો છો? હું-હું-ભૂ-ભૂ-ભૂખે મરૂં છું તે કોણે કહ્યું? મ-મ-મને લાગે છે કે તમેજ મારા લક્ષ્મણદેવ છો. બો-બો-બોલો-બોલો-સાચે સાચું કહી દો-તમે કોણ છો?" આટલું બોલતાં બોલતાંમાં પણ ગોવિંદ દાસનો કંઠ રૂંધાઇ ગયો. હવે તેઓ એક શબ્દ પણ બોલી શકયા નહિ. નયનોમાં પ્રેમનો પવિત્ર પ્રવાહ વહી રહ્યો છે. વળી થોડી-વાર રહીને બોલવા માંડયું: "બસ, બસ, તમે તેજ છો. જેની માયા દેવતાઓ પણ જાણવાને સમર્થ નથી, તો હું પામર પ્રાણી શું જાણું? હે કૃપામય! કૃપા કરીને તમારા પ્રકૃત રૂપનાં દર્શન કરાવો અને મારા સંતપ્ત પ્રાણને શીતળ કરો."

દયામય શ્રી લક્ષ્મણ પ્રભુએ સઘળું જોયું-સાંભળ્યું. બ્રાહ્મણનો વિશુદ્ધ ભાવ જોઇને તેઓ વિમુગ્ધ થઇ ગયા અને સુસ્નિગ્ધ કોમળ સ્વરે કહેવા લાગ્યા: "હે ભક્ત! તારી ભક્તિને ધન્ય છે. તુંજ મારો યથાર્થ ભક્ત છે. હવે તું આ સંસારસમુદ્ર તરી જવાને લાયક થયો છું. હે ભક્ત! તારો અપૂર્વ ભક્તિભાવ જોઇને હું તારી ઉપર પ્રસન્ન થયો છું; માટે હવે તારી શી ઇચ્છા છે તે કહી દે."

પ્રભુના શ્રીમુખની વાત તો જાણે અમૃતનોજ પ્રવાહ! તે સાંભળતાંજ ગોવિંદ દાસના હર્ષની સીમા રહી નહિ. તે વખતે પણ તેમણે પ્રભુને કાંઇક કહેવાનો વિચાર કર્યો; પરંતુ નિરતિશય

હર્ષને લીધે તેઓ એક શબ્દ પણ બોલી શકયા નહિ. તેઓ એકદમ પ્રભુના ચરણકમળમાં આળોટી પડયા અને તેમને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. તેમના બંને હાથ કપાળ સાથેજ જોડાઇ ગયા. નયનમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાથી કાંઇ પણ જોઈ શકયા નહિ. છેવટે શ્રીભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા કે, "હે અનાદિ કારણ પરમ પુરુષ ભગવન્! તમને પ્રણામ છે, પ્રણામ છે. હવે મારે કાંઇ પણ જોઈતું નથી, કોઇ પણ પદાર્થ મેળવવાની ઇચ્છા રહી નથી. મારે જે કાંઈ જોઇતું હતું, જે કાંઇ ઇચ્છા–અભિલાષા હતી તે સઘળું મળી ગયું છે–પૂર્ણ થઇ ગયું છે. એ બધું તમારી કૃપાનુંજ ફળ છે; પરંતુ હે પ્રભુ! હું મહાપાતકી મનુષ્ય જીવ છું, હજુ પણ મનનો સંશય દૂર થતો નથી. તમારી કૃપા–વૈભવનો ડગલે ડગલે અનુભવ થવા છતાં પણ તમે રઘુવંશશિરોભૂષણ–રામાનુજ–લક્ષ્મણજ છો, એમ મારી ખાત્રી થતી નથી; માટે હે કૃપામય! ફક્ત એક વાર તમારી તે ધનુર્બાણધારી શ્રીમૂર્તિનાં દર્શન કરાવો, મારો સંશય દૂર કરો, મારો મનોરથ પૂર્ણ કરો."

ભક્તાધીન ભગવાને તેમજ કર્યું. ભક્તની ઇચ્છા પૂર્ણ કરવાને તેમણે લક્ષ્મણજીનુંજ રૂપ ધારણ કર્યું. અહા! કેવું મનોહર ચિત્તાકર્ષક રૂપ! કેવી કનકકમનીય કાંતિ! હા! શી ગૌર અંગની અપૂર્વ શોભા! કેવું પૂર્ણ ચંદ્ર જેવું વિજયી વદન! આહા! શ્રીપ્રભુનાં ચક્ષુ, કર્ણ અને નાસિકા પણ કેવા સુંદર છે? રક્ત અધરોષ્ઠનું મંદ મંદ હાસ્ય તેમની મુખમુદ્રાની શોભામાં વૃદ્ધિ કરી રહ્યું છે. પ્રભુએ સુશોભિત પીત વસ્ત્ર ધારણ કર્યાં છે. વિશાળ વક્ષ:સ્થળ, કેસરીસમાન પાતળી કેડ અને સુંદર પાદપદ્મ શોભી રહ્યા છે! હાથમાં સૂર્યને પણ આંજી નાખે એવાં ઉજ્જવલ ધનુર્બાણ ધારણ કર્યાં છે, મસ્તક ઉપર અમૂલ્ય મણિજડિત મુકુટ ધારણ કર્યો છે! આહા! જાણે સાક્ષાત્ શ્રીરામચંદ્રજીજ બિરા-

જી ન રહ્યા હોય ! આવા અપૂર્વ રૂપનાં દર્શન થવાથી ગોવિંદ દાસનાં બન્ને નયનો પ્રેમાશ્રુથી ભરાઇ ગયાં. સકળ શરીરે આનંદ આનંદ વ્યાપી રહ્યો. તેઓ હર્ષથી ગદ્દગદિત કંઠે બોલવા લાગ્યા: "હે પ્રભુ ! હે ભક્તવત્સલ ! તમને મારા પ્રણામ છે. હાય ! તમારા જેવા પરમ દયાળુ પ્રભુને મૂકીને સંસારીઓ આમ તેમ ફોકટ ફાંફાં મારે છે. હે દીનદયાળ ! હું મૂર્ખ છું, અજ્ઞાની છું. હું પણ તમને, તમારી ભકતવત્સલતાને પહેલેથી જાણી શકયો નથી. હે દયામય ! આજે હું આપની કૃપાથી આ અસાર સંસારમાંથી મુક્ત થઇશ, જરૂર મુક્ત થઇશ." આ પ્રમાણે બોલતાં બોલતાં ગોવિંદ દાસ ભગવદ્દધ્યાનમાં લીન થઇ ગયા. ચંદ્રકાન્ત મણિ જેમ ચંદ્રને જોતાંજ દ્રવીભૂત થઇ જાય છે, તેજ પ્રમાણે શ્રીપ્રભુને જોઇને તેમનું હૃદય પણ પીગળી ગયું, ગદ્દગદિત થઇ ગયું; માયા, મમતા, મોહ એ સકળનો નાશ થયો, અભિમાન દૂર નાસી ગયું; એકાએક આવેશમાં આવી જઇને ગોવિંદ દાસ શ્રીલક્ષ્મણજીને ભેટી પડયા; તેમનું સમસ્ત શરીર પ્રભુમય થઇ ગયું; ભેદભાવ જતો રહ્યો ! તેજ સમયે તેમનો જીવનકાળ પણ પૂર્ણ થઇ ગયો. તેમનો માટીનો દેહ માટીમાં મળી ગયો અને પવિત્ર આત્મા શ્રીપ્રભુની સાથે સાથે શ્રીવિષ્ણુલોકમાં ગયો. એકાએક તે સમસ્ત અરણ્ય એક અપૂર્વ વિમળ જયોતિથી પ્રકાશિત થઇ ગયું. તેને જોઇને વનનાં પશુપક્ષી, કીટપતંગ સઘળાં એક અદ્દભુત ધ્વનિ કરી ઊઠયાં. વનભૂમિના વૃક્ષે વૃક્ષે, કુંજે કુંજે, લતાએ લતાએ, પત્રે પત્રે, ફૂલે ફૂલે અને કૂલે કૂલે, ક્રીડા કરતી તે શબ્દલહરી સર્વત્ર પ્રસરી ગઇ. ભકતની દિવ્ય ગતિ જોઇને તે સમસ્ત વનભૂમિમાંથી ભકત અને ભગવાનના જયજયકારનો હર્ષધ્વનિ નીકળતો સંભળાવા લાગ્યો !



# ૧૧–ગીતા પંડ્યા

જેને જેવું લક્ષ્ય. કોઇ વિષયવૈભવને ચહાય છે, કોઇ કામિનીના કટાક્ષમાંજ પ્રીતિ અનુભવે છે તો કોઈ પરમાર્થનો વિચાર કરવામાંજ પરમ આનંદ માને છે. ગીતા પંડયા જ્ઞાતે દરિદ્ર બ્રાહ્મણ હતા. ભિક્ષા સિવાય આજીવિકાનો તેમને ઉપાય નહોતો. ઘરમાં બે કન્યા, એક પુત્ર અને ધર્મપત્ની મળીને પાંચ જણ હતાં. તેઓ ભગવાન શ્રીકૃષ્ણના ગીતામૃતનું અહર્નિશ પાન કરતાં હતાં. ગીતામાંજ તેમનાં ધ્યાન, જ્ઞાન, જપ, તપ, તંત્ર, મંત્ર સઘળાનો સમાવેશ થતો હતો. ગીતા એજ તેમનું સર્વસ્વ હતું. આ ભવસાગર તરવાની તરણીરૂપે તેમણે ગીતાનેજ ગ્રહણ કરી હતી. દરરોજ તેઓ ગીતાજીના અઢારે અધ્યાયનું સુમધુર સ્વરથી પરમ શ્રદ્ધા ભક્તિપૂર્વક ગાન કરતા હતા–પાઠ કરતા હતા અને ત્યાર પછી ભિક્ષાર્થે ભ્રમણ કરીને જે કાંઇ પ્રાપ્ત થતું તે પોતાની ધર્મપત્નીને સોંપતા હતા. પાકકુશળ પત્ની તે વડે આનંદપૂર્વક રસોઇ તૈયાર કરી ગોવિંદને નિવેદન કરી સઘળાંને જમાડીને જમતાં હતાં.

આ પ્રમાણે આનંદમાં દિવસો ચાલ્યા જાય છે. પવિત્ર પુરુષોત્તમ ક્ષેત્રમાં રહેતા હોવા છતાં કોઇ તેમનું નામ સરખું પણ જાણતું નથી. તેઓ અહર્નિશ ગીતાનુંજ રટણ કરતા હોવાથી લોકો તેમને " ગીતા પંડયા " કહીને બોલાવતા હતા. લોકો-

ની તેમના ઉપર શ્રદ્ધા–ભક્તિ પણ હતી. અન્યાન્ય બ્રાહ્મણ અને ઇતર માણસોની પેઠે તેઓ કેવળ ગીતાજીના શ્લોકો વાંચી જતા નહિ; પરંતુ તેઓ તેનું મનન પણ કરતા હતા. શ્રદ્ધા અને ભક્તિના પ્રભાવથી ગીતાના ગૂઢાર્થનું પણ તેમને જ્ઞાન થયું હતું. તેઓ સર્વદા એમજ કહેતા કે, “ આ સમગ્ર સંસાર તે માયાવી પ્રભુની માયા–લીલા છે. એમાં આ મારૂં છે, આ તારૂં છે, એમ કહેવું એ કેવળ બુદ્ધિનો ભ્રમ છે. ” આ પ્રમાણે વિચાર કરીને તેઓ અહર્નિશ શ્રીપ્રભુનું ભજન–કીર્તન કરવામાંજ નિમગ્ન રહેતા હતા. સાંસારિક સુખની તેઓ લેશ પણ દરકાર કરતા નહિ. ભજનમાંજ તેમના આત્માને શાંતિ મળતી હતી. તેમાંજ તેઓ આનંદ માનતા હતા.

આ પ્રમાણે કેટલાક દિવસો ચાલ્યા ગયા; પરંતુ એક સમયે દુર્ભાગ્યે દેશમાં દારુણ દુષ્કાળ પડયો. સવારથી સાંજ સુધી ગામમાં તેમજ નજીકનાં ગામડાંઓમાં ફરવા છતાં પેટપૂરતું અનાજ મળતું નથી. પતિપત્ની આજ કેટલાક દિવસનાં ઉપવાસી છે. બહુ બહુ મહેનત કરે છે ત્યારે ફક્ત છોકરાંઓનું પેટ ભરાય એટલુંજ અનાજ મળે છે. એક દિવસ ગીતા પંડયા આખો દિવસ રખડી રઝળીને સાંજના ઘેર આવ્યા. આજે ભિક્ષામાં કાંઇ પણ મળ્યું નહિ તેને માટે તેમને દુઃખ નથી. તેઓ મન સાથે વિચાર કરે છે કે, “ યત્ન કરવા છતાં પણ ન મળે ત્યારે કોઇ બળવાન પ્રારબ્ધનોજ ભોગ સમજીને કર્મનો ભોગ ભોગવી લેવો જોઇએ અને પદાર્થોની ચિંતા ન કરતાં શ્રીપ્રભુનું ભજનજ કરવું જોઇએ. તેજ સર્વનું રક્ષણ, ભરણપોષણ કરનાર છે; તેને જે કરવું હોય તે કરશે.”

આ પ્રમાણે વિચાર કરી ગીતા પંડયા તે દિવસે તો ભૂખ્યા-તરસ્યા સૂઇ ગયા. બીજે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કરી સંધ્યા-વંદનાદિ નિત્યકર્મમાંથી પરવારી ગયા. ત્યાર પછી બન્ને હસ્તમાં

ગીતાજીની પોથી લઇને ઉચ્ચ સ્વરે ગાન કરવા લાગ્યા. તેઓ એકેક શ્લોક વાંચે છે. હૃદયમાં તેનો અર્થ સ્ફુરી નીકળે છે, અંગમાં આનંદ માતો નથી, નેત્રમાંથી જળધારા વહી જાય છે, કંઠસ્વર ગદ્ગદ્ થઇ ગયો છે અને હોઠ તથા દાંત થરથર કંપે છે. તેઓ એકાએક વ્યાકુળતાથી ઉચ્ચ સ્વરે શ્રીભગવાનને ઉદ્દેશીને કહેવા લાગ્યા: "હે ભગવન્! હું મહા નિર્બળ છું. શરીરમાં હવે ભિક્ષા માંગવા જવાની પણ શક્તિ રહી નથી. હવે તો તુંજ મારો એકમાત્ર આશ્રય છે. હે પ્રભુ! કૃપા કરીને તું મને અંગીકાર કર. તારા સિવાય મારૂં કોઇ બેલી નથી."

આ પ્રમાણે બોલતાં બોલતાં તેમનો કંઠ રૂંધાઇ ગયો. હાથમાંથી ગીતાજી પણ સરી પડયાં અને નિર્વાત દીપકની પેઠે સ્થિરભાવે પોતાના આસન ઉપર બેસી રહ્યા.

આ તરફ શું થયું કે ગીતા પંડયાના બાળકપુત્રે અને બન્ને કન્યાઓએ ક્ષુધાની પીડાથી વ્યાકુળ થઇ દયામણે ચહેરે પોતાની માતાનું વસ્ત્ર તાણવા માંડયું. એ સર્વના રુદનથી જનનીના હૃદયમાં વેદના થવા લાગી અને તેની સાથેજ તેનાથી રડી દેવાયું. પત્ની આવી સ્થિતિમાં પોતાનાં ટળવળતાં બાળકો સાથે પતિ પાસે જઇ ઊભી. તેના દુઃખની સીમા નથી. કેમે કર્યું રોવું ખાળી શકાતું નથી. અશ્રુનો પ્રવાહ વહી રહ્યો છે. પતિ પોતાના કાર્યમાં હોય ત્યારે પત્ની કોઇ દિવસ કાંઇ પણ કહેતાં નહિ. તેમના સાધનભજનમાં તે કદી પણ વિક્ષેપ નાખતાં નહિ; પરંતુ પોતાના સંતાનોને ભૂખે તરફડતાં જોઈને આજે તેઓ તદ્દન વ્યાકુળ થઇ ગયાં. આજે તેઓ ધીરજ રાખી શકયાં નહિ. પતિ જ્યારે પોતાનું નિત્યકર્મ કરતા હોય, ત્યારે તેઓ તેમને કાંઇ પણ કહેતાં નહિ; પરંતુ આજે તેમનાથી કહ્યા સિવાય રહેવાયું નહિ. તેથી એકદમ ઉશ્કેરાઇ જઇને કહેવા લાગ્યાં: "અરે! તમે તો 'ગીતા ગીતા' કરીને

ગાંડા થઇ ગયા છો; પરંતુ અહીંયાં છોકરાં ભૂખે મરે છે. હવે મારાથી તેમનું દુઃખ જોવાતું નથી. જાઓ, જાઓ, શીઘ્ર જાઓ અને ગમે ત્યાંથી ગમે તે લઈ આવો; નહિ તો આજે તો બાળકોના પ્રાણ ગયાજ સમજવા; જો તેમને કાંઇ થશે તો મારે પણ મરણને શરણ થવું પડશે." પત્નીના આવા આક્રંદભર્યા શબ્દોથી ગીતા પંડયાના ધ્યાનમાં ભંગ પડયો. તેઓ સહેજ હાસ્ય કરી કહેવા લાગ્યા: "અરે, મરે કેમ? ભગવાને સર્વને ઉત્પન્ન કર્યાં છે અને પાલનપોષણ પણ તેજ કરે છે. તે શું ભૂખે મરવા દેશે?"

પરંતુ પતિનો એ અમૂલ્ય ઉપદેશ આ સમયે પત્નીના હૃદયમાં ઊતર્યો નહિ. પતિના આ કથનથી શાંત ન થતાં તેઓ વધારે ઉશ્કેરાઇ ગયાં. તેઓ એકદમ આવેશમાં આવી જઇને પતિનો તિરસ્કાર કરતાં કહેવા લાગ્યાં: "જાઓ, જાઓ, તમારૂં એ બધું જ્ઞાનધ્યાન જવા દો. અહીંયાં બેઠાં બેઠાં બધાં મરી જાય, પછી તમને બધું આવી મળશે? આટલું આટલું વીતવા છતાં પણ હજુ ભાન આવ્યું નહિ!"

બ્રાહ્મણ પહેલાંની પેઠેજ હસતાં હસતાં બોલ્યો: "સુંદરિ! શા માટે આટલી બધી ગભરાઇ જાય છે? જરા શાંત થા, નિશ્ચિંત થા, હું જે કાંઇ કહું છું તે સત્યજ કહું છું, એમાં એક શબ્દ પણ અસત્ય નથી. હે સતિ! ગીતામાં યથાર્થજ કહ્યું છે કે, 'અનન્ય ભાવે, અન્ય સર્વ કર્મો ત્યજી દઇને જે કેવળ મારાજ ચિંતન અને આશ્રયમાં રહે છે, તેનો યોગ-ક્ષેમ હું ચલાવું છું.'

"હે સતિ! પરમ કૃપાળુ પ્રભુ સકળ પ્રાણી માત્રના કર્તા છે. તેમના શ્રીમુખની આજ્ઞા તું એક વાર નિશ્ચિંત ભાવે શ્રવણ કર. શ્રીગીતાજીમાં તેનો સાર આપેલો છે, તેમાં શ્રીપ્રભુ વારંવાર પોકાર કરી કરીને કહે છે કે, 'જે કોઈ સકળ કર્મનો પરિત્યાગ

કરી, એક માત્ર મારા શ્રીચરણનો આશ્રય લે છે, તેનો સમસ્ત ભાર–તેની સમસ્ત ચિંતા હું મારે માથે વહોરી લઉં છું.' હે સ્ત્રી ! તે અનંત બ્રહ્માંડના નાથ પ્રભુનું વચન કદી પણ મિથ્યા થતું નથી. તે સત્યસ્વરૂપ શ્રીહરિનું કથન મિથ્યા જાય તો પછી આ સંસારમાં બીજું કયું સત્ય હોઇ શકે ? જેના પ્રશ્વાસરૂપે સ્વતઃ પ્રમાણ વેદવાણી નીકળે છે, તે વેદપ્રતિપાદ્ય પરમ પુરુષ શ્રીભગવાનનું વચન મિથ્યા હોય તો પછી તેમની ઉપર અચલ શ્રદ્ધા અને વિશ્વાસ રાખીને આ ભવસાગર તરવાને કોણ પ્રવૃત્ત થશે ? હે સતિ ! એ દયાળુ પ્રભુ નિશ્ચય આપણું રક્ષણ કરશે."

પતિનાં સુમધુર વચનો સાંભળવા છતાં પણ પત્નીનું મન માન્યું નહિ, શાંત થયાં નહિ. ગીતા પંડયાનાં વચનો તો ઊલટાં ક્રોધાગ્નિમાં ઘી સમાન થઇ પડયાં. તેઓએ પહેલાંની માફકજ કઠોર શબ્દે બોલવા માંડયું: "અરે જાઓ, જાઓ, તમારી બુદ્ધિ તો બહેર મારી ગઈ છે. એ તો બધી દ્વાપર યુગની વાતો છે અને આ તો કલિયુગ છે. હવે આ યુગમાં કાંઇ જગન્નાથજી તમારે ઘેર આવીને દાણા નખાવી જાય અને તમે બેઠાં બેઠાં ખાઓ એવું બનવાનું નથી, માટે હવે એ ખોટા તર્કો છોડી દો; નહિ તો સઘળાં મરણને શરણ થઇશું. હે નાથ ! હજી પણ સમય છે, કાંઇ ઉદ્યમ કરો, કે જેથી આ ભૂખે ટળવળતાં સંતાનોનો મૃત્યુના મુખ-માંથી ઉદ્ધાર થાય."

આ સંસારમાં બધું સહન થઈ શકે પરંતુ પ્રેમીનું–સ્નેહીનું અપમાન કદી પણ સહન થઇ શકતું નથી. પોતાને પ્રાણથી પણ અધિક પ્રિય છે, એવી ગીતાનાં વચનોની પોતાની સમક્ષજ અવ-ગણના થતી જોઇને તે બ્રાહ્મણને બહુજ લાગી આવ્યું.હવે તેમના-થી વધારે સહન થઇ શક્યું નહિ. તે જરા ક્રોધાવિષ્ટ થઇ ગયા અને એકદમ ગીતાનાં પૃષ્ઠો ઉથલાવીનેઃ—

" अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ "

એ શ્લોક કાઢયો અને તે પોતાની પત્નીને બતાવતાં કહ્યું કે, "હે દુષ્ટે! શું તું મારા પ્રભુની આજ્ઞાની અવગણના કરે છે? વારૂ, જો તું એને અસત્યજ માનતી હોય તો એને ફાડી નાખ. કેમ ફાડી નાખીશ ને?" એનાં ઉત્તરમાં પત્નીએ કહ્યુંઃ "હા, હા, એક વાર નહિ, પણ હજાર વાર." એ પ્રમાણે કહીને યુવતી પૂર્ણ ક્રોધાવેશમાં કંપવા લાગી. ગીતા પંડયાએ પણ રીસમાં ને રીસમાંજ ઉપરનો શ્લોક બતાવી દીધો અને રમણીએ પણ પાસે પડેલી એક લેખણ લઇને શ્લોક ઉપર ત્રણ લીટીઓ દોરી દીધી.

પોતાની સ્ત્રી આવું દુષ્કર્મ કરશે-કરવાની હિંમત કરશે, એવો ગીતા પંડયાને બિલકુલ ખ્યાલ નહોતો. જ્યારે તેમની પત્નીએ નિઃશંકચિત્ત શ્લોક ઉપર લીટીઓ દોરી દીધી, ત્યારે તેમનું મન થરથર કંપવા લાગ્યું. તેઓ ઉચ્ચ સ્વરે ચિત્કાર કરીને માથું કૂટતા કૂટતા બોલી ઊઠયાઃ "હાય, હાય, આ શું કર્યું? શું હું મારા પ્રભુનો અપરાધી થયો? હાય! હવે હું આ દૃશ્ય કેવી રીતે જોઇ શકું? અરે ધિક્કાર છે મારા જીવનને! શું આ પ્રાણ આવું જોવા છતાં હજુ પણ મારા દેહમાં ટકી રહ્યો છે? એ પ્રાણને પણ ધિક્કાર છે! બસ, હવે નહિ, હવે નહિ. આ પાપ-ક્ષેત્રમાં હવે રહેવું જોઇએ નહિ." એમ કહીને ગીતા પંડયા એક-દમ ઊભા થયા; પરંતુ અન્નને અભાવે તેઓ એટલા બધા અશક્ત થઇ ગયા હતા કે તેમનામાં ચાલવાની લેશ માત્ર શક્તિ રહી નહોતી. તેઓ ઊભા થયા; પરંતુ ફેર આવવા લાગ્યા, તેથી પાસેના એક ઓટલા પર જઇને સૂઇ ગયા. તેમના રુદનને વિરામ નથી, પરમ પ્રભુ પ્રત્યે પોતાની અયોગ્યતા માટે ક્ષમા માગવાનો પણ અંત નથી. તેમનાં પત્ની પણ પોતાનાં બાલક-બાલિકાઓને

લઈને ઘરના અંદરના ભાગમાં જમીન ઉપરજ સૂઇ ગયાં. તેઓને પણ શાંતિ નથી. તેમનું હ્રદય વારંવાર ફફડયા કરે છે. અંતરમાં "હવે આ પુત્ર–પુત્રીઓનું શું થશે?" એ ચિંતા ડોળાયા કરે છે, તેમની અશાંતિની પણ સીમા નથી.

આ તરફ સર્વાન્તર્યામી ભક્તવત્સલ ભગવાન ગીતા પંડયાના અંતરની સઘળી વાત જાણી ગયા. પોતાના ભક્તને માટે તેમને બધુંજ કરવું પડે છે. ભક્તને માટેજ તેમણે મત્સ્ય, કૂર્મ અને વરાહનાં રૂપ ધારણ કર્યાં છે, ભક્તને માટેજ તેમણે નૃસિંહરૂપે દર્શન દીધાં છે, ભક્તને માટેજ તેમને હયગ્રીવરૂપ લેવું પડયું છે અને અહા! ભક્તને માટે તેઓ શું નથી કરતા?

આ વખતે પોતાના બ્રાહ્મણ ભક્તને માટે જે રૂપ ધાણ કરવું પડયું તેને માટે તેમને વિલંબ થયો નહિ. ગોવાળિયાના પુત્રને ગોવાળનું રૂપ ધારણ કરતાં શી વાર? નંદ મહારાજની ગાયો ચારવાની જેને ટેવ પડી ગઈ છે, તેને વળી તેવું રૂપ ધારણ કરવામાં લજ્જા પણ શાની! સઘળાંના દેખતાં ભરબજારમાં થઇને એક યુવાન ગોવાળિયો, ખાંધ ઉપર કાળી કામળી મૂકીને ઝપાટાબંધ ચાલ્યો જાય છે. કામળ સિવાય તેની ખાંધ ઉપર બીજો પણ કેટલોક ભાર છે. ગોપ–વેષધારી શ્રીભગવાન ખાંધે ભાર હોવા છતાં ઉતાવળે પગે ચાલ્યા જાય છે. લોકો તેમને જોઇને વિચારમાં પડી ગયા છે અને તેઓ એક બીજા સાથે પૂછપરછ કરે છે કે, "અરે, આ તે કોણ હશે? દેખાય છે તો ગોપબાળક જેવો; પરંતુ તે કયાંનો હશે? અને કયાં જતો હશે? જે કોઈની દૃષ્ટિ આ દિવ્ય ગોપબાળક ઉપર પડી તેમનાં નયનો ત્યાંથી ખસ્યાંજ નહિ. જાણે સઘળાંજ જાદુમંત્રથી મોહિત ન થઇ ગયાં હોય! અહા, શું સુંદર રૂપ! તેમનું શાંત, શીતળ અને સમુજ્જવલ તેજ અવર્ણનીય છે. આવું અપૂર્વ રૂપ કોઇએ કદી પણ જોયું નહોતું.

દામોદર પ્રભુ આ પ્રમાણે દિવ્ય રૂપ ધરીને ખાંધે ભાર લઇને ચાલ્યા જાય છે. ભારની બન્ને બાજુએ નાના પ્રકારના પદાર્થો ભરેલા છે. તેની અંદર કમોદના ચોખા, મગની દાળ, ઘી, ગોળ, દહીં, દૂધ વગેરે સકળ પદાર્થો સારી રીતે બાંધવામાં આવ્યા છે. વળી તેની ઉપર ધનરત્ન અને વસ્ત્રાભૂષણો પણ છે. ભક્તાધીન ભગવાન આ પ્રમાણે ભાર લઇને ચાલતાં ચાલતાં ગીતા પંડયાના ઘર આગળ આવી પહોંચ્યા અને જલદગંભીર સ્વરે ધીરે ધીરે કહેવા લાગ્યા કે, " અરે કોઇ છે કે ? આ ગીતા પંડયાના ઘરમાં કોણ છે ? જલદીથી આમ આવો અને આ અનાજ લઈ જાઓ. "

ભગવદ્ભજનમાં લીન થઇ ગયેલા બ્રાહ્મણે ભગવાનનાં આ વચનો સાંભળ્યાં નહિ; પરંતુ તેમની પત્ની ક્ષુધા અને ચિંતાથી જાગતી જાગતી બેઠી હતી. આ શબ્દો સાંભળતાંજ તે બહાર આવી અને કમાડ ઉઘાડીને તે દિવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં. દર્શન કરતાં-જ તે સ્તબ્ધ થઇ ગઇ. તેનાં ચર્મચક્ષુએ એક પલક પણ મારી નહિ અને તેણે અચંબો પામતાં પામતાં તે ગોપબાળકને પૂછ્યું કે, " હાં બાપુ, તમે ક્યાંથી આવો છો ? અહા ! તમારી ખાંધે બહુજ ભાર દેખાય છે, માટે તે નીચે મૂકી આરામ લો. "

જગન્નાથજીએ કહ્યું: " હે બહેન ! ગીતા પંડયાના એક મિત્રે મને બોલાવીને આ સઘળી સામગ્રી એકઠી કરી બાંધી આપીને કહ્યું છે કે, 'હે ભાઇ ! આ સઘળું ગીતા પંડયાને ઘેર આપી આવ. મને બીજા કોઇનો વિશ્વાસ નથી; કારણકે બીજા કોઇને આપું તો આમાંથી કાંઈ ને કાંઇ કાઢીજ લે; માટે તું જાતેજ જઇને આપી આવ.' મારી ઉપર તેને બહુ વિશ્વાસ છે અને મારે પણ તેની આજ્ઞા માન્ય કરવી પડે છે. તે મને જ્યાં મોકલે છે, ત્યાં હું જાઉં છું. તેની આજ્ઞા પ્રમાણે આ પદાર્થો આપવાને હું અહીં આવ્યો છું. તમે આ બધું સંભાળી લેજો અને મારી ઉપર દયાભાવ રાખજો."

ભગવાનની આ સમસ્ત વાતચીતનો ભાવાર્થ પંડયાનાં પત્નીથી સમજાયો નહિ. ભાર લાવનાર પોતે દયાના સાગર જગદીશ્વર છે, તેની તેને ખબર પડી નહિ. તે પછી થોડી વાર રહીને બોલ્યાં કે, "હે ભાઈ! હવે તું તારો ભાર ઉતારી નાખ. અહા, તારી ઉંમર નાની છે, શરીર કોમળ છે, તેથી તને કેટલો બધો ભાર લાગતો હશે ?" આ સાંભળીને ભગવાને જરા સ્મિત–હાસ્ય કરતાં કરતાં પોતાની ખાંધ ઉપરનો ભાર ઉતાર્યો અને તેને પાછો બરોબર ગોઠવવા માંડયો. એક પછી એક સઘળા પદાર્થો નીચે ઉતરી ગયા, એટલે શ્રીચક્રપાણિએ પંડયાનાં પત્નીને બધું ઘરમાં લઇ જવાને કહ્યું. તે સાંભળતાંજ બ્રાહ્મણીએ સઘળું ઘરમાં મૂકવા માંડયું. જોતજોતામાં તેનું સઘળું ઘર ભરાઇ ગયું. હવે બીજી વસ્તુઓ મૂકવાની ઘરમાં જગ્યા પણ રહી નહિ. તે મનમાં વિચાર કરવા લાગ્યાં: "અહો! આ ભારવાહકના જીવનને પણ ધન્ય છે. અરે! તે એકી વખતે આટલી બધી વસ્તુઓ કેવી રીતે લાવી શકયો હશે? ત્યાર પછી તે બહાર આવ્યાં અને આ સમસ્ત ભાર ઉપાડી લાવનાર ગોપબાળકને પૂછવા લાગ્યાં: "હે ભાઇ! તું કોણ છે? કયાં રહે છે? તારાં માતાપિતાનું નામ શું? જણાય છે તો બહુ નાનો અને આ બધો ભાર એકી વખતે કેવી રીતે લાવ્યો?" એ સાંભળીને શ્રીહરિ બોલ્યા: "હે બહેન! હું એક ગોવાળિયાનો કનિષ્ઠ પુત્ર છું. હું એક ક્ષણ પણ ઘરમાં રહી શકતો નથી, તેથી અહર્નિશ જ્યાં ત્યાં ભમ્યા કરૂં છું અને જેને મારા પર વિશ્વાસ આવે છે તેનો ભાર કાંઈ પણ લીધા સિવાય વહ્યા કરૂં છું. નિર્મળ ભક્તિભાવ જોતાંજ હું સઘળું ભૂલી જાઉં છું. હવે તમે આ સકળ પદાર્થો બરોબર મૂકી દો અને મને રજા આપો."

બ્રાહ્મણીએ કહ્યું: "તે કેમ થાય? આટલો બધો ભાર લઇને મારે ઘેર આવેલાને હું કાંઇ પણ ખવડાવ્યા વિના ભૂખ્યા તરસ્યા

જવા દઉં? એ તે કેમ બને! હે ભાઇ! તમે થોડી વાર થોભ
જાઓ અને હું હમણાંજ રાંધી નાખું છું, એટલે જમીને સુખે
ચાલ્યા જજો. આમ ને આમ ચાલ્યા જાઓ તો લોકો પણ
કહે? વળી પંડયાજી જાગે ત્યારે જે કાંઇ કહે તે તો જુદુંજ; મા
હું તમને ખવડાવ્યા સિવાય જવા દેવાની નથી." આ વા
સાંભળીને શ્રીહરિ બોલ્યા: "હે બહેન! તું જે કાંઈ કહે છે
સત્ય છે; પરંતુ મારાથી અહીં વધારે વાર રહેવાશે નહિ. હું બ
જંજાળી છું. જ્યારે પંડયાજી ઊઠે ત્યારે આ સઘળી હકીક
એમને કહેજે, એટલે તેઓ મને ઓળખશે. તેનું અન્ન ખાવા
કાંઇ પણ વાંધો નથી–મને તેમનું અન્ન ખાવાનું બહુ ગમે
પરંતુ આજે મારી જીભ ઉપર મોટા મોટા ઉઝરડા પડયા છે. 
જો, તેમાંથી ત્રણ ધારાઓમાં રુધિર વહી રહ્યું છે અને બહુજ બળ
તરા બળે છે, તેથી મારાથી ભોજન થઇ શકશે નહિ. તમે 
વાત પંડયાને કહેજો. હું જાઉં છું."

આ પ્રમાણે કહીને શ્રીજગન્નાથજી ત્યાંથી ચાલ્યા ગયા. ત્યા
પછી પંડયાની પત્નીએ એકદમ રાંધીસીંધીને આનંદપૂર્વ
પતિને જગાડવા માંડયા. આ સમયે તેમના પૂર્વકોપનું નામ
નિશાન પણ જણાતું નહોતું. તેઓ ગીતા પંડયાને પ્રીતિપૂર્વ
કોમળ સ્વરે કહેવા લાગ્યાં: "પ્રાણનાથ! તમારૂં કથન સત્ય 
સત્ય છે. તમે ઊઠીને જે કાંઇ બન્યું છે તે એક વાર જુઓ." 
શબ્દો સાંભળતાંજ ગીતા પંડયાને ભગવત્ ચિંતન પછી પ્રા
થયેલી આનંદનિદ્રામાં ભંગ પડયો. તેઓ ઊઠીને ઊભા થયા અ
ઘરમાં આવીને જુએ છે તો ધન, રત્ન, વસ્ત્ર, આભૂષણ અને વિવિ
ખાદ્યસામગ્રીથી ઘર ભરાઇ ગયેલું જણાયું. તેઓ સ્તબ્ધ થ
ગયા અને પત્નીને પૂછવા લાગ્યા કે, "સુંદરિ! શું થયું? આ બ
કોણ આપી ગયું?" પત્નીએ સઘળી હકીકત નિવેદન કરી; સા

સાથે તે ગોપકુમારનું રૂપ, વેષ અને સુમિષ્ટ સંભાષણ વગેરે સઘળાનું વર્ણન કરી બતાવ્યું. બ્રાહ્મણનું હૃદય હર્ષ અને ખેદથી ભરાઇ ગયું. તેના મનમાં ફરી ફરીને તેના તેજ વિચારો આવવા લાગ્યા. તેને અપૂર્વ આનંદ થયો. તે હર્ષઘેલો થઈ ગયો અને બંન્ને હાથ ઊંચા કરીને નાચવા લાગ્યો. ગીતા પંડયા તે સમયે બાહ્યજ્ઞાન શૂન્ય થઇ ગયા. તેઓ મનમાં ને મનમાં કહેવા લાગ્યા: "હે વિશ્વંભર! આ સઘળી તમારીજ લીલા છે, પ્રભુ! તમારીજ લીલા છે. હાય હાય, આપની આટલી બધી કરુણા હું દેખતો હોવા છતાં પણ નથી દેખતો. હે પ્રભુ! તમારા દીનબંધુ નામની, અશરણશરણ નામની, નિષ્કિંચનનાથના નામની જય થાઓ! જય થાઓ!"

આ પ્રમાણે પ્રભુની અનહદ કરુણાપ્રસાદી અનુભવતાં ગીતા પંડયા બેભાન થઈ ગયા. થોડી વારે તેમને શુદ્ધિ આવી, એટલે ફરીથી પત્નીને કહેવા લાગ્યા કે, "સતિ! તારા જેવું ભાગ્યશાળી બીજું કોઈ નથી. શુકસનકાદિ જેનાં ધ્યાનમાંજ દર્શન કરી શકે છે, તેનાં તેં આ ચર્મચક્ષુથી દર્શન કર્યાં છે અને તેથી હું તારાં પોતાનાં દર્શન કરીને કૃતાર્થ થાઉં છું. આજે મારા સૌભાગ્યની સીમા નથી; પરંતુ એક વાત યાદ આવતાં મારૂં હૃદય ફાટી જાય છે. એ હૃદયવિદારક દુઃખનું કારણ તું પોતેજ છે. અહા, તેં મારા પ્રભુને દુઃખ દીધું છે, તેંજ તેમની જીહ્વા ઉપર ઉઝરડા પાડ્યા છે. હાય હાય, ગીતા શું કાંઇ સામાન્ય તાડપત્રની પોથી છે? અરે, એ તો સાક્ષાત્ ગોવિંદગીતિ–સાક્ષાત્ ગોવિંદનીજ મૂર્તિ છે. તેં તે ગીતાજી ઉપર લોઢાની લેખણવતી ત્રણ આઘાત કર્યા છે, તેથીજ પ્રભુની જીહ્વા ઉપર ત્રણ ધારોમાં રુધિર વહે છે. અરે હાય! પ્રભુને કેટલી વેદના થતી હશે? ચાલ, ચાલ સુંદરિ! આપણે શ્રીપ્રભુને મંદિરે જઇએ અને આર્તસ્વરે તેમની પાસે આપણા અપરાધની

ક્ષમા માગીએ; નહિ તો આપણુા દુર્ભાગ્યનો પાર નથી.”

આ પ્રમાણે કહીને પોતાની પત્નિને સાથે લઈ ગીતા પંડયા શ્રીમંદિરે જઇ પહોંચ્યા. પતિપત્ની બંને જણે મહા અપરાધીની પેઠે રડતાં રડતાં દંડવત્ પ્રણામ કર્યા. પછી ઊઠીને પ્રભુના શ્રીમુખ તરફ જુએ છે તો તેમના સુરક્ત અધરમાંથી રુધિરની ત્રણ ધારા વહી જાય છે. એ જોઇને પતિપત્ની બંનેના હૃદયમાં બહુજ લાગી આવ્યું. પત્નીને બહુજ પશ્ચાત્તાપ થયો. તેઓ શ્રી પ્રભુના ચરણકમળમાં પડયાં અને વારંવાર સાષ્ટાંગ પ્રણામ કરીને તે દયાળુ પાસે ક્ષમાની પ્રાર્થના કરવા લાગ્યાં. ગીતા પંડયા પોતાના બંને હાથ જોડીને નમ્રતાપૂર્વક ભક્તિથી ગદ્ગદિત કંઠે કહેવા લાગ્યાઃ “ હે પ્રભુ ! હે મહામહિમાર્ણવ ! તમારો મહિમા અમે પામર મનુષ્યો શું જાણીએ ? તેથીજ પ્રભુ ! અમે પ્રત્યેક પળે અપ-રાધ કરીએ છીએ; પરંતુ હે પ્રભુ ! તમારી બલિહારી છે ! તમે અશરણશરણ છો ! શરણે આવેલાનું રક્ષણ કરો છો ! જે કોઇ આપને શરણે આવે છે, તેનો સમસ્ત ભાર તમે પોતેજ વહન કરો છો. હે મહિમામય ! શું તમારા મહિમા કરતાં અજ્ઞાન મનુષ્યોનો મોહ–મહિમા અધિક છે ? તેઓ આપના જેવા દયાળુ–કૃપાળુ પ્રભુને કેમ ભૂલી જાય છે ? હે પ્રભુ ! તમારી સેવાનો ત્યાગ કરીને જે બીજે માર્ગે વિચરે છે, તેના જીવનને ધિક્કાર છે, ધિક્કાર છે. હાય ! તેઓ આ દુસ્તર ભવસાગર કેવી રીતે તરી શકશે ? હે કરુણામય ! આ મારી પત્ની અબળા–સ્ત્રી જાતિ છે, તે કાંઇ પણ સમજતી નથી; મહા મૂર્ખ છે, તેથીજ તે આપનો મહાન અપ-રાધ કરી બેઠી છે. હે નાથ ! તેનો આ અજ્ઞાનકૃત અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો. હે દયાનિધિ ! તમે જો ક્ષમા નહિ કરો, તો બીજું કોણ કરશે ? હે પ્રભુ ! આ અખિલ વિશ્વમાં તમારા સિવાય અમારૂં કોઈ નથી. દયામય ! અમારો અપરાધ ક્ષમા કરો અને

અમે અમારૂં જીવન આપના ગુણનું કીર્તન કરવામાં વ્યતીત કરીએ એવો આશીર્વાદ આપો."

શુદ્ધ હૃદયથી પ્રીતિપૂર્વક આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં બ્રાહ્મણે એક વાર ફરીથી શ્રીપ્રભુના મુખમંડળ સામું જોયું તો– શ્રીપ્રભુના મુખમાંથી નીકળતી રુધિરધારા બંધ થઇ ગયેલી જણાઇ, તેમનું મુખકમળ પ્રફુલ્લ થઇ ગયું અને તેઓ જાણે હાથના સંકેતથી "तथास्तु" કહીને આશીર્વાદ આપતા હોય એમ જણાયું. તે જોઇને ગીતા પંડયાને બહુજ આનંદ થયો. ત્યાર પછી તેઓ શ્રીપ્રભુ પાસેથી વિદાય લઇને પત્ની સાથે પ્રસન્ન ચિત્તે ઘેર આવ્યા. આવીને જુએ છે તો બાલકબાલિકાઓ જઠરની જ્વાળાથી કરુણ સ્વરે રુદન કરી રહ્યાં છે, તેમને લઈને સઘળાંએ એકત્ર ભોજન કર્યું. કૃપામયની કૃપાથી હવે તેમને ઘેર કશાનો પણ અભાવ રહ્યો નહિ. આનંદ અને ઇશ્વરભક્તિમાંજ તેમણે પોતાની માનવલીલા પૂર્ણ કરી અને દેહાન્ત થતાં લીલામય પ્રભુના શાંતિ-રાજ્યમાં પ્રવેશ કરીને પૂર્ણાનંદને પામ્યાં.





# ૧૨–શાન્તોબા

## (૧)

મોગલ બાદશાહોના શાસનકાળમાં દક્ષિણમાં "રંજનમ્" નામના ગામડામાં શાન્તોબા નામનો એક ધનવાન મનુષ્ય નિવાસ કરતો હતો. તેની સાંસારિક સુખસમૃદ્ધિ બહુ સારી હતી. દેશમાં તેનું યથેષ્ટ સન્માન હતું. દુઃખ અથવા અભાવ શું ચીજ છે તેની તો તેને ખબરજ નહોતી. તે આ દુનિયાની મઝા જેટલી લૂંટાય એટલી લૂંટતો હતો અને અહર્નિશ તેમાંજ નિમગ્ન રહેતો હતો; પરંતુ તેમાં તે જે આનંદ માનતો હતો, તે ખરો આનંદ નહોતો. એ તો આનંદની માત્ર છાયાજ હતી; પરંતુ એવો વિચાર તેના મનમાં સ્વપ્ને પણ આવ્યો નહોતો.

ભગવાનની લીલા ન્યારી છે. તે એક ક્ષણમાત્રમાં રાઇનો પર્વત અને મહા મૂર્ખને જ્ઞાની બનાવી દે છે. જેના ઉપર તે કૃપાળુ પ્રભુની કૃપાદૃષ્ટિ પડે છે, તેની સ્થિતિમાં મોટો ફેરફાર થઇ જાય છે; ભગવાન તેને સુમાર્ગે ચઢાવે છે અને મોક્ષ અથવા ભગવત્-પ્રાપ્તિના અનેક યોગો મેળવી આપે છે. શાન્તોબાને પણ તેમજ થયું. એક મહાન ભગવદ્ભક્તની કરુણાથી તેમનું ભાગ્યચક્ર ફરી ગયું. દૈવયોગે એક દિવસ તેઓ તેમના સમયના ભક્ત-ચૂડામણિ તુકારામ મહારાજના સમાગમમાં આવ્યા. તુકારામ

મહારાજના ઉપદેશોએ તેમના હૃદય ઉપર બહુજ અસર કરી. ભક્તચૂડામણિના અનુપમ ઉપદેશથી તેમનો ભ્રમ ભાગી ગયો. તેમના હૃદયમાં અપૂર્વ આનંદ થયો. આ આનંદ આગળ તેમને પોતાનો સાંસારિક આનંદ તુચ્છ–નિર્માલ્ય લાગ્યો. જાણે તેમની ઉપર કોઈએ જાદૂ કર્યો હોય, તેમ તેઓ સ્તબ્ધ થઈ ગયા અને તેમની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. આ વખતે તેમને નૂતન નયનો પ્રાપ્ત થયાં. એ નયનોએ તેમને જે કાંઈ બતાવ્યું, તે સઘળું નૂતન–નવીનજ હતું. એ નયનોએ તેમના નવજીવનનો પણ આરંભ કરી દીધો.

આજે શાન્તોબા જે કાંઇ જુએ છે, તે પહેલાંની સાથે બિલકુલ મળતું આવતું નથી. બધુ એથી વિપરીતજ લાગે છે. પહેલાં જે અમૃતમય લાગતું હતું તે હવે તેમને વિષવત્ લાગે છે. પહેલાં જેને તેઓ " મારૂં પોતાનું " કહેતા હતા તેને જોતાંજ આજે તેમને વિરક્તિ ઉત્પન્ન થાય છે. આજે તેમની હૃદયતંત્રી સ્વતંત્ર રાગરાગિણીનો આલાપ કરી રહી છે અને તેના ઝણકાર મેઘમલ્હારની પેઠે શાન્તોબાના અહંકારના દીપક રાગને શાંત શીતળ કરી નાખે છે; તેનું માધુર્ય પણ ચિરનવીનતાથી પરિપૂર્ણ જણાય છે.

શાન્તોબા આજે તદ્દન બદલાઇ ગયા છે, તેમના વિચારો ફરી ગયા છે. આટલા દિવસ તેમને કેવળ ઈંદ્રિયો તૃપ્ત કરવાના અથવા તો કામિની–કાંચનનાજ વિચારો આવતા હતા; પરંતુ હવે તેમની ગતિ બદલાઈ ગઇ છે. તે તદ્દન વિપરીત દિશામાંજ વહન કરી રહી છે. હવે તેમને " હાય, મેં એક તુચ્છ સુખમાં મનુષ્યજીવનનો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવી નાખ્યો છે, તો હવે મારી શી ગતિ થશે ? હવે હું શ્રીહરિના પાદપદ્મને કેવી રીતે મેળવી શકીશ ? હાય, હવે મારૂં જીવન પણ પૂર્ણ થવા આવ્યું છે. થોડા સમયમાંજ યમરાજાના દૂતો આવીને મને યમદ્વારમાં લઇ જશે. હાય,

તે વખતે હું શું જવાબ દઈશ ? હે પ્રભુ ! હે દીનદયાળ ! હવે હું શું કરૂં ?” એવા વિચાર આવે છે.

આ પ્રમાણે વ્યાકુળ ચિત્તે વિચાર કરતાં કરતાં શાન્તોબાને એક વિચાર સૂઝી આવ્યો. અંતર્યામીની પ્રેરણાથી તેમણે પોતાની આસક્તિની સકળ સામગ્રીનો-જનની, સ્ત્રી, વિષયવૈભવ-સર્વનો પરિત્યાગ કર્યો. વેદજ્ઞ બ્રાહ્મણોને અને પોતાના નોકરચાકરોને પોતાની અખૂટ ધન સંપત્તિ આપી દઈને ઉચ્ચ સ્વરે હરિનામની ઘોષણા કરતા કરતા તેઓ ઘરની બહાર નીકળી પડયા. આ વખતે ‘પોતાનું’ કહેવાને તેમની સાથે તેમનું એકમાત્ર કૌપીનજ રહ્યું હતું. લોકલજ્જાનો ભય ન હોત, તો તે પણ સાથે લીધું ન હોત. ઘરની બહાર નીકળીને શાન્તોબાએ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં તેઓ ભીમા નદીને કિનારે આવી પહોંચ્યા. નદીને જોઇને તેમને ભય થયો નહિ. થાય પણ કેમ ? અહા, જે અપાર સંસાર-સાગર તરવાને-તેની પેલી પાર જવાને અનંતના માર્ગમાં ચાલે છે, તે એક સામાન્ય નદી જોઇને ભયભીત કેમજ થાય ? શાન્તોબા એક ક્ષણ પણ વિચાર કરવા ન રોકાતાં એકદમ નદીના અગાધ જળમાં પડયા અને જોતજોતામાં નદીને સામે કિનારે ચાલ્યા ગયા. અહા ! ત્યાં જઇને જુએ છે તો પાસે પર્વત આવેલો છે, પરંતુ તે પર્વત પણ તેમની ગતિ રોકી શકયો નહિ. શાન્તોબાએ તે પર્વત ઉપર ચઢવા માંડયું. ત્યાંની શાંતિમય શોભા જોઇને તેમને બહુજ આનંદ થયો. તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: “અહા, કેવું પ્રાકૃતિક શોભાપૂર્ણ એકાંત સ્થાન છે ! અહો ! લોકાલયમાં આવા પવિત્ર સૌંદર્ય અને માધુર્યની નિઃસ્તબ્ધતા કયાંથી હોય ? અહા, આવું ઝરણાનું જળ, પક્ષીઓનાં દળ અને તેમનાં મધુર સંગીતો ત્યાં કયાંથી મળે, કે જેના શ્રવણમાત્રથીજ મન શાંત થઇ જાય છે.” બસ, હવે હું આ સ્થાન છોડી-

ને ક્યાંય પણ જઇશ નહિ. આ પર્વતની ગુહાઓમાં રહીનેજ તે સર્વ ગુહાવિહારી શ્રીહરિની આરાધના કરીશ.”

શાન્તોબા પાંજરામાંથી છૂટેલા પક્ષીની પેઠે, કમળ–કોષ-મુક્ત મધુકરની પેઠે, તે મુક્તક્ષેત્રમાં સ્વતંત્રપણે રહેવા લાગ્યા. અહા! અહીંયાં તેમને કેટલો બધો આનંદ થાય છે! પંખી બોલે છે તે સાંભળીને પોતે પણ “હરિ હરિ” કરી ઊઠે છે. મોર કલા કરીને નાચે છે, તેને જોઇને પોતે પણ નાચવા મંડી જાય છે. નિર્ઝરિણીનાં ગાન સાંભળીને તેઓ પણ હરિગુણ ગાતાં ગાતાં આત્મભાન ભૂલી જાય છે. પશુપક્ષી વગેરે ગમે તે પ્રાણીને ગાન કરતાં સાંભળીને તેઓ પણ અવ્યક્ત અસ્ફુટ સ્વરે તેમનું અનુકરણ કરે છે અને તેમનું માધુર્ય તેમનાથી વધી જાય છે. તેમના કંઠમાંથી નીકળતી અમૃત સરખી સંગીતલહરીથી સમગ્ર વનભૂતિ વારંવાર છવાઇ જાય છે. એમના મનોહારી ગાનના પ્રભાવથી હિંસક,અહિંસક સકળ પ્રાણીઓ શાન્તોબા પ્રતિઆકર્ષાવા લાગ્યાં.તરુ, લતા અને તારાઓ પણ જાણે તેમના પ્રેમથી ડગમગવા લાગ્યાં. આજે તે ભૂમિનાં સઘળાં વૃક્ષ અગણિત ફલ અને ફૂલના ઝૂમખાઓથી શોભી રહ્યાં છે. આટલાં ફળફૂલ શાન્તોબાના આવવા પહેલાં એ સ્થળે જોવામાં આવ્યાં નહોતાં. પહેલાં વનની ઔષધીઓમાં પણ આજના જેટલી સુવાસ નહોતી અને વનભૂમિ પણ આજના જેટલી શોભાયમાન લાગતી નહોતી. શાન્તોબા આજે આ શાંતિમય ક્ષેત્રમાં સુખપૂર્વક વિચરે છે.

(૨)

આ સંસારમાં જે એકને સારૂં લાગે છે, તે બધાને સારૂં લાગતું નથી, તેમ જે એકને ખરાબ લાગે છે, તે દરેકને ખરાબ પણ લાગતું નથી; આ સંસારનો એવોજ નિયમ છે કે જે એકને અમૃતસમાન ગુણકારી લાગે છે, તે બીજાને વિષ જેવું થઇ પડે છે.

જેનાથી શાન્તોબાને આટલી બધી શાંતિ મળી હતી, તેજ તેમનાં માતાપિતા અને પત્નીને માટે અશાંતિનું કારણ થઇ પડયું. તેથી તેઓ કોઇ પણ ઉપાયે શાન્તોબાના આ શાન્તિમય સંસારમાં વિક્ષેપ નાખી તેમને પાછા પોતાના અધિકારમાં લાવવાનો વિચાર કરવા લાગ્યાં. વિચાર કરતાં કરતાં તેમની માતાએ એક ઉપાય શોધી કાઢયો. તેમણે પોતાની પુત્રવધૂને સારાં સુશોભિત વસ્ત્રા-ભૂષણોથી વિભૂષિત કરીને શાન્તોબાની પાસે મોકલવાનો વિચાર કર્યો. અનુપમ રૂપલાવણ્યવતી પોતાની પત્નીને જોતાંજ શાન્તોબા તેના મોહપાશમાં ફસાશે અને તેણી પોતાના હાવભાવ તથા કટાક્ષ-થી પતિને ભોળવીને ઘેર લઈ આવશે એમ શાન્તોબાની માતા ધારતાં હતાં. અહા, કેવો અપત્ય–સ્નેહ! પુત્રવિરહી વૃદ્ધ જનની-એ એટલું પણ ન વિચાર્યું કે, જે સુંદરીને શાન્તોબાને ભોળવવા મોકલવાની છે, તેનાજ સ્નેહની જાળમાંથી તેઓ છટકી ગયેલા છે!

સાસુની આજ્ઞા લઇને શાન્તોબાની પતિવ્રતા પત્ની એક માણસની સાથે પતિને તેડી લાવવા ઘરની બહાર નીકળ્યાં. અહા! આજે તેમને અપૂર્વ આનંદ થાય છે. તેઓ જોસભેર પતિને મળવા-ને ચાલે છે અને મનમાં ને મનમાં વિચાર કરે છે; “ લવાશે તો તો જરૂર લાવીશ. પરંતુ નહિ આવે તોપણ તેમનાં દર્શન તો થશે! મારો ત્યાગ કરીને પણ જો તેઓ સુખી હશે તો તેમાં પણ હું સુખ માનીશ. હું તેમના સુખમાં અંતરાય–વિઘ્ન નાખીશ નહિ. બસ, ફકત પતિદેવનાં દર્શન થાય તો તે પણ પરમ લાભ છે. હું તેટલાથીજ સંતોષ માનીશ.” આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેઓ તે દુર્ગમ વિકટ માર્ગ વટાવીને શાન્તોબાની પાસે આવી પહોંચ્યાં. લજ્જાવતી પુષ્પલતાની પેઠે અવનત મસ્તકે તેમની પાસે જઇને ઊભાં રહ્યાં. મનમાં ઘણું ઘણું કહેવાનો વિચાર થયો; પરંતુ તેમનો કંઠ રૂંધાઇ ગયો અને એક શબ્દ પણ બોલી શકાયો નહિ.

અનુપમ સૌંદર્યશાલિની પ્રિયતમા પત્નીને સોળે શણગાર પહેરીને પોતાની પાસે ઊભેલી જોવા છતાં પણ શાન્તોબાનું ચિત્ત એક અણુમાત્ર પણ ચળ્યું નહિ. તેમના મનમાં કોઇ પણ જાતનો વિકાર થયો નહિ. આગલાં ધન-સંપત્તિ અને વિષય-વૈભવ પણ યાદ આવ્યાં નહિ. તેઓ અચળ-અટલ ભાવે જેમના તેમ બેસી રહ્યા. આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થઈ ગયો, પરંતુ બેમાંથી એકનું પણ મોં ફાટયું નહિ, કોઇ કાંઇ પણ બોલી શકયું નહિ. સતી પણ ઊંડા વિચારમાં ગરકી ગયાં. આ વિચારમાં તેઓ પોતાના આવાગમનનો મુખ્ય હેતુ અને સાસુની આજ્ઞા પણ વીસરી ગયાં. શાન્તોબાને ફસાવીને ઘેર લઇ જવાને બદલે તેઓ પોતેજ ત્યાં ફસાઇ પડયાં. ત્યાર પછી તેઓ ધીમે ધીમે પતિના ચરણકમળમાં પડી ગયાં અને બન્ને હાથે તેમના બન્ને ચરણો પકડીને રડતાં રડતાં બોલવા લાગ્યાં: "દેવ ! તમે તમારા ભગવાનની આરાધના કરવાને અમારો ત્યાગ કરીને આવ્યા છો તે ઠીક છે, પરંતુ હે નાથ ! તમારા સિવાય મારે બીજા ભગવાન નથી. તમેજ મારા પ્રભુ છો, તમેજ મારા પ્રત્યક્ષ ભગવાન છો. હે નાથ ! તમને મૂકીને હું બીજા કોની સેવા કરૂં ? આજે આ દાસી તમારા ચરણકમળની સેવા કરવાને આવી છે, તો શું તેને આશ્રય આપી તેની સેવા અંગીકાર નહિ કરો કે ?"

અબળા હવે એક શબ્દ પણ વધારે બોલી શકી નહિ. તેઓ નિશ્ચેષ્ટ ભાવે પતિના ચરણમાં પડી રહ્યાં. હવે શાન્તોબાની વાચા ફૂટી; કામની પ્રેરણાથી નહિ, પરંતુ કર્તવ્યની પ્રેરણાથી. તેઓ આંતરિક દૃઢતાથી બોલી ઊઠયા: "ભલે, તું મારી પાસે રહે, પરંતુ મારી પેઠેજ રહેજે. જો તું તારાં આ અમૂલ્ય વસ્ત્રાભૂષણો નાખી દઇ મારી પેઠે સાદાં વસ્ત્રો ધારણ કરીશ તોજ અહીંયાં રહી શકીશ, નહિ તો તું તારે રસ્તે ચાલી જા. હું તને બિલકુલ

રોકતો નથી.” સતીએ પતિનાં વચનો સાંભળી તે પ્રમાણે વર્તવામાં ક્ષણ પણ વિલંબ કર્યો નહિ. તેજ વખતે તેઓ પોતાના અમૂલ્ય શણગારો નાખી દેવા તત્પર થયાં અને તે નાખી દઈ સામાન્ય તાપસીના વેશમાં તપસ્વી સ્વામીની સેવામાં રોકાયાં. આજે આ કઠોર પર્વત પ્રદેશમાં પતિવ્રતાના મનમાં જે આનંદનો અનુભવ થતો હતો, તેવો આનંદ તેમણે પોતાના વિલાસવૈભવથી પૂર્ણ સુરમ્ય અટ્ટાલિકાઓમાં પણ કોઈ વાર અનુભવ્યો નહોતો.

(૩)

આ પ્રમાણે આનંદમાં પતિ–પત્ની દિવસ નિર્ગમન કરે છે. એક દિવસ શાન્તોબાએ પત્નીની અવસ્થા કેટલી ઉન્નત થઈ છે, આત્મસંયમ કરવામાં તેમણે કેટલી દૃઢતા મેળવી છે, તેની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. બીજે દિવસે જ્યારે તે દંપતી વનનાં ફળમૂળથી અને ઝરણાંના જળથી પોતાની ક્ષુધા–પિપાસા શાંત કરતાં હતાં, તે વખતે શાન્તોબાએ પોતાની પત્નીને ઉદ્દેશીને કહ્યું: “સતિ! ઘણા દિવસ થયા રોટલી ખાધી નથી, તો આજે ગામમાં જઈને રોટલીના ટુકડા માગી લાવો તો કેવું સારૂં?” સ્વામીનું કથન પૂરૂં થયું એટલામાંજ પતિવ્રતા બોલી ઊઠયાં: “દેવ આપની આજ્ઞા છે તો આજે ગામમાં જઈને ભિક્ષા માગી લાવીશ.” તે સાંભળીને શાન્તોબા બોલ્યા: “વારૂ, ત્યારે ભિક્ષાર્થે જાઓ, પરંતુ જોજો, રોટલીના ટુકડા સિવાય બીજું કાંઈ પણ લેશો નહિ.” “જેવી આજ્ઞા” કહીને સતીએ ચાલવા માંડયું. અહા! જન્મથીજ જેઓ ઐશ્વર્યમાં ઊછર્યાં હતાં અને અત્યાર સુધી જેઓ અંતઃપુરમાં ગોંધાઈ રહ્યા હતાં, તે શાન્તોબાનાં પત્ની ભિક્ષા શું છે, તે પણ જાણતાં નથી; પરંતુ શું કરે? આજે તેઓ તે ખડબચડા અને કાંટાવાળા પર્વતનો માર્ગ વટાવીને ગામમાં ભિક્ષા માગવાને જાય છે. આજે તેમના અંગ ઉપર આભ-

રણ નથી, પહેરવાને સારૂં વસ્ત્ર નથી અને માથામાં તેલ સરખું પણ નથી. આમ છતાં આવાં ફાટેલાં વસ્ત્રોથી અને છૂટાછવાયલા કેશકલાપથી પણ તેઓ બહુજ શોભી રહ્યાં હતાં. પતિવ્રતાનું સમુજ્જવલ તેજ તેમના મુખમંડળ ઉપર સ્ફુરી નીકળ્યું હતું. જે કોઇને તેમનાં દર્શન થતાં તેઓ તેમને વનપ્રદેશનો ત્યાગ કરી ગામમાં પધારેલાં વનદેવી ધારીને પ્રણામ કરતાં હતાં.

ગામમાં પ્રવેશ કરીને સતી ઘેરેઘેર ભિક્ષા માગવા લાગ્યાં. આ પ્રમાણે ફરતાં ફરતાં દૈવયોગે તેઓ પોતાની નણંદને ઘેર આવી પહોંચ્યાં. પોતાની ભાભીને ભિખારણના વેશમાં જોઇને તેમને બહુજ લાગી આવ્યું. આંખમાં અશ્રુનાં બિંદુઓ ઊભરાઇ આવ્યાં અને રડું રડું થઇ ગયાં. મહા મુસીબતે આંસુને અટકાવીને તે શાન્તોબાની પત્નીને પૂછવા લાગી: "અરે, ભાભી! તમારી આ દશા કેમ? શું મારા બાપદાદાની ધનસંપત્તિ નષ્ટ થઈ ગઇ?" નણંદના વચનોના ઉત્તરમાં સતીએ પતિના વૈરાગ્ય અને ગૃહત્યાગાદિની સઘળી બીના એક પછી એક સંક્ષેપમાંજ કહી સંભળાવીને કહ્યું કે, "બહેન! તમારા ભાઇને ભૂખ્યા મૂકીને અહીં આવેલી હોવાથી હું વધારે સમય રોકાઈશ નહિ. જો તમારાથી એક રોટલીનો ટુકડો અપાય તો આપો, નહિ તો હું જાઉં છું." એમ બોલતાં બોલતાં સતીએ ચાલવા માંડયું. "ના, ના, મારા સમ. જરા થોભ, થોભ." એમ કહીને નણંદ ઘરમાં ગઇ અને એક મોટા પાત્રમાં ઘરમાં તૈયાર થયેલી ભોજનસામગ્રી શીરો, પૂરી તથા શાકભાજી વગેરે લઇ આવી. સતી તે સામગ્રી લેતાં પણ નથી અને તેમની નણંદ તેમને છોડતાં પણ નથી. આ પ્રમાણે કેટલોક સમય ચાલ્યો ગયો. "સ્વામી હજુ ભૂખ્યા છે" એજ વિચાર સતીના મનમાં આવ્યા કરતો હતો, એટલે હવે તેઓ વધુ સમય ગુમાવી શકયાં નહિ; તેથી નણંદ પાસેથી

ભોજન–પાત્ર લઇ ત્યાંથી ચાલ્યાં ગયાં. સતી જેમ બને તેમ ઉતાવળે ચાલે છે; પરંતુ માર્ગ વિકટ હોવાથી તેમનાથી જલદી ચાલી શકાતું નથી. તેથી ઘડીકમાં ધીમાં પડે છે, આથડિયાં ખાય છે અને કોઇ કોઇ વાર પડી પણ જાય છે; પરંતુ સતી તેને ગણકારતાં નથી. તેઓ વળી પાછાં ઊઠે છે અને સાવચેતીથી જેમ બને તેમ ઉતાવળે પગે આગળ ચાલવા માંડે છે. આ પ્રમાણે અનેક કષ્ટો સહન કરી સતી શાન્તોબા પાસે આવી પહોંચ્યાં અને ભોજન–પાત્ર તેમની પાસે મૂકી તેમની અન્ય આજ્ઞાની રાહ જોતાં પાસેજ ઊભા રહ્યાં.

શાન્તોબાએ પ્રશાન્ત નયને સતીએ મૂકેલું ભોજનનું પાત્ર જોઇ લીધું; પરંતુ ક્ષણમાંજ તેમના નયનનો તે શાન્તભાવ શમી ગયો. તેમણે તીક્ષ્ણ નેત્રે સતી સામે જોઇને કહ્યું: “ આવું ભોજન લાવવાનું તમને કોણે કહ્યું હતું? લાવવાના કહ્યા રોટલીના ટુકડા અને લાવ્યાં શીરોપૂરી! જાઓ! આ સઘળું જેને ત્યાંથી લાવ્યાં હો તેને પાછું આપી દો અને લાવવું હોય તો ઘેરઘેર ભટકીને રોટલીના ટુકડા માગી લાવો. પતિની ક્રોધયુક્ત વાણી સાંભળી પતિવ્રતાએ ગામમાં જે કાંઇ બન્યું હતું તે કહી સંભળાવ્યું અને કહ્યું કે, “ તમારી બહેનના અતિશય આગ્રહથીજ આ વસ્તુઓ આણી છે. મારી ઇચ્છા અને આપની આજ્ઞા ન હોવા છતાં પણ તેની પાસે મારૂં કાંઇ નહિ ચાલવાથીજ આ લાવી છું; માટે યોગ્ય લાગે તો ગ્રહણ કરો.” આ સાંભળીને પણ શાન્તોબાએ તેનો સ્વીકાર કર્યો નહિ.

(૪)

ઇશ્વર ઉપર જેની ભક્તિ છે, તે ઇશ્વરાજ્ઞાને અનુસરવા માટે શું નથી કરતા? પર્વત ઉપર ચઢવું તથા ઊતરવું પડેલું હોવાથી

અને માર્ગમાં અનેક કષ્ટો સહન કરવાં પડેલાં હોવાથી સતીનું શરીર થાકીને લોથ બની ગયું છે; થર થર કંપે છે અને શ્વાસ માતો નથી; પરંતુ તેવી સ્થિતિમાં પણ પતિદેવની આજ્ઞા થતાંજ એક ક્ષણ પણ ન થોભતાં ગામ તરફ ચાલવા માંડયું. શા માટે ન ચાલે? પતિ એજ તેમના પરમેશ્વર હતા. તેઓ પતિદેવતાનાં અપૂર્વ ભક્ત હતાં. મન, વાણી અને કર્મથી તેમનીજ પ્રીતિ સંપાદન કરવાને તે ઇચ્છતાં હતાં.

સતીએ ગામમાં આવીને સ્વામીની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું. સુમિષ્ટ સંભાષણથી પોતાની નણંદને સમજાવીને પેલું ભોજનપાત્ર પાછું આપ્યું અને કેટલેક ઘેર ફરીને રોટલીના ટુકડા એકઠા કરી પર્વત તરફ ચાલવા માંડયું; પરંતુ કેવું દુર્ભાગ્ય કે તેઓ થોડે દૂર ગયાં નહિ એટલામાંજ પ્રબલ વેગથી વરસાદ વરસવા લાગ્યો. ઘનઘોર અંધારૂં થઇ ગયું. નજીકની વસ્તુ પણ દેખાતી નથી. રસ્તામાં ચાલવું પણ બહુ કઠિન થઇ પડયું, તેમ છતાં પણ સતી ધીમે ધીમે ચાલ્યાં જાય છે. પોતાના પહેરેલાં વસ્ત્રના આગલા છેડાથી રોટલીના ટુકડા ઢાંકી દીધા છે. આજે એ ટુકડા તેમને પોતાના અંગ કરતાં પણ મોંઘા થઇ પડયા છે. તેનાથી તેમના દેવ પ્રસન્ન થવાના છે. સતી આ પ્રમાણે ટાઢથી ધ્રૂજતે શરીરે ધીમે ધીમે આગળ ને આગળ ચાલ્યાં જાય છે; પરંતુ હાય! નદીતીરે આવતાંજ તેઓ એક મહાન મુશ્કેલીમાં આવી પડયાં. નદી સુધી તો તેઓ જેમ તેમ આવ્યાં; પરંતુ હવે આગળ વધાય એમ નહોતું. વરસાદથી નદીમાં રેલ આવી છે, પેલેપાર જવાને હોડી નથી, તેમ કોઇ માણસ પણ નથી, કે જેની મદદથી સામે કાંઠે જઇ શકાય. પતિવ્રતાની ચિંતાનદીએ ભીમાની ભીષણ મૂર્તિ કરતાં પણ વધારે ભીષણ ભયંકર રૂપ ધારણ કર્યું. બહાર ભીમા નદીના પ્રબળ પ્રવાહમાં થતા ઊંચાનીચા

તરંગોથી અને અંતરમાં ચિંતાતરંગિણીના તરંગો ઊભરાતા હોવાથી અબળા અતિશય આકુળવ્યાકુળ થઇ ગયાં. તેઓ "હવે આ વિષમ સંકટમાંથી મને કોણ ઉગારશે, મારા જેવી એકાકિની અસહાય રમણીનો આ વિપદ્માંથી કોણ ઉદ્ધાર કરશે?" એમ બોલતાં બોલતાં રડી પડયાં. વળી નિઃશ્વાસ નાખીને બોલવા લાગ્યાં: "હાય, હાય, કોઇ દેખાતું નથી; હાય, હવે શું થશે?" ભયથી તેમનું શરીર કંપવા લાગ્યું, દાંત કકડવા લાગ્યાં: "હાય, સંધ્યા તો થવા આવી, હવે શું થશે? અરે, સ્વામી હજુ પણ ભૂખ્યા તરસ્યા બેસી રહ્યા હશે? અરે, આટલું ખાવાનું પણ કોણ પહોંચાડે? હે પાંડવસખા, પાંડુરંગ પ્રભુ! એક વાર કૃપા કર. હે દયાળુ, કરુણાળુ! તું કયાં છે? આ કિંકરીની સંભાળ કેમ લેતો નથી?"

આ પ્રમાણે સતી પાંડુરંગ પ્રભુને પોકારે છે. સતીનું આક્રંદ સાંભળતાંજ પાંડુરંગ દેવ ભક્તની રક્ષા કરવાને તૈયાર થયા. તેઓ એક સામાન્ય નાવિકનું રૂપ લઇ સતીની પાસે આવી પહોંચ્યા અને ગંભીર સ્વરે પૂછવા લાગ્યા: "હે બહેન! આવા વરસતા વરસાદમાં તું એકલી ઘરની બહાર શા માટે નીકળી છે? અહો, ભીંજાઇ ભીંજાઇને તારૂં શરીર પણ કેવું ફિકકું પડી ગયું છે! આટલું બધું કષ્ટ વેઠીને તું કયાં જવાને તૈયાર થઇ છે?"

સતીથી આ વખતે એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેઓ નયન મીંચીને પાંડુરંગ શ્રીહરિનું ધ્યાન ધર્યા કરે છે. આ કર્ણરસાયન કંઠસ્વર સાંભળીને તેમણે ધીમે ધીમે પોતાનાં નયનો ઉઘાડયાં. ઉઘાડીને જુએ છે તો એક પ્રવીણ નૌકાવાહક પોતાની પાસે ઊભો છે. ત્યાર પછી સતીએ તે નાવિકની પાસે કરગરી પડીને તેને સઘળી હકીકત નિવેદન કરી અને છેવટમાં તેની પાસે કરુણા–ભિક્ષા માગતાં માગતાં કહેવા લાગ્યાં કે, "હે ભાઇ! જો શ્રીપાંડુરંગેજ તને અહીં મોકલ્યો છે. હવે તું મારી ઉપર

દયા નહિ કરે તો બીજું કોણ કરશે ? હે ભાઈ! તારી દયા–મદદ સિવાય હું પેલે પાર જઇ શકવાની નથી. હવે પિતાની અથવા વડિલ બંધુની પેઠે મારી સાથે સ્નેહપૂર્ણ દૃષ્ટિથી જોયા સિવાય તારો છૂટકો નથી. હે ભાઇ! ગમે તેમ કરીને તું મને સામે કાંઠે લઇ જા. અહા, મારા પતિ ભૂખ્યાતરસ્યા પેલા પર્વત ઉપર મારી વાટ જોયા કરતા હશે. હું નહિ જાઉં તો તેમને આજ ઉપવાસ થશે.”

આ પ્રમાણે બોલતાં બોલતાં સતીનો કંઠ રૂંધાઈ ગયો. હવે તેઓ એક શબ્દ પણ બોલી શકયાં નહિ. તેઓ સ્થિર થાંભલાની પેઠે આગંતુક નાવિકની તરફ આતુર નયને જોતાં જોતાં ઊભાં રહ્યાં. તે માયા–તારક નાવિકના નયનમાં કરુણાની રેખાઓ જણાવા લાગી. તેણે સ્નેહ–પાલિતા કન્યાની પેઠે સતીને પોતાની ખાંધ ઉપર લઇ નૌકામાં બેસાડયાં અને પછી સામે કાંઠે પહોંચાડી દીધાં તથા પતિવ્રતાને છેક તેમના પતિની પર્ણકુટી આગળ મૂકી તરત જ અદૃશ્ય થઇ ગયો. કૃતજ્ઞતા કે ઉપકારના એક બે શબ્દો સાંભળવાને પણ તે ઊભો રહ્યો નહિ.

આ સમયે સતીને પોતાના દેહનું પણ ભાન નથી. તેમણે શું કર્યું છે? જેમ જેમ વરસાદ વધારે ને વધારે વરસતો ગયો, તેમ તેમ તેમણે પોતાનું વસ્ત્ર ખેંચી ખેંચીને પતિને માટે માગી આણેલા રોટલીના ટુકડા ઢાંકયા હતા. આ સમયે તેઓ તદ્દન નવસ્ત્રાં છે; પરંતુ તેની તેમને બિલકુલ ખબર નથી. તેમનું મન એક પતિસેવામાંજ લુબ્ધ થઇ ગયું છે. પોતે એક રૂપયૌવન-વાળાં કુળવાન સ્ત્રી છે અને પરપુરુષ પોતાની ખાંધે બેસાડીને લઇ જાય છે અને સાથે સાથે પતિદેવ માટે આણેલાં ભોજનની રક્ષા કરતાં છેક નગ્નાવસ્થામાં આવી ગયાં છે, એ સઘળાનો વિચાર પણ કરવાનો તેમને અવકાશ નથી. આ વખતે પતિદેવ પાસે રોટલી-ના ટુકડા ધરવા માટે જેવાં તે તેની ઉપર ઢાંકેલું વસ્ત્ર ખસેડવા

જાય છે કે, તરતજ તેમને પોતાની સ્થિતિનું ભાન થયું. તેઓ મનમાં ને મનમાં ક્ષોભ પામવા લાગ્યાં: "હાય, નાવિકે મારે માટે શો અભિપ્રાય બાંધ્યો હશે ?" એ વિચારથી તેઓ એકાએક લજ્જાવશ થઈ ગયાં અને રોટલી ઉપરથી ઢાંકેલુ વસ્ત્ર કાઢી પહેરી લઇ પ્રફુલ્લ ચિત્તે પતિ પાસે જઇને ઊભાં.

(૫)

પરંતુ જે રોટલીના ટુકડાઓ માટે આટલું બધું કષ્ટ વેઠવામાં આવ્યું તે પણ શાન્તોબાના ઉપયોગમાં આવ્યા નહિ. શાન્તોબાનાં પત્નીએ પોતાના પ્રાણથી પણ અધિક રીતે સાચવેલા તે ટુકડાઓ બહાર કાઢયા અને વિનીતભાવે પતિદેવની સન્મુખ મૂકી દીધા, પરંતુ શાન્તોબાએ તે તરફ દૃષ્ટિપાત પણ કર્યો નહિ; કેમકે સતીના શરીરનું નિરીક્ષણ કરવામાંજ તેઓ લીન થઈ ગયા હતા. સતીને જોઇને તેમને બહુજ અચંબો થયો. સતીનું અનુપમ સૌંદર્ય અને રાજકુંવરી જેવું રૂપલાવણ્ય અને તેમની કમનીય પવિત્ર કાન્તિ જોઇને તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા. જાણે નવવસંતનું પૂજન કરવાને સાક્ષાત્ વનદેવીજ હાથમાં અનેક સુંદર અને સુવાસિત પુષ્પો લઇને પોતાની પાસે ઊભેલાં હોય, એમ તેમને લાગ્યું. અહા ! પરંતુ તે જાણતા નથી કે, જેના ચરણસ્પર્શથી કાષ્ઠની નાવ સુવર્ણમય થઇ ગઇ હતી, જેના શ્રીઅંગના સ્પર્શથી કદ્રૂપી કુબ્જા સર્વાંગ સુંદરી થઇ ગઈ હતી, તેજ પ્રભુનો સ્પર્શ આજે પોતાની પતિવ્રતા પત્નીને થયો છે. સતીના રૂપલાવણ્યમાં એકાએક આટલો બધો ફેરફાર થઇ ગયેલો જોઇને શાન્તોબાએ વિસ્મય પામતાં પામતાંજ સતીને પૂછયું: "સાધ્વિ! કહે કહે, તું આવા વિકટ સમયમાં નદી ઓળંગીને આ પાર કેવી રીતે આવી શકી ?"

પતિવ્રતાએ કહ્યું: "દેવ ! આપના આશીર્વાદથી નદી પાર

કરવામાં મને બિલકુલ દુઃખ પડયું નથી. વધારે તો શું, પણ હું કેવી રીતે નદી પાર આવી તેની પણ મને ખબર પડી નથી. ગામમાંથી જયારે હું નદી–કિનારે આવી, ત્યારે નદીનું પૂર જોઇને મારા મનમાં બહુજ ઉદ્વેગ થયો હતો. અહા ! પ્રભુ ! તેની શું વાત કહું ! આપની આજ્ઞા પ્રમાણે હું બહેનને ઘેર ગઈ અને તેમને ઘણું ઘણું સમજાવીને પેલા ભોજ્ય–પદાર્થો પાછા આપ્યા. ત્યાર પછી કેટલેક ઘેર ફરી ફરીને કેટલાક રોટલીના ટુકડાઓ એકઠા કર્યા. એક તો આપ ભૂખ્યા હતા અને મારે પણ આટલે છેટે એકલાં આવવાનું હોવાથી હું તરતજ પાછી ફરી. થોડે આવી ન આવી એટલામાંજ વૃષ્ટિ થવા માંડી. માર્ગમાં અતિશય કાદવકીચડ થઇ ગયો અને ચાલવાનું બહુજ મુશ્કેલ થઈ પડયું. અનેક કષ્ટે કેટલીક વારે હું નદીકિનારે આવી પહોંચી; પણ ત્યાં જોઉં છું તો નદી ચારે કાંઠે ભરપૂર હતી. કિનારે કોઇ નાવિક પણ નહોતો; તેમ જળમાં નૌકા પણ નહોતી. નદીનાં ઊછળતાં મોટાં તોફાની મોજાંઓ જોઇને મારૂં મન ભયભીત થઇ ગયું. અરે, તે વખતે ભીમાએ કેવું ભીષણ સ્વરૂપ ધારણ કર્યું હતું ! જાણે રણરાગિણી ચંડિકા, ધવળ ફીણની કપોળ–માળા ધારણ કરીને તરંગો ઉપર તાંડવ નૃત્ય ન કરતાં હોય ! ઘોર અંધકારને લીધે દિવસ હોવા છતાં પણ કાંઈ દેખી શકાતું નહિ. વીજળીનો ચમકારો, સ્મશાનમાં બળતી ચિતાની અગ્નિ–જ્વાળા અને તેમાંથી નીકળતો હૃદયવિદારક શબ્દ, મેઘની ઘોર ગર્જના અને ભીમા–ભૈરવીના "ધૂ" "ધૂ" ધ્વનિથી હૃદય ફાટી જતું હતું. "ધૂ" "ધૂ" "હો" "હો" વગેરે ગંભીર ધ્વનિ કાન સાથે અથડાતા હતા, પરંતુ તે પ્રબળ પવનના હતા કે ભૂતપ્રેતના અટ્ટહાસ્યના હતા, એ કાંઈ સમજ પડતી નહોતી. વખતોવખત ઘણા ભયાનક અવાજો થતા હતા, તે સાંભળીને મારૂં હૃદય પણ કંપી ઊઠતું હતું. જીહ્‌વામાં રસ ન-

હોતો, શરીરમાં રક્ત નહોતું અને પગમાં આગળ વધવાની શક્તિ નહોતી. છેવટે મનમાં ને મનમાં મેં પાંડુરંગ શ્રીહરિને પોકારવા માંડયા. તેમની કૃપાથી અકસ્માત એક માણુસ ત્યાં આવી પહોંચ્યો. તે સમયે મારી આંખો બંધ હતી. તે પણ તરતજ ઊઘડી ગઇ. પેલા માણુસને મેં મારી પાસે ઊભેલો જોયો. પૂછપરછ કરતાં માલૂમ પડયું કે, તે એક નાવિક હતો. મારી દુર્દશા જોઇને તેને બહુજ દયા આવી. તેણે પોતાની કન્યાની પેઠે મને ખાંધ ઉપર લઇ નાવમાં બેસાડી અને નાવમાંથી ઊતર્યા પછી પણ છેક આપણા આશ્રમ સુધી મૂકીને, જોતજોતામાં કોણ જાણે કયાંય અદૃશ્ય થઇ ગયો, તેની ખબર ન પડી.”

શાન્તોબા આ સઘળું સાંભળે છે અને જેમ જેમ સાંભળતા જાય છે, તેમ તેમ વધારે આશ્ચર્યચકિત થતા જાય છે. પત્નીનાં છેવટનાં વચન સાંભળીને તેમનું શરીર કંપી ઊઠયું. નયનમાંથી દડ દડ અશ્રુધારા વહેવા લાગી અને કંઠ રૂંધાઈ ગયો. ત્યાર પછી થોડી-વારે ગદ્‌ગદ્ કંઠે સતીને સંબોધીને બોલ્યા: “ભાગ્યવતિ! શું તું ફક્ત એક વાર પણ મને તે નાવિકને નહિ બતાવે? દેવિ! હું તેને માટેજ સમસ્ત સંસારનો ત્યાગ કરી આ નિર્જન સ્થાનમાં આવ્યો છું.” આમ બોલતાં બોલતાં શાન્તોબા આવેશમાં આવી ગયા, તેમની આંખોમાંથી અશ્રુબિંદુઓ જોસભેર વહેવા લાગ્યાં. વળી તેઓ આવેશમાં ને આવેશમાંજ બોલી ઊઠયા: “શું આટલે સુધી આવ્યા અને અહીં આવતાં થાક લાગ્યો? લાગે, લાગે.ભલે, સુંદરિ! તમે આ રોટલીના બધા ટુકડા પશુપક્ષીઓને ખવડાવી દો. જયાં-સુધી તે નાવિક આવીને મને દર્શન નહિ આપે, ત્યાંસુધી હું પાણી પણ પીવાનો નથી. બસ, આમ ને આમજ ભૂખ્યો તરસ્યો બેસી રહીશ. હવે હું પણ જોઉં છું કે તે કેવો નથી આવતો? હે સતિ! તને ધન્ય છે! તેં તે પરમકૃપાળુ પ્રભુના અંગના સ્પર્શનો અમૂલ્ય

લાભ મેળવ્યો છે.”

પતિની આજ્ઞા સતીએ માથે ચઢાવી. તેમણે તેજ વખતે પતિની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું અને રોટલીના ટુકડાઓ પશુપક્ષીઓને ખવડાવી દઈ સ્વામી પાસે પાછાં આવ્યાં. હજુ સુધી શાન્તોબાએ કાંઇપણ ખાધું નથી, તેથી સતી પણ ભૂખ્યાંજ છે. પતિના જમ્યા સિવાય તેઓ પણ કેવી રીતે જમી શકે ? આ પ્રમાણે પતિ–પત્ની બંને જણ ભૂખ્યાંતરસ્યાં ત્યાં ને ત્યાંજ બેસી રહ્યાં.

આ સમય દરમિયાન એક બીજો વિચિત્ર બનાવ બન્યો. ભકત શાન્તોબા આજે કેટલાક દિવસથી ઉપવાસી છે. ભક્તાધીન ભગવાનથી તે સહન થઈ શકયું નહિ; તેથી તેમણે તે પર્વત પાસે આવેલા ગામના એક વૈશ્ય ભકતને પર્વત ઉપર જઇ ક્ષુધાર્ત ભકત શાન્તોબાને ભોજન કરાવી મહત્ પુણ્ય પ્રાપ્ત કરવાની સ્વપ્ન માર્ગે આજ્ઞા કરી. સ્વપ્ન પૂરું થતાંજ તે વૈશ્ય જાગી ઊઠયો અને પોતાને સ્વપ્નમાં થયેલી ભગવદ્ આજ્ઞાનું પ્રતિપાલન કરવાને અનેક જાતનાં મિષ્ટાન્ન તૈયાર કરાવી શાન્તોબા પાસે આવી પહોંચ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો: “ મહાત્મન્ ! ભગવદ્ આજ્ઞાથી આજે હું આ ભોજનથી સામગ્રી આપની પાસે લાવ્યો છું, તો કૃપા કરીને તે ગ્રહણ કરો.”

વૈશ્યની વાત સાંભળીને શાન્તોબા ઊલટા વધારે અધીરા થઇ ગયા અને રડતાં રડતાં કહેવા લાગ્યા: “હે ભાઈ ! તમે ગમે તે હો અને તમને ગમે તેણે મોકલ્યા હોય, પરંતુ હું તમારા આ પદાર્થો ખાવાનો નથી. શું તમે મને તમને જેણે ખાવાનું લઇને મોકલ્યા છે તેને બતાવી શકશો ? જ્યાંસુધી તમને આજ્ઞા કરનાર પ્રભુ અહીં આવી મને દર્શન નહિ આપે, ત્યાંસુધી હું કાંઇ પણ ખાવાનો નથી.” વૈશ્યે ઘણા ઘણા કાલાવાલા કર્યા; પરંતુ શાન્તોબા એકના બે થયા

નહિ. તેઓ ભોજન કરવાને કોઇ પણ રીતે સંમત થયા નહિ, તેથી પેલા વૈશ્યે તેમને પ્રણામ કરી પોતાના ઘર તરફ ચાલવા માંડયું અને ખાવાનું ત્યાં ને ત્યાંજ પડી રહ્યું.

વૈશ્યના ગયા પછી શાન્તોબા પોતાની પાસે પડેલા ભોજ્ય પદાર્થો તરફ જોઇને કહેવા લાગ્યાઃ "પ્રભુ ! પ્રભુ ! શું હવે ખાવાનું હોય ! જે થોડા સમયમાંજ મળમૂત્રના રૂપમાં ફેરવાઇ જશે તે ખાવાની લાલચમાં હું તમને ભૂલી જાઉં ? જેનાથી જન્મભરની ચિરક્ષુધા-પિપાસા દૂર થાય એવા આપના પ્રેમામૃતનું પાન કરવાનું મૂકીને હું આ ગ્રહણ કરૂં ? ના, ના, તે નહિજ બને ! હાય પ્રભુ ! તમે કેવા નિષ્ઠુર છો, કેવા નિર્દય છો, આટઆટલી વિનતિ કરૂં છું, રડું છું, કકળું છું; છતાં પણ તમને દયા આવતી નથી. શું પ્રભુ ! તમે આટલા બધા નિર્દય છો ? દયાહીન છો ? દર્શન દો, પ્રભુ ! દર્શન દો. હૃદયેશ્વર દર્શન દો. હે પ્રભુ ! હું આપને વારંવાર શું કહું ? કૃપા કરીને ફક્ત એકજ વાર દર્શન દો, પ્રભુ દર્શન દો." આ પ્રમાણે બોલતાં બોલતાં શાન્તોબા ઉચ્ચ સ્વરે રડી પડયા. અંતર્યામી પ્રભુથી તે કાંઇ અજાણ્યું રહ્યું નહિ. ભક્તની મનોવેદના તેમનાથી સહન થઇ નહિ. તેઓ તેજ વખતે શાન્તોબાની પાસે આવી પહોંચ્યા. તેમને જોતાંજ શાન્તોબા હર્ષઘેલા થઇ ગયા. તેમના આનંદની સીમા રહી નહિ. તેમના સમસ્ત શરીરમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. તેમણે પેટ ભરીને શ્રીપ્રભુના સ્વરૂપામૃતનું પાન કર્યું. તેમની ક્ષુધા-પિપાસા પણ નાસી ગઇ. શાન્તોબા શ્રીપ્રભુને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. ઘડીકમાં આવેશમાં આવી જઇ નાચવા લાગતા, તો ઘડીકમાં તેમના ચરણકમળમાં આળોટી પડતા હતા. પોતે શું કરે છે તેનું તેમને બિલકુલ ભાન નહોતું. દયામયના દયાગુણે તેમની રસના નાચી ઊઠી, પરંતુ કંઠ રૂંધાઈ ગયો; બિલકુલ બોલાયું નહિ. ઘણા ઘણા પ્રયત્નો કર્યા, મનમાં ને

મનમાં ભગવાનના અનેક કાલાવાલા કર્યા; પરંતુ વાચા ફૂટતી નથી. કેટલીક વારે તેઓ અસ્ફુટ સ્વરે બોલાવાને શક્તિમાન થયા. હૃદયમાં ઉત્પન્ન થયેલા વિશુદ્ધ ભક્તિભાવનો વિમળ પ્રવાહ છૂટયો. શાન્તોબા પ્રભુનાં યશોગાન ગાવા લાગ્યા અને તે અપૂર્વ મહિમાવાળાના મહિમાના ગાનથી તે સમસ્ત સ્થાનમાં અમૃતનો વરસાદ વરસી રહ્યો. શાન્તોબાયે તે સકળ સ્થાન અમૃતમય કરી નાખ્યું. ભક્તનો આ વિશુદ્ધ ભાવ જોઇને ભગવાન બહુજ પ્રસન્ન થયા અને તેમની ઉપર આશીર્વાદ વરસાવતા વરસાવતા અંતર્ધાન થઇ ગયા. આ વખતે શાન્તોબાની સ્થિતિ બહુજ જુદા પ્રકારની હતી. જાણે તેઓ ઘેનમાં પડી ગયા હોય એમ લાગતું હતું. તેઓ વિશ્વ–પિતાના ધ્યાનમાં એવા તો લીન થઇ ગયા હતા કે, તેમને પોતાની આસપાસનું લેશમાત્ર પણ ભાન નહોતું.

તેઓ હવે મન, વાણી અને કર્મથી તે વિશ્વનિયંતાનીજ પૂજા કરવા લાગ્યા. તેમની ગુણવતી ધર્મપત્ની પણ શાન્તોબાને તેમના સકળ કાર્યમાં સહાય કરીને "સહધર્મિણી" નું નામ સાર્થક કરવા લાગ્યાં.

(૬)

ફૂલ ફૂટે છે, પરંતુ પોતે પોતાની ગંધ લૂંટતું નથી; બીજાઓનેજ લૂંટાવી દે છે. ભક્તના હૃદયમાં વિશુદ્ધ ભક્તિ–ભાવરૂપે જે ફૂલ ખીલે છે, તેની પવિત્ર ગંધથી તેમનું હૃદય ભરાઇ જાય છે; પરંતુ તેનો ઉપભોગ તો બીજા દૂર દેશાંતરના લોકોજ કરી શકે છે. શાન્તોબાની આંતરિક શાંતિ તેમના અંતરમાં બંધાઇ રહી નહિ. સેંકડો હજારો લોકો તેને સંપાદન કરીને કૃતાર્થ થવા લાગ્યા. તેમના આદર્શ અને ઉપદેશથી હજારો લોકો પોતાના ગંતવ્યપથનો સ્વીકાર કરી સુમાર્ગે ચાલવા લાગ્યા અને દૈવી કૃપાના અધિકારી થયા. વખતોવખત ભિક્ષાને નિમિત્તે અનેક ગૃહસ્થોને

ઘેર પધારીને શાન્તોબા તેમને કૃતાર્થ કરતા હતા—તેમનું ઘર પાવન કરતા હતા. એક દિવસ તેઓ ભિક્ષા માગતા માગતા એક બ્રાહ્મણ-ને ઘેર જઈ પહોંચ્યા; બ્રાહ્મણ ઘરમાં નથી, પરંતુ બ્રાહ્મણ—પત્નીએ અતિશય આદર-સત્કાર કરીને ભક્તિપૂર્વક તેમને ભિક્ષા આપી. ત્યાર પછી થોડી વારે તેમની કૃપાની ભિક્ષા માગતાં માગતાં અત્યંત વિનયથી કહેવા લાગી: "હે મહાભાગ! મારા સ્વામી જ્યારે ત્યારે નકામા મારી સાથે કંકાસ કરે છે અને મારો ત્યાગ કરી આપની સેવામાં ચાલ્યા આવવાની બીક બતાવી મને નિરંતર શોષ્યા કરે છે. હે પ્રભુ! 'જો તે ચાલ્યા જશે, તો મારી શી ગતિ થશે?' એ વિચાર મને બહુજ દુઃખદાયક થઇ પડે છે અને તેથી હું તેમને કઈ પણ કહેતી નથી. હે દયામય! મારે બીજું કાંઇ જોઇતું નથી, પરંતુ આજથી મારા સ્વામી રોષરહિત અને પવિત્ર થાય એવો આશીર્વાદ આપો."

બ્રાહ્મણ—પત્નીનાં વચન સાંભળીને શાન્તોબાએ તેને સાંત્વન આપતાં કહ્યું કે, "માતા! તું શા માટે ફિકર કરે છે? હું તેનો બંદોબસ્ત કરી દઇશ; પરંતુ તું એક કામ કરજે. હવે જ્યારે તારો સ્વામી તારી સાથે કંકાસ કરી મારે ત્યાં આવવાનું કહે, ત્યારે ખુશીથી આવવા દેજે. એ મારી પાસે આવશે એટલે હું તેને પાંસરો બનાવી દઇશ અને પછીથી તારી સાથે લડવાનું ભૂલી જશે."

આ પ્રમાણે કહીને શાન્તોબા ચાલ્યા ગયા. એક દિવસ જરા ખાવાનું મોડું થયું, એટલે તે નિમિત્તે પેલાં બ્રાહ્મણ દંપતી વચ્ચે કલહ થયો. બ્રાહ્મણ બહુજ ગુસ્સે થઇ ગયો અને પોતાના હમેશના રિવાજ મુજબ શાન્તોબા મહારાજના આશ્રમમાં ચાલ્યા જવાની બીક બતાવતાં બોલ્યો કે, "બસ બસ, હવે મારાથી તારો કક-ળાટ સહન થતો નથી; હું તો શાન્તોબા મહારાજના શાંતિમય આશ્રમમાં ચાલ્યો જઇશ!" આજે બ્રાહ્મણ—પત્ની પોતાના

સ્વામીનાં વચનો સાંખી રહી નહિ. તે છણકો કરીને બોલી ઊઠી: "રોજ ને રોજ ડર બતાવ્યા કરો છો, તે ચાલ્યા જાઓ. જાઓ જ્યાં જવું હોય ત્યાં! હું કાંઈ તમને રોકતી નથી."

આ પ્રમાણે ઉત્તર મળવાથી તેને બહુજ લાગી આવ્યું અને તરતજ તે એક લોટો તથા કામળી લઇને ઘર બહાર નીકળી પડયો. બ્રાહ્મણ શરીરે સશક્ત હતો, તેથી તે જોતજોતામાં થોડી વારમાં શાન્તોબાના શાંતિનિકેતન પાસે જઈ પહોંચ્યો.

બ્રાહ્મણ શીઘ્રગતિથી આશ્રમ પાસે આવેલા પર્વતને ઓળંગી-ગીને હાંફતો હાંફતો શાન્તોબા મહારાજની પાસે જઈ પહોંચ્યો. આ વખતે તેને શ્વાસ ચઢી ગયો છે, ઘેરથી તદ્દન ભૂખ્યો નીકળ્યો છે, તેથી મોઢે ફાંકા પડી ગયા છે, અને બોલવાની પણ શક્તિ રહી નથી. ત્યાર પછી થોડી વાર વિશ્રામ લઇને તે શાન્તોબાને પ્રણામ કરીને કહેવા લાગ્યો: "મહાશય! મારે મારી પત્ની સાથે બિલકુલ બનતું નથી અને રોજ કલહ થાય છે. હવે હું આ સંસારથી તદ્દન કંટાળી ગયો છું અને વિશ્રાંતિ મેળવવાને આપની પાસે આવ્યો છું, તો હે દયાળુ! મને શાંતિનો માર્ગ બતાવો." વાતચીત ઉપરથી શાન્તોબા "આ જ પેલી બ્રાહ્મણીનો પતિ છે" એમ કળી ગયા. ત્યાર પછી તેઓ તે બ્રાહ્મણને સાંત્વન આપતાં મધુર કંઠે બોલ્યા: "ભાઈ! તું વૈરાગ્ય લઇને આવ્યો છું; પરંતુ તારા આ કપડાં, લોટો, કામળ વગેરે વિરાગીને કામનાં નથી. પહેલાં એ બધાનો ત્યાગ કર અને આ તુંબડામાં પાસેના ઝરા-માંથી જળ લઇ આવી હાથપગ ધોઇ વિશ્રાંતિ લે."

બ્રાહ્મણનો જુસ્સો હજુ પણ નરમ પડયો નહોતો. તેણે તેજ વખતે પોતાનાં કપડાં, કામળ અને લોટો વગેરે દૂર ફેંકી દીધાં અને લંગોટી વાળી દીધી. આવી અવસ્થામાં તે તુંબડુ લઇને ઝરા-

માંથી જળ લાવવાને આશ્રમની બહાર નીકળ્યો. બ્રાહ્મણ સવારનો ભૂખ્યો છે અને ઘરથી આશ્રમ સુધી ચાલીને આવ્યો છે, તેથી તેના પેટમાં ખાડા પડી ગયા છે. આંખો ઊંડી જતી રહી છે. તેના આખા શરીરમાં દાહ થાય છે. ઘરમાંથી નીકળ્યો ત્યારે એણે એમ ધાર્યું હતું કે, "શાન્તોબાના આશ્રમમાં જતાંજ મને પેટપૂર ખાવાનું મળશે અને મારી દુર્દશા જોઇને તે દયાળુ સ્વામી જરૂર મને આશ્રય આપશે." પરંતુ અહીં આવ્યો ત્યારે તો તેણે એમાંનું કશું જોયું નહિ. ખાવાનું તો રહ્યું પણ સ્વામીજીએ તો ઊલટો તેને પાણી ભરવાને મોકલ્યો છે. "અહા! કેવું કષ્ટ. હવે તો ભૂખે રહેવાતું નથી" એમ બ્રાહ્મણથી એકાએક રસ્તામાંજ બોલાઇ જવાયું. તેને વારંવાર તેના તેજ વિચારો આવવા લાગ્યા. આથી તેના વૈરાગ્યનો વેગ પણ ધીમે ધીમે નરમ પડતો ગયો. જળ લઈને પાછા ફરતી વખતે તો તેના પગ પણ ચાલતા નથી. તેના પેટમાં આગ લાગી છે, ત્યાં વૈરાગ્ય પણ શાનો રહે! બ્રાહ્મણ મહામુસીબતે જળ લઇને આશ્રમમાં આવ્યો. આવીને જુએ છે તો શાન્તોબા પત્ની સાથે ખાવા બેઠા છે. તે જોઇને તેની ધીરજ જતી રહી, હવે તેનાથી ભૂખનું દુઃખ સહન થયું નહિ. જઠરાગ્નિના કઠોર અનુશાસનથી તેની શરમ પણ નાસી ગઇ, તેથી જળનું પાત્ર નીચે ઉતાર્યું ન ઉતાર્યું કે બોલી ઊઠયો: "મહારાજ! મને બહુ ભૂખ લાગી છે. કૃપા કરીને કાંઈ ખાવાનું આપો." અહા! બ્રાહ્મણ એક હાથે પેટ અને બીજે હાથે મુખ બતાવી કાતર સ્વરે પોતાનું દુઃખ નિવેદન કરે છે. બ્રાહ્મણની પ્રાર્થના સાંભળીને શાન્તોબા મહારાજે તેને કેટલાંક વન–ફળ આપ્યાં. તે જોઈને બ્રાહ્મણનો મિજાજ જતો રહ્યો. પેટના પ્રબળ અગ્નિમાં બે ચાર વનફળોથી શું શાંતિ થાય? તે એકાએક અતિ તીવ્ર સ્વરે બોલી ઊઠયો: "અરે, આ વખતે હું તમારો ક્ષુધાર્ત અતિથિ

છું. મારે માટે તે આ વનફળ હોય?"

બ્રાહ્મણની અવસ્થા જોઇને શાન્તોબા મહારાજને જરા કષ્ટ થયું; પરંતુ તેજ વખતે તેની મૂર્ખતા માટે તેમનાથી હસ્યા વગર રહેવાયું નહિ. થોડી વારે તેઓ પેલા બ્રાહ્મણને ઉદ્દેશીને ગંભીર સ્વરે બોલ્યા: "ભાઇ! તેં તો વૈરાગ્ય લીધો છે ને? તો પછી આહારને માટે આટલી બધી લાલસા રાખવી તને કેમ પાલવશે? ભાઇ! વૈરાગ્ય બહુ દોહ્યલો છે. જે વખતે જે કાંઇ મળી આવે તેમાંજ સંતોષ માનવો જોઇએ. વિરાગીને તો થોડું મળે યા વધારે મળે તેમાંજ તેણે સંતોષ માનવો જોઇએ.

શાન્તોબાનાં આ વચનો સાંભળીને બ્રાહ્મણનો વૈરાગ્ય ઊડી ગયો. પોતાના કાર્ય માટે પશ્ચાત્તાપ કરીને તેણે પાછા ઘેર જવાનો વિચાર કર્યો. તેણે પોતે જ્યાં આગળ પોતાનાં કપડાં, કામળ અને લોટો વગેરે નાખી દીધાં હતાં, ત્યાં આગળ નજર કરી. તે મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો: "ના, ના, આપણે કાંઈ એવો ભૂખે મરવાનો વૈરાગ્ય જોઇતો નથી. બસ, ચાલ હવે તો ઘેર જાઉં." આ પ્રમાણે કહીને તે પોતાનાં કપડાં સંભાળવા ચાલ્યો ગયો; પરંતુ હાય, ત્યાં જઇને જુએ છે, તો તેનું નામનિશાન પણ જણાયું નહિ. લોટો તો કોણ જાણે ક્યાં ઊપડી ગયો હતો અને કપડાં તથા કામળના ટુકડાઓ પવનથી આમ તેમ ઊડી ગયેલા નજરે પડતા હતા. જ્યારે બ્રાહ્મણ પાણી ભરવાને ગયો ત્યારે શાન્તોબા મહારાજેજ આ પ્રમાણે કરાવી નાખ્યું હતું. તે મર્કટ–વિરાગીને ઠેકાણે લાવવાનેજ તેમણે આ ઉપાય કર્યો હતો.

શાન્તોબા મહારાજનો ઉદ્દેશ સિદ્ધ થયો. જ્યારે બ્રાહ્મણે પોતાનાં કપડાં, કામળ વગેરેને નષ્ટ થયેલાં જોયાં ત્યારે તેના દુઃખનો પાર રહ્યો નહિ. એક તો ક્ષુધા અને તેમાં વળી આ વિપત્તિ તેનાથી સહન થઇ શકી નહિ. આખરે તે એક બાળકની પેઠે રડી

પડયો. વૈરાગ્યની કઠોરતાનો આ વખતે તેને બરોબર અનુભવ થયો. તેણે રડતાં રડતાં શાન્તોબાને કહ્યું: "મહાશય! જો હું ઘેર હોત તો અત્યાર સુધીમાં મારી પત્નીએ મને બે ત્રણ વાર ખાવાનું આપ્યું હોત. હવે મને મારી મૂર્ખતાની બરોબર ખબર પડી છે; પરંતુ હે નાથ! હું ત્યાંથી લડીને ચાલ્યો આવ્યો છું. હવે હું કયાં જાઉં? કયાં જઇને મારા ક્ષુધાગ્નિને શાંત કરૂં? માટે હવે તો તેનેજ યોગ્ય ઉપદેશ આપીને મને સુખી કરો."

શાન્તોબાએ કહ્યું: "ભાઈ! વૈરાગ્યનો માર્ગ બહુ વિકટ છે. એ માર્ગ પર ચઢવાને આત્મસંયમની વિશેષ આવશ્યકતા છે. જે જરાતરા દુઃખ પડતાંજ ગભરાઇ જાય છે અને વાત વાતમાં રડી પડે છે, તેનાથી વૈરાગ્ય લઇ શકાતો નથી અને ટકાવી શકાતો પણ નથી. ખરી દૃઢતાથી અને બહુજ સંભાળપૂર્વક વૈરાગ્યના પંથે વિચરણ કરવું પડે છે. ભાઇ! હજુ તેં તેટલી યોગ્યતા મેળવી નથી. ગૃહસ્થાશ્રમજ તારે માટે શ્રેયસ્કર છે; માટે ઘેર જઇને તું ગૃહસ્થ ધર્મનુજ યથાર્થ પ્રતિપાલન કર. તેમાંજ તારૂં કલ્યાણ છે. જે પ્રાપ્ત થવાથી સઘળા પ્રકારની ક્ષુધા નષ્ટ થાય છે, એવી ધર્મનિષ્ઠા રાખવાથીજ તારો મનુષ્ય જન્મ કૃતાર્થ થશે. ચાલ, હું તારી સાથે આવું છું અને તારી પત્નીને સમજાવીને આજથી તે તારી સાથે સારી રીતે વર્તે એવો બંદોબસ્ત કરી આપું છું." આ પ્રમાણે કહીને શાન્તોબા બ્રાહ્મણની સાથે તેને ઘેર ગયા અને તે દંપતીની તકરાર પતાવી પાછા આશ્રમે ચાલ્યા આવ્યા. પાછા ફરતી વખતે તેમણે બ્રાહ્મણને કહ્યું: "જોજે, સંભાળજે, હવેથી તારી સહધર્મિણી સાથે નકામો કલહ કરીશ નહિ. શ્રીહરિની કૃપાથી તમારો સંસાર શાંતિમય થાઓ."

પતિપત્નીએ અપૂર્વ ભક્તિભાવપૂર્વક શાન્તોબાને પ્રણામ કર્યાં. પતિવ્રતાએ પરમ આદરપૂર્વક પોતાના ક્ષુધાર્ત પતિને

ભોજન કરાવ્યું. બ્રાહ્મણના જીવમાં જીવ આવ્યો અને હવે પછી વૈરાગ્યનું નામ નહિ દેવાનો નિશ્ચય કર્યો.

(૭)

પંઢરપુર એ દક્ષિણમાં પ્રસિદ્ધ તીર્થ છે અને શાસ્ત્રમાં તેને "ભૂસ્વર્ગ" પૃથ્વી પરનું સ્વર્ગ એવી ઉપમા આપી છે. દર એકાદશીએ ત્યાં આગળ મોટો મેળો ભરાય છે. તે વખતે ત્યાં આગળ સેંકડો, હજારો અને કોઈ કોઇ વાર લાખો ભક્ત મંડળીઓ એકઠી થાય છે અને પ્રભુના સંકીર્તનથી દશે દિશાઓ ગજાવી મૂકે છે. એક વખતે શાન્તોબાને પણ એકાદશીને દિવસે પંઢરપુર જઇને ત્યાંના અપૂર્વ આનંદમાં ભાગ લેવાની ઇચ્છા થઈ. તેમણે પોતાનાં પત્ની અને બીજા કેટલાક બ્રાહ્મણોને સાથે લઇને વિવિધ વાદ્ય સાથે શ્રીહરિનું નામ સંકીર્તન કરતાં કરતાં આ શુષ્ક મરુમય સંસારમાં સ્વર્ગીય સુધા વરસાવતાં વરસાવતાં પોતાના પર્વતવાળા આશ્રમમાંથી ચાલવા માંડયું. આ પ્રમાણે ભજન કરતાં કરતાં તેઓ નરસિંહપુર નામના ગામમાં આવી પહોંચ્યા. તે દિવસે દશમ હતી. રાત્રિ પડી ગઇ હતી. પંઢરપુર અને નરસિંહપુર વચ્ચે નદી આવેલી છે. પ્રબળ વૃષ્ટિથી નદીમાં પૂર આવેલું છે, પાણી પૂર જોસમાં વહ્યું જાય છે, નદી ચારે કાંઠે થઇ ગઇ છે. પાણીમાં ભમરા પણ તેટલાજ પડે છે અને તેમાં એક તણખલાના પણ ચૂરેચૂરા થઇ જાય છે. નૌકા નથી, તેમ કોઇ નાવિકે નથી. પેલે પાર જવાને તરવા સિવાય બીજો ઉપાય પણ નથી; પરંતુ નદીની ભીષણ મૂર્તિ જોઇને, તેની પાસે જવાનું પણ કોઇ સાહસ કરતું નથી. કાલેજ એકાદશી છે. વચ્ચે ફક્ત એક રાતજ આડી છે અને પંઢરપુર જઇને સવારમાંજ પૂજન કરવાનું છે; માટે હવે નદીને પેલે પાર ગયા સિવાય છૂટકો નથી. શાન્તોબાએ જોયું કે, પોતાના સાથીઓ નદીના પ્રચંડ તરંગો જોઇને ભયભીત થઇ ગયા છે, તેથી તેઓ

તેમને ઉત્તેજિત કરવાને કહેવા લાગ્યાઃ "અરે, તમે આ ક્ષુદ્ર નદીના બે ચાર ઊંચા ઊછળતા તરંગો જોઇને શું ડરી જાઓ છો? જેનું નામ દીધાથી આ અપાર સંસારસાગર પણ તરી જવાય છે, એવા શ્રીહરિની આપણને સહાય હોવા છતાં તમે શા માટે આટલા બધા ભયભીત થાઓ છો? તમારે શા માટે ચિંતા કરવી જોઇએ? તમારી સઘળી ચિંતા દૂર કરો અને તેને ચિંતામણિના પાદપદ્મમાં અર્પણ કરી દો. બસ, તેનાજ નામનું રટન કરો અને મારી પછવાડે પછવાડે ચાલ્યા આવો. "બચીશું કે મરીશું" તેનો બિલકુલ વિચાર કરશો નહિ. ચાલો ચાલો, મારી પાછળ પાછળ ચાલ્યા આવો. મોઢેથી હરિનામની ઘોષણા કરીને નદીના જળને અને ગગન-મંડળને કંપાવી મૂકો." આ પ્રમાણે કહીને શાન્તોબાએ "હરિ, હરિ" કરતાં નિર્ભય ચિત્તે નદીમાં પડતું મૂક્યું. તેમની સ્રીએ અને અન્યાન્ય બ્રાહ્મણોએ પણ સમસ્વરે હરિધ્વનિ કરતાં કરતાં તેમની પાછળ ચાલવા માંડ્યું. કોઇને પણ પોતાના શરીરનું ભાન નથી. સઘળાં હરિનામની જયઘોષણા કરવામાં તલ્લીન થઇ ગયાં છે. તેમના હૃદયમાં અપૂર્વ આનંદ-જ્યોતિ ઉત્પન્ન થઇ છે અને મોઢેથી સર્વાનંદમય શ્રીહરિનું નામ ઉચ્ચારતાં ઉચ્ચારતાં આગળ ચાલ્યાં જાય છે. તેમનો ઉચ્ચ હરિધ્વનિ નદીના પ્રત્યેક તરંગે, કિનારે આવેલાં વૃક્ષોને દરેક પત્રે અને નક્ષત્રે નક્ષત્રે પ્રસરી ગયો. ચારે દિશાઓમાં તેના પડઘા પડવા લાગ્યા. સમસ્ત વિશ્વબ્રહ્માંડ તે સમયે નામમય-હરિમય બની ગયું. તે શુદ્ધ સરલ અંતઃકરણથી ઉચ્ચારાયલા નામ-ધ્વનિમાં અપૂર્વ આકર્ષણ-શક્તિ હતી. તે શક્તિના પ્રભાવથી જેનું નામ દેવાતું હતું તે પણ ત્યાં આવી પહોંચ્યા. જોતજોતામાં નદીના પાણીમાં એક માર્ગ પડી ગયો. હવે પેલે પાર જવામાં કોઇને કોઇ પણ જાતની અડચણ પડી નહિ. શ્રીહરિ જેને સહાય છે, જેને તેની ઉપર સંપૂર્ણ

ભરોંસો છે તેને શી અડચણ હોય? સુદૃઢ વિશ્વાસનું ફળ આવુંજ હોય છે અને તેના પ્રભાવથીજ શાન્તોબા પોતાની સાથે આવેલા સઘળા માણુસો સાથે તે ઘોર અંધારી રાત્રે તે ભીષણ નદી તરી ગયા.

નદીની પેલે પાર જઇને સઘળા પરમ આનંદપૂર્વક ભજન-કીર્તન કરવા લાગ્યા. તેમના ભૈરવ રાગના પ્રભાત સંગીતે જાણે ચારે દિશાઓમાં મોહકતા પ્રસારી દીધી હોય એમ લાગતું હતું. તેનો ભૈરવ-નાદ જેના જેના સાંભળવામાં આવ્યો તે સઘળાં મોહિત થઇ ગયાં અને શાન્તોબાની પાસે આવવા લાગ્યાં. જોતજોતામાં પૂર્વ દિશામાં અરુણદેવનો ઉદય થયો, પક્ષીઓ બોલવા લાગ્યાં, તે પણ જાણે પ્રાતઃકાળમાં ઉદય પામતા સવિતુ દેવને નમન કરી વિશ્વનિયંતા પ્રભુનાં પ્રભાતિયાં ગાતાં હોય એમ લાગતું હતું. અરુણોદય થયા પછી શાન્તોબા, તેમનાં પત્ની અને અન્યાન્ય સઘળા બ્રાહ્મણોએ ચંદ્રભાગામાં સ્નાન કર્યું. ચંદ્રભાગાના પરમ પવિત્ર જળમાં સ્નાન કરવાથી તેમનાં દેહ-મન પવિત્ર થઈ ગયાં. ત્યાર પછી પવિત્ર-શુદ્ધ વસ્ત્રાભૂષણ ધારણ કરીને તેમણે દેવ-મંદિર તરફ ચાલવા માંડયું. પહેલવહેલાં પુંડરીકની પૂજા કરીને સઘળાં પાંડુરંગ અથવા શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શન કરવાને ગયાં. ભગવાન શ્રીહરિ આ પુંડરીકને વરદાન આપવાને પાંડુરંગરૂપે અવતીર્ણ થયા છે, તેથી તેની પૂજા તેમનાથી પહેલાં કરવામાં આવે છે. પુંડરીકનું પૂજન કરીને જ્યારે તેઓ વિઠ્ઠલ-મંદિરમાં આવ્યા, ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ શ્રીહરિને વારંવાર દંડવત્ પ્રણામ કરવા લાગ્યા અને તેમના પાદપદ્મમાં આળોટી પડીને નાના પ્રકારની સ્તુતિ કરવા લાગ્યા. આ સમયે તેમના આનંદનો પાર નથી. તેઓ ઘડીમાં હસે છે, ઘડીમાં રડે છે, ઘડીમાં ચિત્કાર કરી ઊઠે છે તો કોઇ કોઇ વાર બન્ને હાથ ઊંચા

કરી નાચવા માંડે છે.

આ પ્રમાણે કેટલોક સમય વીતી ગયો. શાન્તોબા પોતાના મનમાં ને મનમાં આજ દિન સુધી જેની આરાધના કર્યા કરતા હતા, તે મહાપ્રભુને આજે વિઠ્ઠલરૂપે પોતાની સન્મુખ બિરાજેલા જોઇને પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. તેઓ વારંવાર શ્રીમૂર્તિ તરફ જોતા અને મનમાં ને મનમાંજ વિચાર કરતા કે, "હાય પ્રભુ! આટલે દિવસે દર્શન દીધાં, અત્યાર સુધી શું હું અધમ હતો? આપનાં દર્શનનો અનધિકારી હતો? કૃપામય! તમારી કૃપાશક્તિનો જય થાઓ—જય થાઓ!" શાન્તોબાની જીહ્વા હવે શ્રીપરમપ્રભુનો મહિમા ગાવાને વ્યાકુળ થઇ ઊઠી; પરંતુ તે બધી વ્યાકુળતા તેમ ને તેમજ રહી. તેમનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. તેમનો કંઠ રૂંધાઇ ગયો, તેઓ એકાએક રડી પડયા, આંખમાંથી ચોધારે આંસુઓ નીકળવા માંડયાં અને એ અશ્રુબિંદુઓથી તેમની આંખોનાં દ્વાર પણ બંધ થઇ ગયાં. આ વખતે તેમણે જોયું તો શ્રીવિઠ્ઠલનાથજી તેમનાં શરીર, મન અને પ્રાણ સમસ્તની લગામ હાથમાં લઇને બેઠા છે. તે જોઇને શાન્તોબા મનમાં ને મનમાંજ તેમની પ્રાર્થના કરવા લાગ્યા: "પ્રિયતમ! મેં આપનીજ પ્રેરણાથી મારૂં સર્વસ્વ ત્યાગી દીધું છે. પ્રભુ! જોજો, હવે ભૂલશો ના, આપના ચરણકમળમાં ઉદાર આશ્રય આપીને હવે મારો ત્યાગ કરશો નહિ! હે શ્યામસુંદર! તમારા મહિમાનો પાર નથી, સીમા નથી. સાક્ષાત્ શેષનાગ પોતાના સહસ્ત્ર મુખથી અહર્નિશ આપનું યશોગાન કરે છે; છતાં હજુ તેનો પાર આવતો નથી, તો મારૂં તે શું ગજું? તમારા મહિમાના પ્રતાપથીજ શાન્તોબાએ ઘરનો ત્યાગ કર્યો છે, તેના પ્રતાપથીજ તે ઘોર અરણ્યમાં રહી શકયો છે, તમારા મહિમાના ગુણથીજ આજે હું આ ભીષણ નદી તરીને પાર આવવાને સમર્થ થયો છું, તેના પ્રતાપથીજ હું આજે

આપની અખિલ રસામૃત મૂર્તિનાં દર્શન કરીને કૃતાર્થ થયો છું. હે પ્રભુ! શું તમારા એ મહિમાના પ્રભાવથીજ શાન્તોબા તમારા ચરણકમળનો ચિર અનુચર-દાસ થઇને નહિ રહી શકે? પ્રભુ! તેમ કરો, તેમ કરો! મારે બીજું કાંઇ જોઇતું નથી. મારી આટલી અભિલાષા પૂર્ણ કરો અને એક તમારી ઉપરજ આધાર રાખી બેઠેલા શાન્તોબાને તમારો સદાનો દાસ કરીને રાખી લો."

પ્રાણનાયકને આ પ્રમાણે મનની વાત જણાવતાં જણાવતાં શાન્તોબાનું બાહ્યજ્ઞાન વિલુપ્ત થઇ ગયું. તેમણે દિવ્ય દૃષ્ટિથી જોયું તો શ્રીવિઠ્ઠલનાથજી પોતાના બંને હાથ કેડ ઉપર મૂકીને, તેમના હૃદયમંદિરમાં બિરાજ્યા છે અને હસતાં હસતાં કહે છેઃ "પ્રિયતમ! રહે, રહે, તું અહીંજ રહે. તને જોઇને આજે મને ઘણોજ આનંદ થાય છે. અહીંયાંજ રહીને તું આનંદ કર, હું પણ તેથી વધારે પ્રસન્ન થઇશ."

શ્રીહરિની આજ્ઞા થવાથી શાન્તોબા પત્ની સાથે તે દિવસથી પંઢરપુરમાંજ રહેવા લાગ્યા. તેમનો દયાવિગલિત શુદ્ધ ભક્તિભાવ અને નામસંકીર્તનમાં અસાધારણ અનુરાગ જોઇને અનેક લોકો તેમની પાસે આવવા લાગ્યા અને તેઓ પણ પોતાના સદુપદેશથી અનેક સંસારીઓના જીવનને મધુર બનાવી, પોતાનો સમસ્ત કાળ શ્રીવિઠ્ઠલનાથજીનાં ભજનકીર્તન ગાવામાં અને તેમની મોક્ષદાયક શ્રીમૂર્તિનાં દર્શન કરવામાં વ્યતીત કરવા લાગ્યા.





# ૧૩–જગન્નાથ દાસ

જગન્નાથ દાસ જાતે બ્રાહ્મણ હતા. તેઓ શ્રી પુરુષોત્તમ-ધામમાં નિવાસ કરતા હતા અને સારા સ્વભાવવાળા વિદ્વાન પંડિત ગણાતા હતા. નિષ્કપટ ધર્માનુષ્ઠાનના પ્રતાપથી તેમને કોઈ પણ પ્રકારનું દુઃખ ન હતું, પણ તે છતાં તેઓ અહર્નિશ ચિંતાતુર રહેતા હતા. તેમની આ ચિંતા કાંઇ વિષય–વૈભવ માટે નહોતી, પરંતુ આ ઘોરતર સંસાર કેવી રીતે તરી જવો તેનો ઉપાય શોધવા માટેજ હતી. તેઓ રાત્રિ–દિવસ આવાજ વિચારો કર્યા કરતા હતા અને વારંવાર શ્રીપ્રભુને કહેતા કે, "હે પ્રભુ ! તમેજ આ અપાર ભવસાગરની પેલે પાર લઇ જનાર નાવિક છો. જ્યાં-સુધી તમારી કૃપા નહિ થાય, ત્યાંસુધી આ અધમ જીવનો ઉદ્ધાર થવાનો નથી–ઉદ્ધાર થવાનો બીજો કોઇ ઉપાય પણ નથી. નાથ ! હું આપને શરણે આવ્યો છું, મારો ઉદ્ધાર કરો; મને ભજનહીનને આપના વિમળ ભજનનું જ્ઞાન કરાવી આપનો સાક્ષાત્કાર કરાવો."

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા. એક દિવસ રાત્રે સૂતી વખતે જગન્નાથ દાસ પોતાના મનમાંજ શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યાઃ "હે પ્રભુ ! તમે મારી તરફ થોડી ઘણી કરુણાનો વિસ્તાર કરો. ભલે મને ભક્તિ ન આપો; પ્રેમ ન આપો; પરંતુ તમારો મહિમા બતાવો, કે જેથી હું દૃઢ વિશ્વાસથી તમારૂં ભજન

કરી શકું. દયામય ! હું આપને શરણે આવ્યો છું. હે દીનબંધુ ! તમારા સિવાય હવે મારૂં કોઇ નથી. મેં મારા મનની વાત આપને જણાવી દીધી છે. હવે આપની ઈચ્છામાં આવે તેમ કરો.” આ પ્રમાણે બોલતાં બોલતાં ચિત્તમાં પ્રભુના ચરણકમળનું ધ્યાન કરતાં કરતાં જગન્નાથ દાસ થોડીવારમાં નિદ્રાવશ થઇ ગયા. શરણાગતને અભયદાન આપનાર પ્રભુ પોતાના સાકારસ્વરૂપે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરીને જગન્નાથ દાસના સ્વપ્નમાં પ્રકટ થયા અને હાસ્યપૂર્વક બોલવા લાગ્યા:–

“પ્રિયતમ ! તું શા માટે ગભરાય છે? તેં કેવળ મારો જ આશ્રય ગ્રહણ કર્યો છે, તો હવે તારે શાનો ભય હોય ? ચાલ, આમ આવ. હું તને દીક્ષા આપું છું તેનાથી તારો ઉદ્ધાર થશે. હું તને સર્વ શાસ્ત્રોના સારરૂપ એકાક્ષર બ્રહ્મસ્વરૂપ આ પ્રણવ-મંત્ર આપું છું તે ગ્રહણ કર. આ મંત્રને “ભાગવત” નામ આપીને મેં પૂર્વે અનંતને આપ્યો હતો. તેણે બ્રહ્માને આપ્યો. ભગવાન બ્રહ્મદેવે ઘણા સમય સુધી તે મંત્રનો જપ કરીને તેની ઉપર ચાર શ્લોકો રચ્યા અને પછી તે શ્લોકો નરનારાયણને આપ્યા. નરનારાયણે તેને દશ શ્લોકમાં વિસ્તારીને નારદ મુનિને કહ્યા. ત્યાર પછી નારદે તેની ઉપર સો શ્લોકો બનાવીને ભગવાન વેદવ્યાસ પાસે તેનું કીર્તન કર્યું. ત્યાર પછી વેદવ્યાસે તેને અઢાર હજાર શ્લોકમાં વિસ્તારીને પોતાના પુત્ર શુકદેવજીને શિખવાડ્યું. ત્યાર પછી તેમણે અગણિત ઋષિ–મુનિઓના સમાજમાં બેઠેલા મહારાજા પરીક્ષિતની પાસે તેનું સંકીર્તન કર્યું. તે સાંભળીને મહારાજા પરીક્ષિત આ ભીષણ ભવસાગર તરીને પરમ કારણરૂપ એવા મને પ્રાપ્ત થયા છે. આ મહાપુરાણ ભાગવતજ ભવસાગર તરી જવાનો એક માત્ર ઉપાય છે; માટે તું તારી પ્રાકૃત ભાષામાં એ મહાપુરાણનું સમશ્લોકી ભાષાંતર કર. એનાથી તું પોતે

પવિત્ર થઇને બીજા પણ અનેક પામર પ્રાણીને પવિત્ર કરી શકીશ. જે તારૂં ભાગવત એક વાર પણ સાંભળશે, તે પવિત્ર થઈ જશે. જા, હવે વિલંબ ન કરતાં જલદીથી કાર્યનો આરંભ કરી જગતનું મંગળ કરી પરમ મંગળનો અધિકારી થા." આ પ્રમાણે શ્રી-જગન્નાથ પ્રભુની આજ્ઞા સાંભળીને જગન્નાથ દાસે તેમને સ્વપ્ન-માંજ જણાવ્યું: "દયામય! હું તો મહામૂર્ખ છું. હું આપની આજ્ઞાનું કેવી રીતે પ્રતિપાલન કરૂં? અપાર મહિમાવાળા ભાગ-વતને હું પ્રાકૃત ભાષામાં કેવી રીતે દર્શાવી શકું?" તે સાંભળી-ને ભગવાને કહ્યું: "પ્રિયતમ! ગભરાઈશ નહિ. ભીતિનો ત્યાગ કરી નિર્ભય ચિત્તે ગીતિ રચના કરવાને તૈયાર થા! હું તારા હૃદય કમળમાં બેસીને જે કાંઇ બોલું તે તું પત્ર ઉપર લખી લે." પ્રફુલ્લ મુખે આ પ્રમાણે બોલીને ભગવાન અંતર્ધાન થઇ ગયા. સ્વપ્ન પૂરૂં થતાંજ જગન્નાથ દાસની નિદ્રામાં ભંગ પડયો. તેઓ એકદમ ઊઠીને બેઠા થયા. પ્રભુનો સાક્ષાત્કાર થયેલો હોવાથી આજે તેમના આનંદનો પાર નથી. તેઓ તેજ વખતે કલમ-કાગળ લઇને લખવા બેઠા; પરંતુ લખે શું? અશ્રુપ્રવાહથી નયન ભરાઇ ગયાં છે. બહાર કાંઇ પણ જોઇ શકાતું નથી. હૃદયમાં જોયું તો અંતરવિહારીની દેદીપ્યમાન દિવ્ય મૂર્તિ બિરાજી રહી છે. આ વખતે તેમનાં સર્વ ઇન્દ્રિયોનાં દ્વાર બંધ થઇ ગયાં. આ તરફ તેમની કલમ અવિરામ ગતિથી ચાલવા માંડી અને એક પછી એક એમ અનેક પૃષ્ઠો લખાવા લાગ્યાં. તે હરહમેશ પ્રાતઃકાળે કલમ-કાગળ લઇને ભાગવતલેખન માટે બેસતા; પણ તેને અંગે મૂળ ભાગવત સ્મરણમાં આવતાંજ પ્રભુના અનંત મહિમામાં અને ધ્યાનમાં તલ્લીન થઇ જતા; તથા તેમની ઉપર જણાવ્યા જેવી દશા બની રહેતી. સમગ્ર ભાગવતનું અનુવાદન આમ કરતાં કરતાં કેટલેક કાળે તૈયાર થયું. અષ્ટાદશ સહસ્ર શ્લોકાત્મક

શ્રીમદ્ ભાગવતમહાપુરાણુની પરમ રમણીય ભાષા-ગીતિ આ પ્રકારે રચાઇ ગઇ. કઠિનમાં કઠિન-અતિ કઠિન મૂળ રચના ઉપર પણ પ્રાંજલ-કોમળ પદાવલી રચાઇ ગઇ. પછી જગન્નાથ દાસે વિચાર કર્યો કે, ચાલ હવે પ્રભુના આદેશનું પ્રતિપાલન કરૂં, આ શ્રવણમંગળ ભાગવત-ગીતિનું ગાન કરી માનવબંધુઓનાં પાપ અને તાપનો વિનાશ કરૂં.

આ પ્રમાણે વિચાર કરી જગન્નાથ દાસ ભાગવતનું સંકીર્તન કરતા કરતા દેશેદેશ ફરવા લાગ્યા. એમનું ગાન સાંભળીને માણુસ તો શું પણ પશુપક્ષીઓ પણ મુગ્ધ થઈ જતાં હતાં. અહો ! ધનની લાલસાથી એકાદ ભિખારીને મોઢે ગવાતું ભજન પણ મધુર લાગે છે અને અનેક લોકોનું મન આકર્ષવાને શક્તિમાન થાય છે, તો પછી કેવળ પરમાર્થ માટેજ જીવનનું કલ્યાણ કરવાની ઇચ્છાથીજ તે જગતના નાથના પરમ ભક્ત શ્રીજગન્નાથ દાસ જે ભાગવત-ગીતિ શ્રવણ કરાવે, તે અમૃતથી પણ મધુર લાગે અને સમસ્ત પ્રાણીઓ પ્રસન્ન થાય તેમાં શું નવાઇ!

એમાં પણ પુરુષો કરતાં સ્ત્રીઓને પદ્યરચના વધારે પ્રિય હોય છે, તેથી તેઓ જગન્નાથ દાસના ભગવદાવેશયુક્ત ભાગવતસંકીર્તનથી મોહિત થઇ જવા લાગી. રસ્તામાં જગન્નાથ દાસ ભાગવત-ગીતિ ગાતા ગાતા ચાલ્યા જાય છે, તેમનું મન આનંદથી પરિપૂર્ણ થઇ ગયું છે, નયનો અશ્રુબિંદુઓથી ભીંજાઇ ગયાં છે, પ્રત્યેક અંગમાં ભક્તિભાવના અનેકવિધ ભાવ-તરંગ ઉત્પન્ન થાય છે, છોકરાઓનું નાનકડું ટોળું જાણે તેમની ઉપર જગન્નાથ દાસે જાદૂ કર્યું હોય તેમ તેમના મુખ સામું જોતું જોતું તેમની સાથે સાથે ચાલ્યું જાય છે, મોટા મોટા ઘરની સ્ત્રીઓ પણ તેમનો કંઠસ્વર સાંભળીને લજ્જા-શરમ છોડી દઇ બહાર આવે છે અને જગન્નાથ દાસને આદર-સત્કારપૂર્વક ઘરમાં લઇ જઇ તેમની

આસપાસ વીંટાઇ બેસે છે; તથા પોતાના સ્વજન–બંધુની પેઠે તેમની પાસે શ્રીકૃષ્ણ ભગવાનના અનેક પ્રકારના મહિમાનું વર્ણન ગવડાવે છે. તેમના આગ્રહથી જગન્નાથ દાસ પણ ભગવદ્ધ્યાનમાં લીન થઇ વિષય–વિષની મહૌષધિરૂપ ભાગવત–ગીતિરૂપ સુધાથી તેમને તૃપ્ત કરે છે. પાપહારિણી હરિલીલા શ્રવણ કરીને નારી-વૃંદમાં પરમ આનંદ છવાઇ જાય છે અને વિનીત વચને જગન્નાથ દાસને દરરોજ પોતાને ઘેર આવવા અને ભગવાનનું મધુર લીલા-ગાન સંભળાવી પવિત્ર કરવાને કહે છે.

જગન્નાથ દાસની ભાગવત–ગીતિ સાંભળવાનો લોકોમાં આટલો બધો પ્રેમ હતો–આગ્રહ હતો, પરંતુ તે વાત ખલ–પાખંડી લોકોને પસંદ પડી નહિ. જગન્નાથ દાસને લોકો જે અપૂર્વ આદરમાન આપતા હતા, તે એમની આંખમાં ખૂંચવા લાગ્યું, તેથી તેમની નિંદા કરવાને તેમની નિંદાપ્રિય જીભલડિયો નાચવા લાગી. બીજાની પ્રશંસા સાંભળીને તેની નિંદા કરવી એજ એમનો સ્વભાવ હોય છે. ઉત્કૃષ્ટ વસ્તુને અપકૃષ્ટ જણાવવી એજ એમનો પ્રકૃતિસિદ્ધ ધર્મ હોય છે. યથાર્થજ કહ્યું છે કેઃ–

ઉત્તમ વસ્તુ હોય તોય નીચ કાગ ભ્રષ્ટ કરતો (૨)
પવિત્ર તુલસીવૃન્દ નીહાળી વૃત્તિ દુષ્ટ શકે ના ખાળી;
વક્રપાયથી પિશાબ કરવા શ્વાન પાય ભરતો. ઉત્તમ૦
અમૂલ્ય વસ્ત્રો કરડી ખાયે ક્ષુધા મૂષકની જરી ન જાયે;
સ્વાર્થ નહિ લવલેશ તથાપિ સ્વધર્મે અનુસરતો. ઉત્તમ૦
દુષ્ટ, દુર્મતિ અધૂરો હોયે જે જન આ અવનીની માંહે;
છિદ્ર શોધવા સાધુ જનનાં હર્ષ હૃદયમાં ધરતો. ઉત્તમ૦

અર્થાત્ જેમ કાગડાઓ ઉત્તમ પદાર્થોને ભ્રષ્ટ કરે છે, કૂતરાઓ તુલસીવૃક્ષ અથવા એવું બીજું પવિત્ર સ્થળ જોતાંજ

દોડીને તે ઉપર પિશાબ કરે છે અને ઉંદરડાઓ કાંઇ પણ સ્વાર્થ કે લાભ ન હોવા છતાં પણ સારાં સારાં વસ્ત્રો કરડી ખાય છે, તેજ પ્રમાણે જ્ઞાનહીન, અર્ધદગ્ધ ખલ લોકો સાધુઓને દોષ આપવામાંજ મંડયા રહે છે–તેમાંજ માન સમજે છે.

જગન્નાથ દાસનો સર્વત્ર આદર-સત્કાર થતો જોઇને એવા ખલ લોકો બળી ઊઠયા અને ગમે તે પ્રકારે તેમને હલકા પાડવાનો વિચાર કરવા લાગ્યા. ઉપર જણાવ્યા પ્રમાણે જગન્નાથ દાસના ગીતિગાનથી નગરના મોટા મોટા શ્રીમંતની સ્ત્રીઓ પણ પ્રેમપૂર્વક તેમને બોલાવતી હતી અને તેમની પાસે પ્રભુના મહિમાનું વર્ણન સાંભળીને પોતાને કૃતાર્થ થયેલી માનતી હતી. આથી નીચ હૃદયના લોકોએ એક નવીન જાળ–બાજી રચી. એક વખત સમય જોઇને તેઓ મહારાજા પ્રતાપરુદ્ર પાસે જઈને કહેવા લાગ્યા: “ મહારાજ! આપના આ પુણ્યક્ષેત્રમાં અઘટિત–અપવિત્ર કર્મો થવા માંડયાં છે. જગન્નાથ દાસ નામે એક બ્રાહ્મણ તિલક, છાપાં અને તુલસીની માળા ધારણ કરી બ્રહ્મચારી હોવાનો ઢોંગ કરી તે વેશમાં અનેક સ્ત્રીઓને ભ્રષ્ટ કરે છે. તે બગલમાં પોથી મારીને ઘેર ઘેર ભટકે છે અને કોઇ સ્ત્રીવૃંદને જોતાંજ ત્યાં જઇને તેમની વચ્ચે બેસી પોથીમાંથી ગાયન ગાવા માંડે છે. વળી અનેક પ્રકારના ચાળાચટકા કરે છે, આથી સરળ હૃદયની સ્ત્રીઓ એકદમ ભોળવાઇ જાય છે અને વિવિધ પ્રકારે તેની સેવા કરવા માંડે છે. અરે મહારાજ! બીજું તો શું, પણ પોતાના પતિની પણ તેઓ એ પ્રમાણે સેવા નહિ કરતી હોય. રાજેંદ્ર! જો આપને અમારી વાત ખોટી લાગતી હોય તો એક દૂત મોકલીને તેના ખરાખોટાપણાની ખાતરી કરી મગાવો. ”

આ સાંભળીને મહારાજા પ્રતાપરુદ્ર ગુસ્સે થઇ ગયા અને દૂતને બોલાવીને આજ્ઞા કરી કે, “ જા, સત્વર જગન્નાથને અહીં

પકડી લાવ. હું પોતેજ એની તપાસ કરીશ અને જો આ બ્રાહ્મણો-ની વાત સત્ય હશે તો તે લુચ્ચાને યોગ્ય દંડ કરીશ" મહારાજાની આજ્ઞા થતાજ દૂતો દોડી પહોંચ્યા અને જોતજોતામાં જગન્નાથ દાસને મહારાજા પ્રતાપરુદ્ર પાસે ઊભા કરવામાં આવ્યા. તેને જોતાજ મહારાજા કોપયુક્ત સ્વરે બોલી ઊઠયા: "અરે! જગન્નાથ દાસ! આ તે તારૂં કેવું આચરણ? તું પુરુષ-સંગનો પરિત્યાગ કરી અહર્નિશ સ્ત્રીઓ પાસે શા માટે ગાયા કરે છે? બોલ! તું રાતદિવસ ઐરાંઓમાં બેસી રહે છે કે નહિ? સાચેસાચું કહી દે, નહિ તો તારૂં આવી બન્યું જ સમજવું."

નૃપતિનું વચન સાંભળીને જગન્નાથ દાસે એક વાર આંખો મીંચીને શ્રીહરિનું ધ્યાન ધરી લીધું અને ત્યાર પછી નિશ્ચિંતભાવે બોલ્યા: "મહારાજ! દ્વેષી લોકોની વાત સાંભળી નિરપરાધીને હેરાન કરવો, એ રાજાનું કર્તવ્ય નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અથવા અંત્યજમાંથી જે કોઈ મને ભાવપૂર્વક બોલાવે છે, તેની પાસે બેસીને હું ભાગવત ગાઉં છું. પછી તે સ્ત્રી હો વા પુરુષ હો; બાલક હો વા વૃદ્ધ હો; તેનો હું લેશમાત્ર પણ વિચાર કરતો નથી. હે રાજન્! હું બ્રહ્મચારી છું. હું પુરુષની પાસે પુરુષ જેવો અને સ્ત્રીઓ પાસે સ્ત્રી જેવો છું, તેથી શ્રીહરિની કૃપાથી હું કોઈનો પણ સંગ કરતાં ડરતો નથી."

જગન્નાથ દાસની વાત સાંભળીને મહારાજાનું સમસ્ત શરીર ક્રોધથી થરથર કંપી ઊઠયું. તેઓ હોઠ પીસીને બોલી ઊઠયા: "હાં હાં, ઠીક પાટિયાં ગોઠવી દીધાં; પણ એ વાત હું માની શકતો નથી. તું પુરુષની પાસે પુરુષરૂપે અને સ્ત્રીની પાસે સ્ત્રી-રૂપે રહેતો હોય તો તારૂં સ્ત્રી–રૂપ બતાવ જોઉં! જો નહિ બતાવે તો તારૂં આવી બન્યુંજ સમજ. તે પછી હું વિપ્ર–બિપ્ર ગણવાનો નથી અને તને ઘોર શિક્ષા કરીશ." એટલું કહીને પ્રહરીઓને

ઉદ્દેશીને કહ્યું: "જાઓ, આ કપટીને લઇ જઇને કારાગારમાં પૂરી દો." એમ કહીને મહારાજા પ્રતાપરુદ્ર અંતઃપુરમાં ચાલ્યા ગયા. કચેરી બરખાસ્ત થઇ ગઇ અને પ્રહરીઓ સાધુ જગન્નાથને બાંધીને કારાગૃહમાં લઇ ગયા.

સાધુને સ્વર્ગ અને નરક બંને સરખાં હોય છે. તેઓ દરેક સ્થાનમાં પોતાના હૃદયેશ્વરનો સુખદ સંગ અનુભવે છે, તેથી બંદી-ખાનામાં પણ જગન્નાથ દાસ પરમ આનંદપૂર્વક આનંદકંદ પ્રભુનું ધ્યાન ધર્યા કરે છે. તેઓ પોતાના મનમાં ને મનમાંજ શ્રીહરિને ઉદ્દેશીને કેટલીક વાતો કહે છે. ઘડીકમાં રડે છે, ઘડીકમાં હસે છે તો કોઈ કોઈ વખત ઉચ્ચ સ્વરે ચિત્કાર કરી ઊઠે છે. વળી કોઇ વખત બંને હાથ ઊંચા કરીને નાચે છે તો કોઇ વાર નિષ્કંપ દીપકની પેઠે નિશ્ચલ ભાવે બેસી રહે છે. વળી કોઇ કોઇ વાર તેઓ કાતર સ્વરે શ્રીપરમપ્રભુની કરુણા યાચતા યાચતા બોલી ઊઠે છે કે, "હે પ્રભુ! મારી રક્ષા કર, હું તને મારે પોતાને માટે મારી રક્ષા કરવાને કહેતો નથી; પરંતુ મારા ભક્તની લજ્જા નિભાવવાને માટે કહું છું. હે પ્રભુ! તમે મારા પુરુષરૂપને નષ્ટ કરી સ્ત્રીરૂપ બનાવી દો અને મૂર્ખાઓનો ગર્વ ઉતારી સાધુઓનો મહિમા વધારો."

પ્રાણનાથને આ પ્રમાણે પોતાના અંતરના ઊભરા જણાવતાં જણાવતાં જગન્નાથ દાસ બેશુદ્ધ થઇને જમીન ઉપર પડયા. તેમના પ્રાણનાથ પણ તેજ સમયે બંદીખાનામાં આવીને પોતાના ભક્તના મસ્તક ઉપર પોતાનો અભયપ્રદ હસ્ત મૂકીને કહેવા લાગ્યા: "જગન્નાથ! તું શા માટે ડરે છે? જેને મારી સહાય છે, તેને કોઇ પણ શું કરી શકનાર છે? આમ જો, આ મારા હાથ તરફ જો. મારા તેજોદીપ્ત સુદર્શન ચક્રનાં દર્શન કર. મારા ભક્તોનાં દુઃખ દૂર કરવા તેમના દરેકે દરેક ભય ટાળવાનેજ હું

તે ધારણ કરૂં છું; તો પછી તારે પ્રતાપરુદ્રથી શા માટે ડરવું જોઇએ? તને સ્ત્રી–સ્વરૂપ ધારણ કરવાની ઇચ્છા થઈ છે તો ભલે તારી ઇચ્છા ફળીભૂત થાઓ. તારી ઇચ્છા એજ મારી ઇચ્છા છે. તું અને હું એકજ છીએ. તારી ઇચ્છા પૂર્ણ કરીને હું મારીજ ઇચ્છા પૂર્ણ કરૂં છું. તારો એમજ વિચાર છે તો તારૂં પુરુષ–શરીર મટીને નારી–સ્વરૂપ થશે." એમ કહીને અંતર્યામી અંતર્ધાન થઇ ગયા. જગન્નાથ દાસની નિદ્રા પણ ઊડી ગઈ. તેઓ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યાઃ "નક્કી, શરણાગતવત્સલ શ્રીહરિ મારૂં દુઃખ જોઇને મારી ઉપર કરુણા કરી ગયા છે. અહા! તેમના શ્રીચરણના અમૃતમય સ્પર્શનો હજી પણ મને અનુભવ થાય છે. લાવ જોઉં, મારા પુરુષ–રૂપમાં કાંઇ પણ પરિવર્તન થયું છે કે નહિ? એટલે આ તે સ્વપ્ન છે કે પ્રભુની કરુણા-લીલા છે, તે સ્પષ્ટ જણાઇ જશે." મનમાં આ પ્રમાણે બોલીને જગન્નાથ દાસ પોતાના શરીર તરફ જોવા લાગ્યા. જોતાંજ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ એકાએક હર્ષમાં આવી જઇને "અહો! કેવું આશ્ચર્ય! કેવું આશ્ચર્ય!" એમ બોલી ઊઠયા. આનંદ અને આશ્ચર્યથી તેઓ અધીરા થઇ ગયા. કૃતજ્ઞતાથી તેમનું અંતર ભરાઈ ગયું અને આશ્ચર્યથી શ્રીપ્રભુના કરસ્પર્શથી પોતાના જીવનને કૃતાર્થ માનવા લાગ્યા. ત્યાર પછી વળી પાછા તેઓ શ્રીહરિનું ધ્યાન ધરતા ધરતા બોલી ઊઠયાઃ "અહા, જેના ચરણકમળના કિંચિત્ સ્પર્શથી અહલ્યાનો ઉદ્ધાર થયો છે, જેના ચરણસ્પર્શથી શેષનાગનું મસ્તક ચિત્રવિચિત્ર દિવ્ય મણિથી શોભી રહ્યું છે અને જેનું ચરણોદક સ્વયં ભગવાન શંકર પોતાને મસ્તકે ચઢાવે છે, તેના કરકમળનો સ્પર્શ થયો એ મારૂં કેવું અહોભાગ્ય! બસ, હવે મને ભય પણ શાનો? મારા પ્રભુ સર્વશક્તિમાન છે–બલવાન છે. ચાલ, હવે હું સઘળાંને મારા

પ્રભુનો પ્રભાવ બતાવી દઉં." એમ બોલીને આનંદપૂર્વક "રામ-કૃષ્ણ-હરિ" નામનું કીર્તન કરતાં કરતાં જગન્નાથ દાસ કારાગૃહની બહાર આવ્યા અને પ્રહરીઓને કહેવા લાગ્યા: "ચાલ મહારાજાના દરબારમાં અને મારૂં સ્ત્રીસ્વરૂપ બતાવીને તેને શાન્ત કર." રાજદૂતો અને પ્રહરીઓ આ અદ્ભુત ઘટના જોઇને વિસ્મય-સાગરમાં ડૂબી ગયા અને જગન્નાથ દાસને સાથે લઇને મહારાજા પ્રતાપરુદ્ર પાસે આવી પહોંચ્યા. મહારાજા તેમની તે સમયની કમનીય કામિની-મૂર્તિ-રમણીસુલભ અંગ-પ્રત્યંગ અને હાવ ભાવ વગેરે જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા અને વિચાર કરવા લાગ્યા કે, "અહા! જગન્નાથ દાસે આ સ્વરૂપ કેવી રીતે ધારણ કર્યું હશે? નક્કી, આ બધી સર્વશક્તિમાન શ્રીહરિનીજ અકળ લીલા હોવી જોઇએ."

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મહારાજાના અંતઃકરણમાં એક ભય ઉત્પન્ન થયો. વળી થોડી વાર રહીને વિચાર કરવા લાગ્યા: "વારૂ, હવે જે થવાનું હતું તે થઈ ગયું. ચાલ હવે તો બરોબર તપાસ કરી મનની ખાતરી કરી લઉં." આ પ્રમાણે વિચાર કરી મહારાજા પ્રતાપરુદ્ર જગન્નાથ દાસને સંબોધીને બોલ્યા: "અરે જગન્નાથ દાસ! તમે તો ઠીક રંગ જમાવ્યો; પણ એક સ્ત્રીસ્વરૂપ બતાવ્યું એટલે કાંઇ બધું પતી ગયું સમજતા નહિ. જ્યારે સ્ત્રીજનો-ચિત સ્વભાવનો પણ પરિચય કરાવો, ત્યારેજ મારી ખાત્રી થાય."

નરનાથની વાત સાંભળીને જગન્નાથ દાસે એક વખત પોતાના પ્રાણનાથનું ધ્યાન ધરી લીધું અને ત્યાર પછી પ્રતાપરુદ્ર તરફ જોઇ એક સ્વાભાવિક સ્ત્રીની પેઠે હાવભાવ અને લજ્જાપૂર્વક હસતાં હસતાં નીચું જોઇને કહ્યું: "મહારાજ! હજુ આપને કેટલી પરીક્ષા કરવી છે! લો આ જુઓ, બતાવતાં લજ્જા આવે છે; પરંતુ નાછૂટકે બતાવવું પડે છે. આ મારાં વસ્ત્રો તરફ જુઓ,

જુઓ, જુઓ, શું દેખાય છે ?"

આ વખતે જગન્નાથ દાસનો પ્રભાવ અદ્ભુત હતો. જોતજોતામાં સર્વજન સમક્ષ તેમનાં વસ્રો મલિન થઈ ગયાં–સ્રીઓના ઋતુ-કાળનાં લક્ષણો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. આ જોઈને મહારાજા બહુજ વિસ્મિત થઇ ગયા અને સર્વ સભાસદો બોલી ઊઠયાઃ "મહારાજ ! હવે પરીક્ષા કરવાનું રહ્યું નથી. અમારો વહેમ દૂર થયો છે. જગન્નાથ દાસ નિશ્ચય નીલાચલનાથ શ્રીજગન્નાથજીના દાસ છે. સાધુઓનો અપરાધ કરવાથી–તેમની અવગણના અથવા અવહેલના કરવાથી સત્યાનાશ જશે. મહારાજ! બસ કરો, બસ કરો; હવે પરીક્ષા કરવી રહેવા દો અને ભક્તના ચરણમાં પડી ભક્તરૂપે પ્રગટ થયેલા ભગવાનની પાસે ક્ષમા માગી લો."

સભાસદોનાં કથન પ્રમાણે મહારાજા પ્રતાપરુદ્રે જગન્નાથ દાસના ચરણકમળમાં પડીને ક્ષમા માગી અને વિનયવચન તથા અમૂલ્ય વસ્રાભુષણોથી તેમને પ્રસન્ન કરીને બોલ્યાઃ "ભક્ત-ચૂડામણિ ! જો આપે મારો અપરાધ ક્ષમા કર્યો હોય, તો તેની નિશાની તરીકે કૃપા કરીને આપની રચેલી સમસ્ત ભાગવત–ગીતિ શ્રવણ કરાવી મારાં કર્ણ અને મન પવિત્ર કરી અનેક જન્મોમાં કરેલાં પાપ નષ્ટ કરો."

જગન્નાથ દાસે આનંદપૂર્વક મહારાજાની પ્રાર્થના સ્વીકારી. તેઓ સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરવાને પુષ્કરિણી તરફ ચાલ્યા ગયા. જળમાં પ્રવેશ કરીને જગન્નાથ દાસ પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરવા લાગ્યા અને પોતાને પ્રથમનું પુરુષસ્વરૂપ આપવાની પ્રાર્થના કરવા લાગ્યા. અહો ! ભગવાન જેનો હાથ ઝાલે છે, તેની કોઇ પણ પ્રાર્થના તે અપૂર્ણ રાખતા નથી. ભગવાનની કૃપાથી જગ-ન્નાથ દાસને તેજ વખતે પુરુષ–સ્વરૂપ પ્રાપ્ત થયું. ત્યાર પછી નિત્ય–કર્મથી પરવારીને સર્વ લોકોના દેખતાં તેઓ પુરુષરૂપે

જળની બહાર નીકળ્યા અને રાજસભામાં જઇને પ્રાકૃત ભાગવતનું પારાયણ કરવા લાગ્યા.

ભાગવત એ ભક્તિ–શાસ્ત્ર છે. ભક્તિ, એજ ભાગવતનું મૂળ છે–પ્રાણસ્વરૂપ છે. ભાગવતની વ્યાખ્યા કહો કે બીજું કહો, પરંતુ તે સઘળાનું મૂળ ભક્તિ છે. જગન્નાથ દાસ તે ભક્તિ–ગ્રંથ ભાગવતનું ગાન કરવા લાગ્યા. તેમના ગાનથી મહારાજા પ્રતાપરુદ્રનું મન દ્રવી ગયું. સભામાં બેઠેલા સભાસદોનાં અંતઃકરણ પણ પીગળી ગયાં. સભાસ્થાનમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. જગન્નાથનું ગાન પૂર્ણ થયું. સઘળા એક ભગવાનના ધ્યાનમાંજ લીન થઇ ગયા. કેટલીક વાર સુધી તો સભામંડપમાં એક શબ્દ સરખો પણ સંભળાયો નહિ.ત્યાર પછી મહારાજા પ્રતાપરુદ્રે ઊઠીને પોતાના સર્વ અલંકારો ઉતારી જગન્નાથ દાસના ચરણકમળમાં અર્પણ કરી દીધા અને પછી દંડવત્ પ્રણામ કરતાં ગદ્દગદિત કંઠે કહેવા લાગ્યાઃ “પ્રભુ! આજથી હું આપને શરણે આવ્યો છું. મારી ઉપર દયા કરો, મને આપના શિષ્ય તરીકે ગ્રહણ કરો.” ત્યાર પછી તેમણે ચંદ્રાર્ક નામના સ્થાનમાં એક ઘર બંધાવી આપી અમૂલ્ય વસ્ત્રાલંકારો તથા કેટલીક જાગીર સમર્પણ કરીને અતિશય સન્માનપૂર્વક જગન્નાથ દાસને વિદાય કર્યા.

જગન્નાથ દાસ હરિગુણ ગાતા ગાતા ત્યાંથી ચાલ્યા ગયા. આ તરફ મહારાજા પ્રતાપરુદ્રે પેલા દુષ્ટબુદ્ધિ, સાધુનિંદક ખળ લોકોને બોલાવી મંગાવ્યા અને તેમાંના કેટલાકને ડામ દેવડાવી, કેટલાકને ચાબુકના ફટકા લગાવીને અને કેટલાકનાં માથાં મૂંડાવી નખાવી પોતાના રાજ્યની બહાર કાઢી મૂકયા તથા “આજથી મારા રાજ્યમાં જે કોઈ સાધુની નિંદા કરશે અથવા તેમનો દ્રોહ કરશે તેનો વિનાશ કરવામાં આવશે” એવો ઢંઢેરો પિટાવ્યો.

આપણા મહાન ભક્ત જગન્નાથ દાસને નશ્વર શરીરનો ત્યાગ

કરી શાશ્વત ધામમાં ગયાને આજે લગભગ ચારસો વર્ષ થઈ ગયાં છે; પરંતુ આજે પણ શ્રી જગન્નાથપુરીમાં સમુદ્રકિનારે શ્રીહરિદાસ ઠાકુરની સમાધિથી થોડે દૂર તેમનું સમાધિમંદિર વિદ્યમાન છે. આજે પણ તેમનું રચેલું ભાગવત ઉત્કલવાસીઓને (ઓરિસા પ્રાંતમાં વસનાર લોકોને) ઘેરેઘેર ગૃહદેવતાની પેઠે પુજાય છે. લોકો ગુરુમંત્રની પેઠે તેનું આવર્તન કરે છે, વાંચે છે અને પરમ ભક્તિભાવથી તેની ઉપર વિવેચન કરે છે. આ ભાગવત ઘણુંજ લોકપ્રિય થઇ પડયું છે. ઓરિસામાં તે ત્યાંની પ્રચલિત લિપિમાં પ્રસિદ્ધ થયું છે અને મેદિનિપુર જિલ્લાના કાંથી ગામમાંથી બંગ લિપિમાં મુદ્રિત થયું છે. લોકો તેને અપૂર્વ ભક્તિભાવથી પૂજે છે.

ખરેખર ભગવદ્‌ભક્તો વિનયની ખાણરૂપ–દીનતાના અવતારરૂપ હોય છે. તેઓ ભગવદ્‌ભક્તિનો પ્રતાપ બીજાને બતાવવા ઇચ્છતા નથી. સર્વ કાંઈ પ્રતાપ તેઓ ભગવાનનોજ સમજે છે અને સર્વવ્યાપી પ્રભુને સર્વ વાતે કર્તા–ધર્તા તરીકે જુએ છે, તેથી ચમત્કાર કે સિદ્ધિ દર્શાવવી એને એક પ્રકારની નાસ્તિક્તા સમજે છે. વળી તે દર્શાવવાથી તેમના હક્કમાં પણ મહા અનર્થ થાય છે. તેમ થવાથી જનસમાજમાં પ્રતિષ્ઠા વધારવાની તેમનામાં એષણા ઉત્પન્ન થાય છે અને વળી તે ઉપર અભિમાન થયું તો તો તે અધિક અનર્થકર્તા થઇ પડે છે. આમ છતાં જગન્નાથ દાસે રાજસભામાં જે કાંઈ કર્યું તે તો નાછૂટકેજ કરવું પડયું છે.





# ૧૪–मणिदास

માળી જ્ઞાતિના મણિદાસ શ્રીજગન્નાથપુરીમાં રહેતા હતા. તેઓ પોતાની જાતીય વૃત્તિથી પોતાનો નિર્વાહ કરતા હતા. બહોળો પરિવાર હતો, તેમજ અતીત અભ્યાગતની અવરજવર પણ વિશેષ હતી, તેથી તેઓ શ્રીમંત નહોતા. સામાન્ય ફૂલની માળાઓ વેચવાથી કેટલા પૈસા ઉત્પન્ન થાય ? પેદાશ થોડી હોવા છતાં પણ મણિદાસનું મન મોકળું હતું. તેઓ ખર્ચનો બિલકુલ હિસાબ ગણતા નહિ. "રોજગાર થાય કે ન થાય પણ દિવસો તો જવાનાજ" એમ વિચાર કરીને મણિદાસ ભવિષ્યનો સઘળો વિચાર શ્રીહરિને સોંપીને પોતે નિશ્ચિંત રહેતા હતા અને તેથી તેમના આનંદમાં કદી પણ અંતરાય આવતો નહિ.

ઇશ્વરની લીલા કોઈ પણ કળી શકતું નથી. મણિદાસને ઈશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા હતી, તેથી સર્વ–શક્તિમાન પ્રભુને તેમને માળી મટાડીને શ્રેષ્ઠ ભક્ત બનાવવા હતા. ધીમે ધીમે મણિદાસનાં સંસારનાં બંધનો એક પછી એક ઢીલાં થઇ જવા લાગ્યાં. તેમનાં સ્ત્રી તથા પુત્રો એક પછી એક સ્વર્ગમાં સિધાવી ગયાં. મૂળ તો સંસારમાં આસક્તિજ નહોતી અને તેમાં વળી જેમના વડે સંસાર બનેલો હતો, તેમનો સ્વર્ગવાસ થવાથી તેમની આસક્તિનું મૂળ પણ બળી ગયું. વૈરાગ્યના વિમળ પ્રકાશથી તેમનું અંતઃ-

કરણ પ્રકાશિત થઇ ગયું. તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: "અહા ! હવે મારા માથા ઉપરનો સઘળો બોજો ઊતરી ગયો. જે સંસાર-બંધને મને અત્યાર સુધી બાંધી રાખી મારી મરજી મુજબ વિચરવા દીધો નહોતો તે હવે કપાઇ ગયું; તેથી હું મારે જ્યાં ફરવું હશે ત્યાં ફરી શકીશ, જ્યાં જવું હશે ત્યાં જઈ શકીશ અને જેમ કરવું હશે તેમ કરી શકીશ. હવે મારા માર્ગમાં કોઇ પણ આડે આવે એમ નથી. હે નીલાચલનાથ ! હે જગદીશ્વર ! તમારી કરુણાને ધન્ય છે, તમારી કૃપાને ધન્ય છે. સંસારના દાસત્વમાંથી મુક્ત થવાથી હવે હું સ્વચ્છંદે આપનું દાસત્વ કરી શકીશ ! હાય પ્રભુ ! આજ દિન સુધી હું કામદેવનું અને સ્રીપુત્રાદિનું દાસત્વ કરતો હતો. હાય પ્રભુ ! તે મોહમદિરાની માદકતા એવી અદ્‌ભુત હતી કે, તેના નશામાં-ઘેનમાં હું પ્રેમ-મય-આનંદમય-દયામય એવા આપનું દાસત્વ કરવાનું મૂકીને સ્રીપુત્રાદિનું દાસત્વ કરતો હતો. પ્રભુ ! તેનું ફળ પણ તેવુંજ આપ્યું.તમારો ત્યાગ કરી તેમની ગુલામી કરવા જતાંજ માયા-પિશાચિનીએ આવીને પોતાના મોહપાશમાં મને સજ્જડ બાંધી દઇ નાના પ્રકારનું દુઃખ દેવા માંડયું; પરંતુ હે કરુણામય ! આજે આપની કૃપાથી હું તેના પંજામાંથી સટકી જવા પામ્યો છું, હું તેનાથી મુક્ત થઇ શકયો છું. પ્રભુ, પ્રભુ ! મને આશીર્વાદ આપો કે હવે તેનું દાસત્વ સ્વીકારવાનો વખત ન આવે અને આપનું દાસત્વ સ્વીકારી અહર્નિશ આપના ભુવન-મંગળ મહિમાનું સંકીર્તન કરવાને શક્તિમાન થાઉં."

મણિદાસની વાત એ કેવળ વાતના રૂપમાંજ રહી નહિ. તેમણે નક્કી કર્યું કે, આ સંસારમાં કોઇ કોઇનું છે નહિ અને થવાનું પણ નથી. સંસારની પ્રીતિ-માયા-મમતા મિથ્યા છે અને આ અસાર સંસારમાં સારરૂપ એક શ્રીહરિનું નામજ છે. તેથી મણિ-

દાસે મન, વાણી અને કર્મથી તે નામનોજ આશ્રય લીધો અને વિષયવૈભવને તિલાંજલિ આપી, કૌપીન પહેરી લઈ, હરિભજન કરવામાંજ દિવસો વ્યતીત કરવા માંડયા. હવે તેમને રાત્રિના વાડીઓમાં ફરીને ફૂલ એકઠાં કરવાં પડતાં નથી. પૈસાની આશાથી ફૂલની માળા ગૂંથવી પડતી નથી, તેમ તે વેચવાને શ્રીમંતોને ઘેર ઘેર ભટકવું પડતું નથી. હવે તેઓ સવારમાં વહેલા ઊઠી, સ્નાન કરી, તિલકમાળા ધારણ કરી, કૌપીન પહેરી, હાથમાં કરતાળ લઇને શ્રીજગન્નાથજીના સિંહદ્વારમાં આવીને ઊભા રહે છે અને ત્યાં આગળ કરતાળ વગાડીને શ્રીહરિનું સ્મરણ કરતાં કરતાં નૃત્ય, ગીત અને દંડવત્ પ્રણામ કરે છે. ત્યાર પછી સિંહદ્વાર ઊઘડતાંજ તેઓ મંદિરમાં પ્રવેશ કરી શ્રીજગન્નાથજીની પતિત–પાવન મૂર્તિ પાસે, ગરુડસ્થંભની પછવાડે ઊભા ઊભા પેટ ભરીને શ્રીહરિનાં દર્શન કરે છે. વારંવાર સાષ્ટાંગ પ્રણામ કરે છે અને કપાળે હાથ દઇ દયામણે મોઢે, નમ્ર વચને, ગદ્ગદિત કંઠે કહે છેઃ "પ્રભુ! દીનદયાળ! તમારી કરુણાની બલિહારી, બલિહારી છે. હે પ્રભુ! આ પ્રમાણેજ આપના શ્રીમુખનાં દર્શન થતાં થતાંજ મારૂં મૃત્યુ થજો. પ્રભુ! તમે મારા જીવનના જીવન છો, તમેજ મારા જેવા કંગાલનું રત્ન છો. પ્રભુ! તમારા સિવાય મારૂં કોઈ છે નહિ અને થવાનું પણ નથી. પ્રભુ! તમેજ મારા–મારા નોધારાના આધાર છો. હું આપનેજ શરણે છું."

ભક્ત મણિદાસે ગરુડની પાસે ઊભા રહીને આતુર નયને જગદ્બંધુનાં દર્શન કરી લીધાં અને પછી મોટેથી હરિકીર્તન ગાતાં ગાતાં કરતાલ વગાડી, માથું હલાવી નૃત્ય કરવા લાગ્યા. આ વખતે તેઓ શ્રીજગન્નાથજીની છેક પાસે–જ્યાં ચંદનનો કટોરો મૂકવામાં આવે છે ત્યાંસુધી જઇને પાછા ગરુડજી પાસે આવતા હતા. તેમનાં નયનો બીજી કોઈ પણ દિશામાં જતાં નથી. કેવળ

ભગવાનમાંજ તન્મય થઇ ગયાં છે. આ પ્રમાણે નાચતાં નાચતાં તેઓ ભક્તિભાવથી અધીરા થઇ જાય છે. કોઇ વખત કંપ, કોઇ વખત ઘર્મ, કોઇ વખત અશ્રુ, કોઇ વખત આનંદ, કોઈ સમય સ્વરભેદ તો કોઇ વખત વર્ણ્ય આદિ ભાવો તેમના કીર્તનમાં જોવામાં આવતા હતા. મણિદાસ આ પ્રમાણે નાચતાં નાચતાં કોઇ વખત મોટેથી શ્રીહરિનો જયજયકાર કરી ઊઠતા હતા, તો કોઇ વખત બન્ને હાથ જોડીને તેમના ચરણકમળમાં આળોટી પડતા હતા. વળી કોઈ વખત બન્ને હાથ માથે મૂકીને સ્તુતિ કરતા કે, “ હે નાથ! હે કૃષ્ણ! આપનો જય થાઓ, જય થાઓ. હે વનમાળી! તમારા કંઠમાં વિવિધ પ્રકારનાં સુગંધી ફૂલોની માળા શોભી રહી છે, વક્ષઃસ્થળમાં કમળમાળા લટકી રહી છે, અંગે અંગે રત્નના અલંકારો ઝગઝગી રહ્યા છે, કર્ણોમાં મકર-કુંડળ શોભી રહ્યાં છે અને મસ્તકે રત્ન–મુકુટ ધારણ કર્યો છે. આપનું ચંદ્રવદન જોતાંજ ભક્તને અપૂર્વ આનંદ થાય છે. તેમનો તે આનંદ તેમનાં હૃદયોમાં તો નથી. તમારાં ખીલેલાં શ્વેત–કમળ જેવાં સુંદર નયનો જાણે તમારા ભક્તો માટે આ અપાર ભવસાગરની પાર જવાને સેતુ હોય એમ લાગે છે. તમારા બન્ને હસ્તો આ સમસ્ત જગતનું અશેષ કલ્યાણ કરવાને તૈયાર થઇ રહ્યા છે. વળી આપે ધારણ કરેલાં શંખ, ચક્ર, ગદા વગેરે જોતાં નયનો ત્યાં ને ત્યાંજ ઠરી જાય છે. તમારા આ ભક્તની રક્ષા કરવાને વ્યગ્ર રહેતા અને સુદર્શન ચક્રથી શોભતા શ્રીહસ્ત ઉપર આધાર રાખનારને શાનો ભય હોય! હે પ્રભુ! તમારાં અભય-પ્રદ પાદપદ્મ શરણાગતના દરેક પ્રકારના ભયનું નિવારણ કરે છે. હે પ્રભુ! તમારા આ ચરણકમળનો ત્યાગ કરીને હું બીજાને શરણે જવાનો નથી. હે પ્રભુ! હું આપનેજ શરણે આવ્યો છું; માટે પ્રભુ! કૃપા કરો, દયા કરો. હે સર્વમનોહર સર્વાંગસુંદર

પ્રભુ! હે દીનદયાળ! હવે મને આપની સેવામાંથી આપના દાસત્વમાંથી કદી પણ વંચિત કરશો નહિ."

આ પ્રમાણે બોલતા બોલતા મણિદાસ ઉન્મત્તની પેઠે નૃત્ય કરે છે. સુમનોહર કરતાલ ધ્વનિથી અને વિવિધ વિકૃત કંઠસ્વરથી તે સ્થાન પરિપૂર્ણ થઇ ગયું છે. મણિદાસ ભગવદ્ધ્યાનમાં તલ્લીન થઇ જાય છે, તેમના મુખમાંથી ફીણ નીકળે છે, તેઓ પરમ ભક્તિભાવથી મંડપમાં નૃત્ય કરે છે અને તેમના નામધ્વનિથી આખો મંડપ ગાજી ઊઠે છે. મણિદાસ શ્રીજગન્નાથના મંદિરના સભામંડપમાં આ પ્રમાણે દરરોજ નાચીગાઇને શ્રીપ્રભુની સ્તુતિ કર્યા કરે છે. તેઓ મરજીમાં આવે ત્યારે જાય છે, મરજીમાં આવે ત્યારે ગાય છે, નાચે છે અને વળી મરજીમાં આવે ત્યારે ચાલ્યા આવે છે. કોઇ મહાપ્રસાદ આપે તો ખાય છે, નહિ તો કોઇ મઠમાં જઇને ભૂખ્યાતરસ્યા શ્રીપ્રભુના ધ્યાનમાં ને ધ્યાનમાંજ પડી રહે છે. વળી યાદ આવે છે, તો શ્રીમંદિરમાં દોડી જાય છે અને ભજનકીર્તન તથા નૃત્યથી શ્રીહરિને પ્રસન્ન કરે છે. તાત્પર્ય કે ધીમે ધીમે તેમણે સંસારના દાસત્વનો સંપૂર્ણરૂપે પરિત્યાગ કરીને શ્રીહરિનુંજ દાસત્વ સ્વીકાર્યું છે–તેમનેજ પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દીધું છે.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા. એક દિવસ એવું બન્યું કે, શ્રીજગન્નાથજીના મંદિરના મંડપના એક ભાગમાં બેઠા બેઠા પુરાણી મહારાજ કથા વાંચ્યા કરે છે. ઘણા લોકો તેમની પાસે બેસીને શ્રદ્ધાપૂર્વક તે શ્રવણ કરે છે. પુરાણી મહારાજે પોતાની કથન–શૈલીથી બધાનું મન હરી લીધું છે. આ વખતે ભક્ત મણિદાસે કરતાલ વગાડતાં ઉચ્ચ સ્વરે "રામકૃષ્ણ હરિ" ગાતાં ગાતાં મંડપમાં પ્રવેશ કર્યો. શ્રીજગન્નાથજીનાં દર્શન કરીને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તેઓ આનંદમાં

આવી જઈને નૃત્ય કરવા લાગ્યા. નાચતાં નાચતાં તેઓ છેક પુરાણી મહારાજની પાસે આવી લાગ્યા. આ વખતે તેમને પુરાણી મહારાજનો ભય લાગ્યો નહિ, તેમને ભાન પણ હતું નહિ. ભયના ભય-ભયહારીના અભયપદમાં તેમનું મન લાગી ગયું હતું; પરંતુ પુરાણી મહારાજ મણિદાસના આ કૃત્યથી બહુજ ગુસ્સે થઈ ગયા. તેમણે એકદમ પોતાની પોથી બાંધી દીધી અને ઊભા થઈ બૂમ પાડીને કહેવા લાગ્યા: "અરે મૂર્ખ! આ વિષ્ણુપુરાણ સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ છે, તેની પણ તું અવગણના કરે છે? હવે તને તો કોઈ કાંઈ કહેનારજ નથી કેમ? આટલા બધા સારા સારા લોકો બેઠા છે અને તેઓ તેને દેવતાની પેઠે પૂજે છે, તે તું નથી જોતો કેમ?" આ પ્રમાણે કહીને પુરાણી મહારાજ મણિદાસ-ને ગાળો દેવા લાગ્યા; પરંતુ મણિદાસે તેમાંનું કશું સાંભળ્યું નહિ. તેઓ તે વખતે પરમ પ્રભુના ધ્યાનમાં મસ્ત હતા અને તેમને પોતે શું કરે છે તેનું લેશમાત્ર પણ ભાન નહોતું, તેથી પુરાણી મહારાજનાં વચનો અને ગાળોએ તેમના ઉપર બિલકુલ અસર કરી નહિ અને તેમને પોતાનું કાર્ય કરતાં અટકાવ્યા પણ નહિ. તે જોઈને શ્રોતાઓમાંથી પણ ચાર પાંચ જણને ક્રોધ થયો. તેમાંના એક જણે ઊઠીને મણિદાસને ધક્કા-પાટુ મારીને પાડી નાખ્યા. તે કહેવા લાગ્યો કે, "અરે હે દુષ્ટ! પુરાણી મહારાજ કહે છે તે હજી તારા ધ્યાનમાં આવતું નથી કેમ? એમને શું તું જેવા તેવા માણસ ધારે છે? અરે એનું ફળ તને કેવું મળે છે તે તને થોડી વારમાંજ ખબર પડશે. હવે કયો તારો બાપ તારી રક્ષા કરવા આવે છે, તે પણ હું જોઉં છું. જો હજી પણ તારૂં પોતાનું ભલું ઇચ્છતો હોય તો ઊઠીને અહીંથી ચાલ્યો જા; નહિ તો તારૂં નાચવાકૂદવાનું બધું ભૂલી જઈશ."

મણિદાસ હજુ પણ શ્રીભગવાનના ધ્યાનમાં લીન હતા. તેમને

આ સઘળાની કાંઇ પણ ખબર પડી નહિ અને તેથી તેઓ ત્યાંથી ગયા નહિ. મણિદાસને આ પ્રમાણે પોતાની અવગણના કરતા જોઇને લોકો ઉશ્કેરાઇ ગયા અને “ મારો, મારો, દુષ્ટને મારો ” એમ કહેતા કહેતા સઘળા એકઠા થઈ ગયા. લોકોના આ ઘોંઘાટ-થી અને ધક્કા-મૂકી તથા ગડદા-પાટુથી મણિદાસની આનંદ સમાધિ ઊતરી ગઈ. તેઓ એકદમ ચમકીને બેઠા થયા. આ વખતે તેમની ઉપર ચારે તરફથી ગાળોનો વરસાદ વરસી રહ્યો છે. ઉપરા-છાપરી ગડદાપાટુ અને ધક્કામુક્કી પણ વાગે છે. શા માટે આ બધું થાય છે તે જાણી લેતાં તેમને વાર લાગી નહિ. તેમણે કોઇને એક શબ્દ પણ કહ્યો નહિ. થોડી વાર સજળ નેત્રે શ્રીપ્રભુના નયનકમળ તરફ જોઇ રહીને મનમાંજ નિવેદન કરવા લાગ્યાઃ “ હે મહાબાહુ ! શું આજ તમારી શરણાગતની રક્ષા કે ? ” આ પ્રમાણે કહેતા કહેતા મણિદાસ પોતાની કરતાલો ત્યાં ને ત્યાંજ પછાડીને શ્રીમંદિરમાંથી ચાલ્યા ગયા. “ જ્યારે પ્રભુજ મારી ઉપર ગુસ્સે છે, ત્યારે હવે મારે કોનો આધાર રહ્યો ? ” એમ વિચાર કરતા કરતા તેમણે એક મઠમાં પ્રવેશ કર્યો અને ભગવાન-માં ચિત્ત સમર્પણ કરીને શયન કર્યું. જોતજોતામાં દિવસ પૂરો થયો. શ્રીપ્રભુના સંધ્યા-આરતીનાં દર્શનનો સમય થયો; પરંતુ આજે મણિદાસનું મન ઉદ્વેગમાં હોવાથી તેઓ શ્રીમંદિરમાં ગયા નહિ તેમ અન્નાદિ પણ ખાધું નહિ. આ પ્રમાણે મણિદાસ ભૂખ્યાતરસ્યા સૂઈ રહ્યા છે. સમય થતાં શ્રીજગન્નાથજીની શયન-આરતી ઇત્યાદિ સમસ્ત સેવા સમાપ્ત થઈ ગઇ. ભંડાર બંધ થઇ ગયો, મંદિરમાંથી સઘળા લોકોને બહાર કાઢવામાં આવ્યા અને સેવકો પણ દરવાજા બંધ કરી પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. આ તરફ ભગવાન શ્રીજગન્નાથજીએ જગન્નાથપુરીના શાસનકર્તા મહારાજાને સ્વપ્નમાં આજ્ઞા કરી કે, “ હે રાજન્ ! તું તારા

રાજ્યની ખબરઅંતર રાખતો નથી. જો મારો પરમ ભક્ત મણિદાસ દરરોજ મારા શ્રીમંદિરમાં આવીને કરતાલ વગાડી નાચગાન કરતો હતો. જેમ એકાદ વરસનો નાનો પુત્ર ઘૂંટણિયાં કાઢતો કાઢતો પિતા પાસે પહોંચી જઇને અમૃતસમાન કાલું કાલું બોલીને માતાપિતાના આનંદમાં વૃદ્ધિ કરે; તેમ મારો ભક્ત મણિદાસ મારી પાસે આવીને સાચા ભાવથી મારૂં સંકિર્તન કરતો હતો. હે રાજન્ ! મને તેનાથી બહુજ આનંદ થતો હતો. જ્યારે મારો ભક્ત પરમ પ્રેમપૂર્વક મારી પાસે નૃત્ય કરે છે, ત્યારે તે મને એક બાળકના કરતાં પણ વધારે પ્રિય લાગે છે. ભક્તનો ગદ્ગદ્ અસ્ફુટ કંઠસ્વર મને તે બાળકની મધુર કાલી કાલી વાણીથી પણ વધારે મધુર લાગે છે. અહા, મહારાજ ! આજે તારા પુરાણીએ મારા એ નાના બાળક જેવા પ્રિયતમ મણિદાસને મારી સન્મુખ માર માર્યો છે, તેથી મણિદાસ મારી સાથે રિસાઇને ચાલ્યો ગયો છે અને તેથી મને આજે બિલકુલ સુખ નથી. હવે તું પોતે મારા તે પ્રાણથી પણ પ્રિયતમ ભક્ત મણિદાસની પાસે જા અને તેને બહુજ આદરમાનપૂર્વક મારી પાસે લઇ આવ. હવેથી તેના નર્તન–કીર્તનમાં કોઇ જાતનું વિઘ્ન આવે નહિ એવો બંદોબસ્ત કરી આપ. જ્યારે તે આવીને મારી પાસે પહેલાંની પેઠે આનંદપૂર્વક નૃત્ય કરી મારૂં સંકીર્તન કરશે, ત્યારેજ મને આનંદ થશે. વળી હું તને બીજી પણ એક વાત કહું છું તે સાંભળ.

“મારો સભામંડપ મારા ભક્તને માટેજ વિશ્વકર્માએ નિર્માણ કરેલો છે. મારા ભકતો સ્વચ્છંદે નર્તન–કીર્તન કરી શકે તેટલા માટેજ તે આટલો બધો વિસ્તૃત છે. અનેક દેશદેશાંતરથી મારા સઘળા ભકતો આવીને મારા શ્રીમુખનાં દર્શન કરી, મારા ચરણકમળનું ધ્યાન કરતાં કરતાં કરતાલાદિ વગાડી નૃત્ય કરી શકે, મારા નામ–સ્મરણમાં મસ્ત બની બીજાને તેમના જેવા બનાવી

શકે, ભક્તિભાવથી મારા ધ્યાનમાં લીન થઇ મારા ચરણકમળમાં આળોટી શકે અને ત્યાર પછી હાથ જોડીને મારી સ્તુતિ કરી મારી પાસે પોતાનું સુખદુઃખ નિવેદન કરી શકે, તેટલા માટેજ એ સભામંડપ છે. તેમાંજ ભક્તને શાંતિ અને મને આનંદ મળે છે. આજથી પુરાણી તેમાં કથા વાંચે નહિ અને જો એને વાંચવુંજ હોય તો લક્ષ્મીજીના મંદિરમાં જઇને વાંચે કે જેથી મારા ભક્તનું અપમાન થવા પામે નહિ."

મહારાજાને આ પ્રમાણે આજ્ઞા કરીને ભગવાન પોતાના પ્રિયતમ ભક્ત મણિદાસ પાસે ગયા અને તેને માથે હાથ ફેરવતા ફેરવતા સ્નેહપૂર્વક કહેવા લાગ્યાઃ "પ્રિયતમ મણિદાસ! તું શા માટે ભૂખ્યો રહ્યો? ભાઇ! જો, જો, મને બહુજ કષ્ટ થાય છે. તેં ઉપવાસ કર્યો છે, તેથી મારે પણ ઉપવાસ કરવો પડયો છે; માટે ઊઠ, ભોજન કર. ભાઇ! ભોજન કર." શ્રીજગન્નાથજી ભક્ત મણિદાસને આ પ્રમાણે આશ્વાસનથી આનંદિત કરી શ્રીમંદિર તરફ પાછા ફર્યા. દયામયની દયા જોઇને મણિદાસનું અભિમાન જતું રહ્યું. તેમણે આનંદપૂર્વક શ્રીહરિના ગુણ ગાતાં ગાતાં મહાપ્રસાદ ખાઇ લીધો. શ્રીપ્રભુ પોતેજ આ મહાપ્રસાદ મૂકી ગયા હતા.

આ તરફ મહારાજાની નિદ્રામાં ભંગ પડયો, તેથી તેઓ તરતજ ઊઠીને બેઠા થયા અને આંખો ચોળીને ચારે તરફ જોવા લાગ્યા; પરંતુ કોઇ પણ જણાયું નહિ. ત્યાર પછી તેમણે પોતાના મન સાથેજ વિચાર કર્યો કે, "નક્કી કરુણામય જગદ્બંધુજ કરુણા કરી ગયા છે. તેઓ તેજ વખતે શય્યાનો ત્યાગ કરી બહાર આવ્યા અને સઘળાને બોલાવીને સઘળી હકીકત કહી સંભળાવી. ત્યાર પછી તરતજ તેમણે પોતાના વેગવાન અશ્વ ઉપર સવાર થઇને શ્રીજગન્નાથપુરી તરફ ચાલવા માંડયું. પ્રાયઃ એક પ્રહર દિવસ

ચઢયો તે સમયે મહારાજા શ્રીજગન્નાથજીના મંદિરની સન્મુખ જે મઠમાં મણિદાસ સૂઈ રહ્યા છે, ત્યાં આગળ આવી પહોંચ્યા. ત્યાર પછી તેઓ સાદર સંભાષણથી મણિદાસને શાંત કરી તેમનો હાથ ઝાલી શ્રીમંદિરમાં લઇ ગયા અને સભામંડપમાં લઇ જઇને પરમ આદર–સત્કારપૂર્વક તેમને વસ્ત્રાલંકાર પહેરાવીને બોલ્યા: "હે મણિદાસ! આજે તું મારી સમક્ષ કરતાલ વગાડી નૃત્ય–ગીત કર જોઉં; તેમ કરવાથી પ્રભુને પણ આનંદ થશે અને મને પણ હર્ષ થશે." કરતાલની વાત નીકળતાંજ શ્રીજગન્નાથજીના એક સેવકે તરતજ મણિદાસની કરતાલો આણી આપી. મણિદાસે પણ તે વખતે આનંદથી અધીરા થઇ જઇને અતિશય હર્ષાવેશમાં આવી જઇને રસિક ભાષામાં શ્રીદીનબંધુની સ્તુતિપૂર્વક નૃત્ય કર્યું.

મહારાજાની આજ્ઞાથી તે દિવસથી પુરાણી મહારાજ શ્રીજગન્નાથજીના સભામંડપમાં બેસીને કથા વાંચતા બંધ પડયાઅને શ્રીમંદિરનાં નૈઋત્ય કોણમાં આવેલા શ્રીલક્ષ્મીજીના મંદિરમાં વાંચવા લાગ્યા. આ પ્રમાણે ભકત મણિદાસને નિમિત્તે ભકતવત્સલ ભગવાને પોતાનો સભામંડપ ભકતોના પ્રેમપૂર્ણ નર્તન-કીર્તન માટે સદાને માટે ખુલ્લો મૂકી દીધો.

આ ઘટના કયારે બની તે કોઇએ દર્શાવેલું નહિ હોવાથી કહી શકાય એમ નથી; પરંતુ તેના પરિણામે હજુ પણ ઉપર લખ્યા પ્રમાણે પુરાણી મહારાજ શ્રીલક્ષ્મીજીના મંદિરમાં કથા વાંચે છે.

અહો ભગવાન! તમારી ભકત વત્સલતાને ધન્ય છે! હે અશરણશરણ! તમે તમારા ભકતોને માટે શું નથી કરતા? પ્રભુ! ભકતનું માન વધારવાને જ તમે આપની સન્મુખ જે પુરાણ–કથા થતી હતી તે બંધ કરાવી દીધી છે; ભકતના ભકિત–ભાવને વશ

થઈનેજ તમે માળી મણિદાસના સપ્રેમ નૃત્યગીતથી બ્રાહ્મણ પુરાણીના પુરાણ વ્યાખ્યાનને ઊતરતું માની લીધું છે. હે ભાવગ્રાહી જનાર્દન! તમને ધન્ય છે. હે દીનદયાળ! તમે જાતિ, કુળ, ધન, સંપદ્, વિદ્યા, બુદ્ધિ વગેરે ઉપર ધ્યાન ન આપતાં કેવળ પ્રેમનેજ વશ છો. આપનું નામ લેતાંજ આપના મહિમાનું સ્મરણ થઇ આવી અમારો પ્રાણાત્મા વિગલિત થઈ જવો ઘટે છે. હે પ્રભુ! તમેજ તમારી કૃપાથી તેને તેટલી યોગ્યતા મેળવવાનું બળ આપી શુદ્ધ કરીને સત્ય માર્ગે ચઢાવો.





# ૧૫–નારાયણ દાસ

" હાં હાં, આજ તો ક્યાંક જવાની તૈયારી કરી હોય એમ લાગે છે!"

" હા, છે તો તેમજ. શ્રીરામચંદ્ર ભગવાનનાં દર્શન કરવાને અયોધ્યા જવાનો વિચાર કર્યો છે."

" અરે! એકદમ અયોધ્યા?"

" હા, ત્યાંજ. તમારી પાસે વિદાય લેવા આવ્યો છું"

માલતી આટલી વાર હસતી હસતી પતિ સાથે આ પ્રમાણે વાતચીત કરતી હતી, પરંતુ " તમારી પાસે વિદાય લેવા આવ્યો છું." એ શબ્દો સાંભળતાંજ તેના હૃદય ઉપર દારુણ આઘાત લાગ્યો. દુઃખથી–ક્ષોભથી તેનાં નયનોમાં અશ્રુબિંદુઓ જણાવા લાગ્યાં. ત્યાર પછી થોડી વારે એકાએક ઉશ્કેરાઈ જઇને તે પતિને કહેવા લાગીઃ " શું મારી પાસે વિદાય? હું કોણ? શું હું તમારાથી જુદી છું? દેવ! દેવ! હું તો આપના ચરણની રજ–દાસી છું. મારી પાસે વિદાય માગવાની હોય? આપ જ્યાં જશો, ત્યાં આ દાસી પણ તમારી પોતાની છાયાની માફક તમારી સાથે પાછળ પાછળ આવશે. મારી પાસેથી વિદાય કેવી?"

પતિવ્રતા પત્નીનાં પતિભક્તિમય અમૃતોપમ વાક્યો સાંભળી-

ને નારાયણ દાસને બહુજ આનંદ થયો. તેઓ હાસ્યપ્રફુલ્લ મુખે પત્ની માલતીને કહેવા લાગ્યાઃ "વારૂ, વારૂ, સાધ્વિ! તારાં વચનોથી હું બહુજ પ્રસન્ન થયો છું. ચાલ, તું પણ ચાલ, આપણે બંને જણ અયોધ્યા જઇશું."

પતિના પ્રીતિમય મધુર સંભાષણથી સતીનું હૃદય અને વદન પ્રફુલ્લ થઈ ગયાં. તેમનું અશ્રુથી ભીંજાયલું મુખ પ્રભાતસમયના કમળસમાન મધુર અને સુંદર દેખાવા લાગ્યું.

બંગાળામાં પતિતપાવની ગંગાજીના તટ ઉપર મહારાજા કીર્તિચંદ્રનું રાજ્ય આવેલું હતું. નારાયણ દાસ તેમના રાજ્યમાં નિવાસ કરતા હતા. તેઓ જેવા ધનવાન તેવાજ ગુણવાન પણ હતા; પરંતુ તેમને ગુણનો ગર્વ કે ધનનો મદ નહોતો. તેઓ બહુજ સરળ સ્વભાવના સાદા માણસ હતા. સઘળાની સાથે હસીનેજ બોલતા. કદી પણ ક્રોધ કરતા નહિ, પરધનની ઇચ્છા પણ નહિ અને પરસ્ત્રીને માતાસમાન ગણતા હતા. મશ્કરીમાં પણ અસત્ય વચન ઉચ્ચારતા નહિ. તેમનું હૃદય શુદ્ધ, સરળ અને નિખાલસ હતું. વળી હાથ પણ તેવોજ છૂટો હતો. ઘણાજ સરલ અને સાદા હોવાથી તેમને જોઇને "આ આવા શ્રીમંત અને ગુણવાન છે" એવું કોઇ પણ કહી શકતું નહિ. આટઆટલો વૈભવ હોવા છતાં પણ તે ઉપર આસક્તિ નથી. તેમનું મન સદાસર્વદા ભગવાનના ચરણકમળમાં ચોંટયું રહેતું હતું. પત્ની માલતી પણ બહુજ પતિપરાયણા અને ગુણવાન હતાં.

પરંતુ આ સમસ્ત જગતમાં કોઇ પણ સર્વાંશે સુખી હોતું નથી. કોઇને તનનું, કોઈને મનનું તો કોઇને ધનનું દુઃખ થોડે યા ઘણે અંશે હોય છેજ. નારાયણ દાસ અને માલતીને સઘળી વાતે સુખ હોવા છતાં પણ તેમને એક પ્રકારનું દુઃખ હતું. તેમને કંઈ

પણ સંતાન નહોતું. તેમનું મન સંસારમાં વિરામ પામતું નથી, તેનું આ પણ એક મુખ્ય કારણ છે. સંતતિ ન હોવા છતાં પણ અનેક નિરાધારોને પાળી-પોષીને તેમણે તેમનાં માતાપિતાનું સ્થાન લીધું હતું.

નારાયણ દાસનું અંતઃકરણ બહુજ વૈરાગ્યવાળું હતું. ઉંમર પણ બહુ થઇ ગયેલી હોવાથી હવે તેઓ સંસારનો ત્યાગ કરી કોઇ તીર્થમાં ચાલ્યા જવાનો વિચાર કર્યા કરતા હતા. છેવટે તેમણે મોક્ષદાયી અયોધ્યાપુરીમાં જઇને પોતાનું શેષ જીવન ત્યાંજ ગાળવાનો નિશ્ચય કર્યો અને તેજ વખતે ચાલ્યા જવાની તૈયારી કરી. પત્ની પાસે રજા લેવાને આવ્યા છે, તે સમયે પતિ-પત્ની વચ્ચે જે સંવાદ થયો તે અમે ઉપર જણાવી ગયા છીએ.

જ્યારે માલતી પણ સાથે આવવાને તૈયાર થયાં, ત્યારે નારાયણ દાસને બીજો પણ કેટલોક બંદોબસ્ત કરવો પડયો. તેમણે તેજ વખતે તીર્થવાસમાં જોઇએ તેટલાં વાસણકૂસણ અને વસ્ત્રાભૂષણો લઈ લીધાં અને તે સઘળું ચાર બળદો ઉપર લાદીને ઘરની બહાર નીકળ્યાં. તેમને બહાર નીકળતાં જોઇને અનેક દાસ-દાસીઓ પણ તેમની સાથે જવાને તૈયાર થયાં; પરંતુ નારાયણ દાસે કોઈને પણ પોતાની સાથે આવવા દીધાં નહિ. કેવળ માલતીજ છાયાની પેઠે તેમની પાછળ પાછળ જવા લાગ્યાં.

ચારે બળદ આગળ ચાલે છે અને પતિપત્ની અવિરામ રામ નામનો જપ કરતાં કરતાં તેમની પાછળ ચાલ્યાં જાય છે. માર્ગમાં જ્યાં જ્યાં ધર્મશાળા આવતી, ત્યાં ત્યાં તેઓ વિશ્રામ લેતાં હતાં અને બળદને ચારો નાખીને પોતે સ્નાનસંધ્યાદિકથી પરવારી જઇને, જરાતરા આહાર કરી લઈ પાછા બીજા વટે-માર્ગુઓ સાથે ચાલવા માંડતાં હતાં. આ પ્રમાણે ચાલતાં ચાલતાં

કેટલેક દિવસે તેઓ ચિત્રકૂટ પર્વત પાસે આવી પહોંચ્યાં. આ સ્થળે આવતાંજ તેમનું અંતઃકરણ જાણે અમૃતમય બની ગયું હોય, એમ જણાવા લાગ્યું. આ સ્થળે બંને પતિપત્ની શ્રીરામચંદ્ર ભગવાનની લોકપાવની લીલાનાં સ્થાન નિહાળવા લાગ્યાં. તેમનું હૃદય ભક્તિભાવથી ભરપૂર થઇ ગયું હતું. તેમના આનંદનો પાર નહોતો. તેમને ભગવાન રામચંદ્ર અને તેમની અદ્ભુત લીલા સિવાય બીજાનો વિચાર સરખો પણ આવતો નહોતો. ચિત્રકૂટને જોઇને તેઓ પોતાના મન સાથે કહેવા લાગ્યાં કે, "આહા! આજ તે ચિત્રકૂટ કે જ્યાં અરણ્યમાં જતાં રસ્તામાં ગુહક પાસેથી વિદાય લઇને શ્રીરામચંદ્રજી શ્રીસીતાજીની સાથે પહેલવહેલા આશ્રમ નાખીને રહ્યા હતા. તે સમયે આ સકળ સ્થાન ઋષિમુનિઓના આશ્રમોથી કેવું પરિપૂર્ણ હતું! અહા, ભગવાન રામચંદ્રજી પણ એક રાજવંશી હોવા છતાં તે ઋષિમુનિઓની પેઠે આશ્રમ બાંધી અહીં રહ્યા હતા. અહા! સતીશિરોમણિ સીતાજીને પણ ઋષિપત્નીઓના અપૂર્વ આદરસત્કારથી કેટલો બધો આનંદ થયો હશે? હાય, ભ્રાતૃભક્ત ભરતે શ્રીરામચંદ્રને મહારાજા દશરથના સ્વર્ગવાસના સમાચાર અહીંજ કહ્યા હતા. અહા! આ સ્થળેજ અસીમ ભ્રાતૃભાવનો, પિતૃભક્તિનો અને સત્યનિષ્ઠાનો પવિત્ર પ્રવાહ પ્રવાહિત થયો છે. હાય! ચિત્રકૂટ! તું અમારા હૃદયના નાથ અયોધ્યાનાથની લીલા-વાર્તા તારા હૃદયમાં છુપાવી રાખી, અનેકાનેક પ્રાકૃતિક કષ્ટો સહન કરી, તે લીલાઓના સ્મારક સ્તંભરૂપેજ અહીં ઊભો છે. હે બંધુવર! ભલે, તું તે લીલામયની લીલાઓની હારમાળા ગળામાં પહેરીને અનંતકાળ સુધી જેમનો તેમ ઊભો રહે અને અમારા જેવા પાપી-તાપી સંસારી મનુષ્યો શ્રીભગવાનની લીલાભૂમિરૂપે તારા દર્શન કરી પોતાને ધન્ય અને કૃતાર્થ કરે."

નારાયણ દાસ પોતાનાં પત્ની સાથે કેટલાક દિવસ ચિત્રકૂટમાં રહ્યા અને અનેક સાધુ-મહાત્માઓના આશ્રમોમાં જઈને તેમના સદુપદેશ શ્રવણ કરી દિવસ નિર્ગમન કરવા લાગ્યા. તેઓને ચિત્રકૂટ છોડી જવાનો બહુ વિચાર થાય છે; પરંતુ સાધુ મહાત્માઓના ઉપદેશામૃતનું પાન કરતાં તેઓ હજુ ધરાયાં નથી. તે દરરોજ નવા નવા આશ્રમો શોધી કાઢે છે અને ત્યાં આગળ થતી ભગવત્-કથા સાંભળીને પોતાના મનુષ્ય-જન્મનું સાર્થક કરે છે. આ પ્રમાણે ઘણા દિવસો સુધી ચિત્રકૂટ ઉપર દાન-પુણ્ય, સાધુસેવા, વૈષ્ણુસેવા અને ભજન-કીર્તન કરી, તેઓ ત્યાંથી અયોધ્યા જવાને નીકળ્યાં.

જ્યારે જ્યારે તેઓ શ્રીરામચંદ્રજીના વનવાસની કથા સાંભળતાં, ત્યારે તેમના હૃદયમાં દારુણ વ્યથા થતી હતી. આ વખતે ચિત્રકૂટથી અયોધ્યા જતી વખતે તેમને એવો વિચાર થયો કે, "આપણા ભગવાન રામચંદ્રજીને વનેવન ભટકવું પડયું છે, ત્યાં આગળ અનેકાનેક દુઃખો સહન કરવાં પડયાં છે; માટે આપણે પણ તેજ પ્રમાણે વગડાઉ રસ્તે વનવાસમાં પડતાં દુઃખોનો અનુભવ લેતાં લેતાંજ અયોધ્યા જવું." આથી તેમણે રાજમાર્ગનો ત્યાગ કરી પહાડી રસ્તો લીધો અને તે પણ જેવો તેવો સાધારણ નહિ પરંતુ જ્યાં દિવસે પણ સૂર્યનાં કિરણો પ્રવેશ કરી શકે નહિ એવી ઘોર અંધકારમય પર્વતની ખીણમાં થઈને ચાલવા માંડયું. આ ખીણ બહુજ ભયાનક હતી. ઊંચે નજર નાખતાં ઝઝૂમી રહેલા પર્વતના ખડકો હમણાંજ માથા ઉપર પડીને ચગદી નાખશે એવો ભાસ થઈ આવતો હતો. વળી એ વિકટ રસ્તો પણ અનેક પ્રકારના ઘાસથી છવાયલો હતો અને તેથી નીચે શું છે તે જણાતું નહિ. જ્યાં ત્યાં ઘોર ભયાનક શબ્દો શ્રવણગોચર થતા હતા અને તેમ થતાં શરીર કંપી ઊઠતું હતું, પરંતુ નારાયણ દાસ

કશાને ગણકારતા નહિ. તેમણે નિર્ભયપણે આગળ ચાલવા માંડયું. પોતાના ચાર બળદો અને સતી માલતી સિવાય બીજું કોઈ પણ તેમની સાથે નહોતું. બીજું કોઈ પણ સાથે નહિ હોવા છતાં પણ તે પતિપત્નીના અંતરમાં એક અપૂર્વ બળશાળી સોબતી હતો. તેમને તેના બળ અને પરાક્રમ ઉપર બહુજ વિશ્વાસ હતો. નારાયણ દાસ ચાલતાં ચાલતાં ઉચ્ચ સ્વરે તેનુંજ નામ ગાતા હતા. તે સ્થાન તદ્દન નિર્જન હતું. ત્યાં માણસની અવરજવર નહિ હોવાથી લોકલજ્જા પણ નહોતી, તેથી માલતીએ પણ પતિના ગાનમાં પોતાના તીવ્ર મધુર કંઠથી અપૂર્વ રંગ રેડવા માંડયો. ગાતાં ગાતાં અંતર્યામીની કરુણામય મૂર્તિ તેમની સન્મુખ આવી ઊભી હોય એવો ભાસ થયો. નારાયણ દાસ અને માલતી પરમ પ્રભુની તે કમનીય મૂર્તિનું ધ્યાન ધરતાં ધરતાં પોતાનું આત્મભાન ભૂલી જઈને અવિશ્રાંત ગતિથી ચાલ્યાં જાય છે. અહા ! અંતર્યામી પ્રભુનો એક એવો વિચિત્ર પ્રભાવ છે કે, તેને હૃદયમાં રાખવાથી–નિરંતર તેમનું ધ્યાન ધર્યા કરવાથી–આ વસ્તુ ભીષણ છે–આ ભયાનક છે, આ મંદ છે–નઠારી છે" એમ બોલવાનું રહેતું નથી. તેમનુંજ સૌંદર્ય આન્તરવિશ્વમાંથી બહિર્વિશ્વમાં આવે છે અને બહારના પદાર્થોને સૌંદર્યના ભંડારરૂપ બનાવી દે છે. એના પ્રતાપથીજ આજે નારાયણ દાસ અને માલતી નયનતર્પણ રમણીય દશ્યો જોઇ રહ્યાં છે.

પતિપત્ની ચાલ્યાં જાય છે, પરંતુ કયે રસ્તે થઇને અયોધ્યા જવાય છે અને કયો રસ્તો વધારે સુલભ છે તે તેઓ જાણતાં નથી. કેટલુંક ચાલ્યા પછી જરા બળદોને વિશ્રામ આપવાને માટે તેઓ કોઇ ઠેકાણે થોભે છે અને તેમને ચારો ચરાવીને પાછાં ચાલવા માંડે છે. આ પ્રમાણે ચાલતાં ચાલતાં એક દિવસ પ્રાતઃકાળમાં તેમણે એક ભીલ લોકોના ગામમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ

ભીલોને આમ તેમ ભટકતા જોઇને નારાયણ દાસ પોતાના મન સાથે અયોધ્યાના માર્ગ વિષે પૂછી જોવાનો વિચાર કરવા લાગ્યા; પરંતુ તેઓ આ પ્રમાણે વિચાર કરે છે તેટલામાંજ દશેક ભીલો-નું એક ટોળું તેમની પાસે આવી ઊભું. આ દુષ્ટ હિંસાજીવી મનુષ્યોમાંના એકે નારાયણ દાસને ઘણે દૂરથી જોયા હતા. તેણે આવીને પોતાના ગોઠિયાઓને ખબર આપી કે, "અરે ભાઇ! એક માણસ એક સ્ત્રી અને ચાર બળદો સાથે આ તરફ આવતો જણાય છે, એની પાસે કાંઇ માલપાણી પણ હોય એમ લાગે છે અને જાતનો વાણિયા જેવો જણાય છે; માટે ચાલો, આપણે તેની પાસે જઇએ અને તેની પાસે જે કાંઈ હોય તે લૂંટી લઇએ."ભીલ-નાં આ વચનો સાંભળતાંજ બધા એકદમ ખુશી ખુશી થઇ ગયા અને તેની સાથે નારાયણ દાસ પાસે આવી પહોંચ્યા. નારાયણ દાસે પણ તેમને જોયા હતા અને તેમને અયોધ્યાપુરીનો રસ્તો પૂછવા-નો વિચાર કરતા હતા; પરંતુ તે પહેલાં તો આ ભીલ લોકોના ટોળામાંથી એક જણે તેમણે પૂછ્યું કે, "હે વિદેશી ! તું આ દુર્ગમ અરણ્યમાં ક્યાંથી આવ્યો?" આ પ્રમાણે પૂછીને તે દુષ્ટોએ જાણે પોતે બહુ સરલ હોય અને નારાયણ દાસ તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવવાને આવ્યા હોય એવો ભાવ ધારણ કર્યો. ભક્ત નારાયણ દાસને તો આ વાતની કાંઈ ખબરજ નહોતી. તેઓ તો સઘળાને પોતાના જેવાજ ધારતા હતા, તેથી તેમનાં આવાં વિનય-વચનો સાંભળીને તેમને બહુજ આનંદ થયો. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "અહા! કેવા સરળ લોક છે! નાગરિક-વાક્ચાતુરી તો આવા દુસ્તર પ્રદેશમાં આવી શકેજ નહિ. વળી તેમના હૃદયમાં કેટલો બધો દયાભાવ છે! અહા! તેમનું વર્તન કેવું અમાયિક છે! હું તો તેમને પૂછવાનો વિચારજ કરૂં છું, તેટલાંમાં તો તેઓ આવીને મને મારા ગંતવ્ય પથ વિષે પૂછવા

મંડી ગયા છે.” આ પ્રમાણે વિચાર કરીને તેઓ તે ભીલ લોકોને કહેવા લાગ્યાઃ “હે ભાઇ ! તમારૂં સરળ અને અમાયિક વર્તન જોઇને મને બહુજ આનંદ થયો છે. હે ભાઇ ! અમે શ્રીરઘુકુળ-શિરોમણિ, અખિલ સંસારના કારણભૂત, સકળ જીવના ચિંતામણિ, અપાર મહિમાવાન ભકતો કલ્પતરુ ભગવાન શ્રીરામચંદ્રજીનાં દર્શન કરવાને અયોધ્યાજી જઇએ છીએ.”

નારાયણ દાસના શબ્દો પૂરા થયા ન થયા એટલામાંજ તે દુષ્ટ લોકો પોતાનો ભાવ છુપાવી કહેવા લાગ્યાઃ “પણ આવા ઘોર અરણ્યમાં તમે કયાંથી આવી પહોંચ્યા ? અહા ! સારૂં થયું કે અમે મળી ગયા. અમે પણ શ્રીઅયોધ્યાનાથનાં દર્શન કરવાનેજ જઇએ છીએ. ચાલો, હવે તમને કોઇ પણ પ્રકારનો ભય નથી.”

આ પ્રમાણે કહીને તે ભીલ લોકો એકબીજા સામું જોઈ પોતાની મનોભાવના પાર પડવાથી આનંદ પ્રદર્શિત કરવા લાગ્યા; પરંતુ નારાયણ દાસને તેમની વાત પસંદ પડી નહિ. જેના અભય ચરણકમળમાં આત્મસમર્પણ કરીને ઘરની બહાર નીકળ્યા હતા, તેને છોડીને બીજાને રક્ષક તરીકે ગ્રહણ કરવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ, તેથી તેઓ નિડરતાથી કહેવા લાગ્યા કે, “હે ભાઈ-ઓ ! મેં અનાથના નાથ અયોધ્યાવિહારી પ્રભુ રઘુનાથનેજ મારા રક્ષક તરીકે માનેલા છે. તે અમને જયાં લઇ જાય છે ત્યાં અમે જઇએ છીએ. એમાં અમારા હાથમાં કાંઇ પણ નથી.”

નારાયણ દાસનાં આ વચનો સાંભળીને ખળ લોકો લેશ પણ નિરાશ થયા નહિ. તેઓ પણ નારાયણ દાસના કથનના ભળતાજ સ્વરમાં કહેવા લાગ્યાઃ “હા, ભાઇ ! સત્યજ છે. આ સંસારમાં આપણી સાથે આવે એવું શું છે ? સર્વને તે રઘુવંશશિરોમણિ શ્રીરામચંદ્રજીનીજ સહાય છે. તેજ એકમાત્ર આપણા સંગી છે.

અહા! ભક્ત! ઠીકજ થયું. આપણે બધા ભગવાન શ્રીરામચંદ્રજીનેજ શરણે છીએ. ચાલો, હવે આપણે આનંદ કરતા કરતા તે પરમ પ્રભુના પતિત પાવન મંગળમય ધામમાં જઇએ."

કપટીના કપટમય વાકયની ભેળાં પતિપત્નીને ખબર પડી નહિ. તેઓ એકમાત્ર ધર્મ સંબંધથી જોડાઇને તે દુષ્ટ લોકોની સાથે આનંદ કરતાં કરતાં આગળ ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં તેઓ એક અગમ્ય વનમાં જઈ પહોંચ્યાં. દુષ્ટોએ વિચાર કર્યો કે, "બસ, આજ સ્થાન બહુ સારૂં છે; માટે હવે તો આપણે આપણું પોત પ્રકાશવું જોઇએ." અહા! આ વખતે તેમના આનંદનો પાર નથી. એકે કહ્યું: "ભાઇઓ! હવે શું જુઓ છો? ચાલો અને આપણું મનોવાંચ્છિત કાર્ય કરી લો." વળી બીજો બોલ્યો: "હા હા, હવે વાર શા માટે લગાડો છો? એ તો એજ કાઢી નાખો એનું કાટલું. તેની પાસે જે હોય તે લૂંટી લો અને મજા કરો."

પરસ્પર આ પ્રમાણે વાતચીત કરીને હવે દુષ્ટ લોકોએ પોતાનું મૂળ સ્વરૂપ બતાવ્યું. તેમણે નારાયણ દાસના હાથપગ બાંધી લીધા અને મારતાં મારતાં ઘોર અરણ્યમાં લઇ જઇ એક ઊંડી ખાઇમાં નાખી દીધા. અરે! એટલુંજ નહિ, પરંતુ તેઓ ત્યાંથી પણ પાછા આવી શકે નહિ, તે માટે એમની છાતી ઉપર મોટા મોટા પથરાઓ મૂકી "લે હવે, અહીંજ શ્રીરામચંદ્રનાં દર્શન કર્યા કર" એમ કહીને તેમાંના કેટલાક ત્યાંથી ચાલ્યા ગયા.

માર ખાઇ ખાઇને નારાયણદાસનું શરીર જર્જરિત થઈ ગયું હતું. હાલવા ચાલવાની પણ શક્તિ હતી નહિ. બોલવાની શક્તિ પણ વિલુપ્ત થઇ ગઇ હતી. અહા! પૂરો શ્વાસ પણ લેવાતો નથી. આવી સ્થિતિમાં પણ તેઓ મનવડે શ્રી પ્રભુની કરુણ પ્રાર્થના કર્યા કરે છે. તેઓ ભગવાનને ઉદ્દેશીને મનમાં કહે છે કે, "હે

ત્રૈલોક્યચિંતામણિ ધનુર્ધારી પ્રભુ! તમને નમસ્કાર, નમસ્કાર છે. હે જાનકીપતિ! તમને નમસ્કાર છે, નમસ્કાર છે. હે ત્રિલોકના નાથ! આ સંસારમાં તમે સર્વત્ર વ્યાપી રહ્યા છો. કૃમિ–કીટ–પતંગ, ચર–અચર સઘળાના અંતઃકરણમાં તમે રમી રહ્યા છો. હે પ્રભુ! તમે ઘટઘટમાં વ્યાપી રહ્યા છો. આ અખિલ વિશ્વ કે કોઇ પણ સ્થાન તમારા વગરનું નથી. આ સંસાર તમારા ઉદરમાંજ છે. એની અંદર અને બહાર જ્યાં જોઇએ ત્યાં સઘળે તમેજ છો. તો હે અચિંત્યવિભવ ભગવન્! તમારા સિવાય મારૂં રક્ષણ કરવાને કોણ સમર્થ છે? નાથ! આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. હે પ્રભુ! હું તો કેવળ આપનેજ શરણે છું. તમારા સિવાય મારે બીજા કોઇનો આશરો નથી."

આ પ્રમાણે નારાયણ દાસ ભગવદ્ધ્યાનમાં નિશ્ચેષ્ટ ભાવે પડેલા હોવાથી તે દુષ્ટ લોકોએ તેમને મરણ પામેલા ધાર્યા અને તેથી તેઓ તેમને છોડીને તેમની પત્ની પાસે ગયા. અહા! પતિની દુર્ગતિ જોઇને માલતી મૂર્છિત થઈ પૃથ્વી પર પડયાં છે. દુષ્ટ લોકોએ તેમને તેજ અવસ્થામાં ચારે તરફથી ઘેરી લીધાં. સતીને તેનું લેશમાત્ર પણ ભાન નથી. હવે તે ઇંદ્રિય–કિંકરો તેમનું અપ્રાકૃત રૂપલાવણ્ય જોઇને ઉન્મત્ત થઇ ગયા. તેમને ચૈતન્ય આવવા દેવાની પણ તેમણે વાટ જોઇ નહિ. તેઓ તેજ અચેતન સ્થિતિમાંજ તેમને તાણવા લાગ્યા. અહા! તે નારકી મનુષ્યોના મુખમાંથી, "ચાલ, ચાલ હે રસવતિ! અમારી સાથે ચાલ. હવે તારે શો ભય અને શો વિચાર છે? તને તો એક પતિને બદલે દશ પતિ મળ્યા છે. ચાલ, ચાલ, ઊભી થા, ઊભી થા." એજ શબ્દો સાંભળવામાં આવે છે.

અહા! તેમના આદરભાવમાં પણ કેવી વિચિત્રતા! તેઓ માલતીને અનેક પ્રકારે જેમ આવે તેમ સમજાવવા અને જાગૃત

કરવાને તાણુવા લાગ્યા. થોડી વારમાં માલતીના દેહમાં ચેતન આવ્યું. દુષ્ટ લોકોનું આચરણુ જોઇને તેમને બહુજ ખેદ થયો, લજ્જા થઇ. તેમની ઉપર બહુજ તિરસ્કાર છૂટયો. ભય અને રોષથી તેમનું શરીર થરથર કંપવા લાગ્યું. આંખમાંથી દડદડ અશ્રુધારા વહેવા લાગી. દુષ્ટ લોકોના કુત્સિત શબ્દો સતીથી સંભળાયા નહિ, તેથી તેમણે પોતાના હાથવતી બન્ને કાનો ઢાંકી દીધા અને તેમનું મુખ જોવું ન પડે તે સારૂ આંખો પણુ મીંચી દઇ કાતર કંઠે શ્રીજાનકીપતિને પોકારવા લાગ્યાં: "હે પ્રભુ! શું તમે શરણાગતના પ્રતિપાલક નથી? હે પ્રભુ! અમે સાંભળ્યું છે કે, તમારા સેવકોનું સંરક્ષણુ કરવાનેજ તમે ધનુર્બાણુ ધારણુ કરેલાં છે, તે વાત સત્ય છે? શું હજુ પણુ તમે તેવાજ છો? શું તમે શરણાગતના શરણુદાતા છો?"

આ પ્રમાણે માલતી કાતર કંઠે શ્રીહરિને સંબોધીને પોતાના મનનો બળાપો કાઢે છે, તેટલામાંજ થોડે દૂરથી કોઇ ઘોડેસવાર આવતો હોય એમ લાગ્યું. ઘોડાની ખરીના શબ્દો સાંભળતાંજ સતીના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે શ્રીરામચંદ્ર ભગવાનનું સ્મરણુ કરતાં કરતાં જોયું તો થોડે દૂરથી એક માણુસ શ્વેત અશ્વ ઉપર બેસીને પોતાની તરફ આવતો નજરે પડયો. જોતજોતામાં તે અશ્વારોહી ત્વરિત ગતિથી માલતી પાસે આવી પહોંચ્યો. તેને જોતાંજ તે ક્ષત્રિય હોય એમ લાગતું હતું. વેશ-પહેરવેશ પણુ બહુ વિચિત્ર હતો. તેમના મસ્તક ઉપરનો સુવર્ણમુકુટ જાણે બીજો સૂર્યજ હોય એમ પ્રકાશી રહ્યો હતો. કર્ણનાં મકરકુંડળો છેક ગંડસ્થળ સુધી લટકી રહ્યાં હતાં. કંઠમાં કૌસ્તુમણિની માળા હતી. હૃદય ઉપર પદક શોભી રહ્યું હતું. ઉભય હસ્તે રત્નકંકણો ધારણુ કર્યાં હતાં. અહા! તેમની ચંપક કળીના જેવી આંગળીઓ ઉપર સારી સારી અંગૂઠીઓ આવી રહી હતી. કેડે ઝીણું

વસ્ત્ર અને તે ઉપર રત્નજડિત ચંદ્રહાર પહેરેલો હતો. શ્યામ જલધર મેઘના જેવું સુંદર કલેવર હતું. લોચનો પણ કમળના જેવાં સુંદર હતાં. રક્ત હોઠમાં મંદ હાસ્ય હતું અને તેમાંથી અમૃતવૃષ્ટિ થતી હોય એમ લાગતું હતું. કેડે "યમદંષ્ટ્રા" નામનું અસ્ત્ર બાંધેલું હતું. હસ્તમાં ધનુષ્ય હતું અને પૃષ્ઠભાગે બાણનો ભાથો લટકતો હતો. આ પ્રમાણે તે ક્ષત્રિયનું સ્વરૂપ બહુજ મનોહર હતું; પરંતુ તે દરેકને એક પ્રકારનું દેખાતું નહોતું. તેનું વજ્રથી પણ કઠોર સ્વરૂપ જોઇને દુષ્ટ લોકોના હૃદયમાં અનહદ ભયનો સંચાર થયો. કોઇ કાંઇ પણ બોલી શકયું નહિ અને તેઓ એકાએક નાસભાગ કરવા લાગ્યા. તેઓ કયાં જાય છે તેની પણ તેમને ખબર નહોતી. તેઓ જેમ ફાવ્યું તેમ જીવ લઇને નાસવા લાગ્યા, પરંતુ તેમ કરતાં ગભરાટને લીધે કેટલાક પડી ગયા, કેટલાક પાસેના ઝાડ સાથે અથડાઇ પડયા અને તેમ થતાં કેટલાકનાં માથાં ફૂટી ગયાં તો કેટલાંકના દાંત ભાંગી ગયા, કેટલાકના હાથપગ ઊતરી ગયા અને કેટલાકનાં નાક છૂંદાઇ ગયાં. આ પ્રમાણે દરેકને થોડી ઘણી ઇજા થઇ, પરંતુ જે સ્વરૂપ દુષ્ટ લોકોને આટલું બધું ભયાનક લાગ્યું હતું, તેજ સ્વરૂપ માલતીને આનંદદાયક થઇ પડયું અને તેઓ અનિમેષ નયને તે રૂપમાધુર્યનું મન તૃપ્ત થાય ત્યાંસુધી પાન કરવા લાગ્યાં.

તે ક્ષત્રિય વીર અશ્વ ઉપરથી નીચે ઊતર્યો અને હસતાં હસતાં સતી માલતી પાસે જઇને વાત્સલ્યપૂર્ણ અમૃતસમ મધુર સ્વરે કહેવા લાગ્યો: "હે બહેન! તું કયાં રહે છે? અરે તું સ્ત્રીજાતિ છે, સાથે કોઇ માણસ પણ જણાતું નથી; તો આવા ઘોર વનમાં થઇને તું કયાં જવા ઇચ્છે છે? અને તને ઘેરી ઊભેલા લોકો કોણ હતા અને મને જોઇને તેઓ શા માટે નાસી ગયા?"

ક્ષત્રિય વીરનું સ્નેહયુક્ત સંભાષણ સાંભળી માલતી વિચાર

કરવા લાગ્યાં: "અહા! આવી નરકની વિષમ વિષજ્વાલામાં આ આનંદજનક મધુર અમૃતની વૃષ્ટિ કોણે કરી હશે? બસ, બસ, એ તો બીજું કોઈનહિ, કોઇજ નહિ, નક્કી મારા રઘુવીરેજ મોકલેલા હોવા જોઇએ. અહા! આ તો તેનીજ કરુણાની લીલા છે."

ભક્તિભાવના પ્રબળ આવેગને લીધે કેટલીક વાર સુધી તો માલતી કાંઇ પણ બોલી શકયાં નહિ. તેઓ એક લાકડાની પૂતળીની પેઠે સ્થિરભાવે તે આગંતુક ક્ષત્રિય વીરને નિહાળી રહ્યાં છે. તેમના હૃદયની કૃતજ્ઞતા નયનદ્વારમાંથી અશ્રુરૂપે બહાર આવી પડી છે. મહામહેનતે આત્મસંવરણ કરીને–ધૈર્ય ધારણ કરીને–તેમણે તે કરુણાકર ક્ષત્રિયવીરને આદ્યોપાન્ત જે કાંઇ બન્યું હતું તે સઘળું અતિશય વિનીત ભાવે કહેવા માંડયું.

પાપી લોકોએ નારાયણ દાસ ઉપર જે અત્યાચાર ગુજાર્યો હતો, તેનું વર્ણન કરતાં કરતાં સતીની લજ્જા પણ ભાગી ગઈ. હૃદયની દારુણ વ્યથા દર્શાવતાં તેમને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નહિ. પોતે શું કહે છે અને શું કરે છે, તેનું પણ તેમને ભાન નથી. આ પ્રમાણે આત્મવ્યથા કહેતાં કહેતાં તેઓ તે ક્ષત્રિયવીરના ચરણમાં આળોટી પડયાં અને ઉચ્ચ કંઠે કહેવા લાગ્યાં: "અરે, તમે કોણ છો, તે હું જાણતી નથી. હું તો ધારૂં છું કે મારી દુર્દશા જોઇને દુરિતહારી ભગવાન રઘુવીરેજ તમને અહીં મોકલ્યા છે. અરે! આ પાપી લોકો મારા પતિદેવને મારતા મારતા કયાં લઇ ગયા છે તે હું જાણતી નથી. મારા પતિને કોઈ સ્થળે મૂકી આવી તે દુષ્ટો મારી પાસે આવ્યા અને હું જાણે એક વેશ્યા હોઉં એમ મારી સાથે વ્યવહાર કરવા લાગ્યા. અહા! એટલામાંજ રઘુનાથની કૃપાથી તમે આવી પહોંચ્યા અને તમને જોઇનેજ તે દુષ્ટો નાસી ગયા. અહા! હે ભાઇ! હું ધારૂં છું કે હવે મારા પતિ જીવિત નથી, તેથી મારા શરીરમાં પ્રલયાગ્નિ વરસી રહ્યો છે. બસ,

બસ, હવે મને ચિતા ચેતાવી આપો! જ્યારે મારા જેવી નિરાધાર રંક સ્ત્રી ઉપર દયા કરીને આપ અહીં આવ્યા છો, તો હવે કૃપા કરીને મને ચિતા ચેતાવી આપો. બસ, હવે તે બળતી ચિતામાં મારા પ્રાણની આહુતિ આપીને અંતરની જ્વાળા શાંત કરીશ-વિષથીજ વિષનો નાશ કરીશ. લો, લો, હવે ચિતા ચેતાવી આપો, ચેતાવી આપો."

સતીની પતિભક્તિ જોઇને સીતાપતિ બહુજ પ્રસન્ન થયા. તેઓ કરુણાના ઝરણાની પેઠે કરુણારસ વડે માલતીના મન–પ્રાણ-ને શાંત કરતા બોલવા લાગ્યાઃ "હે સતિ! ચિંતા ન કરો, ચિંતા ન કરો. તમારો પતિ હજુ જીવે છે. અહીં આવતાં રસ્તામાં મેં એક માણસને જંગલમાં પડયો પડયો કાતર કંઠે, "હાય માલતી! હવે આપણાથી અયોધ્યાજી જવાશે નહિ" એમ બોલતા સાંભ-ળ્યો છે. તમારી વાત સાંભળીને મને એમજ લાગે છે કે તે તમારો પતિજ હોવો જોઇએ. ચાલો ચાલો, સતિ! તે સ્થાન અહીંથી બહુ દૂર નથી. થોડે છેટે જશો, એટલે તમને પણ તેના શબ્દો સંભ-ળાશે. ચાલો ચાલો, હું તેની સાથે તમને મેળવી આપું."

પતિના વિરહથી અને તેના દુઃખ–દર્શનથી પતિવ્રતા માલતી-નું શરીર લથડી ગયું હતું. તેમનામાં એક ડગલું પણ ચાલવા-ની શક્તિ નહોતી. તેમની તેવી સ્થિતિ જોઇને ભગવાન બોલ્યાઃ "માતા! લો, તમે મારો હાથ પકડીને મારી સાથે સાથે ચાલ્યાં આવો. બિલકુલ ભય પામશો નહિ. તમારા જેવાં પતિ–પરાયણા સતીને કદી પણ પતિનો ચિર–વિયોગ થાયજ નહિ. આવો આવો, મારો હાથ ઝાલીને ધીમે ધીમે ચાલ્યાં આવો." એમ કહીને ભવ-ભયહારી ભગવાન રામચંદ્રજીએ પોતાનો અભય–હસ્ત લંબાવ્યો. ક્ષત્રિય વીરે પોતાને "માતા" કહીને બોલાવ્યાં, એટલે હવે તેના ઉપર અવિશ્વાસ રાખવાનું કાંઇ પણ કારણ નહોતું. તેમણે તે

દીનબંધુનો દયાળુ હસ્ત ઝાલીને તેમની સાથે સાથે ચાલવા માંડયું. થોડી વારમાંજ તેઓ નારાયણ દાસ પાસે આવી પહોંચ્યાં. આવીને જુએ છે તો તેમના બંને હાથ જાડાં દોરડાંથી બાંધેલા હતા અને છાતી ઉપર મોટા પથ્થરની શિલા મૂકી હતી. મુખમાં વાચા નથી, શરીર નિશ્ચેષ્ટ અને અવશ છે. પતિની દુર્દશા જોઇને માલતી ધરણી ઉપર ઢળી પડયાં. ભગવાને પોતાની અભય વાણીથી તેમને આશ્વાસન આપતાં આપતાં, નારાયણ દાસની છાતી ઉપરની શિલા નીચે ગબડાવી દીધી અને પોતાની પાસેના અસ્ત્ર વડે તેમનાં બંધન છેદી નાખ્યાં. હજુ સુધી ભક્ત નારાયણ દાસને ચેતન આવ્યું નહોતું, તેથી ભગવાને પોતે તેમને ઢંઢોળ્યા. પરમપ્રભુના શ્રીહસ્તનો સ્પર્શ થતાંજ નારાયણ દાસના શરીરમાં નવીન જીવન–પ્રવાહ વહેવા લાગ્યો તેમનાં મન, પ્રાણ અને શરીર જાગૃત થઇ ગયાં. તેમ થતાંજ તેઓ એકદમ ઊઠીને બેઠા થયા અને આમતેમ જોવા લાગ્યા તો પોતાની પાસે એક દિવ્ય ધનુર્બાણધારી ક્ષત્રિય-વીર અને પોતાનાં પત્ની માલતીને ઊભેલાં જોયાં.

આ ઘટનાને કેટલીક વાર સુધી તો તેમણે સત્ય માની નહિ. તેઓ તેને એક સ્વપ્ન તરીકેજ ગણવા લાગ્યા. ત્યાર પછી તેઓ એકાગ્ર ચિત્તે તે શ્રીમૂર્તિનાં દર્શન કરવા લાગ્યા. થોડી વારે વિચાર કરતાં કરતાં તેમને પોતાની પૂર્વ અવસ્થાનું સ્મરણ થઇ આવ્યું અને તેઓ વિચાર કરવા લાગ્યા કે, “ અરે, એ ભીષણ વિપદ્‌માંથી વિપદ્‌ભંજન જાનકીરંજન સિવાય બીજું કોણ બચાવી શકે ? અહા ! એ તો એજ, નક્કી એજ, શ્રી રઘુવંશશિરોમણિ ભગવાન રામચંદ્રજી છે. ” આ પ્રમાણે વિચાર કરીને તેઓ એકદમ શ્રીપ્રભુના ચરણકમળમાં આળોટી પડયા. ત્યાર પછી બંને હાથ જોડીને વિનયપૂર્વક કહેવા લાગ્યાઃ “ હે વીર ! તમેજ અમારા પ્રાણેશ્વર–પ્રાણાધાર છો, તમેજ અમારા પ્રભુ છો, તમેજ અમારા

મનના મનોરથ પૂર્ણ કરનાર પરમાત્મા છો, તમેજ આ સકળ જીવના ગુરુ છો, તમેજ અમારા મુકુંદ-મુરારિ છો અને તમેજ અમારા આદિ-મૂળ હરિ છો, તો પ્રભુ! હવે જ્યારે આપે કૃપા કરીને પ્રકટ થઇ સેવકનાં બંધનો કાપી નાખ્યાં છે, ત્યારે કૃપા કરીને આપના યથાર્થ રૂપનાં દર્શન પણ કરાવો. પ્રભુ! આપના મંગળમય સ્વરૂપનાં દર્શન કરાવીને અમને આ ભવબંધનમાંથી મુક્ત કરો."

ભક્તનાં વચન સાંભળીને ભકતવત્સલના આરકત અધરમાં મંદ-મધુર હાસ્ય સ્ફુરી નીકળ્યું. હાસ્યનું કારણ બીજું કાંઇજ નહિ, પરંતુ પોતે પોતાના ભક્ત પાસે ગુપ્ત રહી શકયા નહિ તેજ હતું. તેમની સ્થિતિ ઝવેરી પાસેના અનેક પથ્થર સાથે પડેલા મણિ જેવી છે. જેમ ઝવેરી પોતાની પાસે ગમે તેટલા અને ગમે તેવા ભાતભાતના ચકચકિત કે ઝાંખા પથ્થરો પડયા હોય છતાં પણ તેમાંથી મણિને એકદમ ઓળખી કાઢે છે, તેજ પ્રમાણે ભકતો પણ ભગવાનને ગમે તે વેશમાં હોય તો પણ ઓળખી કાઢે છે. માલતી અને નારાયણ દાસ તેમના નિષ્કપટ ભકત છે. અહા! તેઓ તેમનાંજ દર્શન કરવાને પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને પ્રભુના આધારેજ ઘરની બહાર નીકળી પડયાં છે તો પછી પ્રભુ તેમને પોતાનાં દર્શન કેમ ન કરાવે? ભગવાને તરતજ તેમની સમક્ષ પોતાની રઘુનાથ-મૂર્તિ ધારણ કરી. તેમના દિવ્ય રૂપનું દર્શન થતાંજ પતિપત્નીનાં નયનો અંજાઇ ગયાં. તેઓ પરમ પ્રભુને વારંવાર પ્રણામ કરતાં ગદ્ગદ્ કંઠે તેમની સ્તુતિ કરવા લાગ્યાં. તેઓ શ્રીપ્રભુને ઉદ્દેશીને કહેવા લાગ્યાં: "હે પ્રભુ! હે દીનદયાળ! બલિહારી, બલિહારી, તમારા પ્રભુપણાની બલિહારી છે. અહા! અમારા જેવા તુચ્છ માનવ-જીવોને માટે આપ આ વિષમ વનમાં આવ્યા છો. હાય પ્રભુ! તમારા જેવા દયાળુ પ્રભુને છોડીને પામર મનુષ્યો શા માટે બીજા દેવતાઓની

ઉપાસના કરતા હશે ? ”

ભક્તનો વિશુદ્ધ ભાવ જોઇને ભગવાન પણ મુગ્ધ થઈ ગયા. પછી તેઓ ભકતને સાંત્વન આપવા માટે મધુર કંઠે બોલ્યા: “ હે ભક્ત ! તમારા વિમળ પ્રેમને લીધે હું તમારે વશ થઇ ગયો છું. આજે હું તમારી ઉપર બહુજ પ્રસન્ન થયો છું, તો તમારી ઇચ્છામાં આવે તે વરદાન માગી લો. તમારી જે પણ ઇચ્છા હશે તે પૂરી કરવાને હું તૈયાર છું. ”

પતિપત્ની બંને અતિ વિનીત ભાવે બોલ્યાં: “નાથ ! આપના દર્શન થવાથી અમારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થઇ ગઇ છે. અમારે જે જોઇતું હતું તે સઘળું મળી ગયું છે. હવે અમારે બીજા વરદાનની જરૂર નથી; પરંતુ હે પ્રભુ ! તમે નિરંતર અમારા અંતરમાં વિચરણ કરો અને અમે આપના ધ્યાનમાં લીન રહીએ તથા આપના દિવ્ય સ્વરૂપનાં દર્શન પામીએ એટલોજ આશીર્વાદ આપો. ”

તે સાંભળીને ભગવાન બોલ્યા: “ તથાસ્તુ, જાઓ તેમજ થશે. હવે તમે અયોધ્યા જઇને શેષ જીવન મારી સેવામાંજ વ્યતીત કરો અને દેહાંતે મારી સાથે મળી જાઓ. ” આ પ્રમાણે કહીને અંતર્યામી અંતર્ધાન થઇ ગયા. નારાયણદાસ અને માલતીએ પ્રભુની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી અને અસંખ્ય પ્રણામ કર્યા. પછી તેઓએ શ્રીપ્રભુનો મહિમા ગાતાં ગાતાં પોતાના બળદ લઇને અયોધ્યા તરફ ચાલવા માંડયું. શ્રીપરમપ્રભુની કૃપાથી થોડા દિવસમાં તેઓ નિર્વિઘ્ને અયોધ્યા જઇ પહોંચ્યાં અને ત્યાં આગળ એક નાની સરખી પર્ણકુટી બાંધીને તેમાં સાધુ-વૈષ્ણવોની સેવા અને હરિભજન કરીને શાંતિમય જીવન ગાળવા લાગ્યાં; તથા દેહાંતે શ્રીરામચંદ્રજીના ચરણકમળમાં અચળ સ્થાન પ્રાપ્ત કરી કૃતાર્થ થઇ જન્મમરણની રેંટમાળમાંથી મુકત થયાં.



# ૧૯–વાલીગ્રામ દાસ

શ્રીપુરુષોત્તમધામથી–શ્રીજગન્નાથપુરીથી–બે કોશ દૂર 'વાલીગ્રામ' નામે એક ગામ આવેલું છે. વાલીગ્રામ દાસનો જન્મ તે ગામમાં ખંડાલ નામની ભીલ જાતિમાં થયો હતો. તેમનું મૂળ નામ દાસિયા બાઉરી હતું, સ્થિતિ બહુજ નિર્ધન હતી, કાંઇ સંતતિ પણ હતી નહિ. સંસારમાં તેમને એકમાત્ર પત્નીજ હતાં. તે બંને જણ કપડાં વણીને પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. તેમના આચારવિચાર પણ અન્યાન્ય બાઉરીઓના જેવાજ હતા; પરંતુ તેમને ભગવદ્ભજન ઉપર બહુજ પ્રેમ હતો. જ્યારે જ્યારે પોતાના ગામમાં વ્રત–ઉપવાસ વગેરેને અંગે ભજનકીર્તનાદિ થતાં હતાં, ત્યારે ત્યારે દાસિયા ત્યાં જતો હતો અને દૂર ઊભો રહીને ભક્તિભાવસહિત તે શ્રવણ કરતો હતો. દાસિયાને કીર્તનના ભાવ કે અર્થની કાંઇ પણ ખબર પડતી નહિ; પરંતુ તે સાંભળીને તેને બહુજ આનંદ થતો હતો અને તેથીજ તે જ્યાંત્યાં હરિકીર્તન સાંભળવાને જતો હતો.

આ પ્રમાણે કેટલોક વખત વહી ગયો. હરિભજન સાંભળતાં સાંભળતાં દાસિયાના હૃદયનો મેલ દૂર થઈ ગયો અને તેણે ગુરુમહારાજ પાસે મંત્ર લીધો. ગળામાં તુલસીની માળા પહેરવા માંડી અને તિલક કરીને શ્રીહરિનું પૂજન–અર્ચન કરવામાં તથા તેમનાં પવિત્ર કીર્તનો ગાવા–સાંભળવામાં દિવસો નિર્ગમન કરવા

લાગ્યો. ધીમે ધીમે તેના નિર્મળ મનમાં એક અપૂર્વ ભાવનો ઉદય થયો. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો: "અહો! આ જગતમાં પાપ અને પુણ્ય બંને બંધનકર્તા છે.×બંને અસત્યછે.

× બસ, પુણ્ય પણ બંધનકર્તા છે! ઠીક થયું. મૂળે તો કૃપણતા, સ્વાર્થપરાયણતા અને લોભવૃત્તિ હતીજ; તેમાં વળી દયા, દાન, નિષ્કામ કર્મ વગેરેની વાતો સાંભળી સાંભળીને કાંઇક મન ગળવા આવેલું, તે આ વાત સાંભળીને પાછું ઠેકાણે આવી ગયું કે બસ, પુણ્ય પણ બંધનકારક છે; માટે હવે તો ભૂલેચૂકે કોડી પણ કોઇ શુભ કામમાં ખર્ચવી નહિ અને દયાની વૃત્તિને ઊઠતાંજ દાબી દેવી! વાચક! આવી મૂર્ખતામાં ક્યાંક તું પણ ન ફસાઇ પડે તે સંભાળજે. અજ્ઞાન–કાળનાં અનેકવિધ પાપોનો મેલ દૂર કરવા માટે શુભ કર્મ-રૂપી મંજન તો પરમ ઉપકારક છે. હા, શુભ અને નિષ્કામ એવાં–પુણ્યકર્મ કરતાં કરતાં જ્યારે હૃદય એવું નિર્મળ બની જાય કે, તે પ્રભુના ધ્યાન–ભજનમાં સહેલાઇથી જોડાઇ રહે અને તેમાંજ આનંદ અનુભવે–એવું બની જાય, ત્યારેજ સર્વના પાલક શ્રીહરિને ચિત્તના સકળ ભાવોના ભેગો પુણ્યકર્મનો ભાવ પણ સમર્પણ કરી દઇને પાપની પેઠે પુણ્યથી પણ ઉપરામ થવું હિતકર છે. અનેક ઉપલકિયા વેદાન્તીઓની પેઠે કેટલાક કહેવાતા હરિભક્તો ને ઉપદેશકો પણ શુભ કર્મને બંધનરૂપ કુટી મારે છે; પણ બિચારાઓને ખબર નથી હોતી કે તેનું પોતાનું અને પોતાના આશ્રિતોનું મન પ્રભુધ્યાનમાં સ્થિર નથી થતું અને વિષયલોલુપતાથી તેમજ સ્વાર્થસાધનાથી પાછું નથી હઠતું, તેનું કારણજ એ છે કે, પુણ્યરૂપી વચલું પગથિયું ચઢ્યા વિનાજ તેને ઉપલે પગથિયે પગ લંબાવ્યો છે! ન તો ઉપર ચઢા-વાનું ને ન તો નીચેના રહેવાના! આ ચરિત્રમાં વર્ણવેલો પુણ્યની બંધનરૂપતાનો ભાવ, ચિત્તની મલિનતા શુભ કર્મોના પરિપાકો દૂર થવાને પરિણામેજ ઊપજેલો સમજવાનો છે. એને બદલે અવળું સમજી લઇ વગર અધિકારે શુભ કર્મ છોડી દેવાય એ તો ત્રિદોષ થયેલો માણસ પકવાન ખાય એના જેવું અહિત કરનારું છે. —સંપાદક

સુખદુઃખની પેઠે તે પણ મિથ્યા છે—માત્ર નામનાંજ છે ને એ બંને તરફ સમભાવ રાખવો એજ શ્રેયસ્કર છે.” આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેઓ નિરંતર એક પ્રકારના આનંદના નશામાં—ઘેનમાં નિમગ્ન રહેવા લાગ્યા. હવે તેમને આહારાદિની પણ દરકાર રહી નહિ. ખાવાનું મળ્યું તોપણ ઠીક અને ન મળ્યું તોપણ ઠીક; જે ચિંતાના ચિતાનલમાં જીવતાં માણસો બળી જાય છે તે ચિંતાને તેમણે પોતાના અંતરમાં પ્રવેશવા દીધી નહોતી. તેમ છતાં તેઓ તદ્દન ચિંતારહિત હતા એમ પણ નહોતુંજ. તેઓ વારંવાર એજ ચિંતા કર્યા કરતા કે, “હાય વિધાતા! તેં મને એક અતિ નીચ જાતિમાં જન્મ આપ્યો છે, તેથી હું હરિભક્તને જાણતો નથી. શ્રી હરિના દેવવંદિત પાદપદ્મને હું ઓળખવાનો નથી. હાય! હાય! મારો જન્મ એળે જશે.”

અમે પહેલાંજ જણાવી ગયા છીએ કે વાલીગ્રામ જગન્નાથ-પુરીથી બે કોશ દૂર હતું એટલે તે બન્ને છેક નજદીકજ હતાં, એમ કહીએ તો તે ખોટું નથી. જગન્નાથપુરીમાં દરવર્ષે રથયાત્રા-નો મહોત્સવ બહુજ ધામધૂમથી ઉજવાય છે. તે વખતે ઘણા દૂર દેશના લોકો ત્યાં આવે છે; પરંતુ દાસિયાએ હજુ સુધી ભગવાન-ની રથયાત્રાનાં દર્શન કર્યા નથી. તેમના ગામ પાસે થઇને અનેક લોકો પૂર્ણ હર્ષભેર શ્રીજગન્નાથજીનાં દર્શન કરવા જતા હતા. તેમને જોઇને એક વખત દાસિયાને પણ વિચાર થઇ આવ્યો કે, “હાય! હજુ સુધી મેં એક્કે વખત શ્રીજગન્નાથજીનાં દર્શન કર્યાં નથી. હાય! હું કેવો નિર્ભાગી, લોકો કેટલા દૂરથી આવે છે અને હું આટલો બધો નજદીક હોવા છતાં પણ ત્યાં જતો નથી. હાય! શું મારા નસીબમાં તે પતિતપાવન, અધમોદ્ધારક ભગવાનનાં દર્શન થવાનાં નહિ સરજાયાં હોય? બસ, હવે તો નક્કી ભગવાનનાં દર્શન કરી આવું.” આ પ્રમાણે વિચાર કરીને અન્યાન્ય યાત્રાળુ

સાથે તેમણે પણ તેજ વખતે શ્રીજગન્નાથપુરી તરફ ચાલવા માંડયું. ત્યાં જઇને જુએ છે તો શ્રીજગન્નાથજીનો નંદીઘોષ નામનો રથ ગુંતિચા તરફ ચાલ્યો જાય છે. ભગવાનનાં દર્શન કરવાને અસંખ્ય લોકો ભેગા થયા છે. સઘળાના મુખમાંથી શ્રીહરિના નામનો જયધ્વનિ નીકળતો સંભળાય છે. હજારો લોકો નાચે છે, હજારો ગાય છે, હજારો વિવિધ પ્રકારનાં વાજિંત્રો વગાડે છે અને હજારો શ્રીહરિના રથનાં દોરડાં તાણે છે. તે ઉલ્લાસમય દશ્ય જોઇને દાસિયાનું મન આનંદરસમાં નિમગ્ન થઈ ગયું. તે પણ પોતાના બન્ને હસ્ત માથા ઉપર મૂકીને આનંદપૂર્વક દર્શન કરી "જય જય જગન્નાથ" બોલી ઉચ્ચ સ્વરે ચિત્કાર કરી ઊઠયા અને પછી તેમનું ધ્યાન ધરવા લાગી ગયા. તે સ્થિતિમાં તેમણે જોયું કે, શંખ, ચક્ર, ગદા અને પદ્મથી વિભૂષિત શ્રીહરિ મૃદુ મધુર હાસ્ય કરતા પોતાની તરફ કરુણ દૃષ્ટિથી જુએ છે. દાસિયાથી હવે રહેવાયું નહિ, તેથી પોતાના બંને હાથ ઊંચા કરી ગદ્‌ગદ્ કંઠે શ્રીપ્રભુને ઉદ્દેશીને કહેવા લાગ્યા: "હે પતિતપાવન! આપે જ્યારે દયા કરીને દર્શન દીધાં છે, તો હવે હું પતિત નથી. હે પ્રભુ! જો તમારે પતિતપાવન નામ ધારણ કરવું હોય તો પહેલાં પતિતનો—મારો ઉદ્ધાર કરીને તે ધારણ કરો. પ્રભુ! પ્રભુ! મારા જેવા મહાપાતકીને આપનાં દર્શન કયાંથી હોય! દયામય! હવે હું આપની દયા પ્રાપ્ત કરવાને પાત્ર થયો છું, તો હવે મને નિરાશ કરશો નહિ. પ્રભુ! મારો આ અધમનો ઉદ્ધાર કરવોજ પડશે. કરી દો, હે પ્રભુ! મારાં પાપ–તાપ દૂર કરી દો. પ્રભુ! મારા અંતરમાં જ્ઞાનદીપક પ્રકટાવી દો. દિવ્ય આલોકથી મારૂં અંતર અને બહાર સઘળું પ્રકાશિત કરી નાખો અને તેના પ્રકાશથી આપના ત્રિભુવનપ્રકાશક રૂપનાં મને સર્વદા દર્શન થયા કરો." આ પ્રમાણે કહીને તેઓ શ્રીપ્રભુને વારંવાર દંડવત્ પ્રણામ કરવા

લાગ્યા અને તૃષિત નયને તેમના અપ્રાકૃત સ્વરૂપામૃતનું પાન કરવા લાગ્યા. આ પ્રમાણે કેટલીક વાર કર્યા પછી તેમણે પોતાના પ્રાણનાયકનાં આશ્વાસનયુક્ત વચનો સાંભળ્યાં અને તે પછી તેમની પાસેથી વિદાય લઇને ત્યાંથી એકદમ ચાલવા માંડયું.

દાસિયાએ પોતાના ઘરમાં પ્રવેશ કર્યો કે તરતજ તેની સ્ત્રી હસતાં હસતાં બોલી ઊઠી: "અહો, રથયાત્રાનાં દર્શન કરી આવ્યા કે? ચાલો ઠીક થયું, ઠીક થયું. હવે આ ભોજન પણ તૈયાર છે, તો પહેલાં હાથપગ ધોઇને જમી લો." દાસિયાનું ધ્યાન હજુ છૂટયું નથી. તે તો હજુ પણ ભગવદ્ધ્યાનમાં લીન છે, તેથી એક શબ્દ પણ ન બોલતાં હાથપગ ધોઇને તે ખાવા બેઠો. તે દિવસે તેની સ્ત્રીએ એક નવી હાંલ્લીમાં ભાત રાંધ્યો હતો અને રાંધતી વખતે ભાતનું ફીણ બહાર ઊભરાઇ ગયેલું હોવાથી હાંલ્લી ઉપર તે ચોંટી ગયું હતું. વળી તેની સ્ત્રીએ ભોજન પીરસતી વખતે તે ભાતમાંજ વચ્ચે શાક મૂકી દઈને તે હાંલ્લી દાસિયાને આપી દીધી. દાસિયા હજુ પણ ધ્યાનમાંજ હતો. તેને શાકને ઠેકાણે કાંઇ બીજીજ વસ્તુ હોવાનો ભ્રમ થયો. રાતી હાંલ્લીમાં ધોળા ભાત વચ્ચે પડેલા કાળા શાકને તેણે શ્રીપરમપ્રભુનો ડોળો ધાર્યો, તેથી તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, "અહા, આ તો તેજ શ્વેત–પદ્મ–તેજ વિશ્વનિંયતાનું શ્વેત પદ્મસમ નયન છે. અહા! આ તે નયનનો રક્ત ભાગ છે. આ નયનમાં ધવલ વિભાગ છે. અહા! તે મધ્યે પ્રભુની આ કાળી કીકી કેવી શોભી રહી છે! અહા! આજ મારા પ્રભુનાં નયન છે. અહા! તે કેવાં સુંદર છે!" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં દાસિયાનું શરીર ભકિતભાવના આવેગથી થરથર કંપવા લાગ્યું. મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. નયનરૂપ બંધ તોડી પાડીને પ્રેમનું જળ બહાર નીકળવા માંડયું અને શરીર ઉપરનાં રૂવાટાં ઊભાં થયાં.

આ પ્રમાણે આવી સ્થિતિમાં તેઓ કેટલીક વાર નિશ્ચલ બેસી રહ્યા. ત્યાર પછી ગાંડાની માફક વ્યાકુળ ચિત્તે તેઓ એકદમ ઊભા થયા અને જેમ આવે તેમ બબડવા લાગ્યા. પોતે શું બોલે છે તેનું પોતાને પણ ભાન નહોતું. તેઓ ઘડીમાં હસતા તો ઘડીમાં રડી પડતા. વળી બીજી ક્ષણે એકાએક આવેશમાં આવી જઇને તાળીઓ પાડીને નાચવા મંડી જતા. તેમની આવી સ્થિતિ જોઇને તેમની પત્નીને બહુજ ભય થયો. તેમણે વિચાર કર્યો કે, "નક્કી રસ્તામાં દાસિયા ઝપટાયો છે અથવા એની ઉપર કોઇએ કામણ કર્યું છે." આ વિચારે તેને બેબાકળી બનાવી દીધી. તે એકદમ ઘરની બહાર આવી અને લોકોને એકઠા કરીને કહેવા લાગી: "અરે, આ મારા પતિ શ્રીજગન્નાથજી ગયા હતા. રસ્તામાં કોણ જાણે શું થયું કે તેઓ છેક ગાંડા બની ગયા છે અને જેમ આવે તેમ બકે છે. હાય, હાય ! મારૂં નસીબ ફૂટી ગયું. હવે હું શું કરૂં ?"

તે સ્ત્રીની આ વાત સાંભળીને કેટલાક લોકોએ તેને આશ્વાસન આપ્યું. તેઓ દાસિયા પાસે જઇને કહેવા લાગ્યા: "હે દાસિયા ! અરે આ તે તું શું લઈ બેઠો છે ? પાસે ખાવાનું પડયું છે તે ન ખાતાં શા માટે નાચ્યા કરે છે ?" જ્યારે ઘણા લોકોએ આવી દાસિયાને આ પ્રમાણે કહેવા માંડયું, ત્યારે તેમના ઘોંઘાટથી તેને કાંઇક ભાન આવ્યું. તેને ભાન આવતું જોઇને લોકો તેને વધારે ને વધારે પ્રશ્નો પૂછવા લાગ્યા. તે સાંભળીને દીનહીન કંગાળની પેઠે બન્ને હાથ જોડીને બધાને સંબોધીને રડતાં રડતાં દાસિયા કહેવા લાગ્યો: "અરે, તમે બધા આ શું બોલો છો—શું બોલો છો ? તમે મને શું ખાવાનું કહો છો ? શું રથમાં બિરાજેલા શ્રીજગન્નાથજીનું આ પદ્મનયન તમે કોઇ જોતા નથી કે શું ? અહા ! જુઓ, જુઓ ! આ તેની રાતી લોહીની તસર ! અહા ! આ તેમાંનો શુભ્ર ધવળ ભાગ અને તે વચ્ચે કાળી કીકી.

અહા ! શું સુંદર, શું સુંદર !" આ પ્રમાણે બોલતાં બોલતાં તેઓ ભક્તિભાવના આવેશથી અવશ થઈ ગયા અને ઉન્મત્તની પેઠે વળી પાછા નાચવા અને ગાવા મંડી પડયા.

દાસિયાના ઘર પાસે જે લોકો એકઠા થયા હતા, તેમાં સારા-નરસા સઘળા પ્રકારના માણસો હતા. વળી તે દિવસે રથયાત્રા હતી તેથી હજારો સંતસાધુ પણ વાલીગ્રામમાં થઇને શ્રી જગન્નાથપુરી જતા હતા. એમાંના થોડાક સાધુઓ પણ શું છે તે જોવાને આવ્યા હતા. દાસિયાનો શ્રીજગન્નાથજી પ્રત્યે આટલો બધો અનહદ ભક્તિભાવ જોઇને તેઓ મુગ્ધ થઇ ગયા અને દાસિયાને સંબોધીને કહેવા લાગ્યાઃ " હે ભાઇ ! અમે તારા વિમળ ભાવનાં ઓવારણાં લઇએ છીએ. અરે, આવો ભક્તિભાવ તારામાં કયાંથી ઉત્પન્ન થયો ? ખરેખર, તું શ્રીહરિનું મન હરી લાવ્યો છે. હે ભાઇ ! તને ધન્ય છે. ધન્ય છે. આજે તને જોઇને અમને બહુજ આનંદ થયો છે. આજથી અમે તારૂં નામ " વાલીગ્રામ દાસ " રાખીએ છીએ. તારા જન્મથી આ વાલીગ્રામ કૃતાર્થ થઈ ગયું છે. હે માતા દાસપત્નિ ! તમે તમારા પતિની બિલકુલ ચિંતા કરશો નહિ. તમારાં ધન્ય ભાગ્ય કે તમને આવો ભક્ત પતિ મળ્યો છે. હવે તમે એક કામ કરો. આ હાંલ્લીમાંથી આ શાક અને ભાત એક બીજા વાસણમાં કાઢી લો એટલે તમારા સ્વામી તે જમશે. અહા ! શ્રીજગન્નાથજીનાં તેજસ્વી નયન જેના મનમાં સ્થાન કરી બેઠાં છે, તેઓ શું આ પ્રમાણે ભોજન કરે ! અરે મા ! શું આ રાતી હાંલ્લી તેની ઉપર ફીણ વળી તે માંહેલો ભાત અને વચ્ચે મૂકેલું શાક જોતાં નથી ! એ સાક્ષાત્ શ્રીહરિના પદ્મ-નયન જેવું દેખાય છે, તેથી તમારા પતિ તે ખાતા નથી." એમ કહીને તેઓ ત્યાંથી ચાલતા થયા. દાસપત્નીએ તેમના કહ્યા પ્રમાણે શાક અને ભાત જુદા જુદા વાસણમાં પીરસીને પતિદેવને તે

આરોગવા માટે વિનતિ કરી. તેમ થતાં વાલીગ્રામ દાસે તરતજ ભોજન કરવા માંડયું. આજથી વાલીગ્રામ દાસના વિચારો-ભાવ તદ્દન બદલાઇ ગયા. તેઓ રાત્રિ દિવસ શ્રીજગન્નાથજીનું ધ્યાન ધરવા લાગ્યા. તેઓ બહારથી ગમે તે કાર્ય કરતા હોય, પરંતુ અંતરમાં તો તેમનુંજ ધ્યાન-તેમનુંજ રટન ચાલ્યા કરતું હતું. તેઓ શયન કરતા ત્યારે પણ જાણે પોતે શ્રીપ્રભુના અભય પાદ-પદ્મમાંજ શયન કર્યું હોય તેમ ધારતા હતા અને તેમનું ધ્યાન ધરતાં ધરતાં નિદ્રાવશ થતા હતા.

એક દિવસ રાત્રિના સમયે વાલીગ્રામ દાસ સૂઇ ગયા છે, તેમનું ચિત્ત ચિંતામણિના ચરણકમળમાં સમર્પિત થયેલું છે, તે વખતે તેમનું હૃદય ફફડી ઊઠયું. તેઓ એકાએક બોલી ઊઠયા: "હાય! શું હું કદી પણ શંખચક્રધારી શ્રીજગન્નાથજીની કૃપા નહિ મેળવી શકું? શું મને તેમનાં દર્શન નહિજ થાય?" આ વિચાર-માં ને વિચારમાં તેમનું હૃદય બળવા લાગ્યું. તેઓ સ્થિર રહી શકયા નહિ. હવે તેમનાથી ભગવદ્દર્શનનો ક્ષણિક વિલંબ પણ સહેવાયો નહિ. તેઓ આકુળવ્યાકુળ થઇ ગયા. તેમની વ્યાકુળતા જોઇને-તેમનું કષ્ટ જોઇને-ભગવાન પણ શાન્ત બેસી શકયા નહિ. અહા! ભગવાનને જાતની, કુળની કે બાહ્યાચારની દરકાર નથી. તેઓ તો ભાવના ભૂખ્યા છે. તેઓ તરતજ પોતાના ભક્તની પાસે આવી પહોંચ્યા. તેમના આગમનથી વાલીગ્રામ દાસનો આવેશ ઊતરી ગયો. તેમની આંખો ઊઘડી ગઈ. આંખો ઊઘડતાંજ ચકિત નયને જુએ છે તો પોતાના જીવનધન કમળાપતિ શ્રીજગન્નાથજી સહાસ્ય વદને પોતાની સામે ઊભેલા માલૂમ પડયા. ઘણા દિવસ-ની પિપાસા નેત્રદ્વારા શ્રીપ્રભુના રૂપામૃતનું પાન કરીને તૃપ્ત કરી. ઘણી વાર સુધી દર્શન કર્યાં પછી તેઓ બન્ને હાથ જોડીને શ્રીપ્રભુને કહેવા લાગ્યા: "દયામય! રથમાં આપની જે દિવ્ય

મૂર્તિ જોઈ હતી તેજ મૂર્તિનાં આજે સાક્ષાત્ દર્શન થયાં છે. પ્રભુ! ખરેખર તમે દીનદયાળ છો નોધારાના આધાર છો. સુર–અસુર, ગંધર્વ–કિન્નર, યોગીન્દ્ર–મુનીન્દ્ર વગેરે પણ જેનાં દર્શન કરવાને ભાગ્યશાળી થતા નથી, તે પ્રભુ આજે મારા જેવા દીન-હીન, જ્ઞાનહીન, ભક્તિહીન કંગાળને ઘેર પધાર્યા છો તો હવે હું આપનો કેવી રીતે સત્કાર કરૂં ?"

વાલીગ્રામ દાસની વાત સાંભળીને શ્રીજગન્નાથજી સ્મિત-હાસ્ય કરતા કરતા મધુરતાથી બોલ્યા: "પ્રિયતમ! નીચ હો વા ઉચ્ચ હો, ગમે તે હો; પરંતુ જે મારી ઉપર પ્રેમ રાખે છે, તે મને બહુજ પ્રિય હોય છે. જે લોકો સ્વર્ગને માટે કે બીજા કોઈ પણ પદાર્થ માટે મારી ભક્તિ કરે છે અને તેટલા માટેજ મારી પ્રતિ પ્રેમ બતાવે છે, તેઓ કદી પણ મારા અંતરને પિગળાવી શકતા નથી; પરંતુ જે નિષ્કામ ભાવથી મારૂં ભજન કરે છે, તેને માટે તેના વિયોગથી હું ઝૂરી મરૂં છું. હું તારા વિશુદ્ધ ભાવથી તારી ઉપર પ્રસન્ન થયો છું અને અહીં ખેંચાઇ આવ્યો છું. હે ભકત! આજે હું તારી ઉપર બહુજ પ્રસન્ન થયો છું તો તારી ઇચ્છામાં આવે તે વરદાન માગી લે."

અહા! સાક્ષાત્ પ્રભુજ જેની સામે ખડા છે તેને વળી બીજી કઈ વસ્તુ માગવાની હોય ? તેથી વાલીગ્રામ દાસ પરમ આનંદ-પૂર્વક શ્રીપ્રભુની પાસે આત્મનિવેદન કરવા લાગ્યા. તેઓ બોલ્યા: "પ્રભુ ! આપના ચરણકમળનું ધ્યાન ધરતાં ધરતાંજ મારૂં મરણ થાય એટલુંજ મારે જોઈએ છે. પ્રભુ ! તમારી પાસે હું બીજું શું માગું ? પ્રભુ ! હે પતિતપાવન ! મારે બીજું કાંઇ પણ જોઇતું નથી, છતાં જો આપની મને કાંઇ પણ વરદાન આપવા-ની ઇચ્છાજ હોય, તો હે પ્રભુ ! સદાસર્વદા મારૂં મન તમારાં પરમ પવિત્ર ચરણોમાં રહ્યા કરે અને જ્યારે જ્યારે હું આપનું

ધ્યાન કરૂં, ત્યારે ત્યારે આપનાં દર્શન કરવાને ભાગ્યશાળી થાઉં એવો શુભ આશીર્વાદ આપો. હે દીનદયાળ ! એ સિવાય મારે કાંઇ પણ જોઇતું નથી. ''

ભક્તની પ્રેમળ પ્રાર્થના સાંભળી ભગવાન બહુજ પ્રસન્ન થયા અને સ્મિત–હાસ્ય કરતાં કરતાં કહેવા લાગ્યા કે, " હે વાલીગ્રામ દાસ ! તારા જીવનને ધન્ય છે. તારા જેવું નિષ્કામ મન બહુજ દુર્લભ છે.વળી તારી પ્રાર્થના–અભિલાષા પૂર્ણ થશે. જ્યારે તું શ્રીનીલાચલમાં આવીશ ત્યારે હું મારા મંદિરના નીલચક્ર ઉપર બિરાજીશ અને તે વખતે તને મારાં જેવાં દર્શન કરવાની ઇચ્છા થશે, તેવાં દર્શન દઇશ. વળી તે વખતે તું મને જે કાંઇ પદાર્થ અર્પણ કરીશ, તે હું પરમ પ્રીતિપૂર્વક ગ્રહણ કરીશ. '' એમ કહીને હસતાં હસતાં શ્રીહરિ અંતર્ધાન થઇ ગયા.

દીનતા એજ ભક્તનું સ્વાભાવિક લક્ષણ છે. પ્રભુના પરમ ભકતો પોતાને ઘણાજ નીચ–નીચથી પણ નીચ માને છે. દાસિયા પણ પોતાની જાતને બહુ નીચ માનતો હતો અને તેથીજ તેણે તીવ્ર ઇચ્છા હોવા છતાં પણ ભગવાનને જમવાનું ન કહેતાં કેવળ દર્શન કરવાનીજ ઇચ્છા જણાવી હતી. વળી દીનતાના આવેગથી તેનું મુખ બંધ થઇ ગયું હતું. જો કે દાસિયાએ કાંઇ પણ કહ્યું નહિ, છતાં પણ અંતર્યામીથી તેના મનોભાવ ગુપ્ત રહ્યા નહિ. તેઓ તેજ વખતે પોતાના ભકતની અભિલાષા જાણી ગયા હતા અને તેથીજ તેમણે પોતે ભકત જે કાંઇ આપે તે ગ્રહણ કરવાનું કબૂલ્યું હતું.

ભગવાનની આજ્ઞા સાંભળીને વાલીગ્રામ દાસ પોતાના મનમાં વિચારવા લાગ્યા કે, " અહો ! શી ભગવાનની કરુણા ! ખરેખર આટલા બધા કરુણ હોવાથીજ ભક્ત લોકો તેમને કરુણાના સાગર કહે છે. હે પ્રભુ ! ધન્ય છે ! ધન્ય છે આપની કરુણાને અને

આપના પ્રભુપણાને!" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં આનંદમાં ને આનંદમાં રાત્રિ વ્યતીત થઈ ગઇ. સવાર થયું એટલે વાલીગ્રામ દાસ ઊઠીને ઊભા થયા અને હવે ભગવાનને શું ખવડાવવું તેનો વિચાર કરવા લાગ્યા. આટલે દિવસે વાલીગ્રામ દાસે થોડું કાપડ વણ્યું હતું, તેથી તે વેચવાને માટે તેઓ બહાર નીકળ્યા. ફરતાં ફરતાં તેઓ એક બ્રાહ્મણને ત્યાં આવી પહોંચ્યા. બ્રાહ્મણે વાલીગ્રામ દાસનું કાપડ ખરીદી લીધું અને તેનું મૂલ્ય લેવાને તે ઘરમાં ગયો. વાલીગ્રામ દાસ બારણા આગળ ઊભા રહ્યા છે. તેઓ ઊભા છે, પરંતુ તે વખતે પણ ભગવાનને શું ખવડાવવું, તેમને માટે કયો પદાર્થ લઇને જગન્નાથપુરી જવું તેનોજ તેઓ વિચાર કર્યા કરે છે. એટલામાં દૈવયોગે તેમની દૃષ્ટિ એક નારિયેળી ઉપર પડી. તે બહુ ઊંચી નહોતી. તેની ઉપર એક નારિયેળ ફૂટયું હતું. ફળ જોતાંજ તેમને તે પોતાના પ્રભુને માટે લઈજવાનો વિચાર થયો, તેથી તેઓ વિચાર કરવા લાગ્યા કે, "અહા! જો આ બ્રાહ્મણ આ ફળ મને આપે તો જરૂર હું તે મારા પ્રભુને ધરાવીશ. અહા, આ નારિયેળી ઉપર આ પહેલવહેલુંજ ફળ આવેલું હોય તેમ જણાય છે. અહા! તેને આરોગતાં મારા પ્રભુને કેટલો બધો આનંદ થશે." ભક્ત આ પ્રમાણે વિચાર કરે છે એટલામાંજ પેલો બ્રાહ્મણ વસ્ત્રનું મૂલ્ય લઇને બહાર આવ્યો. તેને જોતાંજ વાલીગ્રામ દાસ બહુજ આગ્રહપૂર્વક કહેવા લાગ્યાઃ

"હે દેવ! કૃપા કરીને મને આ નારિયેળ આપો અને તેના જે પૈસા થાય તે આ પૈસામાંથી કાપી લો." બ્રાહ્મણે કહ્યું: "ના ના, તેમ નહિ બને. એ તો હજુ પહેલવહેલુંજ ફળ છે. એ કાંઇ આપી દેવાય?" બ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું તો ખરૂં, પરંતુ ફળ આપવાથી કપડાના પૈસા ઓછા આપવા પડશે, એ વિચાર તેના મનમાં ઘોળાવા માંડયો. વાલીગ્રામ દાસે પણ નારિયેળને

માટે બહુજ આગ્રહ કર્યો, તેથી એનું મન પીગળ્યું અને તે કહેવા લાગ્યોઃ "વારૂ ભાઇ! જ્યારે તું આટલો બધો આગ્રહ કરે છે, ત્યારે મારાથી ના પડાતી નથી; પણ તું મને એના કેટલા પૈસા આપીશ તે કહે." એ સાંભળીને વાલીગ્રામ દાસ બોલ્યાઃ "વિપ્ર! મૂલ્ય તો તમારી પાસેજ છે. તેમાંથી તમારી ધ્યાન પહોંચે તેટલા લઈ લો." બ્રાહ્મણે વિચાર કર્યો કે, "હાં, હવે ઠીક લાગ આવ્યો છે. હવે એની પાસેથી આપણી મરજીમાં આવે તેટલા પૈસા કઢાવાશે." આ પ્રમાણે વિચાર કરીને તે વાલીગ્રામને કહેવા લાગ્યોઃ "હે ભાઇ! આ ફળ આપવાની મને બિલકુલ ઇચ્છા નથી, પરંતુ જ્યારે તું આટલી બધી જીદ કરે છે ત્યારે કાંઇક આપવાનું મન થાય છે; માટે જો તારે એ ફળ જોઇતુંજ હોય તો તને તેના બદલામાં આ કાપડના પૈસા નહિ મળે. એ સાંભળીને વાલીગ્રામ દાસ બોલ્યાઃ "વારૂ ભાઇ! તારી મરજીમાં આવે તેમ કર; હવે મને ફળ લાવી આપ." બ્રાહ્મણે પણ તેમજ કર્યું. તેણે એકદમ ઊઠીને તેજ વખતે વાલીગ્રામ દાસને નારિયેળ તોડી આપ્યું. તે બ્રાહ્મણના ઘરમાંજ એક નાનું તળાવ હતું. વાલીગ્રામ દાસ તેમાં સ્નાન કરી શુદ્ધભાવે તે ફળ ગ્રહણ કરી ત્યાંથી ચાલ્યા ગયા. અહા! તેમના આનંદની શી વાત? ધારેલું ફળ મળવાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે તેજ વખતે શ્રીપ્રભુને ખવડાવવાને માટે મંદિર તરફ ચાલવા માંડ્યું. તેઓ ભગવદ્ધ્યાનમાં એવા તો તલ્લીન થઈ ગયા હતા કે, પોતે શું કરે છે, તેનું પણ તેમને ભાન નહોતું. આ પ્રમાણે કાંઇ પણ મૂલ્ય લીધા સિવાય વસ્ત્ર આપી દેવાથી પતિપત્ની બન્નેને ભૂખે મરવું પડશે. એનો તેમને વિચાર સરખો પણ આવ્યો નહિ.

વાલીગ્રામ દાસ દરરોજ જેટલું વસ્ત્ર વણતા હતા, તેટલાના વેચાણમાંથી તેઓ બીજા દિવસને માટે સૂતર ખરીદતા હતા અને

પછી જે કાંઇ વધે તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતા હતા. ખરે-ખર, પ્રેમ અંધ છે. તેને આગળ પાછળનો કાંઇ વિચાર આવતો નથી, તેથીજ વસ્ત્રનું મૂલ્ય ન લઇને પોતે પોતાના ઉપર કેવું દુઃખ વહોરી લે છે, તેની વાલીગ્રામ દાસને ખબર પડી નહિ. વગર મૂલ્યે વસ્ત્ર આપી દેવાથી હવે બીજા દિવસને માટે સૂતર કયાંથી લાવવું તેનો પણ તેમને વિચાર આવ્યો નહિ. તેમણે તો બ્રાહ્મણની પાસેથી નારિયેળ લઇને બારોબાર શ્રીજગન્નાથપુરી તરફ ચાલવા માંડયું. રસ્તે જતાં તેમણે પોતાના ગામના એક બ્રાહ્મણને હાથમાં ફૂલની છાબ, શ્રીફળ, કેરી, કેળાં, દૂધ, દહીં, ઘી વગેરે પૂજનની સામગ્રીઓ લઇને પ્રભુનું પૂજન કરવા જતો જોયો. તે બ્રાહ્મણને જોઇને વાલીગ્રામ દાસને વળી ઓરજ આનંદ થયો. તેઓ પેલા બ્રાહ્મણને અતિશય નમ્ર ભાવે કહેવા લાગ્યા: "હે દેવ! જરા મારી વિનતિ સાંભળી લો. જ્યારે આપ શ્રીપરમપ્રભુની સેવા કરવા જાઓ છો તો કૃપા કરીને મારૂં આ ફળ પણ લઇ જાઓ અને તે પ્રભુને નિવેદન કરજો." બ્રાહ્મણે કહ્યું: "અરે ભાઈ! ઓ શું બોલ્યા? મારે મારી આ બધી સામગ્રી ભગવાનને અર્પણ કરવાની છે તો તેની સાથે આપનું શ્રીફળ પણ અર્પણ કરી દઇશ. અરે, એમાં તે મને શું ભાર પડવાનો હતો? લાવો હું ખુશીથી આપનું શ્રીફળ ભગવાનને અર્પણ કરીશ." બ્રાહ્મણનાં વચન સાંભળીને વાલીગ્રામ દાસ બોલ્યા:

"ભાઇ! મારૂં શ્રીફળ તમારી સામગ્રીઓની સાથે નિવેદન કરવાનું નથી. પહેલાં તમે તમારે જે કાંઇ અર્પણ કરવું હોય તે અર્પી દેજો અને તે પછીજ આ સેવકના શ્રીફળને યાદ કરજો. વળી એ શ્રીફળ પણ શ્રીપ્રભુની પાસે મૂકી દેવાનું નથી. એને લઇને ગરુડ સ્થંભ આગળ ઊભા રહી શ્રીહરિનું સ્મરણ કરી કહેજો કે, "હે પ્રભુ! વાલીગ્રામ દાસે તમારે માટે આ ફળ મોકલ્યું છે.

તે ગ્રહણ કરો." આ પ્રમાણે કહીને આપ ત્યાં આગળ છાના-માના ઊભા રહેજો. બીજું કાંઇ પણ બોલશો નહિ. ત્યાર પછી તમારી વિનતિ સાંભળીને ભગવાન સ્વહસ્તે આ શ્રીફળ લઇ લે તોજ એમને આપજો, નહિ તો મારૂં શ્રીફળ પાછું લાવજો. જોજો, હે દેવ! મારી વાત ભૂલી જશો નહિ, જરૂર હું કહું છું તેજ પ્રમાણે કરજો."

વાલીગ્રામ દાસનાં વચન સાંભળીને પેલા બ્રાહ્મણને જરા હસવું આવ્યું.ત્યાર પછી "વારૂ વારૂ,ભાઇ! હું તેમજ કરીશ." એમ કહીને વાલીગ્રામ દાસ પાસેથી શ્રીફળ લઇ લીધું. બ્રાહ્મણ બહુજ સુશીલ, શાંત, વિદ્વાન અને શ્રદ્ધાળુ પણ હતો, તેથી વાલીગ્રામ દાસને તેના હાથમાં શ્રીફળ આપતાં અવિશ્વાસ આવ્યો નહિ. બ્રાહ્મણને શ્રીફળ આપીને તેઓ નિશ્ચિંત મને પાછા ઘેર આવ્યા. આ તરફ બ્રાહ્મણ શ્રીપ્રભુની પૂજા કરવા ચાલ્યો ગયો. ત્યાં જઇને વાલીગ્રામ દાસના કહ્યા પ્રમાણે તેણે પહેલાં પોતાની સામગ્રી સમર્પણ કરી દીધી. ત્યાર પછી મહાપ્રસાદ લઇને થોડી વાર પરમ આનંદપૂર્વક વિશ્રામ કર્યો. થોડી વાર પછી ઘેર આવવાની તૈયારી કરી, પરંતુ તેજ વખતે વાલીગ્રામ દાસનું શ્રીફળ યાદ આવ્યું. તરતજ તેઓ નારિયેળ લઇને શ્રીમંદિરમાં આવ્યા અને ગરુડસ્થંભ પાસે ઊભા રહી શ્રીદીનદયાળ પ્રભુને પેલું નારિયેળ બતાવીને કહેવા લાગ્યા કે, "હે પ્રભુ! વાલીગ્રામ દાસે આપને માટે આ ફળ મોકલ્યું છે. એ ભકતે જો આપ આપનો શ્રીહસ્ત લંબાવીને ગ્રહણ કરો તોજ આપને અર્પણ કરવાનું કહ્યું છે, તેથી હું પણ જો આપ સ્વહસ્તે લેશો તોજ તે આપને નિવેદન કરીશ; નહિ તો પાછું લઇ જઈશ." આ પ્રમાણે કહીને પોતાનાં બંને નયનો બંધ કરીને તે શ્રીપરમપ્રભુનું ધ્યાન કરવા લાગ્યો. તેજ વખતે ભગવાને પણ પોતાનો હસ્ત લંબાવ્યો અને બ્રાહ્મણના

હાથમાંથી શ્રીફળ લઇને ખાવા માંડયું. આ આશ્ચર્યકારક ઘટના જોઇને બ્રાહ્મણ સ્તબ્ધ થઇ ગયો. શ્રીભગવાનનો સ્પર્શ થવાથી તેને પણ પરમ આનંદનો અનુભવ થયો. તેજ વખતે તે ભગવદ્-ધ્યાનમાં લીન થઇ ગયો. તેનાં નયનમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તે મનમાં ને મનમાં વાલીગ્રામ દાસનું સ્મરણ કરીને કહેવા લાગ્યો: "અહા, ભકત! તમારા અટળ-અચળ વિશ્વાસને ધન્ય છે. તમને પોતાને તેમજ તમારી જન્મદાતા માતાને પણ ધન્ય છે. વળી આપના જેવા ભગવદ્-ભકતના આવિર્ભાવથી આપણા વાલીગ્રામને પણ ધન્યવાદ ઘટે છે. અહા, પુરુષોત્તમ ભગવાન તમારી ઉપર સંપૂર્ણ રીતે પ્રસન્ન છે. આજે આપનું શ્રીફળ લાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાથી હું મારી જાતને પણ ધન્ય માનું છું. ભકત, ભકત! તમને ધન્ય છે, ધન્ય છે!"

આ વાતની ખબર પડતાંજ ઘણા લોકો ત્યાં આગળ એકઠા થઇ ગયા. તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ. સઘળા વાલીગ્રામ દાસની અને તેમની ભક્તિની પ્રશંસા કરવા લાગ્યા. બ્રાહ્મણ પણ ત્યાર પછી પોતાને ઘેર આવ્યો અને શ્રીમંદિરમાં બનેલી સઘળી હકીકત વાલીગ્રામ દાસને કહી સંભળાવી. તે સાંભળીને દાસિયાને પણ બહુજ આનંદ થયો. બ્રહ્માંડના નાથ નીચ માણસે પરમ ભક્તિ-ભાવથી અર્પણ કરેલી હરકોઇ વસ્તુ ગ્રહણ કરે છે, એમ તેમની ખાતરી થઇ. હવે તેમને તે સંબંધી બિલકુલ શંકા રહી નહિ. આ બનાવ બન્યા પછી તેમનો પ્રેમ દિવસે દિવસે વધતો ગયો. હવે પ્રભુની પાસે જતાં તેમનું મન સંકોચાયું નહિ. એક દિવસ તેમણે વિચાર કર્યો કે, "ચાલ, હવે તો વળી પાછો શ્રીજગન્નાથપુરી જાઉં અને ભગવાને શ્રીનીલચક્ર ઉપર સાક્ષાત્ દર્શન દેવાનું કહ્યું છે, તે સત્ય છે કે નહિ તે જોઉં. અહા! પરંતુ તેમની પાસે ખાલી હાથે જવાય નહિ, તો આ વખતે મારા પ્રભુ પાસે હું શું લઇ જાઉં?" આ

પ્રમાણે વિચાર કરે છે, એટલામાંજ તેમના ઘર પાસે એક માળી કેરી વેચવા આવ્યો. કેરીઓ બહુજ સુંદર હતી. તે જોઇને વાલીગ્રામ દાસને બહુજ હર્ષ થયો. તેઓને વિચાર આવ્યો કે, "અહા! આ તો મારા પ્રભુને અર્પણ કરવા યોગ્ય છે." આ પ્રમાણે વિચાર કરીને તેમણે તે કેરીઓ ખરીદી લીધી. તે કેરીઓથી બે કંડિયા ભરાઈ ગયા. ત્યાર પછી સ્નાનાદિ કરીને શુદ્ધ ભાવે બંને કંડિયા ખાંધ ઉપર લઇને શ્રીજગન્નાથજીનું સ્મરણ કરતા કરતા તેમણે પુરી તરફ ચાલવા માંડયું. જ્યારે તેઓ મંદિર પાસે ગયા ત્યારે તેમની પાસેની કેરીઓ જોઇને પંડયાઓએ તેમને ઘેરી લીધા. કેરીઓ જોઇને સઘળાને લોભ થયો હતો, તેથી તેઓમાંનો એક વાલીગ્રામ દાસને કહેવા લાગ્યો: "હે દાસ! આ કેરીઓ મને આપો. હું તે પ્રભુને ધરાવી આવું." તે સાંભળીને વળી એક બીજો બોલી ઊઠયો: "અરે! જા, જા, તું કોણ થાય છે! પ્રભુની સેવામાં જે કાંઈ દ્રવ્ય આવે તેને ભીતર લઇ જવાનો તો મનેજ અધિકાર છે. જોઉં તો ખરો કે તું કેવો લઇ જાય છે તે? અરે, ઓ દાસ! તમે આમ આવો. મને કેરીઓ આપો. હું ભીતર જઇને ભગવાનને નિવેદન કરી આવું."આ પ્રમાણે બે પંડયાઓ વચ્ચે વાદવિવાદ ચાલતો હતો તેવામાં વળી એક ત્રીજો આવી પહોંચ્યો અને તે બૂમો પાડીને કહેવા લાગ્યો: "અરે કોની મગદૂર છે તે એ કેરીઓ લઈ જાય? હે દાસ! તમારી કેરીઓ મને આપો, હું શ્રીપ્રભુને આરોગાવી આવું." આ પ્રમાણે બોલાચાલી થાય છે તેટલામાં તો ત્યાં આગળ બીજા પણ અનેક પંડયાઓ આવી પહોંચ્યા ને તેઓ પણ બૂમો પાડવા લાગ્યા. આ જોઇને વાલીગ્રામ દાસ તો ગભરાઇ ગયા. પંડયાઓ તેમના હાથમાંથી કેરીઓ ખૂંચવી લેવા લાગ્યા; પરંતુ ભકત તેને છોડતા નથી. આખરે થાકીને તેઓ બધાની વચ્ચોવચ્ચ બેસી ગયા અને વિનીતભાવે કહેવા લાગ્યા

કે, " હે ભાઇઓ ! આ કેરીઓ કોઇને પણ મળવાની નથી; માટે નકામા તાણુાતાણુ કરવી મૂકી દો." પરંતુ તે વખતે કોઇએ પણુ તેમની વાત સાંભળી નહિ. આથી વાલીગ્રામ દાસ બહુજ ગભરાવા લાગ્યા અને શ્રીહરિનું ચિંતન કરવા લાગ્યા. આખરે જ્યારે ભક્ત શાંત થઇને બેસી રહ્યા ત્યારે પંડયાઓ પણુ શાંત પડયા. વાલીગ્રામ દાસ કોઇના હાથમાં કેરીઓ આપતા નથી, તે જોઇને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ સઘળા આશ્ચર્ય-ચકિત થઇ ગયા અને વાલીગ્રામ દાસને સંબોધીને કહેવા લાગ્યા કે, " હે દાસ ! તમે આ કેરીઓ પ્રભુને માટે લાવ્યા છો અને અમારા હાથમાં કેમ આપતા નથી ? જુઓ, જુઓ, દરેક ભક્ત પ્રભુને સમર્પણુ કરવાને જે કાંઇ લાવે છે તે અમારા હાથમાંજ આપે છે અને અમે પ્રભુને ધરાવી આવીએ છીએ. હે ભક્ત ! તમે શું ધાર્યું છે ? શા માટે અમારામાંના કોઇને પણ આ કેરીઓ આપતા નથી ? આપી દો, આપી દો; તમારી ધ્યાનમાં આવે તેને આપી દો ! નકામા શામાટે વિલંબ કરો છો ? પંડયાઓનાં વચન સાંભળી-ને વાલીગ્રામ દાસ હસતાં હસતાં બોલ્યા: " હે ભાઇઓ ! આ કેરીઓ હું કોઇને પણ આપવાનો નથી. એ તો હું મારી જાતેજ પ્રભુને ખવડાવવાનો છું; માટે તમે તમારી મેળે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ." ભકતનાં વચન સાંભળીને પંડયાઓ રાતા-પીળા થઈ ગયા અને વાલીગ્રામ દાસને કહેવા લાગ્યા: "અરે દાસ ! તમે ગાંડા થઇ ગયા છો કે શું ? તમે કેવી રીતે ભગવાનને ધરાવશો ? શું તમે પોતે ભીતર જશો ? બીજા શું કરે છે તે તો જરા જુઓ. શું પ્રભુને ખવડાવનારના આવા ઢંગ હોય ? પ્રભુને માટે તો કેરીઓ આણી છે અને તેમના સેવકોના હાથમાં તો આપવી નથી તોપછી ભગવાન કેવી રીતે આરોગશે ? માટે જરા સમજીને વિચાર કરી-ને કેરીઓ આપી દો."

સેવકોનાં આ વચનો સાંભળીને પણ વાલીગ્રામ દાસે તો હસ્યાજ કર્યું. છેવટે તેમણે પંડયાઓ પાસે ક્ષમા માગી અને મંદિરમાં આવી શ્રીનીલચક્રનાં દર્શન કર્યાં. આ વખતે તેમના આનંદનો પાર રહ્યો નહિ. પ્રભુ શ્રીજગન્નાથજી પોતાના વચનાનુસાર નીલચક્ર ઉપર બિરાજ્યા છે. પ્રભુને જોયા છતાં પણ ભકતને તેમાં વિશ્વાસ પડયો નહિ. તેથી તે ધારી ધારીને બારીકાઈથી જોવા લાગ્યા. જોતાંજ તેઓ હર્ષથી બોલી ઊઠયા: “ અહાહા ! તેજ, તેજ, તેજ. એ તો એજ મારા દયાસાગર પ્રભુજ મારા જેવા રંક ઉપર કૃપા કરીને બિરાજ્યા છે ! પ્રભુ, પ્રભુ ! ધન્ય છે, ધન્ય છે ! વાલીગ્રામ દાસ શ્રીપરમપ્રભુનાં જેમ જેમ વધારે ને વધારે બારીકાઇથી દર્શન કરતા ગયા, તેમ તેમ શ્રીપ્રભુનું માધુર્ય પણ વધારે ઊછળી ઊછળીને બહાર પડવા લાગ્યું. વાલીગ્રામ દાસે શ્રીપ્રભુની રૂપમદિરાનું નયનદ્વારા પાન કર્યું અને તેમ કરતાંજ તેઓ આત્મભાન ભૂલી ગયા. તેઓ વારંવાર પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. વળી ઊઠીને જેવી આવડે તેવી સ્તુતિ કરવા લાગ્યા. ત્યાર પછી તેઓ કંડિયામાંથી બબ્બે કેરીઓ લઇને શ્રીપ્રભુને બતાવીને કહેવા લાગ્યા: “ પ્રભુ, ખાઓ, ખાઓ, ખૂબ ખાઓ અને ભક્તને કૃતાર્થ કરો. ” ભગવાને પણ તેજ વખતે ભક્તના હાથમાંથી હાથોહાથ કેરીઓ લેવા માંડી અને જોતજોતામાં બંને કંડિયા ખલાસ થઇ ગયા. પંડયાઓ અને અન્યાન્ય લોકોએ વાલીગ્રામ દાસની ચેષ્ટાઓ જોઇને તેમને ગાંડા જેવા ધાર્યા હતા. તેઓ પણ કેરીઓને અદૃશ્ય થઇ જતી જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા. હવે તેઓ વાલીગ્રામ દાસને માયાવી ધારવા લાગ્યા. તેમના હાથમાંથી ભગવાનને કેરીઓ લેતાં કોઇએ પણ જોયા નહિ, તેથી તેઓ તેમને માયાવી કિંવા જાદૂગર ગણવા લાગ્યા. ભક્તના જેવું માયાવી અને ઉન્મત્ત આ દુનિયામાં બીજું છે પણ કોણ ? જેની

માયાથી માયાધીશ પણ મોહિત થઇ જાય છે. તેના જેવો માયાવી કિંવા જાદૂગર બીજો કોણ હોઇ શકે ?

ત્યાર પછી શ્રીપ્રભુ વાલીગ્રામ દાસની કેરીઓ ખાઇને અંતર્ધાન થઇ ગયા. અત્યાર સુધી ભક્ત પણ તેમનામાંજ તલ્લીન થઇ ગયા હતા. ભગવાન અંતર્હિત થઇ ગયા એટલે તેમને પણ ભાન આવ્યું. તેમને ભાન આવેલું જોઈને લોકો તેમની આસપાસ વીંટાઇ ગયા અને પૂછવા લાગ્યા: " હે દાસ ! શું તમે જાદૂગર છો ? શું તમને પોતાને જાદૂવિદ્યા આવડે છે કે કોઇ બીજાએ તમારી કેરીઓ ઉડાવી દીધી ? હે દાસ ! જે કાંઇ બન્યું હોય તે સાચેસાચું કહી દો. " તે સાંભળીને વાલીગ્રામ દાસ બોલ્યા: " હે ભાઇઓ ! એ કેરીઓ મેં ઉડાવી નથી તેમ બીજા કોઇએ પણ ઉડાવી નથી. અરે, એ તો સ્વયં ભગવાન શ્રીજગન્નાથજીએ લીધી છે. અરે, તે પરમ કૃપાળુએ મારી પાસેથી હાથોહાથ લઇને તે ખાધી છે. તમને વિશ્વાસ ન આવતો હોય તો મંદિરમાં જઇને જોઈ આવો. " વાલીગ્રામ દાસની વાત સાંભળીને સઘળા આશ્ચર્યચકિત થઈ ગયા–સ્તબ્ધ થઇ ગયા. વળી કોઇ " અરે, એ તો બધી વાતો છે " એમ પણ કહેવા લાગ્યા; પરંતુ બીજાઓને વાલીગ્રામ દાસે કહેલા પ્રત્યક્ષ પૂરાવાથી ખાત્રી કરવાની ઇચ્છા થઇ. તેજ વખતે કેટલાક સેવકો એકદમ શ્રીમંદિરમાં ગયા. જઇને જુએ છે તો તેમના આશ્ચર્યની સીમા રહી નહિ. શ્રીપ્રભુની રત્નવેદી પાસેથી કેરીઓનાં છાલ ગોટલાનો ઢગલો પડેલો તેમની નજરે પડયો. તેમને બહુજ આનંદ થયો. તેઓ વાલીગ્રામ દાસને ધન્યવાદ આપવા લાગ્યા. ત્યાર પછી તેઓ પાછા બહાર આવ્યા અને વાલીગ્રામ દાસની પાસે જઇને તેમને શ્રીપ્રભુની પ્રસાદી–માળા પહેરાવીને કહેવા લાગ્યા: " હે ભક્ત ! તમારા જીવનને ધન્ય છે. તમે ભક્તિભાવથી ભગવાનને વશ કરી

લીધા છે. અમે તો પ્રભુના નામનાજ સેવકો છીએ. ખરા સેવક તો તમેજ છો. અમે કોઇ પણ રીતે તમારી બરોબરી કરી શકીએ તેમ નથી. અહો ! આજે આપના જેવા ભક્તનાં દર્શન થવાથી અમે કૃતાર્થ થયા છીએ. અહા ! શાસ્ત્રમાં જે કાંઈ કહ્યું છે તે સત્યજ છે. આજે અમારી સંપૂર્ણ ખાતરી થઇ છે કે, ભગવાન ભક્તનેજ અધીન છે. તેઓ ભક્તિને વશ છે. તેઓ ઊંચનીચ જોતા નથી તેથીજ ભગવાન તમારી ઉપર પ્રસન્ન થયા છે અને તમારાં પત્ર–પુષ્પ આનંદપૂર્વક ગ્રહણ કર્યાં છે. મનુષ્ય ઉચ્ચ હોય પરંતુ ભક્તિહીન હોય તો ભગવાન તેની કોઇ પણ સામગ્રીને હાથ લગાડતા નથી. હે દાસ ! અમે શ્રીપ્રભુના સેવકો–વિપ્રો તમને આશીર્વાદ આપીએ છીએ કે દિવસે દિવસે તમારો વિશુદ્ધ ભાવ વૃદ્ધિ પામો અને દેહાંતે પરમપદને પ્રાપ્ત કરો. ”

વાલીગ્રામ દાસ ‘ અરે, હું તુચ્છ, અસ્પૃશ્ય, નીચ જાતિ, મારી ઉપર આટલી બધી કૃપા !’ વગેરે નમ્રતાનાં વચનો કહેતા કહેતા તેમના ચરણમાં આળોટી પડયા અને તેમના ચરણની રજ પોતાને મસ્તકે ધારણ કરી. તેમની આંતરિક ભક્તિ અને શુદ્ધભાવ જોઈને બ્રાહ્મણો પણ બહુ પ્રસન્ન થયા અને તેમને આશીર્વાદ દેતા દેતા આનંદપૂર્વક ત્યાંથી ચાલ્યા ગયા. અન્યાન્ય લોકો પણ પ્રભુના વિચિત્ર મહિમાની અને ભક્તના વિશુદ્ધ ભાવની પ્રશંસા કરતા કરતા પોતપોતાને કામે ચાલ્યા ગયા. તે સમયે વાલીગ્રામ દાસનું હૃદય ભરાઈ આવ્યું. તેઓ પ્રભુના ગુણ ગાતા ગાતા ખૂબ મોટેથી રડવા લાગ્યા. ત્યાર પછી તેઓ થોડી વારે નીલચક્ર તરફ જોઇને પ્રભુને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ “ હે પ્રભુ ! હવે હું ફરીથી અહીં આવીશ નહિ. દયાસાગર ! હું મહાપતિત, અધમ જાતિનો છું. આપે તો મને અહીં જાહેર કરી દીધો તેથી હવે લોકો શું કહેશે ? તેઓ તો એમજ કહેશે કે આ તો પ્રભુનો અનન્ય ભક્ત

છે. પ્રભુ! લોકોનાં મુખ તો બંધ થવાનાં નથી. જો તેમની પ્રશંસાથી અહંકાર થયો, તો પછી મારી શી ગતિ થશે? મારે માટે આ લોક તેમજ પરલોક અંધકારમય થઇ જશે. પ્રભુ! પ્રભુ! હવે હું શું કરૂં? પ્રભુ! હવે હું અહીં તો આવવાનોજ નથી; માટે હવે હું જયાં જયાં આપનું સ્મરણ કરૂં ત્યાં ત્યાં આપનાં દર્શન થાય એવો આશીર્વાદ આપો. વળી હે પ્રભુ! મારી એક ઇચ્છા ઘણા લાંબા સમયની છે. પ્રભુ કૃપા કરીને એક વખત મને આપના દશે અવતારનાં દર્શન કરાવો, એટલે હું આપનો મહિમા ગાતો ગાતો અહીંથી ચાલ્યો જાઉં."

ભક્તની ખરા હૃદયની શુભ અભિલાષા ભગવાન કેમ અધૂરી રાખે? તેમણે તેજ વખતે તે નીલચક્ર પાસેજ પોતાના મત્સ્યકૂર્માદિ દશે અવતારોનાં તેમને દર્શન કરાવ્યાં. આ પ્રમાણે દર્શન કરીને વાલીગ્રામ દાસે પ્રસન્ન ચિત્તે હરિગુણ ગાતાં ગાતાં ત્યાંથી ચાલવા માંડયું. જતાં જતાં જયાંસુધી દૃષ્ટિ પહોંચી ત્યાંસુધી પાછા ફરી ફરીને નીલચક્રને જોતા ગયા. ભગવાન પણ ત્યાંસુધી પોતાના ભક્તને માટે પોતાના માધુર્યનો ભંડાર ઉઘાડીને તે સ્થળે ઊભા રહ્યા. જોતજોતામાં નીલચક્ર દેખાતું બંધ થયું. વાલીગ્રામ દાસ હવે બહારના શ્રીમંદિરને છોડીને અંતરના હૃદયરૂપી મંદિરમાં ચિન્તામણિ પ્રભુનું ધ્યાન ધરતા ધરતા પોતાને ઘેર આવી પહોંચ્યા.

પરંતુ જે પ્રતિષ્ઠાના ભયથી તેઓ શ્રીક્ષેત્રમાંથી નાસીને વાલીગ્રામ ચાલ્યા આવ્યા, તે પ્રતિષ્ઠાએ ત્યાં પણ તેમને છોડયા નહિ. વાલીગ્રામ દાસ આવ્યા તે પહેલાંજ તેમની કીર્તિ ઘેરઘેર પહોંચી ગઇ હતી, તેથી ત્યાંના લોકો પણ વાલીગ્રામ દાસનાં દર્શન કરવાને અતિશય આતુર થઇ ગયા હતા. તેઓ પણ વાલીગ્રામદાસના આવાગમનની વાટ જોતાજ બેઠા હતા. વાલીગ્રામ દાસને જોતાંજ તેઓ તેમને ધન્યવાદ આપવા લાગ્યા અને તેમની પ્રશંસા

કરવા લાગ્યા. વાલીગ્રામ દાસને પોતાની પ્રશંસા સાંભળવાનું લેશ પણ ગમતું નહિ, અરે ઊલટો તે ઉપર તેમને બહુજ તિરસ્કાર છૂટતો–તેનાથી તેમને બહુજ ભય થતો હતો, તેથી તેમણે ઘરની બહાર નીકળવાનું છોડી દીધું અને પોતાના ઘરમાંજ પ્રભુનું ચિંતન કરવા લાગ્યા. હવે તેમણે પ્રભુભક્તિ આડે કાપડ વણવાનું છોડી દીધું. તેઓ કાંઈ પણ કરતા નથી, કેવળ શ્રીહરિનું રટન કરી તેમની પાસે હસવા–કૂદવા અને નાચવામાંજ આનંદપૂર્વક પોતાના દિવસો વ્યતીત કરે છે. હવે તેમના ભરણપોષણનો ભાર પરમપ્રભુએ પોતાના હાથમાં લીધો. વિશ્વપતિની પ્રેરણાથી તેમને કશાનો અભાવ રહ્યો નહિ. આ પ્રમાણે આનંદમાં ને આનંદમાંજ તેમનું શેષ જીવન વ્યતીત થઈ ગયું અને દેહાવસાને દેવાધિદેવના ચરણકમળમાં પહોંચી ગયા.

ફૂલ ફૂટે છે, ખીલે છે અને ચોતરફ પોતાની સુવાસ પ્રસારી, મધુ લૂંટાવી કરમાઇ જાય છે, તે વખતે તેમાં લેશમાત્ર પણ સુગંધ રહેતી નથી. આ મૃત્યુલોકનાં ફૂલોની–માનવીઓની આ દશા છે; પરંતુ ભગવાનના બાગનાં આવાં પવિત્ર ફૂલો, વિમલ યશરૂપી સુવાસને પ્રસારી અંતર્હિત થવા છતાં પણ તેમની અદ્ભુત સુગંધ આજે પણ દરેક સંસ્કારી જનના હૃદયમાં આનંદ–ઉત્સાહ ઉપજાવી રહ્યાં છે.





# १७–सालबेग

"મા!"

"કેમ ભાઇ!"

"હવે હું બચવાનો નથી."

"જા, જા, ભાઇ! એમ શું બોલે છે?"

"ના મા, હું સાચુંજ કહું છું કે હું બચવાનો નથી. મને હવે બચવાની ઇચ્છા પણ નથી. મારે રાત્રિ–દિવસ જે દુઃખ ભોગવવું પડે છે, તેના કરતાં મરણનું દુઃખ બહુજ ઓછું હશે."

"જા, જા, એમ ગાંડાં શું કાઢે છે! મરે તારા શત્રુ. તેમનું આયુષ્ય લઇને તું સો વર્ષનો થા."

"ના મા, મને હવે બચવાની બિલકુલ આશા નથી. જો હવે મૃત્યુ નહિ થાય તો મારે આપઘાત કરીને પણ મરવું પડશે. મા, હવે મારાથી આ દુઃખ સહન થતું નથી. મા, મા, તું હવે મારા અપરાધો ક્ષમા કર અને તારા કૃતઘ્ની સંતાનને ભૂલી જા."

× × × × ×

ઓડિસા પ્રાંતમાં આવેલા કટક શહેરના લાલબાગ નામના સ્થાનમાં લાલબેગ નામનો એક બળવાન મોગલ રહેતો હતો. તે સમયે ત્યાં આગળ ગજપતિ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. લાલબેગે તેમની સાથે શત્રુતા કરીને અનેક સૈન્ય–સામંત એકઠાં

કરી, રણવાદ્ય વગાડી, યુદ્ધનો આરંભ કર્યો હતો. તેના તાપથી સમસ્ત ઓડિસા દેશ થરથરતો હતો. આ લાલબેગને ઘણા પુત્રો હતા. આપણી કથાનો નાયક સાલબેગ પણ તેનોજ પુત્ર હતો. તેણે બાલ્યાવસ્થાથીજ યુદ્ધકળા શીખવા માંડી હતી અને યૌવનકાળ પ્રાપ્ત થતાં તેમાં ઘણીજ નિપુણતા મેળવી હતી. તેને પોતાના બળનો બહુજ ગર્વ થઇ ગયો હતો અને તે મદમાં મસ્ત બની પૃથ્વી પર પણ પગ મૂકતો નહિ. એક વખત તે પોતાના પિતા સાથે યુદ્ધમાં ગયો અને ત્યાં આગળ તેણે પોતાનું યુદ્ધકૌશલ્ય અને બલ-વીર્ય બહુજ સારી રીતે પ્રદર્શિત કરી સર્વને આશ્ચર્યચક્તિ કરી નાખ્યા; પરંતુ તેજ સાથે તે શત્રુપક્ષની એક તીક્ષ્ણ તલવારનો ભોગ થઇ પડયો. શત્રુ સાથે લડતાં લડતાં તેની ઉપર એક એવો અચૂક ઘા આવી પડયો કે તેનાથી તેનું મસ્તક ચીરાઈ ગયું. ઘા પડતાંજ તે બેભાન થઇ પડયો અને તેથી તેના અનુચરો તેને સંગ્રામ-સ્થળમાંથી દૂર લઇ જઇ તેની સારવાર કરવા લાગ્યા; પરંતુ ત્યાં આગળ તેને લેશમાત્ર પણ આરામ થયો નહિ, તેથી આખરે તેને પાછો ઘેર મોકલી આપવામાં આવ્યો. અહીં તેની માતા તન દઇને તેની સેવા-ચાકરી કરવા લાગી. ઘણા દિવસ થઇ ગયા, પરંતુ તેને લેશમાત્ર પણ આરામ થયો નહિ. પહેલાં તો થોડાએક દિવસ સુધી લાલબેગે તેને માટે બહુ કાળજી રાખી, પરંતુ જેમ જેમ તેનું દરદ લંબાતું ગયું તેમ તેમ તેને કંટાળો આવતો ગયો. છેવટે નિરર્થક થઇ પડેલા પુત્રની તપાસ લેવાની પણ તેણે મૂકી દીધી. આ વખતે કેવળ તેની માતા આહાર અને નિદ્રાનો ત્યાગ કરી તેની પાસે બેસી રહી છે અને પ્રાણપણે તેની સેવા-ચાકરી કર્યા કરે છે. આજે સાલબેગનું દુઃખ વધી ગયું છે અને તેથીજ તે પોતાની માતાપ્રત્યે આ પ્રમાણે કંટાળા ભરેલા ઉદ્ગારો કાઢે છે.

પુત્રનાં વચન સાંભળીને જનનીએ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. પોતાના પુત્રની વ્યથાના માર્મિક ઉદ્ગારો સાંભળીને તેનું હૃદય ચિરાઇ ગયું. તેની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. તેણે પોતાના પુત્રને સ્નેહાલિંગન કરીને કહ્યું: "પુત્ર! તારા ગયા પછી હું કોનું મુખ જોઇને જીવન ધારણ કરી શકીશ? જો મારે ભોગે તારી રક્ષા થતી હોય તો તેમ કરવાને હું તૈયાર છું પણ ભાઇ! તેમ થાયજ કેમ? મારે મારા કર્મનાં ફળ ભોગવવાંજ જોઇએ; તેમ છતાં પણ નિરુપાયનો જે એક માત્ર ઉપાય છે તે હું તને કહું છું, પણ તે તું કરી શકીશ?"

માતાના વચન સાંભળીને સાલબેગ બોલી ઊઠયો: "કેમ નહિ, કેમ નહિ? મા! હું તારૂં કહ્યું નહિ માનું તો કોનું કહ્યું માનીશ? બોલ બોલ, તારે જે કાંઇ કહેવું હોય તે કહી દે. હું જરૂર તે પ્રમાણે કરીશ." જનનીએ કહ્યુ: "ભાઇ! તારાથી તે નહિ થાય, ભાઇ! નહિજ થાય. નાનપણથી તારામાં જે સંસ્કારો પડી ગયા છે, તને જે શિક્ષણ મળ્યું છે, તેનાથી વિપરીત આચરણ તું કેવી રીતે કરી શકીશ?" માતાનાં આ વચનથી સાલબેગને સંદેહ થયો, તેથી વ્યાકુળ ભાવે તેણે ફરીથી પૂછયું: "મા! તું શું કહે છે, તે કાંઇ સમજ પડતી નથી. મારી શિક્ષા-દીક્ષાથી પ્રતિકૂળ વાત તું શા માટે કહેવા માગે છે?" તેના ઉત્તરમાં માતાએ કહ્યું: "વત્સ! હું તારી શિક્ષાદીક્ષાથી તદ્દન વિરુદ્ધ છું, તે શું તું જાણતો નથી? હું એક હિંદુ બ્રાહ્મણની દીકરી છું."

માતાનાં ઉપરનાં વચનો કર્ણગોચર થતાંજ સાલબેગ વિસ્મય પામ્યો અને એકાએક બોલી ઊઠયો: "અરે, અરે! આ તું શું બોલે છે? જ્યારે તું હિંદુ છે, ત્યારે મારી માતા કેવી રીતે થઇ?" માતાએ કહ્યું: "બેટા! જ્યારે તું પૂછે છે, ત્યારે આજે લજ્જા અને શરમનો ત્યાગ કરીને સઘળું કહી દઉં છું. ભાઈ! દાન્ત-

મુકુંદપુર ગામનું નામ તો સાંભળ્યુંજ હશે. તે ગામ બહુ સમૃદ્ધિ-વાળું હતું. એ ગામમાંજ મારૂં સાસરૂં હતું. મારો પતિ નાન-પણમાંજ મરણ પામ્યો છે. સાસુ–સસરા પણ પુત્રવિયોગે પર-લોક ચાલ્યાં ગયાં છે. તે વખતે તારા પિતાના ઉપદ્રવથી ગામના ઘણાખરા લોકો પોતાનાં ઘરબાર અને વાડીવજીફા–સર્વનો ત્યાગ કરી નાસી છૂટયા છે. આ પ્રમાણે તે ગામ ઉજ્જડ થઇ ગયું હતું, તેવે વખતે એક દિવસ હું નદીમાં સ્નાન કરવાને ગઇ હતી. દૈવ-યોગે તે સમયે તારા પિતા કોઈ ઠેકાણે યુદ્ધ કરી પોતાના સૈન્ય–સામંત સાથે પાછા ફરતા હતા. આ વખતે હું સંપૂર્ણ યુવાવસ્થાને પ્રાપ્ત થઇ હતી. મારૂં રૂપલાવણ્ય પણ તેવુંજ સંપૂર્ણ હતું. મને જોતાંજ તારા પિતાને મારી ઉપર મોહ થયો અને તેથી તેણે મને એકલી અસહાયને બલાત્કારે પોતાના ઘોડા ઉપર બેસાડી અહીં આણી. અહા ભાઇ! હું સ્ત્રીજાતિની અબળા! મને વશ કરતાં તેને બહુ મહેનત પડી નહિ. થોડા દિવસમાંજ તેણે વચન, ભૂષણ અને મધુર સંભાષણથી મારૂં મન હરી લીધું અને મને પોતાની કામ–સહચારિણી બનાવી દીધી. તેના ફળરૂપે મેં તને પુત્રરૂપે પ્રાપ્ત કર્યો છે; પરંતુ હતભાગિનીના કપાળમાં તેનું પણ સુખ જોવાનું લખાયું નથી."

આ પ્રમાણે બોલતાં બોલતાં હૃદયના આવેગથી તેનો કંઠ રૂંધાઇ ગયો. સાલબેગ સઘળું સમજી ગયો. માતાની અવસ્થા જોઇને તેને બહુજ દયા આવી અને છેવટે ધૈર્ય રાખીને પોતાની જન્મદાત્રીને આશ્વાસન આપતાં બોલ્યો: " મા ! તેં મને ગર્ભ-માં ધારણ કર્યો છે. મારો દેહ એ તારોજ દેહ છે. બોલ બોલ, મા ! તારે જે કાંઈ કહેવું હોય તે કહી દે. તારે જે કાંઇ ઉપાય બતાવવો હોય તે બતાવી દે. " માતા બોલી: " હા ભાઈ! ત્યારે કહું, પરંતુ તે પહેલાં તારા પિતાના વ્યવહારની વાત પણ તને

જણાવી દઉં. અહા, તે તારો પણ ત્યાગ કરીને પોતાનાં અન્ય સ્ત્રીપુત્રો સાથે કેવો નિશ્ચિંત રહે છે, તે તું જુએ છે ને? અહા, જેને માટે તેં આ દુઃખ વહોરી લીધું છે, જેને લીધે તેં તારી જિંદગી જોખમમાં નાખી છે, તે આજે તારી ખબરઅંતર પણ લેતો નથી. અરે! એટલુંજ નહિ પણ એક માણસ મોકલીને પણ તારા સમાચાર પુછાવતો નથી. ભાઈ! આ બધાનું કારણ તું જાણે છે? કારણ બીજું કાંઇજ નહિ. કારણ એજ કે મારૂં યૌવન હવે જતું રહ્યું છે અને તું પણ નકામો થઈ ગયો છે. તારામાં કામ કરવાની શક્તિ રહી નથી. તારાથી કે મારાથી તેનો સ્વાર્થ હવે સરવાનો નથી, તેથીજ આ અનાદર છે, તેથીજ આટલી અવજ્ઞા છે. ભાઇ! જો ભગવાન તારી રક્ષા કરે તો તો મારા જીવને સુખ છે અને તોજ મારૂં જીવ્યું કામનું છે. ભાઇ! તું દાસીપુત્ર છે, તેથી તારા પિતા તને યાદ કરતા નથી; પરંતુ તારા વિના મારાથી એક ક્ષણ પણ રહી શકાતું નથી. ભાઇ! તુંજ મારા જીવનનો હેતુ–જીવનનું ધન છે. તારા સિવાય આ સંસાર મારે માટે શૂન્યકાર છે. તુંજ મારી આંધળાની આંખ છે. તારા વિના હું શું જીવી શકું? ના, ના, કદી નહિ, કદી નહિ; માટે ભાઈ! મારા કહ્યા પ્રમાણે ચાલશે એની ખાતરી આપવાને માટે મને વચન આપ, એટલે હું તને તે ઉપાય બતાવી દઉં; નહિ તો પછી મારો અને તારો પાપ–દેહ વિનષ્ટ થશે એ નક્કી જાણજે."

સાલબેગ અશ્રુપૂર્ણ નયને બોલ્યો: "મા! મા! હું તારી પાસે એક વાર નહિ પણ એક હજાર વાર પ્રતિજ્ઞા કરૂં છું કે, હું તારા વચનનું પ્રતિપાલન કરીશ. વળી એક બીજી પણ પ્રતિજ્ઞા લઉં છું કે, મને સારૂં થતાંજ હું તારાં આંસુ લૂછી નાખીશ. પછી તારે રુદન કરવાનું કાંઇ પણ કારણ રહેશે નહિ. મા, મા! હવે તું રડ નહિ, રડ નહિ. મને તે ઉપાય સત્વર કહી દે. હું વચન આપું

છું કે, હું જરૂર તે પ્રમાણેજ વર્તીશ. ”

પુત્રનાં વચન સાંભળીને માતાનો તપેલો પ્રાણ કાંઇક શીતળ થયો. થોડી વારે આંસુ લૂછીને તેણે કહેવા માંડયુંઃ “ બેટા ! હવે તું સંપૂર્ણ અકપટ વિશ્વાસ અને શ્રદ્ધાસહિત શ્રીવૃંદાવનચંદ્ર શ્રીકૃષ્ણ ભગવાનનું ભજન કર. અહા, તે અનંત કોટિ બ્રહ્માંડના નાથ છે. સકળ દેવોના રાજા છે. તેમની આજ્ઞા સઘળા અવનત મસ્તકે માથે ચઢાવે છે–પાળે છે. તેજ નિરુપાયનો એકમાત્ર ઉપાય છે–તેજ એક મહૌષધિ છે; જેનું ભજન કરવાથી નિશ્ચય તારો સઘળો રોગ જતો રહેશે. ભાઇ ! આજ એક ઉપાય છે, માટે હવે તું તેવિશ્વપિતાનુંજ ભજન કર, ! તેનુંજ સ્મરણ કર.”

પુત્ર બોલ્યોઃ “ હા, મા ! તેમજ કરીશ, તેનું ભજન કરીશ; પરંતુ હું તો તે વિષે કાંઇ પણ જાણતો નથી. તે કયાં છે, કેવો છે, કયાં રાજ્ય કરે છે, તેનાં માતાપિતા કોણ છે અને તેનું ભજન કેવી રીતે કરવું, તે હું જાણતો નથી; માટે હે મા ! તું મને તેને ઓળખાવ એટલે હું તેનું ભજન કરૂં. ”

લાલબેગના ઘરમાં આવ્યા પછી સાલબેગની માતાને કોઇ સમય કોઇના પણ મુખથી શ્રીકૃષ્ણ–કથા સાંભળવાનો સંયોગ મળ્યો નહોતો; પરંતુ આજે પુત્રની પાસે પોતાના પ્રાણપ્રિય પ્રભુની ચર્ચા કરવાનો અવસર મળવાથી તેના આનંદનો પાર રહ્યો નહિ. ત્યાર પછી તે મૃદુ મૃદુ હાસ્ય કરતાં બોલીઃ “ ભાઇ ! હું એક પછી એક સઘળું કહી સંભળાવું છું, તે બધું શ્રવણ કર. તેના પિતાનું નામ નંદજી છે. જનનીનું નામ યશોદા છે. તેમની પ્રિયાનું નામ શ્રીમતી રાધિકાજી છે; તેમનું રૂપ બહુજ મનોહર સુંદર છે. તેઓ સમસ્ત વૃંદાવનના રાજા છે. ત્યાં આગળ તેમની ઘણી ઘણી પ્રજાઓ સુખચેનમાં નિવાસ કરે છે. અહા ! તેમનું શું સુંદર સ્વરૂપ ! તેમને જોતાં કામદેવનું મન પણ મોહિત થઇ

જાય. અહા ! તેમની શ્યામલ કાન્તિ પણ કેવી સુંદર છે ! નવીન જલધર કે નીલકાંતમણિ સાથે પણ તેમની તુલના થઇ શકે એમ નથી. અહા ! તેમના મસ્તકે કુંચિત કેશકલાપ આવી રહ્યો છે, કર્ણમાં મકરકુંડળ ધારણ કરેલાં છે, તેમનાં નયનો ખીલેલાં કમળ જેવાં છે, ભ્રૂકુટી કામદેવનાં બાણ જેવી કમનીય છે, નાસિકાના અગ્ર ભાગમાં સુરમ્ય મોતીની નથ લટકી રહી છે, શ્રીહરિના દાંત દાડમની કળી કરતાં પણ વધારે મનોહર છે, રક્ત અધરોષ્ઠમાં સુધાસ્રાવી મૃદુ-મધુર હાસ્ય નજરે પડે છે. અહા ! મારા પ્રભુના આવા સુંદર શ્રીમુખને જોઇને ચંદ્રને પણ લજ્જાથી સંતાવું પડે છે. પ્રભુની ગ્રીવા પણ તેવીજ સુંદર છે. તેમાં પ્રભુએ સુંદર વનમાળા ધારણ કરી છે. તેમના બાહુ બહુજ વિશાળ અને નાના પ્રકારના રત્નાલંકારોથી વિભૂષિત છે. પ્રભુએ પોતાની દશે આંગળીએ સોનાના વેઢ પહેરેલા છે. પીળું પીતાંબર પહેર્યું છે. ચરણમાં નૂપુર વાગી રહ્યાં છે. તેમના પગને તળીએ ધ્વજ અને વજ્ર વગેરે ચિહ્નો શોભે છે. તે બધા કરતાં તેમની મધુરી મુરલી બધાને બહુજ પ્રિય લાગે છે. એ મુરલીએ તો વ્રજ-વનિતાઓને ગાંડી કરી દીધી હતી. ભાઈ ! પ્રભુનું યથાર્થ વર્ણન કદી પણ થઇ શકતું નથી. શેષનાગ પોતાના સહસ્ર મુખથી પણ હજુ જેના ગુણ પૂરેપૂરા ગાઇ રહ્યા નથી તો હું તે કોણ માત્ર ! ”

“ભાઇ ! શ્રીત્રિભુવનપતિના આવા સુંદર રૂપનું આંખ મીંચીને ધ્યાન કર. બ્રહ્માદિ દેવતાઓ, મહર્ષિઓ, દેવર્ષિઓ, સાધુઓ અને સજ્જનો હરહમેશ તેનુંજ ધ્યાન કરે છે. અખિલ ઐશ્વર્યની અધિષ્ઠાત્રી કમળાદેવી પણ એમના શ્રીચરણની સેવા કરવાને હંમેશાં તૈયાર હોય છે. ભાઈ ! ભકતો પણ તેજ ચરણસેવાની ઇચ્છા કરે છે; તો તું પણ તેનેજ શરણે જઇ તેનું જ ધ્યાન ધર. મારા ભકત પિતા મને બાલ્યાવસ્થામાંજ આ પરમ મંગળ દિવ્ય

સ્વરૂપનો ઉપદેશ આપીને કહી ગયા છે કે, “બેટા! જ્યારે જ્યારે કર્મનાં ફળને લીધે તને કોઈ પણ પ્રકારનો સંતાપ થાય, તારે માથે કોઇ પણ પ્રકારનાં દુઃખ આવી પડે, ત્યારે તું એક વાર આંખો મીંચીને આ શ્યામસુંદર, મુરલીધારી મૂર્તિનું ધ્યાન ધરજે, એટલે જરૂર તારા સઘળા સંતાપ જતા રહેશે. ભાઈ! હું શું કહું? હું આ રાક્ષસપુરીમાં આ પ્રમાણે સુસ્થિર રહી શકી છું તે બધો આનોજ-ભગવદ્ધ્યાનનોજ પ્રભાવ છે. ભાઇ, ભાઈ! તું પણ તેજ શ્યામસુંદર સ્વરૂપનું ધ્યાન ધર, એટલે તારૂં સઘળું દુઃખ જતું રહેશે.

આ પ્રમાણે બોલતાં બોલતાં ભાવના પ્રાબલ્યથી જનનીના મુખમંડળ ઉપર એક અપૂર્વ લાવણ્ય ફૂટી નીકળ્યું. સાલબેગ તે જોઇને સ્તબ્ધ થઇ ગયો. તેજ વખતે તેના મનનો મેલ કપાઇ ગયો અને તેનું અંતર શુદ્ધ થઈ ગયું. થોડી વારે તેણે પોતાની જનનીને આગ્રહપૂર્વક પૂછ્યું: “મા! તમારા વૃંદાવન-ચંદ્રનું રૂપ તો જાણ્યું, પણ તે મળે ક્યાં?” મા બોલી: “કેમ ભાઇ તેનું રૂપ બહુજ વિચિત્ર છે. તું જ્યાં તેનું ચિંતન કરીશ, ત્યાં તે પ્રકટ થશે-આવીને બિરાજશે. ભાઇ! હવે તું બીજી બધી-ભ્રાંતિ છોડી દઇ તેનુંજ ચિંતન કર, તેનુંજ ધ્યાન ધર.”

સાલબેગે પોતાની માને ફરીથી પૂછ્યું: “વારૂ મા, હું તેનું ધ્યાન તો ધરૂં, પણ કેટલા દિવસમાં મને તેનાં દર્શન થશે? કેટલા દિવસમાં હું આ દારુણ પીડામાંથી મુક્ત થઇશ?” માતાએ કહ્યું: “ભાઇ! કૃષ્ણભજનનું મૂળ વિશ્વાસ છે. તું કોઇ પણ જાતના સંશયને પાસે ન આવવા દેતાં દૃઢ વિશ્વાસથી તેનું ધ્યાન ધરીશ, તો ફક્ત બાર દિવસમાંજ તે પ્રભુનો સાક્ષાત્કાર થશે; પરંતુ યાદ રાખજે કે જો તું ‘પ્રભુનાં દર્શન થયાથી મારૂં દુઃખ દૂર થશે કે નહિ-આ પ્રમાણે ધ્યાન કરતાં કરતાં મને દર્શન થશે કે નહિ’ એવા પ્રકારના સંદેહો અને સંકલ્પ-વિકલ્પો ઉઠાવીશ તો બાર દિવસ તો

શું પણ બાર વર્ષો સુધી પણ તેમનાં દર્શન થશે નહિ;માટે સર્વ પ્રકારના સંદેહ અને સંકલ્પવિકલ્પોનો ત્યાગ કરી દૃઢ વિશ્વાસ અને અચલ શ્રદ્ધાથી તેમનું ધ્યાન કર–ચિંતન કર,એટલે જરૂર તને બાર દિવસ કે તેથી પણ કદાચ પહેલાં તેમની શ્રીમૂર્તિનાં દર્શન થશે.”

સાલબેગ બોલ્યો: “વારૂ, હું તેમજ કરૂં છું. તારૂં વચન માથે ચઢાવું છું અને આ ક્ષણેજ મારા નેત્રનાં બંને દ્વારો બંધ કરી શ્રીપ્રભુના મંગળમય રૂપ સિવાય બીજા કોઇ પણ રૂપને કે વિચાર-ને મારા અંતરમાં પ્રવેશ કરવા દઇશ નહિ; પણ મા ! તું પણ મારાવતી તેને જણાવજે કે તે મને વધારે ટટળાવે નહિ–દર્શન દેતાં વિલંબ કરે નહિ. પરમપ્રભુ હસતે મુખે બંસી બજાવતા બજાવતા મારા જેવા અવિશ્વાસીના ગળામાં તેના વિમળ પ્રેમની માળા પહેરાવી દે અને તેના આકર્ષણથી હું તેનું ભજન કરી શકું. મા ! જો હવે તે પરમપ્રભુનાં દર્શન નહિ થાય તો આ ચક્ષુ ફરીથી ઊઘડવાનાં નથી. તે છેલ્લી વખતજ આ સૃષ્ટિ જોઇ લે છે એમ નક્કી જાણજે;પરંતુ હે મા ! હજુ મારે તને એક વાત પૂછવાની છે. શું તે પરમ પ્રભુનું સ્મરણ કરવાને કોઈ મંત્ર તંત્ર પણ છે !”

પુત્રનાં વચન સાંભળીને હર્ષભર્યા ગદ્ગદ્ કંઠે મા બોલી: “છે, છે, ભાઇ ! મંત્ર છે. તેનું નામ એજ તેને પ્રાપ્ત કરવાનો મહામંત્ર છે. તું તેજ કૃષ્ણનામનુંજ ધ્યાન કરજે.તેને તેજ નામથી બોલાવજે, એટલે તેના આકર્ષણથી તે એની મેળે તારી પાસે આવશે.”

“વારૂ મા ! તેમજ કરૂં છું, તેમજ કરૂં છું.” એમ કહીને સાલબેગ ઉચ્ચ કંઠે “ કૃષ્ણ કૃષ્ણ ” કહેવા લાગ્યો. કૃષ્ણ નામનો એક એવો અપાર મહિમા છે કે, તેનું એક વખત રટન કરવાથી વારંવાર રટન કરવાનું મન થાય છે. તે નામનું રટન કરવાને રસના–જીહ્વા નાચી ઊઠે છે, અરે એટલેથીજ તે તૃપ્ત થતી નથી. તેના મનમાં વળી એવો વિચાર થાય છે કે, “ અરે હું એકલી તે

તેના અમૃતમય નામનું કેટલું કીર્તન કરી શકીશ? અહા! આ વખતે જો મારી સાથે બીજી હજારો જીહ્વાનો યોગ થાય, તો પ્રાણભરીને પ્રાણારામના નામની અવિરામ ઘોષણા કરી શકું." સાલબેગની જીહ્વા પણ ફક્ત એકજ વાર "કૃષ્ણ કૃષ્ણ" કહીને વિરામ પામી નહિ. તેણે ઉચ્ચ સ્વરે કૃષ્ણનામનો જપ કરવા માંડયો. તે જપની અનુપમ શક્તિથી સાલબેગનું બાહ્ય–જ્ઞાન વિલુપ્ત થઇ ગયું. નામઘોષણા કરવામાં તે લીન થઇ ગયો અને તેના મન સાથે તેની સઘળી ઇંદ્રિયો પણ તે પરમ પવિત્ર નામનું રટન કરવા લાગી.

તેજ વખતે તેના અંતરમાં તે મદનમોહન મુરલીધરના રૂપની પ્રભા પ્રકટી નીકળી. તે જોતાંજ સાલબેગને પરમ આનંદ થયો. હવે જેમ જેમ તેને ભાવગ્રાહી ભગવાનની હ્રદયગ્રાહી મૂર્તિનાં દર્શન થતાં ગયાં, તેમ તેમ તે મનમાં ને મનમાં ફુલાતો ગયો–હરખાતો ગયો. ધીમે ધીમે તેને શ્રીમૂર્તિનાં સંપૂર્ણરૂપે દર્શન થયાં. સાલબેગે પ્રભુનાં–પ્રભુનાં વસ્ત્રાભૂષણ વગેરે સર્વનાં–સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરી લીધાં. શ્રીકૃષ્ણસ્મરણના અપ્રતિહત પ્રભાવથી તેણે શ્રીકૃષ્ણ પરમાત્માની માનસિક પૂજા કરવા માંડી. સાલબેગ તે સઘળાની પૂજા કરવા લાગ્યો. ત્યાર પછી તેના અંતરના પ્રદેશમાંથી એક વિચિત્ર વંદના પોતાની મેળેજ બહાર નીકળી આવી અને તેના પ્રભાવથી તે મનમાં ને મનમાંજ બોલવા લાગ્યો: "હે વૃંદાવનચંદ્ર! તમારો જય થાઓ. હે સંસાર–તરુના મૂલકંદ મુકુંદ! તમારો જય થાઓ, જય થાઓ. હે યમલાર્જુન ભંજનકારી, તૃણાવર્ત અને શકટાસુરના ગર્વગંજનકારી શ્રીહરિ! તમારો જય થાઓ. જય થાઓ. હે વૃષરૂપી અરિષ્ટાસુરનો નાશ કરનાર, શ્રીગોકુળની શોભામાં વૃદ્ધિ કરનાર પ્રભુ! આપનો જય થાઓ, જય થાઓ. હે બકાસુરના વિદારક! હે અઘાસુર અને

પ્રલંબાસુરના પ્રાણનાશક! આપનો જય થાઓ, જય થાઓ. હે પ્રભુ! તમે વૃંદાવનના વને વને ગાયો ચારી છે, અનેક અનલ જેવાં દૈત્યકુલોનો નાશ કર્યો છે. હે પ્રભુ! તમે દુર્જનોનું દમન અને સજ્જનોનું પાલન કરો છો. હે પ્રભુ! તમે પરમ દયાળુ છો. હે પ્રભુ! તમે કાલિન્દીના વિષમય જળમાં ઝંપલાવી કાળીનાગ નાથી સકળ ગોપગોપી અને ગાયોનું રક્ષણ કર્યું છે. હે નાથ! તમે કદંબના વૃક્ષ ઉપર ચઢીને મધુરી મુરલી બજાવીને સઘળી વ્રજગોપીઓને ઘેલી કરી નાખી છે. હે દીનદયાળ! તમારા મસ્તકે ગુંજાની માળા શોભી રહી છે. પ્રભુ! પ્રભુ! નાથ, તમારો જય થાઓ, જય થાઓ."

સાલબેગે ભાવના આવેગમાં આ પ્રમાણે કેટલીક વાર સ્તુતિ કરીને પોતાને ભગવાનનો દાસ ગણી તેમના ઉપર દૃઢ વિશ્વાસ મૂકી તેમના શ્રીચરણમાં આત્મસમર્પણ કર્યું. આ વખતે તેના શરીરમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. નેત્રમાંથી અનર્ગલ પ્રેમના જળની ધારા વહેવા લાગી. અહા, તેજ વખતે તે ચમકી ઊઠયો અને તેના આત્માએ બાહ્ય જગતમાં પ્રવેશ કર્યો. તેને અત્યાર સુધી પોતાના દેહનું બિલકુલ ભાન નહોતું; પરંતુ આ વખતે તેનું દુઃખ દૂર થયું નહોતું, તેથી તેને મનમાંજ વિચાર થઇ આવ્યોઃ "અહા! આટઆટલું ભજન કર્યાં છતાં પણ દેહનું દુઃખ તો દૂર થયુંજ નહિ!" આ પ્રમાણે વિચાર કરીને તે પોતાની માતાને કહેવા લાગ્યોઃ "મા! અરે, તારા શ્રીકૃષ્ણની ઉપાસના કરી, તોપણ મારી પીડા તો ગઇજ નહિ. એ તો ઊલટી વધતી હોય એમ જણાય છે." સાલબેગનાં વચન સાંભળીને માએ કહ્યુંઃ "ભાઇ! ગભરા નહિ. તે નરહરિની લીલા બહુજ વિચિત્ર છે. જ્યારે ઘણાં ઘણાં કષ્ટો વેઠીએ છીએ, ત્યારેજ તેને દયા આવે છે. અહા! તારૂં કષ્ટ વધારીને તે જુએ છે કે, તું કષ્ટમાં પણ તેનું મંગળમય નામ

ભૂલે છે કે નહિ, એટલા માટેજ તેણે તારી પીડા વધારી છે; પણ તું એને ભૂલીશ નહિ. ભાઇ ! ન ભૂલવામાંજ કલ્યાણ છે. ભાઇ! હજુ પણ મનમાં કોઇ પણ જાતનો સંદેહ ન લાવતાં દૃઢ વિશ્વાસથી તે મુરલીધરનું ભજન કર."

માતા તો કહે છે કે, "સંશય કરીશ નહિ; સંશય કરીશ નહિ." પરંતુ સંશયનો ત્યાગ કરવો એ શું રમત વાત છે ? વળી જોતજોતામાં આજે અગિયાર દિવસો વ્યતીત થઇ ગયા, છતાં હજુ તે તેમનો તેમજ રહ્યો હતો, તો હવે સાલબેગ કેટલી ધીરજ રાખે ? હવે તેનાથી સહન થયું નહિ, તેથી બહુજ કંટાળીને તેણે માતાને કહ્યું: "મા ! મને લાગે છે કે પ્રભુને પણ મારૂં મરણ થાય એજ ગમતું હશે, તેથીજ તેમણે મારી ઉપર દયા નહિ દેખાડી હોય ! તેથીજ તેણે મને આ દારુણ દુ:ખમાંથી મુક્ત નહિ કર્યો હોય !"

પુત્રને આટલું બધું કલ્પાંત કરતો જોઇને પણ સાલબેગની માતા તેને બીજો કાંઇ પણ ઉપદેશ આપતી નથી. તેમ બીજો ઉપચાર પણ બતાવતી નથી. તે તો ઊલટી પોતાના પુત્રનું મન દૃઢ કરવાને તેને એવીજ સલાહ આપે છે કે, "ભાઇ ! ધીરજ ધર. તારા મનના સઘળા સંદેહ છોડી દે. સંશયમાત્રનો ત્યાગ કરી માત્ર શ્રીહરિનુંજ સ્મરણ કર." રાત્રિને સમયે સાલબેગ શ્રીકૃષ્ણ પરમાત્માનું ચિંતન કરતો કરતો નિદ્રાદેવીને અધીન થઇ ગયો. જો શ્રીકૃષ્ણ ભગવાન રાત્રે કૃપા કરીને પોતાને રોગમુક્ત ન બનાવી જાય તો પ્રાતઃકાળ થતાંજ આત્મઘાત કરવાનો નિશ્ચય કરીને તે રાત્રે સૂતી વખત પરમપ્રભુને કહેવા લાગ્યો કે, "હે પ્રભુ ! આ મારો છેલ્લો નિશ્ચય છે. મારી માતાના કહેવા પ્રમાણે કાલ સવારમાં બાર દિવસો પૂરા થાય છે. હવે ફક્ત આજની રાતજ આડી છે. તેમાં જો તારી કૃપા નહિ થાય તો જરૂર હું આત્મહત્યા કરીને મારા દેહનો ત્યાગ કરીશ. વળી તેમ થવાથી મારી માતાનું પણ

મરણ થશે, એટલે કાલ સવાર થતાંજ અમે બંને જણ આ લોક-માંથી વિદાય થઇ જઇશું.”

માતા પણ સાલબેગની પાસેજ સૂતી છે. તે પણ વિચારમાંજ છે; પરંતુ તેના વિચાર જુદાજ છે. તે પણ શ્રીકૃષ્ણ ભગવાનનું ચિંતન કરે છે. તેના ચિંતનમાં સંદેહ કે શંકાની ગંધ નથી. તે તો કેવળ શુદ્ધભાવથી નિઃશંક મને શ્રીહરિનું સ્તવન કર્યા કરે છે, તેના કાલાવાલા કર્યા કરે છે. તેની ખાતરી છે કે આજે રાત્રે શ્રીહરિની કૃપા થશેજ. થયું પણ તેમજ. રાત્રિનો બીજો પ્રહર વ્યતીત થઇ ગયો છે. માતા--પુત્ર બંને ગાઢ નિદ્રામાં પડેલાં છે. તે વખતે શ્રીહરિ આવી પહોંચ્યા. સાલબેગને એક અદ્‌ભુત સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે જોયું કે, શ્રીહરિ તેના માથા આગળ બાલમુકુંદ વેષે બિરાજ્યા છે અને હસતા હસતા કહે છે કે, “હે સાલબેગ! હવે ફિકર કરીશ મા! ઊઠ, બેઠો થા અને મારા હાથમાંથી આ વિભૂતિ લઇને તારા ઘા ઉપર ચોપડી દે. એનાથી તારો ઘા રૂઝાઇ જશે અને તું સ્વસ્થ થઇ જઇશ. વળી તારૂં હવે પછીનું જીવન પણ સુખમાંજ વ્યતીત થશે; પરંતુ જોજે, વળી પાછો મને ભૂલી જઇશ નહિ.” એ સાંભળી-ને સાલબેગ ઊઠીને બેઠો થયો અને પ્રભુના શ્રીહસ્તમાંથી વિભૂતિ લઇને પોતાના સકળ અંગે ચોપડવા લાગ્યો. તેમાંથી થોડી વિભૂતિ મસ્તકે ધારણ કરીને છાનોમાનો એક દૃષ્ટિથી મધુસૂદનની તે મધુમય મૂર્તિનાં દર્શન કરવા લાગ્યો. જોતજોતામાં તે દિવ્ય મૂર્તિ હસતાં હસતાં ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. સાલબેગ પણ નિદ્રાવશ થઇ ગયો. સવાર થતાંજ તે જાગી ઊઠયો. તેના મનમાં આનંદના તરંગો ઊછળી રહ્યા છે. ઊઠીને જુએ છે તો માતા હજુ પણ સૂતાંજ છે. વળી પોતાના શરીર તરફ જોવા જાય છે તો વિસ્મયનો પાર રહ્યો નહિ. પોતાના મસ્તકનો ઘા જતો રહ્યો છે અને ત્યાં આગળ કેવળ તેનું ચિહ્નજ માલૂમ પડે છે. હવે તેના શરીરમાં કોઇ

જાતની વ્યથા નથી—કલેશ નથી—શોક નથી; તેમ ગ્લાનિ પણ નથી. તે એકદમ ઊઠીને પોતાની માતાને બોલાવવા લાગ્યો: “મા! મા! જો, જો, તારા કરુણામય શ્રીકૃષ્ણ ભગવાને મારી ઉપર કરુણા કરી છે. ઊઠ, ઊઠ, જો, જો, મારો ઘા રૂઝાઇ ગયો છે!”

માતા તો શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં કરતાં કૃષ્ણમય બનીનેજ સૂઈ રહ્યાં છે. પુત્રનું આનંદ—આવાહન સાંભળતાંજ તે સઘળી વાત કળી ગઇ. તે તરતજ બેઠી થઇ અને સ્નેહપૂર્વક પુત્રને નીરખવા લાગી. અહા! પુત્રને જોઇને તેના આનંદની સીમા—પરિસીમા રહી નહિ. પુત્ર રોગથી મુક્ત થયો છે, તેનોજ આનંદ નહિ પરંતુ તે કૃષ્ણભક્ત—કૃષ્ણવિશ્વાસી બન્યો છે એજ એને મોટો આનંદ હતો.

માતાને જાગૃત થયેલી જોઇને સાલબેગ હર્ષભેર બોલ્યો: “મા! મા! જો, જો; હવે મારા શરીરમાં ઘા તેમ વ્યથા પણ નથી. મારૂં સમસ્ત શરીર દિવ્ય આનંદથી પરિપૂર્ણ થઇ ગયું છે.” માતાએ કહ્યું: “બેટા! શ્રીકૃષ્ણ ભગવાનનો મહિમા એવોજ છે. તેના જેવો દુઃખિયાનું દુઃખ દૂર કરનાર બીજો કોઇ નથી. હમણાંજ તું એક વખત દૃઢ ચિત્તે તેનું ભજન કરી લે.” સાલબેગે કહ્યું: “હા મા! સત્ય છે. તેના જેવો યાતના—દુઃખનાશન દેવ બીજો કોઈ નથી. મા! મા! તારી કૃપાથી, તારી શિક્ષાથી મારૂં જીવન સફળ થઈ ગયું છે; તો મા! હવે તું મને પ્રસન્ન ચિત્તે રજા આપ. હવે મારે અહીં રહેવું નથી. બસ, હવે હું સંન્યાસી થઇને દેશોદેશ ભમીશ અને આ અનંત દયાસાગર ભગવાનના મહિમાનો પ્રચાર કરી જન્મ કૃતાર્થ કરીશ.”

સાલબેગની માતા પણ સામાન્ય માતા નહોતી. તેની સાધન અવસ્થા સાલબેગ કરતાં પણ ઉન્નત હતી. મન પણ વશીભૂત હતું. તેણે પુત્રની ઇચ્છા પ્રત્યે બિલકુલ અણગમો બતાવ્યો નહિ; ઊલટું હસતાં હસતાં તેને સંન્યાસી થવાની રજા આપી; પરંતુ તે વખતે

પણ તેણે સાલબેગને કહ્યું: "ભાઈ! જા, તારી ઇચ્છા પૂર્ણ થાઓ; પરંતુ સંભાળજે. મને ભૂલજે, બીજું બધું ભૂલજે; પરંતુ શ્રીકૃષ્ણભગવાનને કદી પણ ભૂલતો નહિ—તેના નામના રટનથી તારી જીહ્‌વાને અને ચિંતનથી મનને હમેશાં જાગૃત રાખજે. આ વાત તું કદી પણ ભૂલીશ નહિ."

સાલબેગે ભક્તિપૂર્વક જનનીના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા અને તેની ચરણરજ મસ્તકે ચઢાવી મુક્તકંઠે કહ્યું: "માતા! પ્રભુ આવા સમર્થ અને દયાસાગર છતાં જે અન્યનું શરણ લે છે અને તે પ્રભુને ભજતો નથી, તેનો માનવજન્મ નકામોજ ગયો છે. મા! તારી કૃપાથી—તારા આશીર્વાદથી હું તે પરમ પ્રભુને કદી પણ ભૂલીશ નહિ, તું પણ તેને ભૂલતી નહિ."

આ પ્રમાણે કહીને સાલબેગ ઘરની બહાર નીકળ્યો અને પછી કદી પણ પાછો આવ્યો નહિ. ત્યાંથી તે સીધો શ્રીજગન્નાથજી ગયો અને ત્યાં આગળ કેટલાક દિવસ સુધી દીનબંધુનાં દર્શન કરી તે દક્ષિણ તરફ ગયો. ઘણા દિવસ થઇ ગયા પરંતુ તેના સમાચાર કોઇને મળ્યા નહિ. તેના ગયા પછી તેની માતાને પણ કોઇએ લાલબેગના ગૃહમાં જોઈ નથી. તે પછી માતા પુત્રનું પરસ્પર મિલન થયું નથી. હા, કેટલાક સમય પછી બંનેનો મેળાપ થયો છે; પરંતુ તે આ લોકમાં નહિ—પરલોકમાં—પરમાત્માના તે મધુમય પરમ ધામમાં કે જયાં આગળ કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવતું નથી અને જયાં ગયા પછી કદી પણ એકબીજાનો વિયોગ થતો નથી.





# १८–रामदास

મન એક છે, બે નથી; પરંતુ તેની ગતિની દિશાઓ બે છે. વિષય અને ભગવાન. વળી એ દિશાઓ પણ એકબીજાથી વિપરીત છે. એક પૂર્વ છે તો બીજી પશ્ચિમ છે; તેથી જે દિશા તરફ મન વળે છે, તેની સામી દિશાથી તે દૂરજ જતું જાય છે. મન જ્યારે વિષયવૈભવ ભોગવવા તરફ પ્રેરાય છે, ત્યારે તે ભગવાનથી છેટે પડી જાય છે અને તેજ પ્રમાણે જ્યારે તે પ્રભુ પ્રત્યે પ્રેરાય છે ત્યારે વિષયવૈભવ જતા રહે છે; પરંતુ મન ભગવાન તરફ પ્રેરાય એ તો મહાસૌભાગ્યની વાત છે. જો તેમ થાય તો તેના જેવો ભાગ્યશાળી બીજો કોઇ નથી. વિષયવૈભવ વગેરે જડ હોવાથી તેના ચિંતન અને સેવનમાં પડેલું મન પણ જડ થઇ જાય છે–શક્તિહીન થઇ જાય છે; અને ભગવાન અનંત શકિતમાન હોવાથી તેના તરફ જવાથી મનને દૈવી શક્તિ પ્રાપ્ત થાય છે અને તે ચૈતન્યથી જાગૃત થઈ જાય છે.

રામદાસ બહુ ભાગ્યશાળી હતા. તેમનું મન ભગવાન સિવાય બીજું કાંઇ પણ જાણતું નહોતું. તેમને સ્ત્રી હતી, પુત્રો હતા, વાડીવજીફા હતા, વિષય–વૈભવ હતો, ટૂંકામાં સઘળું હતું; પરંતુ તેનો તેમને વિચાર સરખો પણ આવતો નહોતો. ભગવદ્ભજનમાંજ તેઓ રાત્રિદિવસ વ્યતીત કરતા હતા. પત્ની અને પુત્રો પણ સમજુ

અને જ્ઞાની હતાં. તેઓ તેમના ભગવદ્ભજનમાં લેશમાત્ર આડે આવતા નહિ, તેથીજ કહ્યું છે કે રામદાસ બહુ ભાગ્યશાળી હતા.

અહા ! તેમના ભાગ્યની વાત શું કહું ? દક્ષિણમાં લક્ષ્મણપુર કાંઇ નાનુંસૂનું ગામ નથી, તે મોટું શહેર છે. મોટા મોટા લોકો–શ્રીમંત શાહુકારો તેમાં નિવાસ કરે છે; પરંતુ અતિથિ–અભ્યાગત તો રામદાસને બારણેજ આવીને ઊભા રહે છે. અહા ! રામદાસને ત્યાં અતિથિ–અભ્યાગતનો પાર નથી. તેઓ પણ તેમને મનગમતાં ભોજન કરાવી તેમની સેવાશુશ્રૂષા કરવામાં કચાશ રાખતા નથી. એ ઉપરથીજ અમે યથાર્થ કહ્યું છે કે, "રામદાસ બહુ ભાગ્યશાળી હતા."

આ જગતમાં કેટલાક આઠે પ્રહર વિષયવૈભવનું સ્મરણ કર્યા કરે છે; તેઓ તેનેજ સર્વસ્વ જાણે છે, તેઓ ઇન્દ્રિયસુખને સુખ માને છે, બીજાના દુઃખમાં ભાગ લેવાનો તેમજ તેનું દુઃખ દૂર કરવાનો તેમને વિચાર સરખો પણ થતો નથી; પરંતુ જેઓ અહર્નિશ ભગવાન ભગવાન કરે છે તેમને આત્મ–સુખ પોતાનું સુખ કહેવાનું રહેતુંજ નથી. બીજાના સુખમાંજ તેનું સુખ રહેલું હોય છે, તે વિષયી મનુષ્યોની પેઠે પોતે એકલોજ ખાઇપીને પ્રસન્ન રહેતો નથી. તે પોતાનો સઘળો વ્યવહાર પાંચ જણને સાથે રાખીનેજ કરે છે–તેમને દુઃખે દુઃખી થાય છે; તેમના સુખમાંજ સુખ માને છે. ભક્તહૃદયનો આ એક દૈવી ગુણ છે, અને એ ગુણ પ્રાપ્ત થવો એ પરમ સૌભાગ્યની વાત છે. ભકત રામદાસને આ સૌભાગ્ય પણ પ્રાપ્ત થયું હતું. તેઓ સકળ જીવ ઉપર દયાભાવ રાખી તેમને સમાન દૃષ્ટિથી જોતા હતા–તેમના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનતા હતા; અને તેમનું દુઃખ દૂર કરવાને બનતો પ્રયાસ કરતા હતા, તેથી તેઓ ભાગ્યશાળી હતા એમ કહેવું યથાર્થ છે.

વળી એ ઉપરાંત તેમને લખતાંવાંચતાં પણ આવડતું હતું;

પરંતુ તેઓ ભગવત્-કથા સિવાય બીજું કાંઇ પણ વાંચતા નહિ. ગાતાંવગાડતાં પણ તેમને આવડતું હતું; પરંતુ તેનો ઉપયોગ ભગવાનના નામનું સંકીર્તન કરવામાંજ કરતા હતા. વળી તેઓ વ્યાપાર-રોજગારમાં પણ કુશળ હતા; પરંતુ તેમાં તેઓ પોતાના નિર્વાહ જેટલોજ સમય ગુમાવતા હતા. આહારનિદ્રાદિ દેહધર્મો તેમને પણ હતા; પરંતુ તેનું પણ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે આવશ્યકતા પૂરતુંજ પ્રતિપાલન કરવામાં આવતું હતું.

જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ રામદાસનો યશ દશે દિશામાં દેશ-પ્રદેશ ફેલાવા લાગ્યો; અને તેથી અતિથિઅભ્યાગતની અવરજવર પહેલાં કરતાં ઘણીજ વધી ગઇ. ધીમે ધીમે આવક કરતાં ખર્ચ વધી ગયું, તેથી રામદાસે પોતાના બાપદાદાની પૂંજીમાંથી વ્યય કરવા માંડયો. કળશમાંનું જળ વાપરતાં વાપરતાં આવક વિના ખૂટી જાય છે; તેમ રામદાસનું સંચિત ધન પણ ખૂટી પડયું. હવે તેમની વિમાસણનો પાર રહ્યો નહિ. અતિથિઅભ્યાગતને ના કહેવાતી નથી અને દુઃખીદરિદ્રીને ખાલી હાથે કઢાતો નથી, તેથી વિષમ સંકટ આવી પડયું, પરંતુ રામદાસને તેની દરકાર નથી, તેમને તેનું ભાન પણ નથી; પણ ખર્ચી ખૂટવાથી ઘરનાં સઘળાં ચંચળ થઇ ગયાં, રામદાસની સ્ત્રી તેમજ પુત્ર વિમાસણમાં પડી ગયાં. "હવે અતિથિસેવા થશે નહિ" એવો વિચાર કરીને દુઃખપૂર્વક તેમણે રામદાસને સઘળી હકીકત નિવેદન કરી; છતાં રામદાસને તેની કાંઇ પણ અસર થઇ નહિ. તેઓ તો જેવા ને તેવા અચળજ રહ્યા અને સ્ત્રી તથા પુત્રને દઢતાથી કહેવા લાગ્યાઃ "અરે, તમે શા માટે ચિંતા કરો છો ? તમારે માથે પરમાત્મા જેવા દેવ બેઠા છે, તો પછી તમારે શા માટે ચિંતા કરવી જોઇએ ! લેનાર દેનાર તો તેજ છે. તેજ આ બધું કરે છે. તેમની ઇચ્છા ન હોય-આજ્ઞા ન હોય-તો આટલું પણ કરવાની આપણામાં શકિતજ

ક્યાંથી આવે ? અરે હું તો મહાપાતકી, નીચમાં નીચ–ક્ષુદ્ર છું ! સાધુ–સજ્જનોની સેવા કરવાનું મારામાં સામર્થ્ય પણ ક્યાંથી હોય ? કેવળ તે દેવાધિદેવની સહાયથીજ હું આટલું પણ કરી શકું છું અને તેથીજ મને બિલકુલ ભય કે ચિંતા થતાં નથી. તમે પણ નિશ્ચિંત થાઓ. જ્યાંસુધી તે મારી પાસે આ કાર્ય કરાવશે, ત્યાંસુધી હું તેના આજ્ઞાંકિત સેવકની પેઠે કર્યે જઈશ. ત્યારપછી તેની જેવી ઇચ્છા હશે તેમ થશે. ચિંતા કરવાથી–ફિકર કરવાથી કાંઇ પણ વળવાનું નથી; માટે તમે તમારી મેળે અતિથિ–અભ્યાગતની બનતી સેવાચાકરી કરીને ભગવાનનું ભજન કરો, તેનુંજ રટન કરો–તેનેજ શરણે જાઓ.”

આનંદની મૂર્તિ રામદાસ, પત્ની અને પુત્રને આ પ્રમાણે આશ્વાસન આપીને એક ધનવાન મહાજનને ઘેર ગયા. પ્રભુભક્તિજન્ય પ્રબળ મનોબળને લીધે તેઓ કોઇનો પણ ભય રાખતા નથી. તેને ઋણનો–દેવાનો ભય પણ ક્યાંથી હોય ? તેથી તેજ વખતે તેમણે તે મહાજનને એક ખત લખી આપી તેની પાસેથી એક મોટી રકમ કરજે કાઢી. તેમણે પોતે તેમાંની એક પાઇ પણ લીધી નહિ; પરંતુ તેમણે જ્યારે જ્યારે સાધુ સજ્જનોની સેવા કરવાનો સમય આવે ત્યારે ત્યારે તેમાંથી જોઇતા પૈસા મળે એવો બંદોબસ્ત કરી તે પૈસા તે મહાજનને–વણિકને ઘેરજ રાખ્યા.

ગામમાં રામદાસની આબરૂ હતી; તેમાં વળી તેમનો આ અપૂર્વ વ્યવહાર જોઇને તે વણિક પણ વિસ્મય પામ્યો. ખત લખી આપી પૈસા પોતાને ઘેરજ મૂકી જાય એવો કોઈ પણ માણસ તેણે જોયો નહોતો. રામદાસનો સાધુસેવા પ્રત્યે નિઃસ્વાર્થ પ્રેમ જોઇને તે વણિકને પણ બહુજ આનંદ થયો. તેણે રામદાસને સાધુ-સેવા માટે જેટલાં નાણાં જોઇએ તેટલાં પૂરાં પાડવા માંડયા. જોત-જોતામાં તેમના ખાતાની રકમ વપરાઇ ગઈ. વણિકને રામદાસ

ઉપર ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો, તેથી તરત તો વધુ નાણાં આપતાં તે રોકાયો નહિ. તેણે રામદાસને પોતે લખાવી લીધેલા ખતની રકમ ઉપરાંત પણ નાણાં ધીરવા માંડયાં અને ધીમે ધીમે એક હજાર મહોર વધારે ઊપડી ગઈ. રામદાસને ત્યાં તો કોઇ પણ પ્રકારનો હિસાબ નથી. પોતે મહાજનને ત્યાંથી કેટલા પૈસા ઉપાડયા છે, તેની પણ તેમને ખબર નથી, તેથી તેઓ જ્યારે જ્યારે નાણાંનો ખપ પડે છે, ત્યારે ત્યારે તે શેઠ પાસે જાય છે; પરંતુ જ્યારે વધારે રકમ ઊપડવા માંડી ત્યારે શેઠને પણ ના કહેવાનો વખત આવ્યો. એક વખત તો તેમણે એક પાઇ પણ આપવાની ના કહી, તેથી રામદાસનો માણસ પાછો આવ્યો. તેની હકીકત સાંભળતાં રામદાસને પણ ફાળ પડી. તે તેજ વખતે તે મહાજનને ઘેર ગયા અને તેને વીનવવા લાગ્યા; પરંતુ હવે શેઠનો સ્વભાવ બદલાયો હતો. રામદાસે ઘણા ઘણા કાલાવાલા કર્યા; પરંતુ તેનું મન પીગળ્યું નહિ; ઊલટો તેને વધારે ક્રોધ થયો અને તેથી તે રામદાસને કેટલાંક કટુ વચનો કહેવા લાગ્યો: "અરે, જરા તારૂં ખાતું તો જો! આ જો, તારા ખતમાં લખેલી રકમ કરતાં પણ એક હજાર મહોરો વધારે ઊપડી ગઇ છે. પહેલાં તે તો આપ, પછી બીજાં નાણાં લેજે."

રામદાસે જોયું કે હવે આ શેઠ કોઇ પણ રીતે પૈસા ધીરે એમ નથી, તેમ તેનું દેવું પતાવવાને પોતાની પાસે કાંઇ છે પણ નહિ; તેથી તેઓ નિરાશ થઇને પાછા ફર્યા; પરંતુ પૈસા વિના તેમને ચાલે એમ નહોતું. અતિથિ-અભ્યાગતોની આવ-જા કાંઇ થોડી નહોતી, તેથી તેઓ ઘણો વિચાર કરીને છેવટે એક બીજા મહાજનને ઘેર ગયા અને તેને ઘણું સમજાવીને ખાતું પાડી કેટલાક પૈસા લઇ આવ્યા. તેનો બંદોબસ્ત પણ પહેલાંની પેઠેજ-અતિથિઅભ્યાગતની સેવામાં-જોઇતાં નાણાં ઉપાડવામાંજ કર્યો

હતો. આમ થવાથી વળી પાછા કેટલાક દિવસ સુધી અતિથિ-અભ્યાગતની સેવા-શુશ્રૂષા સુખપૂર્વક થઇ; પરંતુ જોતજોતામાં તે પણ બધાં ખર્ચાઇ ગયાં, એટલે મહાજને પૈસા આપવાનું બંધ કર્યું. ત્યાર પછી રામદાસે વળી એક બીજો શાહુકાર શોધી કાઢયો અને તેની પાસેથી નાણાં લઇને અતિથિસેવા કરવા માંડી. આ પ્રમાણે તેમણે ઘણા માણસોને ત્યાં ખાતાં પાડી આપી નાણાંનો ઉપાડ કર્યો. ધીમે ધીમે તેમના ઋણની-દેવાની વાત આખા ગામમાં ફેલાઈ ગઇ. હવે ખાતું પાડી આપવા છતાં પણ લોકો તેમને ધીરતા નથી; અરે, બજારમાંથી એક શેર ચોખા પણ ઉધાર મળતા નથી! રામદાસ પણ કોઇની પાસે હવે જઈ શકતા નથી અને જયાં જાય છે ત્યાંથી પણ રોકડોજ જવાબ મળી જાય છે; આથી તેમના દુઃખનો પાર રહ્યો નહિ. તેઓ નિશદિન ચિંતામાં ને ચિંતામાંજ રહેવા લાગ્યા. તે ચિંતા પણ પોતાની કે પોતાનાં પત્ની-પુત્રની નહિ, પરંતુ અતિથિ-અભ્યાગતની સેવા-શુશ્રૂષાનીજ. તેઓ નિરંતર એજ વિચાર કર્યા કરતા કે, “હાય! આવા વખતમાં જો કોઇ સાધુસંન્યાસી આવી પહોંચે તો શી વલે થાય? હાય! તેમની સેવા-શુશ્રૂષા કેવી રીતે થાય?” આ પ્રમાણે વિચાર કરે છે, એટલામાંજ બેચાર નહિ-પાંચપચાસ નહિ, પરંતુ એકસામટા પાંચ હજાર સંન્યાસીઓની જમાત તેમનું ઘર પૂછતી પૂછતી આવી પહોંચી. તેમને જોઇને રામદાસનું મન ઠેકાણે રહ્યું નહિ. તેમના નિર્ભય હૃદયમાં ભય ઉત્પન્ન થયો. શું કરે? તેઓ મનમાં ને મનમાંજ ભયહારીનું ધ્યાન ધરવા લાગ્યા અને દયામણે ચહેરે તેને વીનવવા લાગ્યાઃ “હે ભગવન્! તારી ઇચ્છામાં આવે તેમ કર. પ્રભુ! એક તારોજ આધાર છે. આ બધા તારાજ અતિથિ છે, હું તને શું કહું?”

સ્થિર ભાવે વિચાર કરવાનો-ધ્યાન ધરવાનો પણ તે સમયે

અવકાશ નહોતો. જમાતવાળાઓએ બૂમરાણ કરી મૂકી છે. તે ઘણે દૂરથી ચાલ્યા આવે છે, તેથી થાકી ગયેલા છે; તેમ ભૂ ડાંસ જેવા થઇ ગયા છે. રામદાસ તેમને જોતાંજ ઊઠીને ઊ થયા અને તે સંન્યાસીઓને દંડવત્ પ્રણામ કરી બન્ને હ જોડીને કહેવા લાગ્યાઃ "મહારાજ! જરા વિશ્રાંતિ લો. શાંત થા શાંત થાઓ! મારા પ્રભુજી તમારી યોગ્ય સેવા કરશેજ. જે કાં તે બધું તેમની કૃપાનુંજ ફળ છે. હું તો એક સામાન્ય મનુષ્ય મારામાં આપની સેવા કરવાની શક્તિ કયાંથી હોય ?"

આ પ્રમાણે કહીને સંન્યાસીઓ પાસેથી વિદાય લઇ રા દાસ ઘરમાં આવ્યા અને પોતાનાં પત્ની અને પુત્રને સંન્યા ઓના આવાગમનની વાત વિદિત કરી. છેવટે એક દીર્ઘ નિઃશ્ નાખીને તેઓ બોલી ઊઠયાઃ "હાય, હાય! ભીખ માગતાં એક મૂઠી ચોખા મળવાનો સંભવ નથી, તો હવે અતિથિ કેવી રીતે થશે? હાય, શું મારી આટલા બધા દિવસ ક અતિથિસેવા નિષ્ફળ જશે? શું હવે મારે બારણેથી અ નિરાશ થઇને પાછા જશે? હાય, પ્રભુ! કેવું વિષમ સંકટ! ભારી વિપદ્!" એમ બોલતાં બોલતાં રામદાસની આંખે આંસુ ભરાઇ આવ્યાં. તેમની પત્નીથી તે જોવાયું નહિ. તેઓ કાંઇ સામાન્ય સ્ત્રી નહોતાં. રામદાસના સૌભાગ્યે તેમને પ પણ સુશીલ અને શાંત પ્રાપ્ત થયાં હતાં. તેઓ આ વખતે હ હસતાં બોલ્યાંઃ "પતિદેવ! એમાં તે શું ગભરાઓ છો? આ ઘરમાં ઘણાંએ વાસણકૂસણ છે. વળી મારી પાસે સુવર્ણના અ કારો છે. તે પણ આ વખતે નહિ તો કયે વખતે કામ આવવ છે. એ બધું વેચીને પણ જરૂર આજે તો આપણાથી અતિથિ થશે જ, પછી કાલની તો ઇશ્વર જાણે." આ પ્રમાણે કહીને ઘરમાંનાં સઘળાં વાસણકૂસણ એકઠાં કર્યાં અને પોતાના શ

ઉપરના તેમજ પેટીમાંના સઘળાં અલંકારો કાઢી પતિને આપ્યા. બીજો ઉપાય નહોતો, તેથી રામદાસ પણ પોતાની પત્નીના કહેવા પ્રમાણે કરવાને તૈયાર થયા. અહા ! પોતાને ધર્મકાર્યમાં સહાય કરનારી પતિવ્રતા સ્ત્રીના અલંકારો વેચવાને કોણ રાજી હોય ? રામદાસને પણ પોતાની પત્નીના અંગના અલંકારો વેચવાનો સમય આવવાથી બહુજ માઠું લાગ્યું; પરંતુ તે કર્યા સિવાય ચાલે એમ નહોતું. ગમે તે ભોગે પણ સ્વધર્મનું પાલન તો કરવુંજ જોઇએ; તેથી રામદાસ તે સઘળું લઇને ઘરની બહાર નીકળ્યા. કોઇને પણ આ સામાન વેચવાનો છે, એમ કહેતાં તેમને શરમ થતી હતી; તેથી તેઓ તે સઘળું લઇને જે શાહુકારને ત્યાંથી તેમણે પહેલવહેલાં નાણાં ઉપાડયાં હતાં, તેને ઘેર ગયા અને તેને સઘળી હકીકત નિવેદન કરી. રામદાસની વાત સાંભળી તે શાહુકાર એકદમ ગુસ્સે થઈ ગયો, તેની આંખો રાતીપીળી થઇ ગઇ અને તે પોતે સિંહસમાન ગર્જના કરી બાંયો ચઢાવીને બોલી ઊઠયો: "અરે, શું મારી સાથે પણ ચાલાકી? શું મને પણ છેતરવા આવ્યો છે? મારી પાસેથી નાણાં લઇ જઇ, ઘરેણાં ઘડાવી તે ઉપર વળી પાછા રૂપિયા લેવા આવતાં તને શરમ નથી આવતી? આજે તારા બધા ઢોંગ અને ચાલાકી જણાઇ ગયાં છે. હવે તારાથી કોઇ પણ છેતરાવાનું નથી. આટઆટલા દિવસ આટલું બધું ઘરેણું ઘરમાં રાખી મૂકતાં તને વિચાર પણ ન થયો? જોઉં તો ખરો કે આજે આ બધું ઘરેણું કોણ રાખે છે? જોઉં છું કે આજે તારો કયો બાપ તારી વહારે આવે છે?"

આ પ્રમાણે હા હો થવાથી બીજા પણ કેટલાક મહાજનો એકઠા થઇ ગયા. તેમાંના કેટલાક તો રામદાસના માગનારાજ હતા; તેથી તેમણે પણ રામદાસને ઊધડો લેવા માંડયો અને પેલા પ્રથમના શાહુકાર સાથે મળી જઇને તેમની ઉપર ગાળોનો વરસાદ

વરસાવવા માંડયો. બિચારા રામદાસ હવે શું કરે? તેમણે છાના માના એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય સઘળું સાંભળ્યા કર્યું. કેટલીક વારે મહાજનો ગાળો દઈને થાકયા, એટલે રામદાસ તેમને સંબોધીને વિનયપૂર્વક કહેવા લાગ્યાઃ "હે ભાઈઓ! હવે તમે જરા મારી વાત સાંભળી લો. ખરેખર, હું તમારો ઋણી છું—દેણદાર છું. તમે ઉપર–હસ્તે મને આપ્યું છે અને મેં નીચે–હસ્તે લીધું છે. ભાઈઓ! ઋણ–દેવું–એ કાંઇ જેવી તેવી સામાન્ય વસ્તુ નથી. એ તો સાક્ષાત્ વિષ છે. એ વિષને કોણ હજમ કરી શકે? ભલે સાક્ષાત્ બ્રહ્મદેવ હો કે ઇન્દ્રાદિ દેવતાઓ હો કે યક્ષ, ગંધર્વ, કિન્નર કિંવા અસુર હો, ગમે તે હો; પરંતુ ઋણરૂપી સર્પનો દંશ થવાથી તેઓ સ્થિર રહી શકતા નથી. આ દુનિયામાં બીજાં જે વિષ છે, તેને ઉતારવાનો ઉપાય હોય છે, તેમ તેનો સંબંધ કેવળ આ દેહ સાથેજ હોય છે; પરંતુ ઋણરૂપી વિષ બહુ ઝેરી છે. તેને ઉતારવાનો એકે ઉપાય નથી. આ મહાવિષ કેવળ દેહનોજ નાશ કરીને અટકતું નથી. દેહનો નાશ થતાં તે જીવની સાથે મળી જઇને વૃક્ષની છાયાની પેઠે તેની સાથે સંલગ્ન થઇ તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેની સાથે ફરે છે; અને જ્યારે દેવું–ઋણ પતાવવામાં આવે છે, ત્યારેજ મનુષ્યનો કેડો મૂકે છે. વળી જો આ જન્મમાં દેવું પતતું નથી તો બીજા જન્મમાં પણ તે મનુષ્યને બાળ્યા કરે છે. પત્ની, પુત્ર, ધન વગેરે, કે જેને માટે આપણે અનેક પ્રકારની પીડાઓ વેઠીએ છીએ—અનેક પ્રકારના દુઃખો સહન કરીએ છીએ, તે બધાં તેનાંજ સ્વરૂપ છે; તેથીજ તેઓ "ઋણાનુબંધ"થી મળી આવેલાં જણાવવામાં આવે છે. ભાઇ! આ મહાવિષની—તમારા લેણાની વાતથી મારૂં મન નિરંતર જાગૃત રહે છે. શ્રીલક્ષ્મણદેવની કૃપાથી હવે હું થોડા સમયમાંજ—બનશે તો બેચાર દિવસમાંજ તમારાં નાણાં ચૂકવી આપીશ; પરંતુ ભાઇઓ! આ વખતે મારી ઉપર

પ્રસન્ન થાઓ અને આ બધા પદાર્થો રાખીને આજે મારે ઘેર આવેલા અતિથિઓની સેવા-શુશ્રૂષા થાય એટલું ધન આપવા કૃપા કરો, ભાઇઓ! કૃપા કરો. મારે બીજુ કાંઇ પણ જોઇતું નથી, એ સિવાય એક પાઇ પણ વધારે જોઇતી નથી. હાય! મને આટલો બધો વિલંબ થયો તેથી તે સાધુપુરુષો મનમાં શા શા વિચાર કરતા હશે? ભાઈઓ! હવે વિલંબ ન કરો. ઝટપટ આજનો દિવસ ચાલે એટલું અન્ન આપી દો."

આટલું કહીને રામદાસ વ્યાકુળ ભાવે તેમના ઉત્તરની વાટ જોવા લાગ્યા. તેમની આજીજીભરેલી સરલ અને સત્ય વાત સાંભળીને સઘળાને સંતોષ થયો, તેમનો રોષ ઊતરી ગયો અને તેઓ રામદાસને કહેવા લાગ્યા: "વારૂ, આજને માટે જેટલું જોઇએ તેટલું ધન લઇ જાઓ અને આ તમારા અલંકારો પણ લઇ જાઓ. અમારે તેમાંનું કંઇ પણ જોઇતું નથી; પણ જોજો હો! તમારૂં વચન મિથ્યા જાય નહિ! બે ચાર દિવસમાં અમારાં નાણાં અમને મળી જવાં જોઇએ." "જેવી આજ્ઞા; શ્રીલક્ષ્મણદેવની કૃપાથી જરૂર તેમજ થશે." એમ કહી જોઇતી અર્થસામગ્રી લઇને પ્રફુલ્લ ચિત્તે તેઓ પોતાને ઘેર આવ્યા. તેમને જોઇને સ્ત્રીપુત્રાદિના હર્ષનો પાર રહ્યો નહિ. તેજ વખતે તેમણે અતિથિસેવારૂપ માનવયજ્ઞનો આરંભ કરી દીધો. આનંદમાં ને આનંદમાંજ તે દિવસ પસાર થઇ ગયો. અતિથિઓ પણ આશીર્વાદ આપીને વિદાય થઇ ગયા. બીજા પણ બે-ત્રણ દિવસ જતા રહ્યા. હવે રામદાસને પોતે બે-ચાર દિવસમાં નાણાં પતાવી આપવાનું જે વચન આપ્યું હતું, તે યાદ આવ્યું. તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: "હાય, મેં તો શાહુકારોને બે-ચાર દિવસમાંજ દેવું પતાવી દેવા કહ્યું છે; પરંતુ પરમાત્મદેવની હજુ પણ કૃપા થઈ નહિ. અહા! શાસ્ત્રમાં કહ્યું છે કે ભગવાન ભાવગ્રાહી છે. ભક્તો તેમને જે જે રૂપમાં પૂજે

છે, તે તે રૂપમાં તેઓ દર્શન દે છે,તે તે રૂપમાં પ્રકટ થઇને તેમનાં દુઃખ દૂર કરે છે. મારા પ્રભુથી મારી વાત અજાણી નહિજ હોય! મેં તો સઘળું તેનેજ સોંપી દીધું છે, તે શું તેઓ જાણતા નહિ હોય ? આ સાધુસેવા કહો કે દીનદુઃખીને અન્નવસ્ત્રનું દાન કહો, જેને માટે મારે આ ઋણની જ્વાળામાં સિઝાવું પડે છે, તે મારે-માટે નથી–મારા પોતાના સુખને માટે નથી, એ બધું પણ તેની પ્રીતિ સંપાદન કરવા માટેજ છે. અહા ! એમ પણ કેમ કહેવાય કે પ્રભુજીથી આ વાત અજાણી છે? ત્યારે હું તેની દયાથી વંચિત કેમ થયો છું ? શું અનેક સાધુજનોના આશીર્વાદ પણ મિથ્યા જશે ? જો આજ વખતે કોઈ અતિથિ આવી ચઢે તો હું તેની શુશ્રૂષા કેવી રીતે કરી શકું ? હાય! આવે પ્રસંગે તો તે મારે બારણેથી નિરાશ થઇનેજ પાછો ફરે. અરે, પણ તે બધું મારાથી કેમ સહન થાય? હવે તો મારૂં મરણ થાય એજ સારૂં છે–એજ શ્રેયસ્કર છે.”

હાય ઋણ ! તારી જ્વાળાથી આજે ભક્તનું ચિત્ત પણ વિ-ચલિત થઇ ગયું છે. રામદાસે મરવાનો દૃઢ નિશ્ચય કરી ગુપ્ત રીતે વિષ તૈયાર કર્યું. તેમણે આ વાત કોઈને પણ નહિ જણાવવાનો નિશ્ચય કર્યો; પરંતુ પોતાના સુખદુઃખમાં સમાન ભાગ લેનારી સહધર્મિણીને તેનાથી વાકેફ કર્યા સિવાય તેમનાથી રહેવાયું નહિ. પતિનો નિશ્ચય સાંભળીને પતિવ્રતા કંપી ઉઠયાં. તેઓ રામદા-સને કાંઇક કહેવા ગયાં પણ બોલી શકાયું નહિ; તેથી તેમણે આંસુ-ભરેલી આંખે થોડી વાર સુધી પતિ તરફ જોયા કર્યું.તેમનાં નયનો-એજ નીરવ-ભાષામાં તેમના અન્તરની વેદના પ્રકાશિત કરી. આ પ્રમાણે થોડી વાર સુધી તેમણે પતિ સામેજ જોયા કર્યું. છેવટે તેમના મુખમાંથી નિરાશાજનક ભાષા ફૂટી નીકળી.તેઓ રામદાસ-ને સંબોધીને કહેવા લાગ્યાં: “અરે, શું તમે મને છોડીને ચાલ્યા જશો ? શું તમે ને હું કદી પણ છૂટાં પડી શકીએ ? નહિ નહિ;

કદી નહિ, કદી નહિ. વૃક્ષને જેમ વલ્કલ તેમ હું તમારી હમેશની સંગી થઇશ. હમેશાં તમારી સાથેજ રહીશ.ફળની સાથેના બીજની પેઠે હું તમારામાં મળી જઇશ.અહા ! આપનું આ મિલન–આપનો આ સંયોગ ઇશ્વરેજ નિર્મેલો છે. શું તમે તેનો વિચ્છેદ કરશો ? વલ્કલ વિના વૃક્ષને કેવું દુઃખ પડે છે, તે તમે જાણો છો ? આ સંસારમાં જે વિધવાઓ છે, તેમને કેટલું દુઃખ સહન કરવું પડે છે તે તમે જાણો છો ? તેમનું જીવન મરણ સમાનજ છે. અરે, શું તમે પતિ થઇને મને આ પ્રમાણે વિચ્છેદરૂપી અગ્નિમાં હોમી દઇ એકલાજ ચાલ્યા જવા ઇચ્છો છો ? હું પણ જોઉં છું કે તમે એકલા એકલા કેવી રીતે નાસી જાઓ છો ! તમે વિષ ખાઇને પ્રાણત્યાગ કરશો તો હું પણ તેમ કરીને તમારી સાથેજ આવીશ.”

પત્નીનાં વચન સાંભળીને રામદાસ તો સ્તબ્ધજ થઈ ગયા. તેમનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. થોડી વારે કાંઇક વિચાર કરીને તે અસ્પુટ સ્વરે કહેવા લાગ્યાઃ “ હા, તું કહે છે તે બધું ખરૂં છે; પણ તારા મરણથી છોકરાઓ રઝળી જશે, એ વિચાર પણ તારે કરવો ઘટે છે.”

પરંતુ એ અબળા આ સમયે અબળા–બળ વગરની–નહોતી. આ વખતે તેના શરીરમાં અસીમ બળ–જુસ્સો આવ્યો હતો, એમ તેના કંઠસ્વર ઉપરથીજ જણાતું હતું. ખરેખર, એ અંતરના હૃદયના બળનોજ વિકાસ હતો. પતિનાં વચનો સાંભળીને સતી ઉચ્ચ કંઠે બોલી ઉઠયાંઃ “ શું છોકરાઓ રઝળી મરશે ? અનાથ થશે ? અહા ! પરમાત્મદેવ જેના નાથ છે, તેને પણ અનાથતાનો ભય ? છટ્ છટ્ ! તમે તેમની કેવી આરાધના કરો છો ? તમારા હૃદયમાં આટલી બધી દુર્બળતા કેમ ? મને તો વિશ્વાસ છે અને હજુ પણ હું એમજ જાણું છું કે જ્યારે આપણને શ્રીપ્રભુજીની સહાય છે–તેમની કૃપા છે તો આપણે લેશમાત્ર પણ

ભય રાખવાનું કારણ નથી. આપણે બિલકુલ ચિંતા રાખવી જોઈતી નથી. તમે મારા સ્વામી છો અને હું તમારી અનુગામિની છું. તમે વિષ ખાઓ તો મારે પણ તેમજ કરવું જોઈએ. તમે વિષ ખાશો તો હું પણ વિષ ખાઈશ; પરંતુ નક્કી જાણજો કે તે તમારી પેઠે ઋણ, લોકલજ્જા કે અતિથિસેવાની અક્ષમતાને માટે નહિ, પરંતુ મારા ધર્મનું-સતીધર્મનું પાલન કરવા માટેજ. તમે મારા પતિ છો, હું તમારી અર્ધાંગના છું. તમારા સુખદુઃખમાં—પાપપુણ્યમાં મારો અર્ધો ભાગ છે, તેથીજ મારે વિષ ખાવું પડવાનું છે; પરંતુ ચાલો, અત્યારે તો આપણે આપણું એક કાર્ય કરીએ. શ્રીપરમાત્મદેવે જેમ ધાર્યું હશે તેમજ થવાનું છે. ”

સતીનાં આ વચનો સાંભળીને રામદાસના મનમાં નવીન બળનો સંચાર થયો. પછી રાત્રે સઘળાંએ ભોજન કરી ભગવાનના નામનું સ્મરણ કરતાં કરતાં આનંદપૂર્વક શયન કર્યું; પરંતુ તે વખતે પણ રામદાસ વિષપાત્રને ઓશીકા નીચે સંતાડવાનુ ભૂલી ગયા નહિ. તેમણે તો એવો દૃઢ નિશ્ચયજ કર્યો છે કે જે આજે રાત્રે પ્રભુજી પોતે દયા કરે તો ઠીક, નહિ તો સવાર થતાંજ આ વિષ ખાઇને દેહત્યાગ કરવો. સતીથી આ વાત ગુપ્ત રહી નહિ. તેમણે પણ જો સ્વામી વિષ ખાય તો પોતે પણ વિષ ખાઈ મરણ પામવાનો પહેલેથીજ નિશ્ચિય કરી રાખ્યો હતો.

સૂતા પછી પણ પતિપત્નીને બીજો કાઇ પણ પ્રકારનો વિચાર નથી. તેઓ કેવળ અનન્ય ચિત્તે શ્રીપરમાત્માનું ધ્યાન ધર્યા કરે છે, બન્ને જણ મનમાં ને મનમાં શ્રીલક્ષ્મણજીની સ્તુતિ કર્યા કરે છે, તેમની પાસે કાલાવાલા કરી પોતાની દીનતા જણાવે છે અને બંનેની આંખોમાંથી ચોધાર અશ્રુધારા ચાલી જાય છે. આમ કરતાં કરતાં ઈશ્વરકૃપાથી બંનેને ગાઢ નિદ્રા આવી ગઇ. આ નિદ્રાના ઘેનમાં રામદાસ આત્મઘાતના વિચારોને પણ ભૂલી ગયા

આ તરફ ભગવાને શું કર્યું તે જોઈએ. ભકતો ગાઢ નિદ્રામાં પોઢી ગયાં, એટલે તેમનાથી સુખે બેસી શકાયું નહિ. અહા ! આજ તેમની વિચિત્રતા છે. આજ તેમના ઇશ્વરત્વનો વિકાસ છે. પરસ્પર વિરુદ્ધ ધર્મને આશ્રય આપવો તેનુંજ નામ ઈશ્વરત્વ છે; તેથીજ તેઓ નિર્ગુણ હોવા છતાં સગુણ છે અને ઇચ્છામય હોવા છતાં પણ વિકાર વગરના છે; સર્વવ્યાપી હોવા છતાં પણ ભક્તોના અંતરમાં વિહાર કરનારા છે; અપરિચ્છિન્ન હોવા છતાં પણ પરિચ્છિન્ન છે; એકરૂપ હોવા છતાં પણ અનેક રૂપો ધારણ કરવાવાળા છે; સર્વપ્રતિ સમાન છતાં પણ ભક્તવત્સલ છે; આત્મારામ હોવા છતાં પણ ભક્તના પ્રેમના ભિખારી છે અને સ્વાધીન હોવા છતાં પણ ભકતોને આધીન છે. આ પ્રમાણે ઇશ્વર પરસ્પર વિરુદ્ધ ધર્મના આશ્રયરૂપ છે અને તેથીજ આજે તેઓ ચિન્તાહીન હોવા છતાં પણ ભક્તની ચિન્તામાં-ફિકરમાં ડૂબી ગયા છે.

ઇશ્વર આ પ્રમાણે ભક્ત રામદાસની ચિંતા કરીનેજ અટક્યા નહિ. તેમણે તેજ વખતે રામદાસનું રૂપ લીધું. તેમ કરવું તેમને માટે કાંઈ કઠિન નહોતું. પરમેશ્વર સર્વશક્તિમાન છે. તેઓ ધારે તે કરી શકે છે. એક પળમાં રાઇનો પર્વત, રાયનો રંક અને રંકનો રાય કરવાને પણ તે સમર્થ છે. વળી જે જેનું ચિંતન કરે છે, તેને તેવું રૂપ ધારણ કરતાં વાર લાગતી નથી. ભગવાનનું સતતપણે ધ્યાન ધરતાં ધરતાં ભક્તો પણ ભગવાનમય બની જાય છે, તો પછી ભગવાનને ભક્તરૂપ થતાં કેટલી વાર ! તેઓ પણ નિરંતર પોતાના ભક્તનીજ ચિંતા રાખ્યા કરે છે.

અહા! ભગવાનની ભકત-પ્રીતિની બલિહારી છે ! આજે તેમણે પોતે ષડૈશ્વર્યપૂર્ણ ભગવાન હોવા છતાં પણ એક સામાન્ય મનુષ્યનો વેશ ધારણ કર્યો છે અને તે ઘોર અંધારી રાત્રે રામદાસના માગનારા શાહુકારોના ઘર તરફ જાય છે. અહા ! તેઓ રામદાસ

થઇને આગળ આગળ ચાલે છે, પાસે બે માણસો મશાલ ધરીને તેમને માર્ગ બતાવે છે અને પછવાડે કેટલાક નોકરો મહોરોના તોડા લઇને ચાલ્યા આવે છે. રામદાસે જે જે શાહુકારોને ત્યાંથી નાણાં વ્યાજે લીધાં હતાં, તેમને ઘેર જઇને તેમનું નામ દઇ ભગવાન બૂમ પાડીને તેમનાં નીકળતાં નાણાં લઇ જવાને કહેવા લાગ્યા.

મધ્યરાત્રિનો સમય હતો, તેથી સઘળા નિદ્રાદેવીના ખોળામાં શાંત ચિત્તે પોઢી ગયા હતા. ઘણી ઘણી બૂમો પાડવાથી તેઓ સઘળા જાગી ઊઠયા અને શું છે તે જોવાને બહાર આવતાંજ રામદાસને મહોરોના તોડા લઇને ઊભેલા જોઇને આશ્ચર્ય પામવા લાગ્યા અને તેમને "અરે ભાઈ! અત્યારે ને અત્યારે શું નાસી જતું હતું? કાલે સવારે આપ્યા હોત તો શું થઇ જાત?" એમ કહેવા લાગ્યા. તેના જવાબમાં રામદાસરૂપી ભગવાને તેમને કહ્યું કે, "ભાઇ! દેણું દીધેજ છૂટકો છે. દૈવયોગે અત્યારેજ નાણાં મળી આવ્યાં, તો પછી એને ઘેર લઇ જઇ નકામાં સાચવવાની કડાકૂટ કોણ કરે? વળી ઘેર લઇ જાઉં ને વપરાઈ જાય માટે રાત્રિનાજ આપી દેવા માટે આવ્યો છું." આ પ્રમાણે કહીને ભગવાને રામદાસના સઘળા માગનારાઓને વ્યાજ સાથે નાણાં આપી તેમની પાસેના ખત-દસ્તાવેજો લઇ લીધા અને "ભાઈ! માફ કરજો, આપને બહુજ તસ્દી આપી છે. ભવિષ્યમાં પણ મારી ઉપર આવી ને આવીજ કૃપા રાખજો અને મારે જયારે જયારે ખપ પડે, ત્યારે ત્યારે ધીરતા રહેજો" એમ કહી ત્યાંથી ચાલવા માંડયું.

આ પ્રમાણે એક પછી એક સઘળા શાહુકારોનું તમામ ઋણ પતાવ્યું અને તેમની પાસેથી રામદાસે લખી આપેલાં ખતપત્રો લઇને ભગવાન ઉતાવળે રામદાસને ઘેર આવ્યા. ત્યાં જઇને જુએ છે તો સઘળાં ઘસઘસાટ ઊંઘે છે અને ઓશીકાની નીચે વિષપાત્ર જેમનું તેમ પડી રહ્યું છે. હવે ભગવાને વિલંબ કર્યો નહિ. તેજ

ખતે તેમણે વિષપાત્ર ખેંચી લીધું અને તેમાંથી વિષ કાઢી લઇ ને ઠેકાણે પેલાં ખતપત્રો મૂકી ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

હવે ભક્તોની નિદ્રા પણ ઊડવા આવી હતી. પ્રભાતનો પક્ષીઓનો ગુંજારવ શ્રવણગોચર થતાંજ રામદાસ ઝબકીને જાગી ઉઠયા. ઊઠીને જુએ છે તો પ્હો ફાટી ગયો હતો. રાત્રી વીતી ગઈ હતી. "હાય, રાત્રિ તો વીતી ગઇ અને ભગવાનની દયા પણ થઇ નહિ, તેમ વિષ પણ ખવાયું નહિ," એમ વિચાર કરતાં કરતાં ભગવાનનું નામ દઈને રામદાસે આંખો ઉઘાડી. આંખો ઉઘાડીને જુએ છે તો હજુ પણ ઘરમાં સહેજસાજ અંધકાર રહ્યો હતો. તેમને તેજ વખતે વિષ ખાઇ લેવાનો વિચાર થયો અને તેથી તેમણે છાનામાના પોતાની પત્ની ન જાણે તેમ વિષપાત્ર લેવાને હાથ લંબાવ્યો. વિષપાત્રમાં હાથ નાખ્યો તો તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમાં મૂકેલું વિષ હાથ લાગ્યું નહિ અને તેને બદલે કાગળના ટુકડાઓ હાથમાં આવ્યા ! !

કાગળનો સ્પર્શ થતાંજ રામદાસ આશ્ચર્યચકિત થઇ ગયા અને તેઓ ધીમે રહીને બેઠા થયા. ઊઠીને જુએ તો ખરેખર પોતે મૂકેલું વિષ જણાતું નથી. તેને બદલે પાત્રમાં કાગળિયાં પડી રહેલા જુએ છે. હવે તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ. તેમણે આશ્ચર્ય પામતાં પામતાં તે કાગળો વાંચવા માંડયા તો તે બધાં પોતાનાં લખેલાં ખતપત્રોજ નીકળ્યાં. આટલું છતાં તેમને વિશ્વાસ આવ્યો નહિ. સ્વપ્નમાં છે, એવો તેમને વહેમ પડયો. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "રાત્રિના એનુંજ ધ્યાન ધરતાં ધરતાં સૂતો છું તેથી આ તો કેવળ સ્વપ્નજ છે." પરંતુ તેમનો તે વિચાર વધારે વખત ટકી શકયો નહિ. તેમના મનમાં તેજ વખતે વળી એક બીજો પ્રશ્ન ઊભો થયો અને તેમાંથી આ વાતનો નિકાલ આવી ગયો. તરતજ તેઓ બોલી ઊઠયાઃ "ત્યારે

સ્વપ્ન હોય તો મારૂં વિષ ક્યાં જાય ? ચાલ, હવે સતીને ઉઠાડું અને તેને પૂછીને આ વાતની ખાતરી કરી લઉં કે, હું દેખું છું તે સત્ય છે કે મિથ્યા ?" આ પ્રમાણે કહીને રામદાસે પોતાની સ્ત્રીને જાગૃત કરી અને તેની પાસે સઘળી હકીકત નિવેદન કરી. સતીએ પણ કાગળના ટુકડાજ જોયા, તેથી રામદાસને હવે સંદેહ રહ્યો નહિ. ખરેખર તે સર્વ રામદાસે નાણાં ઉપાડી શાહુકારોને લખી આપેલાં ખતપત્રોજ હતાં.

સૂર્યોદય થયો, રાત્રિનો અંધકાર ગયો; પરંતુ પતીપત્નીના અંતરનો અંધકાર વધારે ઘનીભૂત થતો ગયો. જાણે આ પૃથ્વી પરનો સઘળો અંધકાર તેમનામાંજ સમાઇ ગયો હોય એમ લાગ્યું. તેઓ બન્ને બહુ વિચારમાં પડી ગયાં. તેઓ વિચારે છે કે, "આ શું ઇન્દ્રજાળ છે કે બીજું કાંઇ છે ? જો ઇન્દ્રજાળ હોય તો ઇન્દ્રજાલિક કોણ ? શું આ કાંઇ જેવો તેવો ચમત્કાર છે ? શું આ કાંઇ સહજ વ્યાપાર છે? વિષને ઠેકાણે એકાએક અમૃત ! જો આ વાત સત્ય હોય, તો આ અમૃત નહિ તો બીજું શું ? જે ખતપત્રોને માટે તો અમે મરવા બેઠાં હતાં, જેને માટેજ આ પાત્રમાં વિષ ભરી રાખ્યું હતું, તે એકાએક પ્રાપ્ત થયાં એ અમૃત નહિ તો બીજું શું ? પણ આ વિષનું અમૃત કયા માયાવીએ કર્યું ? હે પ્રભુ ! આ તો તમારીજ લીલા છે. તમારી ઇચ્છાથીજ વિષ અમૃતમય અને અમૃત વિષમય બની જાય છે. તમારા સિવાય બીજું કોઇ પણ આવી અદ્‌ભુત લીલા કરવાને શક્તિમાન નથી. પ્રભુ ! ત્યારે આ શું તમારોજ કૃપાવિલાસ છે? શું આ તમારીજ કૃપાનો વિકાસ છે ?"

આ પ્રમાણે તેઓ ઘણા ઘણા વિચારો કર્યા કરે છે. દિવસ પણ એક પ્રહર જેટલો ચઢી ગયો છે. તે વખતે કેટલાક અતિથિએ આવી તેમના આ વિચારોમાં ભંગાણ પાડ્યું. અતિથિના સ્વર

સાંભળી રામદાસ બહુજ નિરાશ થઈ ગયા. આ વખતે તેમના દુઃખનો પાર રહ્યો નહિ; "ઘરમાં પણ કાંઇ છે નહિ,તો હવે તેમને ભોજન કેવી રીતે કરાવવું ? અહા ! વળી અતિથિઓ પણ કાલના ઉપવાસી છે, તો હે પરમાત્મદેવ ! હે દીનદયાળ પ્રભુ! હવે હું શું કરૂં ? શું કરૂં ?"

રામદાસ અતિથિને સન્માનપૂર્વક બેસવાને આસન વગેરે આપીને આ પ્રમાણે વિચાર કર્યા કરે છે, એટલામાંજ કેટલાક મહાજનો ત્યાં આગળ આવી પહોંચ્યા. સઘળાનાં મોઢાં હસતાં છે. તેમણે રામદાસ પાસે આવીને તેમને મધુર વચનોથી પ્રસન્ન કરવાનો આરંભ કર્યો. એક તો પોતાનાં ખતપત્રો માથા નીચેના વિષપાત્રમાં આવી પડયાં હતાં અને વળી આ મહાજનો આવીને પોતાને મધુર સંભાષણથી વીનવે છે, તેનું કારણ તેઓ સમજી શકયા નહિ. રામદાસ બહુજ વિચારમાં પડી ગયા. જે મહાજનો–જે શાહુકારો તેમને જોતાંજ ગાળો દેવા મંડી જતા હતા અને જેની તરફથી આવા સભ્ય અને માયાળુ વર્તનનાં દર્શન પણ થયાં નહોતાં, તેઓ આજ પોતાને ઘેર આવીને આ પ્રમાણે રામદાસના કાલાવાલા કરી તેમની પાસે ક્ષમા માગે, તે જોઇને રામદાસને આશ્ચર્ય થાય તેમાં કાંઇજ નવાઇ જેવું નથી. વળી ગઇ રાત્રે ભગવાન શ્રીલક્ષ્મણદેવ પોતે ભક્તનું રૂપ ધારણ કરીને આ શાહુકારોનાં નાણાં વ્યાજ સાથે આપી આવ્યા છે, તેની તેમને લેશમાત્ર પણ ખબર નથી; પરંતુ હવે તે બધું જાણતાં તેમને વાર લાગી નહિ. મહાજનોએજ તેમને એ વાત કહી દીધી. તેમની વાત સાંભળીને તેમનો તે વિચાર તો દૂર થઇ ગયો; પણ તેજ સમયે તેમના મનમાં એક નવીનજ વિચાર ખડો થયો. હવે તેમના આનંદનો પાર રહ્યો નહિ. મહાજનો પૂર્ણ હર્ષમાં આવી જઇને ભક્તને ઠપકો દેતા કહેવા લાગ્યા કે, " અરે, જાઓ જાઓ, રાતની રાતમાં શું

નાસી જતું હતું કે અડધી રાતે આવીને બારણાં ઠોકી ઠોકીને રૂપિયા આપી ગયા ?" એ સાંભળીને રામદાસ બોલ્યા: "ભાઇ! તમે શું કહો છો, તે હું સમજતો નથી. હું તેમાંનું કાંઇ પણ જાણતો નથી અને મેં તમને કાંઈ આપ્યું પણ નથી. અરે, તમે બધા આ શું બોલો છો ?" એ સાંભળીને સઘળા મહાજનો એકે અવાજે બોલી ઊઠયા: "અરે જાઓ, જાઓ. વળી રાત્રે તમે પોતે તો આવ્યા હતા. તમારી આગળ બે મશાલો હતી અને પછવાડે મહોરોના તોડા ઉપાડીને કેટલાક માણસો ચાલતા હતા. હવે તમે કહો છો કે હું તો કાંઇ જાણતોજ નથી એ તે કેમ બને ? અરે એટલુંજ નહિ, પરંતુ વ્યાજ સાથે અમારૂં જે કાંઇ નીકળતું હતું તે સઘળું રૂપિયા આના પાઇ સાથે ચૂકવી આપી તમારાં ખતપત્રો સુધ્ધાં તો લઇ ગયા છો અને વળી આમ કેમ બોલો છો?"

આ સાંભળીને હવે રામદાસ સ્થિર રહી શકયા નહિ. જે સમશ્યામાં-ગૂંચવાડામાં પડીને તેઓ અત્યાર સુધી આકાશ-પાતાલ કાંઇ કાંઇ વિચારતા હતા, તે સઘળાનો આ વખતે નિકાલ થઇ ગયો. હવે તેમને કોઇ જાતની આશંકા રહી નહિ. ખતપત્રો શ્રીપ્રભુજ લઇ આવ્યા છે અને તેમણેજ તે પોતાના ઓશીકા નીચેના વિષપાત્રમાં મૂકી દીધાં છે, એમ તેમની ખાતરી થઇ; પરંતુ હવે તેમને ધીરજ રહી નહિ. તેઓ ગાંડાની માફક પેલા શાહુકારોને વળગી પડયા અને તેમને વારંવાર પૂછવા લાગ્યા: "અરે, તમે તેને જોયા કે ? હાય, મેં હતભાગીએ આખા જીવન સુધી તેમની ભક્તિ કરી, પરંતુ સ્વપ્નમાં પણ તેમનાં-તે મહાપ્રભુનાં દર્શન થયાં નહિ! અરે ! અરે ! મને તમારા ચરણની રજ લેવા દો, ચરણની રજ લેવા દો કે તમારા આશીર્વાદથી પણ મને કોઇ ને કોઈ વખતે તેમનાં દર્શન થાય."

રામદાસની દીનતા અને આર્તવચનોથી તેમનું-મહાજનોનું

કઠોર હૃદય પીગળી ગયું. તેઓ સઘળા બોલી ઊઠયાઃ " અરે, આ શું કરો છો ? આ શું કરો છો ? અમારા પગ છોડી દો, છોડી દો. અમે તમારા ચરણુની રજ લઇએ-અરે, અમને તમારા ચરણુની રજ આપો. અમે તમને ઘણાં ઘણાં કુવાકયો કહ્યાં છે, તે ભૂલી જઇને અમને આશ્રય આપો, ભક્તરાજ ! આશ્રય આપો. અહો, તમારો મહિમા અપાર છે. તમે અમારા દેણદાર થયા ત્યારેજ અમે તે મન અને વાણીથી અગોચર એવા ભગવાનનાં ચર્મચક્ષુથી દર્શન કરવાને ભાગ્યશાળી થયા છીએ. હે ભક્તરાજ ! અમારો અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો; અને આપને જ્યારે જ્યારે સાધુ-સેવા કરવાને દ્રવ્યની જરૂર પડે, ત્યારે ત્યારે અમને આજ્ઞા કરજો. અમે તેજ વખતે જોઇતી સામગ્રીઓ પહોંચાડીશું."

અહા ! કેવું અપૂર્વ દૃશ્ય ! પ્રેમનું વાદળ પથરાઈ ગયું છે. આંખમાં પ્રેમાશ્રુ ભરાઇ ગયાં છે. દરેકના અંતરમાં પ્રેમ ઊભરાઇ રહ્યો છે. અહા ! આ દૃશ્ય જોતાં પણ આનંદ, બોલતાં પણ આનંદ અને તેનું વર્ણન કરતાં પણ આનંદ, આનંદ ને આનંદજ ઉદ્ભવે છે. અહા ! તેથીજ એ એક અપૂર્વ દૃશ્ય છે !

મહાજનો તે દિવસની સાધુસેવાનો સમસ્ત બંદોબસ્ત કરીને ત્યાંથી ચાલ્યા ગયા; એટલે રામદાસ હર્ષ પામતા પામતા ઘરમાં આવ્યા. જતાંવેંતજ સૌથી પહેલાં પોતાનાં પત્ની-પુત્રને પ્રભુકૃપાની સમસ્ત હકીકત કહી સંભળાવી. તે સાંભળીને તેમના આનંદનો પણ પાર રહ્યો નહિ. દરેકના મુખમાંથી પ્રભુના મહિ-માની વાતો નીકળવા લાગી. સઘળાં બોલી ઊઠયાં:" હાય, હાય, શું એવા દયાળુ પ્રભુને કોઇએ ઓળખ્યાજ નહિ, પિછાન્યાજ નહિ ? અહા ! જેને ભૂલી જવાથી આ જન્મમરણરૂપી અનહદ યાતના-દુઃખ ભોગવવું પડે છે, તે પ્રત્યક્ષ આવ્યાં છતાં કોઇના-થી ઓળખાયજ નહિ ! "

ત્યાર પછી રામદાસ સ્ત્રીપુત્ર સાથે પરોપકાર અને અતિથિ-સત્કાર વગેરે પુણ્યકાર્યો કરવામાં નિયત રહીને અને મન, વાણી તથા કર્મથી એકમાત્ર પ્રભુનુંજ ધ્યાન કરીને પરમ સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા; અને દેહાવસાને દિવ્ય ગતિ સંપાદન કરીને સઘળાં ધન્ય અને કૃતાર્થ થઈ ગયાં.

ભગવન્! તમને ધન્ય છે, ધન્ય છે! તમે તમને પણ જણાવ્યા અને ભક્તને પણ ઓળખાવ્યા. પ્રભુ! તમે જેને જે જોઇએ છે, તેને તેજ આપો છો, એ વાત સિદ્ધ કરી આપી. મહારાજને પૈસા જોઇતા હતા, તેથી તેમને તમે પૈસાજ આપ્યા અને દેખાવ દીધા છતાં પણ તમે તેમને દર્શન આપ્યાં નહિ. વળી તમે એમ પણ દર્શાવી આપ્યું કે તમે ભક્તની વહારે ધાવામાં–તેને દરેક રીતે સહાય કરવામાં કદી પણ પાછું જોતા નથી. એમ તમે તે મહા-જનોને ખાતરી કરી આપી. વળી તમે જણાવી આપ્યું કે તમારા ભક્ત તમારા કરતાં પણ મોટા છે; કેમકે મહાજનોને તમારાં પ્રત્યક્ષ દર્શન થવા છતાં પણ તેમને નશ્વર ધન સિવાય બીજું કાંઇ પણ મળ્યું નહિ; પરંતુ તમારા ભક્ત રામદાસે તેમને તો તમારા ગુપ્તભંડારના પ્રેમરૂપી ગુપ્ત ધનનું દાન કરીને મહા ધનવાન બનાવી દીધા. અહા, ભગવન્! તમે ઐશ્વર્યવાન હોવા છતાં પણ કૃપણ છો અને તમારા ભક્તો કંગાળ હોવા છતાં પણ પરમ દયાળુ છે, પરગજુ છે, ઉદાર છે. પ્રભુ, પ્રભુ! તમને પણ ધન્ય છે અને તમારા ભક્તોને પણ ધન્ય છે! વળી તમારી લીલાનું આલોચન કરવાનો સમય પ્રાપ્ત થવાથી અમને પણ ધન્યજ છે!





# १९–रघुदास

પિપિલી ગામ શ્રીપુરુષોત્તમના ધામથી–શ્રીજગન્નાથપુરીથી દશ કોશ દૂર આવેલું છે. સાધારણ રીતે તે ગામ પિપિલીચટી નામે પ્રસિદ્ધ છે. ભક્ત રઘુદાસ એજ ગામમાં નિવાસ કરતા હતા. વૃદ્ધ જનની અને કરુણ સ્ત્રી સિવાય તેમના સંસારમાં બીજું કોઈ પણ હતું નહિ. તે જાતના માછી હતા. અને જાતીય ધંધાથીજ નિર્વાહ ચલાવતા હતા. તેઓ દરરોજ સવારમાં ઊઠીને જાળ લઇ ઘરની બહાર નીકળતા અને માછલાં પકડી–વેચી–પૈસા કરીને પાછા ઘેર આવતા હતા.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા પછી દૈવયોગે એક વખત તેમના મનમાં વૈરાગ્યનો ઉદય થયો.તરતજ તેમણે ગુરુદીક્ષા લઇ ગળામાં તુલસીની માળા પહેરી લીધી. દરરોજ સવારના પહો-રમાં સ્નાન તથા તિલક કરી ગુરુમંત્રનો જપ, ભાગવતનું શ્રવણ અને સંતસમાગમ કરવા લાગ્યા. ધીમે ધીમે તેમની દિવ્ય દૃષ્ટિ ઊઘડી ગઇ; એટલે તેમણે જોયું કે તેમના ઉપાસ્ય ભગવાનજ જીવમાત્રમાં વિરાજી રહ્યા છે. હવે જીવહિંસા કરતાં તેમનું મન ચાલતું નથી. જીવદયાથી તેમનું અંતર પીગળી ગયું અને કરેલી હિંસાના પશ્ચાત્તાપથી તેમનું હૃદય નિરંતર બળવા લાગ્યું. તેઓ નિરંતર પ્રભુને ઉદ્દેશીને એમજ કહ્યા કરતા કે, " હાય ભગવન્!

તેં મને ધીવર-કુળમાં શા માટે જન્મ આપ્યો ? હાય, શું જીવહત્યા એજ મારી જીવિકા ? હાય, હાય ! કોણ જાણે હવે મારે કેવા નરકમાં પડવું પડશે ? હે દયામય ! શું હિંસાથી કલુષિત થયેલા આ હૃદયમાં તમારી સ્થિતિ નહિજ થાય ? શું તમે મારી ઉપર કૃપા નહિજ કરો ? પ્રભુ ! કૃપા કરો, કૃપા કરીને મને સન્માર્ગે ચઢાવો."

આ પ્રમાણે નિરંતર વિચાર અને પ્રાર્થના કરતાં કરતાં રઘુદાસના મનની મલિનતા દૂર થવા માંડી. જાતિ ધંધો અને નિર્વાહનું સાધન હોવા છતાં પણ મત્સ્ય પકડવાનું કામ હવે તેમને વિષમ લાગવા માંડયું, તેથી તેઓ કોઇ વખત જાય તો કોઇ વખત માછલીઓ પકડવા બિલકુલ જતાજ નહિ. આ પ્રમાણે કરતાં કરતાં તેમણે માછલાં પકડવાનું સદંતર બંધ કરી દીધું અને અન્યના દુઃખનો વિચાર કરવા જતાં પોતાનું શું થશે તે વાત તદ્દન ભૂલી ગયા.

રઘુદાસની સ્થિતિ બહુ સારી નહોતી. બાપદાદાએ કે પોતે જાતે ધનનો સંચય કર્યો નહોતો, તેથી જ્યારે રઘુદાસે માછલાં પકડવાનું બંધ કર્યું, ત્યારે ઘરમાં બહુજ અડચણ પડવા માંડી. ખાવાના પણ સાંસા પડવા માંડયા. ધીમે ધીમે બે વખત ખોરાક મળવો પણ મુસીબત થઇ પડયો અને ઉપવાસ કરવાનો વખત આવ્યો. અહા ! ખાધા વિના તે કેટલા દિવસ ચાલે ! એક તો ઉદરજવાલા અને તેના ઉપર માતા તથા પત્નીના તિરસ્કારરૂપી ઘી હોમાતું હોવાથી તેમના દુઃખનો પાર રહ્યો નહિ. બિચારા રઘુદાસ શું કરે ? છેવટે કંટાળીને દયાળુ અંતઃકરણ ઉપર પાષાણનો વજ્રલેપ મારીને હાથમાં જાળ લઇને તેઓ ઘરની બહાર નીકળ્યા. તેમના મનમાં બહુજ કષ્ટ થાય છે. તેઓ ફક્ત એટલોજ વિચાર કર્યા કરે છે કે, "હાય ભગવન ! શું આ અધમ ધીવરનો જીવનનિર્વાહ ચલાવવાનો અન્ય માર્ગ તું નહિ જ બતાવે ? હે

દીનબંધુ ! મને મારી ફિકર નથી, પરંતુ વૃદ્ધ માતા અને પતિવ્રતા પત્નીનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી. હે પ્રભુ ! મારાથી તેમનો ત્યાગ પણ કેવી રીતે થાય ? તેમનું ભરણપોષણ કરવાનો પણ તમેજ ઉપદેશ આપો છો તો પછી મારે શું કરવું ?"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં ધીમે ધીમે રઘુ એક સરોવર ઉપર આવી પહોંચ્યો અને નાખુશી છતાં પણ પોતાનાં માતા અને પત્નીની ખાતર હરિનામનો ઉચ્ચાર કરી જાળ લઈ માથા ઉપર ફેરવીને પાણીમાં નાખી દીધી. આ પ્રમાણે કેટલીક વખત જાળ નાખતાં એક વખત એક મોટી લાલ માછલી તે જાળમાં સપડાઈ ગઈ. રઘુદાસે જેવી જાળને બહાર કાઢી કે તે માછલી તરફડવા લાગી. તેને તરફડતી જોઈને રઘુદાસના દુઃખનો પાર રહ્યો નહિ. તે માથે હાથ દઈને વિચાર કરવા લાગ્યા કે, "હાય હાય ! આ તો શંખાસુરનો વધ કરનાર સાક્ષાત્ મત્સ્ય–અવતારજ છે. હાય ! પાપી પેટને ખાતર એનો વધ કેમ કરાય ? પણ તેમ કર્યા સિવાય ચાલે પણ કેમ ? વૃદ્ધ જનની અને પતિવ્રતા પત્નીને ભૂખે મરવા દેવાય ?"

આ પ્રમાણે વિચાર કરી રઘુદાસે તે લાલ માછલીને જાળમાંથી બહાર કાઢી. ત્યાર પછી પોતાનો જાતિધર્મ બજાવવાને હૃદયને વજ્રથી પણ કઠોર કરી પાણી વગરની શુષ્ક ભૂમિમાં લઈ ગયા અને તેને પોતાની સન્મુખ મૂકી વિનયવચન કહેવા લાગ્યા કે, "હે મત્સ્યરૂપધારી ! તું મારા દુઃખની એક–બે વાતો સાંભળી લે. હું જાતનો ધીવર છું. તારો વધ કરવો એજ મારો સ્વભાવ છે અને તે તો હવે કોઈ પણ રીતે ફરી શકે એમ નથી. કામને માટેજ આજે મારે તારો વધ કરવો પડે છે. હવે ભલે તું તે મત્સ્યાવતાર લેનાર હરિ હો, પરંતુ આજે તું મારા હાથમાંથી બચી જવાનો નથી; કારણકે મારો એ સ્વભાવ તો તેંજ ઘડયો છે. આ પ્રમાણે તારો વધ કરીને મૂઠી અન્ન મેળવવાની વ્યવસ્થા

તો તેંજ કરી છે.”

આ પ્રમાણે કહીને તેમણે જોરપૂર્વક તે મત્સ્યનું મુખ ફાડયું; પરંતુ તે વખતે એક અદ્ભુત ચમત્કાર થયો. જેવું રઘુદાસે તે મત્સ્યનું મુખ ફાડવા માંડયું તેવુંજ “રક્ષા કર, નારાયણ ! રક્ષા કર!” એવા શબ્દો તેમના સાંભળવામાં આવ્યા. આ શબ્દો સાંભળતાંજ તેમનું મન ફરી ગયું. અપૂર્વ આનંદથી તેમનું અંતર ભરાઈ ગયું. હવે તેમણે વધારે સમય ગુમાવ્યો નહિ. તેજ વખતે મત્સ્યને ખોળામાં લઇને તેમણે એક અગમ્ય વનમાં પ્રવેશ કર્યો. તે વનમાં એક પર્વત હતો અને તેમાંથી નાનાં મોટાં હજારો ઝરણાં વહેતાં હતાં. આ ઝરણાંના જળથી ત્યાં આગળ નાનામોટા સેંકડો કુંડો ભરાઇ ગયા હતા. ત્યાં જઇને રઘુદાસે તે મત્સ્યને એક સારા સુંદર કુંડમાં છોડી દીધો. જળ મળવાથી મત્સ્યને જેટલો આનંદ થાય તેના કરતાં રઘુદાસને વધારે આનંદ થયો હતો અને તેના પ્રભાવથી તેઓ તે વખતે આત્મભાન પણ ભૂલી ગયા હતા. હવે તેઓ પાછા ઘેર ગયા નહિ. તેમણે પણ તેજ કુંડ ઉપર પડાવ નાખ્યો અને કુંડમાં સ્નાન કરી નિશ્ચલ આસને બેસી પોતાના બન્ને હાથ જોડીને કહેવા લાગ્યા: “અરે! તમે આ મત્સ્યમાં રહી મને ‘નારાયણ’ નું નામ સંભળાવનાર કોણ છો ? અરે ! તમે જે હો તે હો; પરંતુ કૃપા કરીને એક વાર દર્શન આપો. આ પ્રમાણે કેવળ શબ્દરૂપે દર્શન દેવાથી ચાલવાનું નથી. સાક્ષાત્ શ્રીમૂર્તિમાં દર્શન દેવાં પડશે. તમારો સુધામય સુમિષ્ટ સ્વર સાંભળીને મારી ખાતરી થઈ છે કે તમે બહુજ સુંદર છો, બહુજ સુંદર છો. હે દેવ! તમે તમારી તે અખૂટ સૌંદર્યભંડારની સૌમ્ય મૂર્તિ મને એક વાર બતાવી દો, બીજી વાર નહિ કહું. ફક્ત એકજ વાર તમારી તે દયાળુ મૂર્તિનાં દર્શન કરાવો. જો તેમ નહિ કરો તો આહારનો ત્યાગ કરીને

આત્મહત્યા કરીશ." આ પ્રમાણે કહીને રઘુદાસ સ્થિર ચિત્તે મત્સ્યના મુખમાંથી સાંભળેલા નારાયણ મંત્રનો જપ કરવા લાગ્યા. તેમ કરતાં જોતજોતામાં ત્રણ દિવસ ચાલ્યા ગયા; પરંતુ નામ-સ્મરણના નશામાં તેમને તેની ખબર પડી નહિ. અહા! નારાયણ-થી તે કેમ અજાણ્યું રહે? જ્યાંસુધી માણસ આ સંસારની જાળથી વીંટાયલો રહે છે—સાંસારિક કાર્યમાંજ મસ્ત રહે છે, ત્યાંસુધીજ પ્રભુ તેની પાસે—તેના અંતરમાં હોવા છતાં પણ તેની સંભાળ લેતા નથી. એ તરફનો સંસારનો મોહાંધકાર દૂર થતાંજ ભગવાન પોતે પ્રત્યક્ષ થાય છે અને તેની સંભાળ લે છે. આજે રઘુદાસને ક્ષુધા—પિપાસા, રાત્રિ—દિવસ વગેરેનું ભાન નહોતું. તેઓ તો ફક્ત નારાયણના નામનો જપ કરવામાંજ લીન થઇ ગયા છે, તેથી ભગવાન નારાયણ તેજ વખતે એક વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઈને રઘુદાસની પાસે આવી પહોંચ્યા અને તેમને બોલાવીને કહેવા લાગ્યા: "અરે, ઓ તપસ્વિ! તમે આવા ઘોર એકાન્ત વનમાં બેસીને શા માટે તપસ્યા કરો છો? તમારૂં નામ શું? જાતિ કઇ? ગોત્ર કયું? તમારૂં ઘર કયાં છે? અને અહીં શા માટે આવ્યા છો?"

ભગવાનનાં વચન સાંભળતાંજ રઘુદાસની આંખ ઊઘડી ગઇ. તેમણે પોતાની પાસે એક વૃદ્ધ બ્રાહ્મણને ઊભેલા દીઠા. તેમને જોતાંજ દંડવત્ પ્રણામ કરીને તે કહેવા લાગ્યા: "હે વિપ્ર! આપને પ્રણામ છે. કૃપા કરીને આપ હવે જયાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ. આપના આવાગમનથી મારા ભજનમાં ભંગ પડે છે." એ સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણનો વેશ ધરનાર શ્રીભગવાન બોલ્યા: "હે ભાઇ! હું તો જવાનોજ છું, પણ મને તારી વાત બહુ વિચિત્ર લાગે છે. શું માછલાં તે કદી બોલેલાં સાંભળ્યાં છે? મને તો તે ઉપર વિશ્વાસ આવતો નથી; છતાં જો તમે જે કહો છો તે સાચુંજ

હોય તો તે દૈવનીજ લીલા જાણજો. કદાચ એ દેવતા હશે તો પણ તમને દર્શન આપે એમ લાગતું નથી; માટે આ બધો નકામો પ્રયાસ મૂકી દઇ સુખપૂર્વક ઘેર જઇ સ્ત્રી અને માતાની સંભાળ લો. આ પ્રમાણે અહીં બેસી રહીને નકામું કષ્ટ શા માટે ભોગવો છો ?"

બ્રાહ્મણનાં વચન સાંભળીને રઘુદાસ બોલ્યા: "અરે જાઓ, જાઓ, એ તે તમે શું બોલો છો ? શું એ દેવતા તે એવાજ હશે ? મેં તો જાણે તેમની દયાની–તેમના મહિમાની વાતો સાંભળીજ નહિ હોય કેમ ? શું તમે શ્રીનીલાચલમાં તેમના શ્રીમંદિરના અગ્રભાગમાં ઊડતી પતાકા નથી જોઇ ? એ પતાકાજ તે મહાપ્રભુની પતિતોનો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞાનો પ્રચાર કરે છે. હું મહાપતિત છું; પરંતુ મને તેના ઉપર સંપૂર્ણ ભરોસો છે અને તેથીજ આવું સાહસ કરવાને તૈયાર થયો છું. હવે જો તે મને દર્શન દેશે તો ઠીક છે, નહિ તો પછી તેનું નામ દઇને મારા પ્રાણ વિસર્જન કરીશ. હું આપના ચરણમાં દંડવત્ પ્રણામ કરીને કહું છું કે આપ મને આશીર્વાદ આપીને જયાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ અને મને તેના નામનું ગાન કરવા દો."

ભક્તની અચળ ભક્તિ જોઇને ભગવાન બહુજ રાજી થયા. તેમની આંખોમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. હવે પોતાને ગુપ્ત રાખવાનું તેમને ઠીક લાગ્યું નહિ. તેમણે વિચાર કર્યો કે, "અહા ! શું એની દઢતા ! જો હવે હું એને દર્શન નહિ આપું તો જરૂર એ આપઘાત કરશે." આ પ્રમાણે વિચાર કરી ભગવાને રઘુદાસને કૃતાર્થ કરવાનો નિશ્ચય કર્યો અને રઘુદાસને ઉદ્દેશીને મેઘ સરખા ગંભીર સ્વરે કહેવા લાગ્યા: "હે રઘુ ! તારી એકનિષ્ઠાને ધન્ય છે ! હે વત્સ ! આ જો, તારે માટેજ વૈકુંઠનો ત્યાગ કરી હું આવા ઘોર નિર્જન વનમાં આવ્યો છું. મેંજ તને આ મત્સ્યમાં રહીને નારાયણનું નામ સંભળાવ્યું હતું. બોલ, હજુ પણ તને

વિશ્વાસ પડે છે કે નહિ ?"

"હા, તમે-તમે ? ત્યારે તમારા મસ્તક ઉપર મણિનો મુકુટ ક્યાં છે ? તમારા કર્ણમાં મકર-કુંડળ ક્યાં છે ? શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરવાવાળા તમારા ચાર હસ્ત ક્યાં છે ? તમારા કંઠને શોભાવનાર કૌસ્તુભ-મણિ ક્યાં છે ? તમે પીળું પીતાંબર ક્યાં પહેર્યું છે ? હે પ્રભુ ! હું તો અશિક્ષિત પાપી ધીવર છું. હું કાંઈ તમારો ભક્ત નથી કે તમારા આ સ્વરૂપમાંથી તમારું ખરું સ્વરૂપ ઓળખી કાઢું. હે દયાનિધે ! હું અંધ છું. મને ભક્તિરૂપી આંખો આપીને આવરણમાંથી બહાર કાઢીને દર્શન આપો. તે સિવાય હું તમને ઓળખી શકીશ નહિ. આપે મત્સ્યના આવરણમાં દર્શન આપી મારી પાસે મારા ઘરબાર-કુટુંબ, દેશ, આહારનિદ્રા વગેરે સર્વ છોડાવી દીધાં. હવે આ બ્રાહ્મણના વેષમાં દર્શન આપીને શું તમારે મારો પ્રાણ પણ છોડાવવો છે ? ના, ના, કરુણામય ! જ્યારે કરુણાની પ્રેરણાથી જાતિ, કુળ, શૌચ, સદાચાર વગેરેનો વિચાર ન કરતાં આપનો કહીને અંગીકાર કર્યો છે, તો હવે કિંચિત્ વધારે કરુણા કરીને તમારી તે ભુવનમોહન નારાયણ-મૂર્તિનાં પણ એક વાર દર્શન કરાવો. પ્રભુ ! એક વાર-ફક્ત એક વાર તે દિવ્ય મૂર્તિનાં દર્શન કરાવી સેવકને કૃતાર્થ કરો-કૃતાર્થ કરો." આ પ્રમાણે કહેતાં કહેતાં રઘુદાસ તેમના ચરણમાં આળોટવા મંડી પડ્યા.

ભક્તનાં વચન સાંભળીને હવે ભગવાનથી સ્થિર રહેવાયું નહિ. તેમણે તેજ વખતે રઘુદાસને પોતાની દિવ્ય નારાયણ-મૂર્તિનાં દર્શન કરાવી વરદાન માગવાનો આગ્રહ કર્યો. બિચારા રઘુદાસ હવે બીજું કયું વરદાન માગે ? ભક્તવત્સલ ભગવાનનાં સાક્ષાત્ દર્શન થવાથી તેમના મનમાં આનંદ આનંદ થઇ ગયો હતો. પ્રભુનાં વચન સાંભળીને તેઓ કંપિત કંઠે કહેવા લાગ્યા: "અહા !

અહોભાગ્ય, મારાં અહોભાગ્ય છે. બ્રહ્મા અને ઇન્દ્રાદિ દેવતાઓને પણ જેનાં દર્શન દુર્લભ છે, તે તમે મારા જેવા એક ધીવરને માટે વૈકુંઠ છોડીને આ નિર્જન વનમાં પધાર્યા તેજ શું આપની ઓછી કરુણા છે! ધન્ય છે, ધન્ય છે પ્રભુ! આપની અપાર કરુણાને! આપની ભક્તવત્સલતાને! અહા! હવે હું આપની પાસે શું વરદાન માગું? પ્રભુ, પ્રભુ! આશીર્વાદ આપો કે હું નિરંતર આપના શ્રી-ચરણના ધ્યાનમાંજ તલ્લીન રહું–તેમાંજ નિમગ્ન રહું.”

આટલું કહેવા છતાં પણ ભગવાન તેને છોડતા નથી. તેઓ રઘુદાસને વરદાન માગવા માટે વારંવાર આગ્રહ કરવા લાગ્યા. રઘુદાસ શું કરે? ભગવાનની સાથે વધારે હઠ કરવાનું પણ તેમને ઠીક લાગ્યું નહિ, તેથી છેવટે કહ્યું: “હે પ્રભુ! જ્યારે આપની વરદાન આપવાનીજ ઇચ્છા થઇ છે તો પછી મને એજ વરદાન આપો કે, હું જે જાતિનો ધીવર છું, માછલાં મારવા એ જે મારો જાતિનો ધંધો છે, એ જે મારો મૂળ સ્વભાવ છે, તે મારો સ્વભાવ છૂટી જાય અને અન્નને માટે જીવહિંસા ન કરવી પડે! એવો આશીર્વાદ આપો. વળી હે પ્રભુ! અંતકાળે પણ મારી જીભ આપના પવિત્ર નામનું રટન કરતી અટકે નહિ અને તે વખતે મને આપનાં દર્શન થાય એટલુંજ મારે જોઇએ છે.” ત્યાર પછી ભગવાને રઘુદાસના મસ્તક ઉપર હાથ મૂકી “તથાસ્તુ” કહ્યું. ધીવર પરમ આનંદપૂર્વક ‘હરિ હરિ’ નામનો ધ્વનિ કરતો કરતો ઊઠીને ઊભો થયો અને ભગવાન પણ હસતા હસતા ત્યાંથી અંત-ર્ધાન થઇ ગયા.

પ્રભુને અંતર્ધાન થયેલા જોઇને રઘુદાસના દુઃખની સીમા રહી નહિ. હૃદયના આવેગને તેઓ રોકી શકયા નહિ. તેમણે તેજ વખતે મોટેથી રુદન કરવા માંડયું. તેમનું તે કરુણ રુદન સાંભળી-ને વજ્ર પણ પીગળી જાય તો મનુષ્યહૃદયનું તો પૂછવુંજ શું?

ઘણી વાર સુધી રુદન કર્યા પછી તેમનું હૃદય જરા શાંત થયું, એટલે તેઓ ધીરજ રાખીને ' હરિ હરિ ' બોલતા બોલતા ધીરે ધીરે વનની બહાર નીકળ્યા. હજુ પણ તેમના પગ ઊપડતા નથી. તેઓ આ વખતે તદ્દન બદલાઈ ગયા છે. પારસમણિના સ્પર્શથી જેમ લોઢું સુવર્ણ થઇ જાય છે, તેજ પ્રમાણે શ્રીહરિના સ્પર્શથી તેઓ પણ આનંદમય બની ગયા છે, તેઓ આનંદ-ઘેલા બની ગયા છે અને રસ્તે ચાલતા ચાલતા પણ શ્રીહરિનુંજ ધ્યાન ધર્યા કરે છે. કેટલીક વારે હરિભજન કરતાં કરતાં તેઓ પોતાને ઘેર આવી પહોંચ્યા. તે સમયે તેમના ઘરની સ્થિતિ બહુજ કરુણાજનક હતી. તેમની માતા અને પત્ની તે વખતે પૃથ્વી પર પડીને તેમના વિયોગે ક્રંદન કરીને ગગનમંડળ ભેદી નાખે છે. તેઓએ તો એમજ ધાર્યું છે કે રઘુદાસ આ દુનિયામાંજ નથી.

રઘુદાસે ઘરમાં પ્રવેશ કર્યો કે આસપાસના સઘળા લોકો તેના ઘરમાં એકઠા થઇ ગયા. અહા ! તેમની ચૂંગાલમાંથી કોણ બચવા પામ્યું છે ? બિચારા રઘુદાસ પણ તેમના વાક્પ્રહારમાંથી બચી જાય એમ તો હતુંજ નહિ. લોકો તેમને કહેવાને તલપાપડ થઇ રહ્યા હતા, તેથી રઘુદાસને જોતાંજ તેઓ તેમને કહેવા લાગ્યા કે, " અરે જા મારા ભાઇ ! તારી અક્કલ બહેર મારી ગઇ છે કે શું ? એટલું ભાન નહોતું કે મારા વિના મારી માતા અને સ્ત્રી દુઃખી થશે ! અરે ! આટલા બધા દિવસ કયાં ભરાઇ રહ્યો હતો ? વળી ઘરમાં અનાજના પણ તાકડા મળે નહિ એટલે તે બિચારાં ખાય પણ શું ? અરે જા, જા, તારા દિલમાં કાંઇ દયા પણ નથી ? જો, જો, તારા વિના તેઓ કેવી દુઃખી સ્થિતિમાં આવી પડયાં છે ! " આ ઉપરાંત બીજા અનેક શબ્દો રઘુદાસને સંભળાવી દીધા. બિચારા રઘુદાસને તો બોલવાનો વારો પણ આવ્યો નહિ; અને તેમને કાંઇ બોલવાનું પણ હતું નહિ. છેવટે પોતાના મનના ઊભરાઓ ખાલી

કરી સર્વ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. તેમના ગયા પછી રઘુદાસે પોતાની માતાને પ્રણામ કર્યા. તેમને જોઇને તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમને તો જાણે પોતાનું ગયેલું ધન મળ્યું હોય તેટલો બધો આનંદ થયો. તેઓ આનંદથી અધીરાં થઇ ગયાં. ત્યાર પછી તેમણે રઘુદાસને સ્નાન કરાવી ખવરાવ્યું. રઘુદાસ પણ ભોજન કરીને એકાંતમાં બેસી શ્રીહરિનું નામસ્મરણ કરવા લાગ્યા. તેમને ગમે તેટલી વાતો પૂછવામાં આવતી પરંતુ "હરિ, નારાયણ, મધુસૂદન" ઇત્યાદિ ભગવાનનાં નામો સિવાય બીજો એક પણ શબ્દ તેમના મુખમાંથી નીકળતો નથી. હવે તેમની રહેણીકરણી પણ તદ્દન બદલાઇ ગઇ. તેઓ દરરોજ પ્રાતઃકાળમાં સવેળા સ્નાનાદિથી પરવારી જઇ, તિલક કરી, તુલસીની માળા ધારણ કરી, ગામના દરેક રસ્તાઓમાં ફરતા હતા. તે વખતે પણ તેઓ શ્રીહરિના નામ સિવાય બીજું કાંઇ બોલતા નહિ. કોઇની પાસે કાંઈ માગતા પણ નહિ; પરંતુ અંતર્યામીની પ્રેરણાથી–તેમના મનોમય આદેશથી લોકો તેમને બોલાવી બોલાવીને માતા, સ્ત્રી અને તેમનું પોતાનું પૂરૂં થાય એટલું અન્ન આપતા હતા. રઘુદાસ તે લઈ જઇને માતાના હાથમાં મૂકતા હતા. પુત્રને આ પ્રમાણે સહેલાઇથી પેટપૂરતો યથેચ્છ ખોરાક પ્રાપ્ત થતો જોઇને જનનીના મનમાં વિસ્મય થતો, તેમ આનંદ પણ થતો હતો. તેઓ પંડે તેમજ રઘુદાસનાં સ્ત્રી બન્ને મળીને ભોજન તૈયાર કરતાં હતાં અને રઘુદાસને જમાડી પોતે પણ આનંદપૂર્વક ભોજન કરતાં હતાં. આ પ્રમાણે તેમના દિવસો સુખમાં પસાર થવા લાગ્યા.

એક દિવસ રઘુનાથ ગામના ચોરામાં બેઠા છે, કેટલાક બાળકબુદ્ધિવાળા છોકરા તેમની પાછળ પડયા છે અને તેમને પજવ્યા કરે છે. તેમાંથી કોઇ ગાળો દે છે તો કોઇ ધપ્પો મારી જાય છે, વળી કોઈ તેમની આંખોમાં ધૂળ નાખે છે તો કોઇ કાછડી કાઢી જાય

છે. આ પ્રમાણે તે છોકરાઓ તેમને મહાન કષ્ટ આપી રહ્યા છે. આટલું છતાં પણ રઘુદાસના મનમાં લેશમાત્ર પણ ક્ષોભ કે ક્રોધનો પ્રવેશ થતો નથી. આટઆટલું થવા છતાં પણ તેઓ તો શ્રીહરિનું સ્મરણ કરવામાંજ તલ્લીન છે. જ્યારે બહુજ ઉપદ્રવ થયો, ત્યારે રઘુદાસે પોતાના ઘર તરફ આવવાનો વિચાર કર્યો. આ પ્રમાણે વિચાર કરી જેવા તેઓ ઘર તરફ આવવા જાય છે કે રસ્તામાં એક દુષ્ટ બાળકે એક કાંટાવાળો દંડો લઇને તેમના નિતંબ ઉપર આઘાત કરવા માંડયા. આમ થવા છતાં પણ ભકતે તેની ઉપર બિલકુલ ક્રોધ કર્યો નહિ. આખરે દંડાના પ્રચૂર આઘાતથી તેમના શરીરમાંથી રુધિર નીકળવા માડયું; છતાં પણ તે બાળક તેમને પ્રહાર કરતાં બંધ પડયો નહિ. આ વખતે રઘુદાસના શરીરમાંથી બહુજ લોહી વહી ગયું અને તેથી તેઓ બહુજ અશકત થઇ ગયા. હવે તેમનાથી તેનો માર સહન થયો નહિ, તેથી તેઓ તે બાળકને ઉદ્દેશીને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા: "હે ભાઈ! મેં તારો શો અપરાધ કર્યો છે? મને નકામો શા માટે મારે છે? હવે બહુ થયું. દયા કરીને મને મારે ઘેર જવા દે." આટલું કહેવા છતાં પણ તે હતભાગ્ય બાળક પ્રહાર કરતો અટકયો નહિ, તેથી રઘુદાસના અંતઃકરણમાં અનહદ પીડા થવા લાગી. અંતર્યામીથી તે અજાણ્યું રહ્યું નહિ. તેઓ તરતજ પોતાના ભક્તની વહારે ધાયા. ચમત્કાર એવો થયો કે રઘુદાસ બે–ચાર ડગલાં ચાલ્યા કે પેલો બાળક ચૈતન્યહીન થઇને ધરણી પર પડી ગયો. બાળક પડયો કે તરતજ "શું થયું? શું થયું?" કરતા કરતા હજારો લોકો ત્યાં આગળ દોડી આવ્યા. આવીને જુએ છે તો તેના શરીરમાં પ્રાણ નથી. તેમાંના કેટલાક તેજ વખતે તે બાળકનાં માતાપિતા પાસે દોડી ગયા અને તેમને પોતાના પુત્રના મરણના દુઃખદાયક સમાચાર કહી સંભળાવ્યા. અહા! તે વખતે તેમના દુઃખનો પાર રહ્યો

નહિ. તેમના કરુણ રુદનથી પાષાણ પણ પીગળી જાય ! જોત-જોતામાં તે બાળકનાં માતાપિતા રડતાં કકળતાં ત્યાં આગળ આવી પહોંચ્યાં. તેમણે તેને ઘણી ઘણી વાર ઊંચકીને બેસાડવાનો પ્રયત્ન કર્યો પણ તે વૃથા ગયો. નાસિકા આગળ હાથ લગાડી જોયો, પરંતુ તેમાંથી શ્વાસોચ્છવાસ નીકળતો નહોતો. છેવટે નાડીપરીક્ષા કરવાથી તેમને ખાતરી થઇ કે બાળક આ લોકમાં નહોતો. પુત્રને મરણ પામેલો જોઇને તેઓ ઘણું કલ્પાંત કરવા લાગ્યાં; પણ તેથી શું વળે? તેમને પોતાના પુત્રના દુષ્ટ વ્યવહારની પહેલાંથીજ ખબર પડી ગઈ હતી, તેથી તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યાં કે, "અહા ! આ તો નક્કી તે નિરપરાધી રઘુદાસને દુઃખ દેવાનુંજ ફળ છે. અહા ! રઘુદાસ કાંઇ જેવા તેવા નથી; તેથી જો તે પ્રસન્ન થાય તો કદાચ આપણા પુત્રને જીવનદાન પણ આપી શકે; માટે ચાલો, તેમને પ્રસન્ન કરવાનોજ પ્રયત્ન કરીએ. જેના રોષથી બાળકનો પ્રાણ ગયો છે, તેની પ્રસન્નતાથી તે સજીવન થાય એમાં કાંઇ અસંભવિત નથી." આ પ્રમાણે વિચાર કરીને તેઓ પોતાના પુત્રના મૃત–દેહને લઇને રઘુદાસને ઘેર ગયાં અને તેને તેમના પગ આગળ મૂકી દઇને બન્ને હાથ જોડી અનેક કાલા-વાલા અને સ્તુતિ પ્રશંસા કરીને કહેવા લાગ્યાઃ "હે ભક્ત ! આ અમારો એકનો એક બાળક છે. અમારું વય પણ બહુ થઇ ગયું છે, એટલે હવે બીજો પુત્ર થાય એવી પણ આશા નથી; માટે અમારી સામે જોઇને એનો અપરાધ ક્ષમા કરી એને તથા અમને જીવનદાન આપો. હે દાસ ! જો અમારો આ પુત્ર સજીવન નહિ થાય તો અમે પણ જીવી શકીશું નહિ. હે દાસ ! તમે તો ભક્ત છો. તમારે તો શત્રુ પણ કોણ અને મિત્ર પણ કોણ? તમારે તો સઘળાને સમાન ગણવા જોઇએ; તો પછી આ અજ્ઞાન બાળકને આવો કઠોર દંડ શા માટે કર્યો ? "

આ પ્રમાણે કહીને તેઓ રઘુદાસના ચરણમાં આળોટી પડયાં. વિનયી રઘુદાસ પણ " અરે આ શું, આ શું કરો છો? હું અધમ ધીવર છું! છટ્, છટ્, તમે તે મને પગે લાગી શકો? આ શું કરો છો, શું કરો છો?" એમ કહેતાં કહેતાં અતિશય વિનયપૂર્વક તેમના હાથ ઝાલી તેમને બેઠાં કર્યાં અને કહેવા લાગ્યા કે, " જુઓ ભાઈ! એમાં મારો કાંઇ દોષ નથી. આ બાળકો હમેશાં મને પજવ્યા કરે છે. જો તમે તપાસ કરશો તો તમને ખબર પડશે કે હું તેમને કાંઇ પણ કહેતો નથી; પરંતુ હે ભાઈ! હું તો તે સર્વાન્તર્યામી શ્રીહરિને શરણે છું, તો તેણે મારૂં દુઃખ જાણીને આ પ્રમાણે કર્યું હોય તો કોણ જાણે! વારૂ, હું પહેલાં તે પ્રભુની પાસેજ તમારી વાત જણાવું; તે દયામય જો દયા કરીને એને સજીવન કરે તો કરે."

આ પ્રમાણે કહીને રઘુદાસે નયન મીંચી દીધાં અને શ્રીહરિનું ધ્યાન કરી તેમની પાસે તે બાળકને સજીવન કરવાની પ્રાર્થના કરવા લાગ્યા. ત્યાર પછી થોડી વાર રહીને તેઓ સઘળાને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે, " ભાઇઓ! હવે તમે બધા મળીને શ્રીહરિના નામની ધૂન મચાવી એ બાળકને ઊઠવાનું કહો, એટલે પ્રભુના નામના મહિમાથી તે સજીવન થશે."

રઘુદાસનાં વચનો સાંભળતાંજ સઘળા ઉચ્ચ કંઠે શ્રીહરિના નામની ધૂન મચાવીને તે બાળકને ઊઠવાનું કહેવા લાગ્યા. શ્રીહરિની કૃપાથી–તેમના નામોચ્ચારણના માહાત્મ્યથી તે બાળક જાણે ઊંઘમાંથી ઊઠયો હોય તેમ આળસ મરડીને બેઠો થયો. તેને બેઠો થયેલો જોઇને તેનાં માતાપિતાના અને ત્યાં આગળ ભેગાં થયેલાં માણસોના આનંદનો પાર રહ્યો નહિ. તે વખતે સઘળાં અત્યંત ઉલ્લાસભેર " હરિ હરિ" બોલી ઊઠયા. બાળક પણ તેમની સાથે " હરિ હરિ" બોલતાં બોલતાં રઘુદાસને પગે

લાગીને પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યો. રઘુદાસે તેને સ્નેહપૂર્વક પોતાની પાસે બેસાડી ચુંબન કરી કેટલોક ઉપદેશ આપ્યો અને તેનાં માતાપિતા સાથે ઘેર જવાનું કહ્યું. સઘળાંના આનંદનો પાર રહ્યો નહિ. ભજનનો અને ભગવન્નામનો પ્રભાવ જોઇને સઘળાં બહુજ વિસ્મય પામ્યાં અને રઘુદાસની પ્રશંસા કરતાં કરતાં પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. તેમના ગયા પછી રઘુદાસ પણ ભગવાનનું ભજન કરવામાં તલ્લીન થઇ ગયા.

ધીમે ધીમે આ વાત સઘળે ફેલાઇ ગઈ અને તેથી જુદા જુદા દેશોમાંથી અનેક લોકો રઘુદાસનાં દર્શન કરવાને આવવા લાગ્યા. હવે રઘુદાસને અન્નનું દુઃખ રહ્યું નહિ. ભાવિક લોકો ધન–રત્ન અને અમૂલ્ય વસ્ત્રાભૂષણોથી તેમનું સન્માન કરી, સદા–સર્વદા આનંદમાં રહેનારી તેમની સુંદર મૂર્તિનાં આનંદપૂર્વક દર્શન કરી પાછા ફરે છે. રઘુદાસ પણ તે સકળ ધનરત્નાદિ દીન, દુઃખી અને નિરાધારોને આપવામાં અને અતિથિ–અભ્યાગતોની સેવાચાકરી કરવામાં વાપરી નાખે છે. હવે તેમને કોઇ પણ બાબતમાં કોઇ પણ જાતનો અભાવ નથી.

ભગવદ્–ભજનના પ્રભાવથી રઘુદાસમાં એટલી બધી શક્તિ આવી ગઇ કે તેઓ જે બોલે તે સિદ્ધ થવા લાગ્યું. વખત જતાં રઘુદાસે એક વચનસિદ્ધિવાળા મહાપુરુષ તરીકે તે દેશમાં બહુજ પ્રતિષ્ઠા મેળવી અને હજારો લોકો તેમની પાસે આવવા લાગ્યા. છેવટે આ બધાથી કંટાળીને રઘુદાસે ઘરની બહાર નીકળવાનું પણ છોડી દીધું. હવે તેમનાથી ઘણા લોકોના સમાગમમાં ભજન-કીર્તન પણ કરાતું નથી. પ્રતિષ્ઠા એ ભજનધ્યાનનો પરમ શત્રુ છે. જે તેને ભજે છે–તેને મેળવવા જાય છે તે ભજનમાર્ગમાંથી વિચ્યુત થઇ જાય છે અને જે તેને છોડી દે છે તે ભજનના ધન-રૂપ ભગવાનને પ્રાપ્ત કરે છે. રઘુદાસ બહુ ભાગ્યવાન હતા, તેથી

તેમણે પ્રતિષ્ઠાનો શ્વાન-વિષ્ટાની પેઠે ત્યાગ કરી એકાન્તસ્થાનનો આશ્રય લીધો. હવે તેમનાં દર્શન થતાં બંધ થયાં. તેઓ એક એકાન્ત સ્થાનમાં બેસીને પોતાના પ્રાણારાધ્ય દેવતાની ભક્તિ કરવા લાગ્યા અને વારંવાર પ્રેમભાવમાં આવી જઇ અશ્રુવિસર્જન કરવા લાગ્યા.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા. એક દિવસ શ્રીનીલાચલનાથ શ્રીજગન્નાથજી તેમની પાસે કાંઈ ખાવાનું માગતા હોય એવો તેમને આભાસ થયો. તેમ થતાંજ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ તે એકાંત સ્થાનમાં સામાન્ય આહાર લઇને ભગવાનને નિવેદન કરવા બેઠા. અહો! ભગવાન તો ભક્તનેજ અધીન છે. ભકતે શુદ્ધ અંતઃકરણથી બોલાવ્યા કે તરતજ તેઓ ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇને રઘુદાસને બહુજ આનંદ થયો. તેમણે પ્રભુને પરમ આદરપૂર્વક દિવ્ય આસન ઉપર બેસાડયા અને સ્વહસ્તે તેમને આરોગાવવા લાગ્યા. અહો! પ્રભુ પણ હસતાં હસતાં રઘુદાસના હાથમાંનું અન્ન ખાવા લાગ્યા.

આ તરફ એવું થયું કે તેજ વખતે પુરીના મહારાજાએ શ્રીપ્રભુની સેવા નિમિત્તે નાના પ્રકારનાં ઉત્તમ પકવાન્નો સેવક મારફતે ભોગમંડપમાં મોકલ્યાં હતાં. ભોગમંડપથી પ્રભુનું મૂળ મંદિર થોડુંક દૂર છે તેથી ત્યાં આગળ રાખેલા દર્પણમાં પડતા પ્રતિબિંબનેજ નૈવેદ્ય ધરાવવામાં આવે છે. જ્યારે સઘળી સામગ્રીઓ આવી ગઇ ત્યારે પંડયાજી ભગવાનને ભોગ-નિવેદન કરવા બેઠા; પરંતુ દર્પણમાં તે વખતે પ્રતિબિંબ પડતું નથી. ઘણું ઘણું ધ્યાન કર્યું, ઘણી ઘણી પ્રાર્થનાઓ કરી તોપણ પ્રભુનું પ્રતિબિંબ જણાયુંજ નહિ. છેવટે નિરાશ થઇને તેમણે નૃપતિને કહ્યું કે, "મહારાજ! આ નૈવેદ્યમાં નક્કી કાંઇ દોષ હોવો જોઇએ; નહિ તો પ્રભુ એનો અંગીકાર કેમ ન કરે? મહારાજ! ઘણો ઘણો

પ્રયત્ન કરવા છતાં પણ ભગવાન આપનું નૈવેદ્ય સ્વીકારવાને પધારતા નથી; માટે હવે તે બધું નકામું છે." એ સાંભળીને મહારાજ બહુજ ઉદાસ થયા. આ વખતે તેઓ ગરુડ–સ્તંભ પાસે દર્ભાસન પાથરીને સૂઈ રહ્યા છે. પંડયાનું કથન સાંભળતાંજ તેમનું મન બહુજ ખિન્ન થઇ ગયું. તેઓ પ્રભુને ઉદ્દેશીને મનમાંજ કહેવા લાગ્યા: "હાય, પ્રભુ! મેં આપનો એવો તે શું અપરાધ કર્યો છે, કે આપ મારૂં નૈવેદ્ય આરોગતા નથી? શું મારા અપરાધથી આ સકળ સામગ્રી અપવિત્ર થઇ ગઇ છે? પ્રભુ, પ્રભુ! દયા કરીને–કૃપા કરીને જે હોય તે કહી દો. પ્રભુ! કહો, કહો, મારે તેનું કેવી રીતે પ્રાયશ્ચિત્ત કરવું? કયા પ્રાયશ્ચિત્તથી હું આપના અપરાધમાંથી મુક્ત થઇશ, તે પ્રભુ! હે દીનદયાળ! મને કહી દો; નહિ તો હવે મારો પ્રાણ રાખીશ નહિ."

સર્વાન્તર્યામીએ મહારાજાની વિનતિ સાંભળી. તેમણે સ્વપ્નમાં મહારાજાને દર્શન દઇને કહ્યું કે, "હે રાજન્! તું શા માટે દુઃખી થાય છે? શું હું નીલાચલમાં છું કે મારૂં પ્રતિબિંબ પડે? હે રાજન્! હું તો પિપિલી ગામમાં રઘુદાસ નામના ધીવરના ઘરમાં ભોજન કરવામાં રોકાયો છું; તો પછી હું તારૂં નૈવેદ્ય કેવી રીતે ગ્રહણ કરી શકું? અહા! તે જાતિનો ધીવર–માછી છે, પરંતુ તે મારી ઉપર બહુજ પ્રેમ રાખે છે. પોતાના પ્રાણના કરતાં, અરે બીજા સઘળા કરતાં તે મને વધારે ચાહે છે. તે જ્યાંસુધી મને નહિ છોડે ત્યાંસુધી મારાથી અહીં અવાશે પણ નહિ અને તારૂં નૈવેદ્ય અંગીકાર થશે પણ નહિ. હા, તને એમ થશે કે તારા આ રાજભોગ કરતાં દરિદ્ર ધીવરના સામાન્ય ઉપહારમાં આટલું બધું આકર્ષણ કેમ? પણ તેમાં તું બહુ આશ્ચર્ય પામતો નહિ. રાજન્! મને જે કાંઇ પદાર્થો ધરાવવામાં આવે છે, તેમાં સારા–નરસાનો હું વિચાર કરતો નથી. હું તો ફક્ત તે નિવેદન

કરનારના ભાવનેજ જોઉં છું તારી આ ભાવ વગરની સામગ્રીને હું શું કરૂં ? ભક્તનો ભાવ એજ મારૂં મુખ્ય આકર્ષણ છે. ભક્ત મને એક કણુ જેટલી સામગ્રી સાચા ભાવથી અર્પણ કરે છે, તેને હું સુમેરુ જેટલી માની લઉં છું; અને જેના અંતરમાં શ્રદ્ધા નથી, જેના અંતરમાં મારે વિષે ભક્તિ નથી તેની સુમેરુ સમાન સામગ્રી પણ મારે મન નકામી છે; માટે જો તારે તારી સામગ્રી મને ધરાવવી હોય તો એક કામ કર. હમણાંજ તે પિપિલી ગામમાં જઇને માતા અને પત્ની સાથે રઘુદાસને અહીં લાવ અને તેમને મારા પુણ્યક્ષેત્રમાં નિવાસ કરાવ. તેમ થશે તોજ હું તારી સામગ્રી અંગીકાર કરીશ."

આ પ્રમાણે કહીને ભગવાન અંતર્ધાન થઈ ગયા. મહારાજા પણ તેજ વખતે ઊઠીને ઘોડેસવાર થઇ પિપિલી ગામમાં ગયા અને રઘુદાસના બારણા આગળ ઊભા રહી તેમને બૂમો પાડવા લાગ્યા; પરંતુ તેમની તે બૂમો કોણ સાંભળે ! રઘુદાસ તો તે વખતે સેવકવત્સલની સેવા કરવાના આનંદમાંજ મસ્ત થઇ ગયા છે; એ આનંદ કાંઇ જેવો તેવો--સામાન્ય નહોતો. એ આનંદમાં લીન થઇ જઇને તો રઘુદાસ પોતાને પણ ભૂલી ગયા છે; તેમને પોતાની જાતનું પણ ભાન નથી, તો બહારની વાત તો સાંભળેજ કયાંથી ?

ઘણી બૂમો પાડતા છતાં પણ જ્યારે કાંઇ ઉત્તર મળ્યો નહિ, ત્યારે મહારાજાએ તેમના ઘરમાં પ્રવેશ કર્યો. જઇને જુએ છે તો રઘુદાસ પુલકિત કલેવરે–પ્રફુલ્લ વદને બેઠા છે. હાથમાં ખાવાનું છે અને તે કોઈના મુખમાં મૂકી દે છે; પરંતુ તે મુખ ત્યાં હોવા છતાં પણ મહારાજાને દેખાતું નથી. મુખ એક દિવ્ય આવરણમાં ઢંકાયલું છે. જ્યાંસુધી તે આવરણ દૂર ન થાય ત્યાંસુધી તેનાં દર્શન પણ થાયજ નહિ. જે આ સંસારનું સુખદુઃખ જોવાનું મૂકી દઇ સર્વ ભાવથી ભગવત્પરાયણ થઇ શકે તેનેજ તેનાં દર્શન થઇ

શકે છે, તેથી રઘુદાસને તે મુખનાં દર્શન થતાં હોવા છતાં પણ રાજાને તેનાં દર્શન થતાં નથી.

આ તરફ મહારાજાને આવી પહોંચેલા જોઇને શ્રીપતિ પણ રઘુદાસની સેવા છોડીને ત્યાંથી છૂટા પડયા. રઘુદાસ પણ "અરે, અરે પ્રભુ! કયાં ગયા, કયાં ગયા?" એમ બોલી રડતા રડતા પૃથ્વી પર પડી ગયા. તેમની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તે જોઈને મહારાજા મનમાં ને મનમાં બોલવા લાગ્યાઃ "અહા! જો આમ ન હોય તો પ્રભુ નીલાચલ છોડીને રાજભોગનો પણ ત્યાગ કરીને આટલે દૂર ધીવરના ઘરમાં આવેજ કેમ?" તેમણે તરતજ ભક્તને ઊંચકીને પોતાના ખોળામાં બેસાડયા અને મંદ સ્વરે કહેવા માંડયુંઃ "ધન્ય રઘુદાસ! તમને ધન્ય છે. તમારા જીવનને પણ ધન્ય છે. અહા! તમે પ્રભુને વશ કરવાનો મંત્ર કયાંથી લાવ્યા? બસ, હવે હું તમને છોડવાનો નથી. ચાલો ચાલો, તમારા પરિવારને લઇને મારી સાથે નીલાચલમાં ચાલો. તમારી કૃપાથી તેમની કૃપા થશે તો પણ હું કૃતાર્થ થઈશ."

ભગવાન અંતર્ધાન થઇ ગયા, એટલે રઘુદાસ જાગૃતિમાં આવી ગયા. ધીમે ધીમે તેમને ભાન આવ્યું. મહારાજા પોતાને ખોળામાં લઇને બેઠા છે, એ જોઇ રઘુદાસને બહુજ આશ્ચર્ય થયું. તેમને સંજ્ઞા પ્રાપ્ત થતાંજ મહારાજાએ તેમને પ્રણામ કર્યા અને તેમને સઘળી હકીકત નિવેદન કરી. નીલાચલનાથના વિરહતાપથી રઘુદાસનો પ્રાણ તે સમયે દુઃખી થઇ ગયો હતો, તેથી તેઓ મહારાજાની વિજ્ઞપ્તિને અસંમત થયા નહિ. આ તરફ મહારાજાનો સેવકવર્ગ સુસજ્જિત હસ્તી અને નિશાન વગેરે લઇને રઘુદાસના બારણા આગળ આવી ઊભો. ત્યાર પછી મહારાજે રઘુદાસને વસ્ત્રાભૂષણથી વિભૂષિત કરીને હસ્તી ઉપર બેસાડયા અને પોતે માવત થઇને હાંકવા બેઠા. રઘુદાસનાં જનની અને પત્નીને પાલખીમાં

બેસાડવામાં આવ્યાં. ત્યાર પછી મહાહર્ષના કોલાહલ વચ્ચે સઘળાંને લઇને મહારાજા શ્રીજગન્નાથપુરી આવી પહોંચ્યા અને તેમને મંદિરમાં લઇ જઇને શ્રીપ્રભુનાં દર્શન કરાવ્યાં. તેની સાથેજ ભોગમંડપમાં પ્રભુનું પ્રતિબિંબ પડવા માંડયું. પંડયાજીએ આનંદપૂર્વક પ્રભુને મહારાજાનું સમસ્ત નૈવેદ્ય નિવેદન કરી દીધું. ચારે દિશાઓ ભક્તવત્સલ પ્રભુના અને તેમના ભક્તના જયજયકારથી ગાજી ઊઠી. મહારાજાએ શ્રીપ્રભુના મંદિરની દક્ષિણે તેમને રહેવાને સકળ સામગ્રીઓથી સુસજ્જિત એક ઘર આપ્યું અને પ્રતિદિન પ્રભુનો પ્રસાદ મળ્યા કરે એવો બંદોબસ્ત કરી આપ્યો. રઘુદાસ, તેમની માતા અને પત્ની એ સઘળાં પરમ આનંદપૂર્વક પ્રભુનું ભજન અને સાધુસેવા કરવામાં જીવન વિતાડવા લાગ્યાં. યોગ્ય અવસર પ્રાપ્ત થતાં તેઓ આ લોકનો ત્યાગ કરીને પ્રભુના ધામને પ્રાપ્ત થયાં.





# २०–दरजी परमेष्ठी

દરેક જમીનમાં દરેક જાતનાં ફળો ફળતાં નથી. બીજને પણ પોતાને ઉપયુક્ત ભૂમિ વધારે સારી લાગતી હોય એમ જણાય છે. જો ઉપયુક્ત જમીન મળી જાય તો તે પોતાની મેળેજ અંકુરિત થઇ ઊઠે છે, પોતાની મેળેજ પત્રે-પ્રવાલે, ફૂલે-ફળે ફાલી ઊઠે છે. જો તેમ ન હોત તો કમળ મોટા મોટા પહાડ, પર્વત અને બીજાં અન્ય ઉચ્ચ સ્થળો મૂકીને ભૂમિ ઉપરના જળ નીચેના પંક-કાદવનો આશ્રય શા માટે લેત? અહા ! હજારો કમળ-પુષ્પો મંદ પવનથી આન્દોલિત થઇને ભૂમિમાં અપૂર્વ સુગંધ ફેલાવે છે, તેજ જો પર્વત જેવા નૈસર્ગિક સૃષ્ટિસૌંદર્યવાળા સ્થાનમાં થતાં હોત તો તેની શોભામાં કેટલો બધો વધારો થાત ? પરંતુ તેમ થાયજ કેમ ?

હરિભક્તિરૂપ કલ્પલતા જાતિ, કુળ, વિદ્યા અને વૈભવ વગેરે બાબતોમાં પર્વત કરતાં પણ પોતાને વધારે ઉચ્ચ માનવાવાળાઓનો સ્પર્શ કરતી નથી, પરંતુ તે તો ગમે તેવી બાહ્ય સ્થિતિવાળા પણ અભિમાન વગરના માણસનેજ શોધી કાઢે છે. દરિદ્રતારૂપી નીચા પ્રદેશમાંજ તેને આનંદ થાય છે. ત્યાંજ તે અંકુરિત થઇ ફૂલે-ફળે છે; તે છતાં પણ આ સંસારમાંના થોડાઓજ તેની શોભા જોઇ શકે છે અને ઘણાઓ તેને મુદ્દલે જોઈ શકતા નથી.

જે સમયની આ વાત છે તે સમયે દિલ્હી શહેરમાં હજારો ધનવાનો, હજારો અમીરઉમરાવો, હજારો જ્ઞાની–ગુણી નિવાસ કરે છે; પરંતુ તેમનામાં ભક્તિદેવીનાં દર્શન થતાં નથી. તેણે તો માત્ર એક દરિદ્ર દરજી પરમેષ્ઠી અને તેના પરિવારમાંજ વાસ કરેલો જણાય છે.

પરમેષ્ઠી પોતાના જાતિભાઈઓની માફક લૂગડાં સીવીનેજ પોતાની આજીવિકા ચલાવે છે. તેનામાં ઝાઝું જ્ઞાન નથી. દેખાવમાં પણ બહુજ કુબડો છે. તેના શરીરનો રંગ આફ્રિકાના હબસી જેવોજ છે. વળી બરડે મોટી ખાંધ નીકળી છે. પરંતુ તેથી શું થયું ? આવો કદ્રૂપો હોવાથી શું તેના ગુણો નાસી જાય છે? અહા! ખરેખર ભક્તિદેવીના પ્રભાવથી તે એક "વર્ણચોર કેરી" જેવો છે. એ જાતની કેરી ઉપરથી શ્યામ દેખાય છે; પરંતુ અંદર તો મધુર રસથી ભરપૂર હોય છે. તેજ પ્રમાણે પરમેષ્ઠીના કઢંગા–કદ્રૂપા રૂપ–રંગમાં જે સદ્‌ગુણો છે, તેની ગણના થઈ શકે એમ નથી. અહા ! તેનું વર્ણન કરવા જતાં મહાન કવિ કાલિદાસના "दूरीकृता खलु गुणैरुद्यानलता वनलताभिः" એ શબ્દો યાદ આવે છે. પરમેષ્ઠી, દરજી જાતિનો હોવા છતાં પણ તેણે પોતાના સદ્‌ગુણોથી અનેક ઉચ્ચ કુળવાનો અને વિદ્વાનોનો પણ પરાભવ કરી નાખ્યો છે. તે નીચ જાતિનો હોવા છતાં પણ જિતેંદ્રિય છે, દરિદ્ર હોવા છતાં પણ દાતા છે અને શ્રમજીવી હોવા છતાં પણ સદા-સર્વદા આનંદમાં રહેનારો છે. તે કદી પણ મિથ્યા વાર્તા કહેતો નથી–તેવી વાતો જાણતો પણ નથી. કેવળ આ જગત અનિત્ય છે એટલુંજ તે જાણે છે. તે જીવહિંસા જાણતો નથી; પરંતુ એકમાત્ર "અહં–મમ" નિજ– "હું અને મારૂં" એનીજ હિંસા કરી જાણે છે. તે આ અખિલ સંસારમાં સર્વત્ર ભગવાનની દિવ્ય વિભૂતિજ પથરાયલી જુએ છે. તે વારંવાર એવાજ વિચારો કરે છે કે,

"ભગવાન વાસુદેવજ સકળના પ્રભુ છે અને તેજ સર્વાંતર્યામી તરીકે દરેકના હૃદયમાં વિરાજી રહ્યા છે. તેમની ઇચ્છાથીજ આ ચરાચર વિશ્વ ચાલી રહ્યું છે."

આ પ્રમાણે ભગવાનના મહિમાનો વિચાર કરતાં કરતાં તે કોઈ કોઈ વખત બેભાન થઈ જાય છે. તે વખતે જો તે સીવતો હોય તો હાથમાંની સોય, દોરો અને કપડું, સઘળું જેમનું તેમ રહી જાય છે. તે વખતે તેનો દેહ આ મર્ત્યલોકમાં હોવા છતાં, આત્મા અમરલોકમાં વિચરે છે, તેની આંખમાંથી અશ્રુધારા વહી જાય છે અને કલાકોના કલાકો સુધી જળમાં ખીલી રહેલા તાજા કમળ-પુષ્પની પેઠે નિશ્ચલ બેસી રહે છે.

પરમેષ્ઠીને એક પુત્ર અને બે કન્યા, એમ ત્રણ સંતાન હતાં. પત્ની વિમળા બહુજ રૂપાળી તેમજ ગુણવાળી હતી. પુત્ર અને કન્યાઓમાં પણ માતાપિતાના ગુણ ઊતરી આવ્યા હતા, તેથી પરમેષ્ઠીના સંસારમાં અશાંતિની લેશ પણ ગંધ નહોતી. જ્યારે સંસારમાં દરેક પ્રકારનું સુખ હોય છે, ત્યારે ઘણા લોકો બધુંજ ભૂલી જઇને તેમાંજ તરબોળ થઇ જાય છે; પરંતુ પરમેષ્ઠીના સંબંધમાં તેમ હતું નહિ. સંસારનું સંપૂર્ણ સુખ હોવા છતાં પણ તેમાં તેને આસક્તિ નહોતી. ભગવાન, તેમના ભક્ત અને તેમના નામસ્મરણ ઉપરજ તેને અનહદ પ્રીતિ હતી. સૌ કરતાં ભગવાનના નામનું સંકીર્તન કરવાનું તેને બહુજ ગમતું હતું. તે ઉપર તેને વધારે પ્રેમ હતો. તેને જ્યારે જ્યારે અવકાશ મળતો ત્યારે ત્યારે તે ભગવાનનું ભજન કરવાને ચૂકતો નહિ. થોડો પણ અવકાશ મળતો, તો તરતજ તે ભગવાનનાં પવિત્ર કીર્તનો ગાવા મંડી જતો હતો. ગાતાં ગાતાં તેનો કંઠસ્વર ગદ્ગદ થઇ જતો હતો. સ્તંભ, સ્વેદ, અશ્રુ, આનંદ વગેરે સાત્ત્વિક ભાવોથી તેમનું શરીર ભરાઇ જતું હતું. અહા ! તેની તે સમયની આનંદમય

મૂર્તિ જોઇને તે દરજી હશે એમ કોઈ પણ કળી શકતું નહિ. તે વખતે સઘળાંજ તેને ધન્યવાદ આપવા, તેની પ્રશંસા કરવા અને કૃપા મેળવવા પ્રયત્ન કરતાં હતાં.

ભગવદ્ભક્ત હોવા છતાં તે પોતાની જાતિ-ધંધામાં કાંઇ કાચો નહોતો. તેને હાથે સિવાયલા જામા, પાયજામા, અંગરખાં વગેરે જોઇને તેની પ્રશંસા કર્યા સિવાય કોઇ પણ રહેતું નહિ. તે એવું તો ઝીણું અને સફાઇબંધ સીવતો હતો કે તેના જેવો કારીગર આખા દિલ્હી શહેરમાં નહોતો, તેથી શહેરમાં સઘળા અમીર-ઉમરાવ અને સ્વયં બાદશાહ પણ તેની પાસે દરેક પ્રકારનાં વસ્ત્રો સિવડાવી યથેષ્ટ પુરસ્કાર આપતા હતા.

એક વખત એવું થયું કે, દિલ્હીશ્વરના સુવર્ણ-સિંહાસન ઉપર બે બાજુ બે ગાલીચા મૂકવામાં આવ્યા હતા. બાદશાહ તેની ઉપર પોતાના બંને પગ નાંખીને બેસે છે, પરંતુ તે તેમને પસંદ નથી, તેથી તેમણે બીજા બે ઉત્તમ તકિયા તૈયાર કરાવવા માટે કિંમતી કપડું તૈયાર કરાવ્યું અને તેમાં સોનાની ટીકીઓ તથા હીરા, માણેક અને મોતી જડાવ્યાં. બાદશાહને આ કપડું બહુજ ગમ્યું છે, તેથી તેને વારંવાર જોયા કરે છે અને મનમાં ને મનમાં કારીગરનાં વખાણ કરે છે.

આગળ જણાવી ગયા તે પ્રમાણે પરમેષ્ઠી એક નિપુણ દરજી હતો અને તેની ઉપર સ્વયં બાદશાહને પણ બહુજ વિશ્વાસ હતો; તેથી તેમણે તરતજ તેને બોલાવી મંગાવ્યો. પરમેષ્ઠી બાદશાહ પાસે આવ્યો અને સલામ કરીને ઊભો રહ્યો, એટલે બાદશાહે કહ્યું કે, "હે દરજી! તું આ અમૂલ્ય વસ્ત્ર લઇ જા અને તેના બે ગાલીચા બનાવી લાવ. જોજે, સિલાઈમાં કોઇ જાતની ખામી આવે નહિ અને એની ઉપરનું એક પણ ફૂલ દબાઈ જાય નહિ. જા, જા, જલદીથી તૈયાર કરી લાવ. જો મને તે પસંદ પડશે, તો આજે હું

તને ન્યાલ કરી દઇશ."

"જહાંપનાહનો જેવો હુકમ." કહીને છેક નીચા વળી સલામ કરી પરમેષ્ઠી ત્યાંથી ચાલ્યો ગયો. ઘેર આવીને સ્નાન–ભોજન વગેરેથી પરવારીને તે બાદશાહના તકિયા સીવવા બેઠો. અહા! બે ગાલીચાની ખોળો સીવતાં તેને કેટલી વાર લાગે? થોડા વખતમાંજ બંને ખોળ તૈયાર કરી અત્તરવાળું સુગંધી તુલ તેમાં ભરી દઇને બંને ગાલીચા તૈયાર કરી નાખ્યા. અત્તર પણ જેવું તેવું નહિ, પણ ઘણુંજ ઊંચા પ્રકારનું હોવાથી પરમેષ્ઠીનું આખું ઘર બહેકી ઊઠયું. ગાલીચા ઉપર આવેલી સોનાની ટીકીઓ ઉપર ટાંકેલાં મોતી બહુજ ખીલી નીકળ્યાં છે, તેમ તે ઉપર આવેલા હીરા–માણેક પણ ઝગઝગી રહ્યાં છે. અહા! તેને મૂકવા જેવું સ્થાન પણ પરમેષ્ઠીના ઘરમાં કયાંથી હોય? ગાલીચા તૈયાર થતાંજ પરમેષ્ઠીએ બાદશાહ પાસે લઇ જવાનો વિચાર કર્યો, પરંતુ તે લઇને જેવો ઊભો થાય છે કે તરતજ એ બીજા નવીન વિચારમાંજ પડી ગયો.

જેમ જેમ ગાલીચાની મનોહર સુવાસ તેને આવવા લાગી અને જેમ જેમ તેના ઉપરના હીરા–માણેકનો અપૂર્વ ઝગઝગાટ તેના જોવામાં આવતો ગયો, તેમ તેમ તે વિચાર કરતો ગયો કે, "અહા! શું આવા અતુલનીય ગાલીચા એક સામાન્ય મનુષ્યના ઉપભોગમાં આવશે? દેવાધિદેવ વાસુદેવજ આનો ઉપભોગ કરવાને એકમાત્ર અધિકારી છે. અહા! આવી વસ્તુ જો એમને અર્પણ ન થાય તો પછી આપણી કારીગરી શું કામની? પરંતુ હે પ્રભુ! આ કાંઇ મારી પોતાની માલિકીના નથી એટલે શું કરૂં?" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે અચેતન થઇ ગયો. તેના દેહમાંથી આત્મબુદ્ધિ વિલુપ્ત થઈ ગઇ, ઇંદ્રિયો પણ શાન્ત પડી ગઇ. કોઇ કાંઇ જોતું નથી, સાંભળતું નથી અને કરતું પણ નથી. મનની

પણ તેવીજ અવસ્થા છે. તેનામાં પણ કાંઇ કરવાની શક્તિ નથી. તે આ વખતે આ લોકમાં હોવા છતાં પણ તેનો આત્મા આ મર્ત્યલોકનાં સુખદુઃખાદિથી અતીત એવી કોઇ જુદીજ સ્થિતિમાં પહોંચી ગયો છે.

એવી અવસ્થામાં પરમેષ્ઠીએ એક ચમત્કાર જોયો. ઘણાં વર્ષો ઉપર એક વખત તે શ્રીજગન્નાથપુરીમાં રથયાત્રા જોવા ગયો હતો. તે વખતે તેણે શ્રીજગન્નાથજીના રથનાં દર્શન કર્યાં હતાં. આજે પણ પરમેષ્ઠી તેનાંજ દર્શનમાં લીન થઈ ગયો છે. સેવકો શ્રીજગન્નાથજીને લઇને ઉલ્લાસભેર ચાલે છે, ચારે તરફ 'જય જય હરિ' નો ધ્વનિ છવાઇ રહ્યો છે, આગળ હજારો શ્વેત અશ્વો નાચતા કૂદતા ચાલ્યા જાય છે; સેવકો પરમ આનંદપૂર્વક એક પછી એક વસ્ત્ર પાથરતા જાય છે અને પ્રભુ શ્રીજગન્નાથજી તે ઉપર થઈને બીજા વસ્ત્ર ઉપર જાય છે. કઠિન આઘાતથી પથરાયલાં વસ્ત્રો પણ વારંવાર ફાટી જાય છે.

દૈવયોગે તેજ દિવસે રથયાત્રા છે અને જ્યારે પરમેષ્ઠી દિલ્હીમાં બેઠો બેઠો શ્રીજગન્નાથજીની રથયાત્રાનાં દર્શન કરે છે, તેજ વખતે જગન્નાથપુરીમાં પણ શ્રીજગન્નાથજીની ઉપર્યુક્ત રથયાત્રા ચાલી રહી છે. ભાવના આવેશમાં ને આવેશમાં પરમેષ્ઠી તે લીલામાં એટલો બધો લીન થઇ ગયો છે કે આ વખતે તે જાણે શ્રીનીલાચલમાં બેસીનેજ પ્રભુનાં દર્શન કરતો હોય એમ લાગે છે.

એટલામાં નીલાચલમાં એવું થયું કે શ્રીજગન્નાથજીની નીચે પાથરવાનું એક વસ્ત્ર ફાટી ગયું. સેવકો બીજું વસ્ત્ર લાવવાને મંદિર તરફ દોડયા; પરંતુ તેઓને બહુજ વિલંબ થયો. ભગવદ્ધ્યાનમાં લીન થયેલા પરમેષ્ઠીએ દિલ્હીમાં બેઠાં બેઠાં આ બનાવ જોયો. હવે તેમનાથી રહેવાયું નહિ. તેજ વખતે તેમણે પોતાની પાસેના બે ગાલીચામાંથી એક ગાલીચો શ્રીજગન્નાથજીને અર્પણ કરી દીધો.

શ્રીજગન્નાથજીએ પણ પરમ પ્રીતિથી તે ગ્રહણ કરી તેની ઉપર વિજય કર્યો. તે જોઇને પરમેષ્ઠીના આનંદનો પાર રહ્યો નહિ. તે પ્રભુના પાદપદ્મમાં દંડવત્ પ્રણામ કરી બન્ને હાથ જોડી ઊઠીને ઊભો થયો અને ઉન્મત્તની પેઠે બન્ને હાથ ઊંચા કરી નાચવા લાગ્યો. શ્રીજગદીશ્વરની રથયાત્રામાં બહુજ ભીડ થઇ છે, ધક્કા-મુક્કીનો પાર નથી, આગળ જવાનો પ્રયત્ન કરતાં હાડકાં કચરાઈ જાય છે. ધક્કાધક્કીમાં પરમેષ્ઠી લોકોના ટોળાની છેક પાછળ નીકળી ગયો. ત્યાંથી તેને શ્રીહરિનાં દર્શન થયાં નહિ, તેમ એવી બેહદ ભીડમાંથી આગળ પણ જઇ શકાયું નહિ. તરતજ તેના ત્યાંના જ્ઞાનનો લોપ થયો. તેને ચૈતન્ય આવ્યું. ચૈતન્ય આવતાંજ આંખો ઉઘાડી જુએ છે તો કાંઈ પણ નજરે પડયું નહિ. આથી તે બહુજ વિચારમાં પડી ગયો. તેને બહુજ આશ્ચર્ય થયું. તે પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યો કે, "અહા ! આ શું સ્વપ્ન છે? ના, ના, તેમ તો નથીજ. તેમ હોય તો મારા હાથમાંનો એક તકિયો કયાં જાય ? અહા ! સર્વાન્તર્યામી જગન્નાથ ! શું તમે મારા અંતરની વાત જાણી છે ? શું તમે એક ગાલીચો અંગીકાર કર્યો છે ? અહો ! મારૂં કેવું ભાગ્ય ! કેવું સદ્ભાગ્ય !"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેને ભાન આવ્યું. તેના તે આનંદની સાથે તેનો ભય પણ વધી ગયો. તે એક ક્ષણે વિચાર કરે છે કે, "અરે, મેં આ શું કર્યું ? એ તો બાદશાહનો ગાલીચો હતો. અહા ! તે બાદશાહને ન આપતાં શ્રીજગન્નાથ-જીને આપી દીધો, તો હવે બાદશાહ મને જવા દેશે ?" વળી બીજી ક્ષણે એવો વિચાર કરે છે કે, "છટ્ છટ્, મારા જગન્નાથ પાસે દિલ્હીશ્વર શી ગણત્રીમાં છે !"

પરમેષ્ઠી આ પ્રમાણે ભય અને અભયના સંગ્રામમાં ઝોલાં ખાય છે, તે વખતે બાદશાહના સિપાઇઓ તેના ઘર આગળ

આવીને બૂમો પાડવા લાગ્યા કે: “ અરે, ઓ દરજી ! બાદશાહના ગાલીચા તૈયાર થયા કે નહિ ? જહાંપનાહે બન્ને ગાલીચા લઇને તને હમણાં ને હમણાં બોલાવ્યો છે, માટે ચાલ, ચાલ ઝટ કર.”

“ હા, હા, થયા છે. ચાલો ચાલો.” બોલતાં બોલતાં પરમેષ્ઠી ઊઠીને બહાર આવ્યો અને બાદશાહના સિપાઇઓ સાથે એક ગાલીચો લઇને દરબારમાં આવી પહોંચ્યો. દરબારમાં જઇને દૂરથી સલામ કરતાં કરતાં બાદશાહ પાસે જઇને પેલો એક ગાલીચો મૂકી દઇ બન્ને હાથ જોડીને ઊભો રહ્યો. ગાલીચાની સિલાઇ જોઈને બાદશાહ બહુજ પ્રસન્ન થયા; પરંતુ આ પ્રમાણે ફક્ત એકજ ગાલીચો શા માટે લાવ્યો તે તેમનાથી સમજી શકાયું નહિ. તેઓ હસતા મુખે બોલ્યા: “ હે ભાઇ ! આ એકજ ગાલીચો કેમ લાવ્યો ? બીજો ક્યાં ગયો ? શું હજી સુધી સીવ્યો નથી ? બોલ, બોલ, સાચેસાચું કહી દે. ”

પરમેષ્ઠી બાદશાહને પગે પડીને બોલ્યો: “ જહાંપનાહ ! બન્ને ગાલીચા તૈયાર થયા હતા, પરંતુ તેમાંનો એક નીલાચલ-નાથ જગન્નાથે સ્વીકાર્યો છે, તેથી આ એકજ આપની પાસે લાવી શક્યો છું. ગરીબપરવર ! હું ખોટું કહેતો નથી, સાચુંજ કહું છું.” એ સાંભળીને બાદશાહ હસી પડયા અને સાથે સાથે જરા વિરક્ત પણ થયા. ત્યાર પછી થોડી વારે પરમેષ્ઠીને સંબોધીને તે બોલ્યા: “ અરે, આમ ગાંડાની પેઠે શું બકે છે ? ક્યાં તે નીલચાલ ને ક્યાં આ દિલ્હી ! અહીંથી તેં ગાલીચો આપ્યો પણ કેવી રીતે અને ત્યાં રહીને તેમણે લીધો પણ કેવી રીતે ? અરે શું તને ખબર નથી કે હું દિલ્હીશ્વર છું ? મારી દિલ્હીમાં આવીને મારો ગાલીચો લઇ જાય એવો કોણ છે ? આ બધા ઢોંગ–સોંગ છોડી દે અને જે કાંઇ બન્યું હોય તે સાચેસાચું કહી દે; નહિ તો હમણાંજ બૂરા હાલ થશે. ”

બાદશાહની આવી ધમકી છતાં પરમેષ્ઠી હાથ જોડીને બોલ્યો: "જહાંપનાહ! હું સાચુંજ કહું છું. એક ગાલીચો નીલાચલનાથ શ્રીજગન્નાથ લઈ ગયા છે અને બીજો આપને માટે લાવ્યો છું. મહારાજ! હું સાચુંજ કહું છું. હવે મને મારવો કે જીવાડવો આપનાજ હાથમાં છે; પરંતુ હે ગરીબપરવર! શ્રીજગન્નાથજી ત્યાં રહ્યા રહ્યા ગાલીચો લઇ ગયા, તેમાં તમને શા માટે આશ્ચર્ય લાગે છે? શા માટે તમે તે અસંભવિત ધારો છો? શ્રીજગન્નાથજી આ અખિલ જગતના નાથ છે. શું આપનું આ દિલ્હી જગતની બહાર છે? તે વિભુ છે. તેના વિના કોઇ પણ સ્થાન હોતું નથી. તે નથી એવું કોઇ પણ સ્થાન નથી. તેમનું ધામ પણ તેમના જેવુંજ છે. તેમની પેઠે તેમનું ધામ પણ સર્વદા સર્વત્ર વિરાજમાન છે; તો પછી દિલ્હીમાંથી તેમણે ગાલીચો લીધાની વાત મિથ્યા શા માટે માનો છો? વળી હે બાદશાહ! તેઓ પ્રાણીમાત્રના અંતરમાં વ્યાપી રહ્યા છે. પ્રાણીમાત્રના અંતરમાં રમણ કરી રહ્યા છે. તેઓ દરેકે દરેકના અંતરની દરેક દરેક વાતો જાણે છે. આપણે આપણા મનમાં જે કાંઇ બોલીએ છીએ તે પણ તે સાંભળે છે. વળી તેવીજ રીતે આપણે શુદ્ધ અંતઃકરણથી તેમને આપણા મન સાથે જે સામગ્રીનો ઉપભોગ કરાવવાની ઇચ્છા કરીએ છીએ તે તેઓ પરમ આનંદપૂર્વક ગ્રહણ કરે છે. વળી જહાંપનાહ! સાચેસાચુંજ કહું છું કે આપના ગાલીચા જોઇને મારૂં મન બહુજ વ્યાકુળ થયું હતું. તેને જોઇને હું તે મારા પ્રભુને અર્પણ કરવાને અસ્થિર થઈ ગયો હતો, તેથીજ તેમણે દયા કરીને તેનો સ્વીકાર કર્યો છે. મહારાજ! આપનું ધ્યાન પહોંચે તેમ કરો; પરંતુ શ્રીજગન્નાથજીએ આપનો ગાલીચો સ્વીકાર્યો તેથી તમે બહુજ ભાગ્યવાન છો અને ભવિષ્યમાં થશો. પ્રભુ! આ સઘળું મારા અંતઃકરણની ભાવનાના

બળથીજ બન્યું છે; માટે આપ જે કાંઈ કરો તે પહેલાં બહુજ વિચારી જોજો, એટલીજ મારી પ્રાર્થના છે."

હવે બાદશાહને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો. તેઓ રાતી આંખો કરીને કર્કશ સ્વરે બોલી ઊઠયા: "હે દરજી! હું તને હજી પણ કહું છું કે તું સમજ. હું દિલ્હીશ્વર છું. બધા મુલકની ભક્તિ તારા જેવા એક મલિન દરજીમાંજ આવી ગઇ કેમ? અરે, કોઇ છે કે? જાઓ, જાઓ, આ દુષ્ટ, ધૂતારા દરજીને હાથેપગે બેડીઓ નાખી અંધારી ઓરડીમાં પૂરી દો. વળી હું હુકમ કરૂં છું કે, એને ખાવાનું પણ આપશો નહિ, તેમજ એની ઓરડીનું તાળું પણ ઉઘાડશો નહિ. જોઉં છું કે એનો કયો બાપ આવીને એની રક્ષા કરે છે? જા, જા; જે જગન્નાથ આવીને તારી પાસેથી મારો ગાલીચો લઇ ગયા, તે આવીને હવે તને બચાવશે અને ખાવાપીવા પણ આપશે."

બાદશાહના મુખમાંથી ઉપલા શબ્દો પૂરેપૂરા નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો પ્રહરીઓએ આવીને પરમેષ્ઠીને પકડી લીધો અને હાથમાં બેડીઓ નાખી કેદખાનામાં લઇ જઇ એક અંધારી ઓરડીમાં પૂરી દીધો. બારણે તાળું દઈ દેવામાં આવ્યું અને તેની ઉપર પહેરો મૂકી દેવાયો.

દુષ્ટ પ્રહરીઓના મુષ્ટિપ્રહારથી પરમેષ્ઠીનો બરડો ફાટી ગયો હતો અને તેમાંથી રુધિર નીકળતું હતું. વળી તે ઉપરાંત શૃંખલાબંધનથી તેનું શરીર જકડાઇ ગયું હતું, પણ પરમેષ્ઠીનું તે ઉપર લક્ષ્ય નથી. તે તો આવી વિપદવસ્થામાં પણ એકમાત્ર મધુસૂદનનુંજ ધ્યાન કર્યા કરે છે. તેને બીજી વાતો નથી, બીજા વિચારો પણ નથી. ચિંતામણિના દરબારમાં આ વાર્તા એક નિમેષમાં પહોંચી ગઇ. ભક્તવત્સલ તરતજ ભક્તની રક્ષા કરવાને તૈયાર થઇ ગયા અને નીલાચલથી દિલ્હી શહેરમાં આવી પહોંચ્યા.

અર્ધ રાત્રિ વીતી ગઇ છે. કેદખાનાના પ્રહરીઓ પણ જાગૃત-જ છે. તે સમયે મહાપ્રભુ જગન્નાથજી, પરમેષ્ઠીને જે કેદખાના-માં પૂરવામાં આવ્યો હતો તેના દ્વાર પાસે આવી પહોંચ્યા. સઘળા પ્રહરીઓને મોહનિદ્રામાં નાખીને ભગવાને અંદર પ્રવેશ કર્યો. પરમેષ્ઠીના ઓરડાનાં બારણાં ઊઘડી ગયાં; પરંતુ પરમેષ્ઠી-ને તેની ખબર નથી. તેઓ તે વખતે પણ તન્મયતાથી તેમના નામનું મનન કરે છે અને રુદન કર્યા કરે છે. શ્રીપ્રભુએ તે વખતે તે ઓરડામાં પ્રવેશ કરીને અમૃતપૂર્ણ સ્વરથી પરમેષ્ઠીને બોલાવ્યો.

અહા! અહા કેવો મિષ્ટ—કેવો મધુર એ સ્વર! અહા! શિશુના કંઠમાંથી પહેલી વખતજ નીકળતા બા બા–મા મા શબ્દો પણ તેનાં માતાપિતાને આટલા બધા મિષ્ટ નહિ લાગતા હોય! તે સુમિષ્ટ સ્નેહસંબોધન સાંભળીને પરમેષ્ઠી ચમકી ઊઠયો. તે એકદમ વિચારમાં પડી ગયો અને કહેવા લાગ્યોઃ “અહા! આ દાનવપુરીમાં દેવતાઓના અમૃતનો સંચાર કયાંથી થયો?” આંખો ઉઘાડીને જુએ છે તો નીલકાંતમણિના દિવ્ય પ્રકાશથી તેની અંધારી ઓરડી પ્રકાશી રહી છે. તે જોતાંજ “અરે, અહા! આ શું?” એવા શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા. જોત-જોતામાં તે દિવ્ય પ્રકાશથી જ્યોતિર્મય જગન્નાથજીની મૂર્તિ દેખાવા લાગી. પરમેષ્ઠીએ પોતાનાં ચર્મચક્ષુથી જોયું કે, પોતાના-પ્રાણારાધ્ય પ્રભુ પ્રસન્નતાથી પોતાના એક વરદ હસ્તે અભય-મુદ્રાથી તેમને અભયદાન આપે છે અને બીજે હસ્તે ઘર ઘર સુદર્શન ચક્ર ફેરવ્યા કરે છે. સુદર્શન ચક્રે પણ આજે અતિશય ઘોર ભીષણ સ્વરૂપ ધારણ કર્યું છે; અને જ્યારે તે ફરે છે ત્યારે તેમાંથી જાણે પ્રલયાગ્નિ વરસતો હોય એમ જણાય છે. પ્રભુની આ કોમળ કમનીય મૂર્તિ જોઇને પરમેષ્ઠી પરમ આનંદમાં વિવશ થઇ ગયો. થોડી વારે તેને ભાન આવ્યું એટલે તરતજ તે ભગ-

વાનના ચરણકમળમાં આળોટી પડયો અને તેમની પાસે દયામણે મોઢે રુદન કરવા લાગ્યો; પરંતુ આ બધું કેવી રીતે ? તેના હાથપગમાં તો લોઢાની સાંકળો પડી છે ! પ્રભુની કૃપાદૃષ્ટિ થતાં પરમેષ્ઠીનાં તે બંધનો પણ તૂટી ગયાં. આનંદ અને વિસ્મયથી તેમનું મન ઝોલાં ખાવા લાગ્યું. પોતે કોણ છે અને શું થાય છે તે સઘળું ભૂલી ગયો. આખું શરીર જડ થઇ ગયું–હલાયુંચલાયું પણ નહિ; પરંતુ તેનું કાંઇ પણ શ્રીજગન્નાથજીથી અજાણ્યું રહ્યું નહિ. તેમના રક્ત અધરની ધારોમાં, તેમના કમળનયનના ખૂણાઓમાં મિષ્ટ–મધુર હાસ્યના જે પરમાણુ ખેલ્યા કરતા હતા તે સઘળા એકત્રિત થઇને જાણે તેનો એક મોટો ફુવારોજ ફૂટવા માંડયો ! ભગવાન એકાએક હસી પડયા અને પરમેષ્ઠીને સંબોધીને કહેવા લાગ્યા: " હે પરમેષ્ઠિ ! જેને મારી સહાય છે, તેને શો ભય છે ? જો, જો, વત્સ ! જ્યાંસુધી મારા હાથમાં આ સુદર્શનચક્ર છે, ત્યાંસુધી ભક્તોએ લેશમાત્ર પણ ભય રાખવો નહિ. બીજા ગમે તેટલા બળવાન હોય પણ યાદ રાખજે કે મારા ભક્તો તે સર્વથી વધારે બળવાન છે. આવ, બેટા ! આવ. મારી પાસે આવ."

પરમેષ્ઠી તેમની પાસે શું આવે ? તે તો તેમની કરુણાની વિમળ ધારા જોઇને અવાક્ થઇ ગયો અને વારંવાર પ્રણામ કરીને રડવા લાગ્યો. તે પોતાની સ્વભાવસુલભ દીનતાને વશ થઇને મનમાં વિચાર કરવા લાગ્યો કે, " અહા ! હું મહાઅધમ–મહાપાપી છું. શું હું તેમની સમીપ જવાને યોગ્ય છું ? "

ભક્તની દીનતા જોઇને ભક્તવત્સલને વળી વિશેષ આનંદ થયો, તેથી તેમણે પોતે તેની પાસે જઇને તેના મસ્તક ઉપર પોતાનો વરદ હસ્ત મૂકયો. શ્રીપ્રભુના શ્રીઅંગનો સ્પર્શ થતાંજ પરમેષ્ઠીનું અંગ અનંગના જેવું સુંદર અને મનોહર થઇ ગયું. બરડા ઉપર-

ની ખૂંધ પણ જતી રહી અને આનંદસાગરમાં નિમગ્ન થઇને પોતાને તેમજ પ્રભુને પણ ભૂલી ગયો.

આ તરફ ભગવાન પણ પરમેષ્ઠીને કૃતાર્થ અને બંધનમુક્ત કરીને બાદશાહના શયનમંદિરમાં જઇ તેને સ્વપ્નદ્વારા તાડન કરી શ્રીનીલાચલ ચાલ્યા ગયા. તરતજ બાદશાહ ઊઠીને બેઠા થયા. ચારે તરફ જોયું પણ કાંઇ દેખાયું નહિ, તેથી તેઓ ઊંડા વિચારમાં પડી ગયા. તે વિચારવા લાગ્યા કે, “ અરે, ત્યારે શું આ સ્વપ્ન છે ? ના, એમ કેમ કહેવાય ? મારૂં આખું અંગ ધ્રુજાવી મૂક્યું છે અને તેમણે કરેલા પ્રહારનાં ચિહ્નો હજી પણ દેખાય છે. અહા ! આ તે શું થઇ ગયું ? ”

ક્રમે ક્રમે પ્રભાત થયું. હવે બાદશાહથી શોભાયું નહિ. તેમણે તરતજ પોતાના વિશ્વાસુ મિત્રને બોલાવી મંગાવ્યા અને તેમને પોતાના સ્વપ્નની વાત કહી સંભળાવી. ત્યાર પછી સઘળા બંદીખાને ગયા. જઇને જુએ છે તો પ્રહરીઓ હજુ નિદ્રાવશ છે, સઘળા દરવાજા ઉઘાડા છે; વળી પરમેષ્ઠીના હાથપગમાં એકે બંધન નથી, મારનો ઘા દેખાતો નથી અને કૂબડું રૂપ પણ નથી. તેનો દેહ દિવ્ય પ્રકાશથી દીપી નીકળ્યો છે, વદનમંડળમાં અપૂર્વ લાવણ્ય સ્ફુરી રહ્યું છે અને તે પ્રસન્નતાથી અંતર્યામીનું ધ્યાન કરવામાં તલ્લીન થઇ ગયો છે.

પરમેષ્ઠીને જ્યારે ભાન આવ્યું ત્યારે પ્રથમ તો પોતાના પ્રભુને ન જોવાથી તે બહુજ વ્યાકુળ થઇ ગયો અને પ્રભુના નામનું રટન કરવા લાગ્યો.

પરમેષ્ઠીની અવસ્થા જોઇને દિલ્હીપતિને આશ્ચર્ય થયું, તેમ ભય પણ થયો. ત્યાર પછી તેઓ તેને નાના પ્રકારે પ્રસન્ન કરવા લાગ્યા અને અમૂલ્ય વસ્ત્રાભૂષણોથી વિભૂષિત કરીને પોતાના ખાસ

હાથી ઉપર બેસાડી વાજતેગાજતે આખા શહેરમાં ફેરવ્યો. વળી બહુ બહુ ધનરત્ન આપીને તેની ક્ષમા માગી. આ અલૌકિક બનાવની વાત સાંભળીને સઘળાં આશ્ચર્યચકિત થઇ ગયાં. ભક્તના જયજયનાદથી સમસ્ત શહેર ગાજી રહ્યું; પરંતુ એ સઘળું ભક્ત પરમેષ્ઠીને ગમ્યું નહિ. તેને આથી બહુજ લજ્જા થઈ અને પ્રતિષ્ઠાના ભયથી સત્વર દિલ્હી શહેરનો ત્યાગ કરી તે બીજા દેશમાં ચાલ્યો ગયો; તથા ભક્તને ઉચિત ભજનપૂજન કરવામાં પોતાનું આખું જીવન વ્યતીત કરી, અંતે ભક્તને ઉચિત એવી ઉત્તમ ગતિને–પરમ પદને પ્રાપ્ત થયો.





# ૨૧–માધવાચાર્ય

પતિ–પત્નીનાં મન–પ્રાણ એક હોય તોજ સંસારનું સુખ સંભવે છે; પરંતુ મન અને પ્રાણની એકતા થવી–મળી આવવી બહુજ દુર્લભ છે. માધવાચાર્ય એ બાબતમાં ભાગ્યશાળી હતા. તેમનું અને સતી સત્યવતીનું મન એકીભૂત થયું હતું. બંને જણનાં હૃદય સ્વચ્છ દર્પણ જેવાં હતાં. દરેકના હૃદયમાં એકબીજાનું પ્રતિબિંબ પડતું હતું અને તેથી એકબીજાને સંપૂર્ણ રીતે જોઇ શકતાં હતાં. બંનેનાં અંતર તેમજ શરીરો પર બંનેનો અધિકાર હતો.

માધવાચાર્ય જાતે બ્રાહ્મણ હતા, સ્થિતિ સામાન્ય હતી. તેઓ ભગવાન માધવની સેવા વિના બીજું કાંઇ જાણતા નહોતા. વળી તેઓ બહુજ દયાળુ હતા, તેથી તેમને ઘેર આવેલો કોઇ પણ ભિખારી નિરાશ થઇને પાછો જતો નહિ. તેઓ સદાચારનો સ્વચ્છ માર્ગ મૂકી દુરાચારના કુટિલ પથમાં પગ મૂકતા નહિ. માધવાચાર્ય પોતાનો સઘળો વખત ઇશ્વરનું કીર્તન કરવામાં, ભક્તિના ગ્રંથો વાંચવામાં અથવા તો બીજા ભગવદ્ભક્તો સાથે ભગવત્‌કથાની ચર્ચા કરવામાંજ વ્યતીત કરતા હતા. વૃથા કૂથલી કરવી તેમને બિલકુલ ગમતી નહોતી.

સતી સત્યવતી સ્વામીને દરેક કાર્યમાં સહાય કરતાં હતાં. કાયાની પાછળ છાયાની પેઠે તેઓ દરેક કાર્યમાં પોતાના પતિને

અનુસરતાં હતાં. તેમનું બાહ્ય સ્વરૂપ જેવું સુંદર અને મનોહર હતું, તેવુંજ તેમનું આંતરિક સ્વરૂપ હતું. તે રૂપ પણ આ લોકમાં–આ મર્ત્યલોકમાં હોવા છતાં આ લોકનું નહોતું. સુંદરી પોતાના પતિને, શ્રીપતિને અને સાધુસંતોને સમાન ગણતાં હતાં અને સદ્ભાવપૂર્વક એ ત્રણેની સેવા કરતાં હતાં.

આજ છ માસ થયાં આ બ્રાહ્મણ–દંપતીના પ્રીતિરૂપી હીરકવૃક્ષ ઉપર માણિકયના જેવું એક સુંદર મનોહર ફળ ફળ્યું છે. તેને લઇને તે બન્ને એક પ્રકારનો નવીન આનંદ અનુભવે છે. માધવાચાર્ય દરેક પળે તે બાળકના મનોહર મુખને નિહાળ્યા કરે છે અને વિચારે છે કે, "અહા, અહા ! આ અમરલોકનું માધુર્ય આ લોકમાં કયાંથી હોય! અહા ! નક્કી આ શિશુ તો અનુપમ આનંદસાગર પ્રભુજીનુંજ એક અમૃતબિંદુ છે. તેમ ન હોય તો તેનામાં આવો મસ્ત માધુર્યનો અખૂટ ભંડાર કયાંથી હોય? આ પ્રમાણે વિચાર કરીને માધવાચાર્ય પોતાના બાળકને વારંવાર છાતીસરસો ચાંપી ચુંબન કરે છે અને તેના સ્પર્શથી અપૂર્વ આનંદ અનુભવે છે. સત્યવતી પણ બાલકને એક ક્ષણ પણ વીલો મૂકતાં નથી; તેને પોતાની નજર બહાર થવા દેતાં નથી.

એક દિવસ માધવાચાર્ય પોતાના ઇષ્ટદેવના ભોગને માટે એક તુંબીફળ (દૂધી) લાવ્યા છે, રાત્રિનો લગભગ એક પ્રહર વીતી ગયો છે. સત્યવતી પુત્રને ખોળામાં લઇને બેઠાં બેઠાં તેને સુધારે છે, એટલામાં તેમણે દૂરથી આવતો કીર્તનનો ધ્વનિ સાંભળ્યો. આ કીર્તન બીજા કોઈનું નહિ, પરંતુ આ કલિકાળના જીવોના પાપતાપનું પ્રશમન કરવાને આ પૃથ્વી પર અવતરેલા અને અધિકારી કે અનધિકારીનો વિચાર ન કરતાં દરેકના કંઠમાં પ્રભુપ્રેમ અને પ્રભુનામની મોહનમાળા પહેરાવી કૃતાર્થ કરી રહેલા શ્રીગૌરાંગદેવનું હતું.

આજે દૈવયોગે શ્રીગૌરાંગદેવને રાત્રિને સમયે નગરકીર્તન કરવાની ઇચ્છા થઈ. તેમણે પોતાની તે ઇચ્છા પોતાના બંધુ નિતાઇને કહી સંભળાવી. નિતાઈને તો એ વાત બહુજ ગમતી હતી. નામસંકીર્તન એ પાખંડ-દલનનું મુખ્ય સાધન છે, તેથી શ્રીગૌરાંગ પ્રભુની ઇચ્છા પ્રમાણે નગરકીર્તન કરવાને તેણે સઘળી તૈયારી કરવા માંડી. સેંકડો મશાલો તૈયાર થઇ ગઇ. ભક્ત લોકોને ઘેરેઘેર આ સંવાદ પહોંચાડી દીધા. સંધ્યા થઈ ન થઇ એટલામાં ચારે તરફથી લોકોનાં ટોળાં આવવા લાગ્યાં. મશાલના અજવાળાથી ચારે દિશાઓ ઉજ્જવલ થઈ ગઈ. શ્રીગૌરાંગ ભગવાને કેસરચંદનથી સઘળાંને અલંકૃત કરી દીધાં. ચારે તરફથી ભુવનમંગળ હરિધ્વનિ સંભળાવા લાગ્યા. કાંસીજોડાં, કરતાલ અને ઢોલક વગેરે વાગવા માંડયાં. શંખ અને શરણાઈના મંગળનાદથી દિગદિગંત ગાજી ઊઠયાં. ગદાધરના હોઠમાં હવે હાસ્ય માયું નહિ. તેમણે આનંદપૂર્વક પ્રભુના કંઠમાં દોલનમાળા પહેરાવી દીધી. પરસ્પર નયનદ્વારા કાંઈ વાતચીત પણ થઇ ગઇ. નિતાઇના સમસ્ત અંગમાં પ્રેમ વ્યાપી ગયો અને પ્રેમાવશમાં આવીને પ્રભુનાં કીર્તનો ગાતાં ગાતાં નાચવા લાગ્યા. શ્રીગૌરાંગપ્રભુના અંગ-પ્રત્યંગમાં પણ ભાવતરંગો ઉછાળા મારવા લાગ્યા અને તેના રંગથી તેમણે પણ નાચવા માંડયું. એક પછી એક પ્રભુનાં અનેક સંકીર્તનો ગવાવા માંડયાં. શ્રીગૌરાંગ પ્રભુ સંકીર્તન કરતા તથા પ્રેમાવેશથી નાચતા-કૂદતા આ પ્રમાણે આખા ગામમાં ફરે છે. શહેરમાં બાળક, વૃદ્ધ, યુવક-યુવતી, સઘળાં આ આનંદના પ્રસંગમાં આનંદપૂર્વક ભાગ લે છે. જોતજોતામાં તે આનંદમંડળી માધવાચાર્યના ઘર પાસે આવી પહોંચી. દૂરથી કીર્તનધ્વનિ સંભળાતાંજ માધવાચાર્ય ગાંડાઘેલા થઇ ગયા. હવે તેમનાથી ઘરમાં રહેવાયું નહિ. તેઓ તરતજ ઘરની બહાર નીકળ્યા

અને મંડળીમાં જઇ પહોંચ્યા. પ્રેમમય પ્રેમળ નામ-સંકીર્તન સાંભળીને અને તેમના અંગે અંગે આવિર્ભૂત થયેલા ભક્તિભાવને જોઇને તેઓ આત્મભાન ભૂલી ગયા. જાણે કોઈ જાદૂઇ શક્તિથી મોહિત થઇ ગયા હોય તેમ, તેઓ પણ સંકીર્તન-મંડળી સાથે નાચતા-ગાતા ચાલવા લાગ્યા.

આ તરફ સતી સત્યવતી પણ શ્રીપ્રભુનો અમૃતમય નામ-ધ્વનિ સાંભળીને આત્મભાન ભૂલી ગયાં. તેમના હાથમાંનું તુંબીફળ પડી ગયું. થોડી વારે તેમને સહેજ ભાન આવ્યું, છતાં તે વખતે પણ તેઓ શ્રીગૌરાંગ પ્રભુના નામામૃતની ધૂન-મસ્તીમાંજ હતાં. આ તરફ પોતાના ઇષ્ટદેવ અને પતિને માટે રાંધવાનું છે, એ વિચારો પણ તેમના મનમાં આવ્યા કરતા હતા, તેથી તેમણે એવી અર્ધ ચેતનાવસ્થામાં તુંબીફળને બદલે પોતાના પુત્રનેજ ખાંડીને હાંલ્લીમાં નાખી ચૂલા ઉપર મૂકી દીધો. અગ્નિના પ્રબળ તાપથી તેનું માંસ ખદબદવા લાગ્યું; પરંતુ સતીને તેની લેશમાત્ર પણ ખબર નથી. તેઓ તો હજુ પણ પોતાના અંતરમાં સંકીર્તન-સુધાનું પાન કર્યા કરે છે.

સર્વાન્તર્યામી પરમાત્માએ તેજ વખતે માધવાચાર્યને ઘેર જવાની પ્રેરણા કરી દીધી. માધવાચાર્યને ભાન આવ્યું. તેમણે તરતજ ત્યાંથી ચાલવા માંડયું અને ઝપાટાબંધ ઘેર આવી પહોંચ્યા. આવીને જુએ છે તો તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સત્યવતીનું આખું શરીર રુધિરથી ખરડાયલું અને તેમના નયનમાંથી પ્રેમાશ્રુની પવિત્ર ધારા વહેતી તેમના જોવામાં આવી. તેમનો આવો અદ્ભુત વેષ જોઇને માધવાચાર્યના મનમાં ભયનો સંચાર થયો. આમતેમ જઇને જુએ છે, તો ઘરમાં બાળકને પણ જોયો નહિ. "અહા ! આ શું થયું ? મારા અંધારા ઘરનું માણેક કયાં ગયું ?" એ વિચારથી તેઓ બહુજ અધીરા થઇ ગયા. તરતજ તેમણે

સત્યવતીને બોલાવ્યાં, પરંતુ કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ. આથી તેમણે વ્યાકુળતાથી પત્નીના આનંદમય શરીર ઉપર વારંવાર આઘાત કરીને તેમને બોલાવવા માંડયાં. કેટલીક વારે સત્યવતી-ને ભાન આવ્યું અને તેઓ "હરિ, રામ, રામ" બોલી ઊઠયાં. શ્રીગૌરાંગ પ્રભુએ શ્રીમુખે ઉચ્ચારેલા "હરિ, રામ, રામ" શબ્દો તે વખતે પણ તેમના અંતરના એક છેડાથી બીજા છેડા સુધી પ્રતિધ્વનિત થયા કરતા હતા. તેમની રસના પણ તે નામોચ્ચા-રણ કરવાને નાચી રહી હતી, તેથીજ પતિના પ્રશ્નના પ્રત્યુત્તરમાં સતીએ "હરિ, રામ, રામ" શબ્દોજ ઉચ્ચાર્યા.

બહુ યત્ને પત્નીને પ્રકૃતિસ્થ કરીને માધવાચાર્યે તેમને પુત્ર-ના સમાચાર પૂછયા. આ વખતે તેમને સંપૂર્ણ ભાન આવ્યું હતું. પુત્રનું નામ સાંભળતાંજ તેઓ ચમકી ઊઠયાં. પોતાના ખોળા સામે જુએ છે તો પુત્ર નથી. પહેરેલાં વસ્ત્રો પણ રુધિરમય છે. આ જોતાંજ તેમનું માથું ઘૂમવા લાગ્યું. તેઓ ગાંડાની માફક બે-બાકળાં બની આસપાસ જોવા લાગ્યાં. જોયું તો તુંબીફળ ત્યાં ને ત્યાંજ પડી રહ્યું છે અને તે સઘળું સ્થાન રુધિરથી લાલ થઇ ગયું છે. આ જોઈને તેમના પેટમાં મોટી ફાળ પડી. તેઓ તરતજ રસોડામાં ગયાં. ચૂલા ઉપરથી હાંલ્લી ઉતારી તેનું ઢાંકણું ઉઘાડી નાખ્યું. તેમાં તેમણે જે કાંઇ જોયું તેનું આલેખન કરતાં હાથ ધ્રૂજે છે! હાય, હાય! તુંબીફળને બદલે પોતાના પ્રાણપ્રિય પુત્રનું માંસ તેમાં રંધાઇ રહ્યું છે!

આવે સમયે અન્ય સ્ત્રીની કેવી સ્થિતિ થઇ જાય તે તો કહેવું બહુજ અશકય છે; પરંતુ સત્યવતી ધીરજ રાખી શ્રીકૃષ્ણ ભગ-વાનનું સ્મરણ કરતાં કરતાં તે હાંલ્લી પતિ પાસે લઇ આવ્યાં. અબળાનું આવું મનોબળ કોના બળને આભારી છે, તે કહેવાની હાલ જરૂર નથી. સ્વધર્મમાં શ્રદ્ધા અને ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ

હોય તોજ આવી દઢતા પ્રાપ્ત થાય છે. સતીએ દઢતાથી તે હાંલ્લી સ્વામી પાસે મૂકી દીધી. માધવાચાર્ય પણ પોતાના પ્રિયતમ પુત્રનું આવું મર્માન્તિક અવસાન જોઇને દારુણ વ્યથાથી "ગોવિંદ! ગોવિંદ!" બોલી ઊઠયા; અને મોં ફેરવીને હસ્તસંકેતથી પત્નીને તે પાત્ર ત્યાંથી દૂર લઈ જવાનું કહીને બોલ્યા: "સતિ! કાલ સવાર થતાંજ એને ગંગાજીમાં પધરાવી દેજો; પરંતુ આ સર્વ નાશકારી ઘટના કેમ બની તે જાણવાને મારૂં મન આતુર થઇ ગયું છે, માટે ખબર હોય તો તે કહો."

સત્યવતીએ કહ્યું: "આ કેવી રીતે બનવા પામ્યું, તે કાંઇ હું જાણુતી નથી; પરંતુ મને એટલી તો ખબર છે કે પતિતપાવન શ્રીગૌરાંગ પ્રભુ જ્યારે નગરકીર્તન કરવા બહાર નીકળ્યા, ત્યારે તેમના સંકીર્તનનો સ્વર મારા સાંભળવામાં આવ્યો કે તરતજ હું આત્મભાન ભૂલી ગઇ તેમજ કોઇ પ્રભુમહિમાના આંતરિક ભાવના પ્રબળ તરંગોમાં ઝોલા ખાવા લાગી. અહા! તે તરંગના આઘાત–પ્રત્યાઘાતમાં મેં મારૂં જે કાંઈ હતું તે ખોયું છે, આપને પણ ખોઇ બેઠી છું, હવે 'હું' પણ નથી અને 'મારૂં' પણ નથી. હું કાંઇક કરવા જતાં કાંઇ કરી બેઠી છું. અહા! જો મારામાં 'હું' હોત–મને ભાન હોત તો શું મારા પુત્રરત્નનું આવું શોચનીય પરિણામ જોવું પડત?"

માધવાચાર્ય ભાર્યાની વાત સાંભળી બહુજ આનંદ પામ્યા અને પ્રફુલ્લ વદને કહેવા લાગ્યા: "ધન્ય, ધન્ય સતિ! તમારા જીવનને ધન્ય છે! તમારે લીધે તમારી એકોતેર પેઢી ધન્ય થઇ છે. અહા! પુત્રનું અવસાન થઇ ગયું છે–તે આ લોકમાંથી પ્રયાણ કરી ગયો છે, તેને માટે કાંઇ દુઃખ નથી; પરંતુ જે હૃદય કૃષ્ણ-નામથી આત્મભાન ભૂલી જાય, હું અને મારૂં ભૂલીને પ્રભુમય બની જાય, એવું મેં કદી પણ જોયું નહોતું. સતિ, સતિ! આજ

તમે તે બતાવી દીધું છે. ભગવન્નામની અપ્રતિમ શક્તિમાં તમે મારો વિશ્વાસ દૃઢ કર્યો છે. અહા ! કોણ જાણે જગદીશ્વરના નામમાં એવી કોઇ આકર્ષણ શક્તિ છે કે, તે સંસારાસક્ત ચિત્તને પણ પોતાની તરફ તાણી લે છે. અહા! જગદીશ્વરના નામમાં પણ કેવો આનંદ છે કે તે સંસારના બીજા બધા આનંદને ભુલાવી દે છે! સુંદરિ ! આજે તો સામાન્ય પુત્રના બદલામાં આપણને અસામાન્ય લાભ થયો છે. અત્યાર સુધી હું એમજ ધારતો હતો કે આ પુત્રમાંજ તારો સંપૂર્ણ પ્રેમ રોકાયલો છે; પરંતુ આજે તે મંગળમયે જેને આપણે અમંગળ—અશુભ કહીએ છીએ, તે અમંગળમાં આપણને પોતાની મંગળમય મૂર્તિનો સાક્ષાત્કાર કરાવી દીધો છે. પુત્રના મૃત્યુરૂપ આ અમંગળ બનાવ ન બન્યો હોત તો આપણને તે સર્વ મંગળમય પ્રભુના કીર્તનનું તત્ત્વ કેવી રીતે માલૂમ પડત ? જો આ બનાવ ન બન્યો હોત તો બીજા બધા માધુર્યને ભુલાવી દેનાર આ સુમધુર સામગ્રીને આપણે અનુભવી શકત નહિ !સત્યવતિ ! આજે તારા હૃદયમાંથી તે પરમ સત્ત્વનો આવિષ્કાર થયો છે. અહા ! તને પત્નીરૂપે મેળવીને હું અત્યંત કૃતાર્થ થયો છું."

આ પ્રમાણે બોલીને તેમણે પરમ આદરપૂર્વક પત્નીને ચુંબન કર્યું. સ્વામીના સદ્ભાવથી સુંદરીની સઘળી ચિંતા દૂર થઈ ગઈ અને તેઓ નમ્રતાથી કહેવા લાગ્યાં: "નાથ ! જે થવાનું હતું તે થઇ ગયું છે; પરંતુ તે છતાં પણ મારા મનમાં તો એમ થાય છે કે મારો પુત્ર મરણ પામ્યોજ નથી. તમે મારા આ શબ્દોને મમતાના કે શોકોન્માદના ગણી કાઢશો નહિ; પરંતુ હું આપને ખરેખર કહું છું કે આ ઉદ્ગારો મારા હૃદયના ઊંડાણમાંથી નીકળે છે અને તેથીજ હું કહું છું કે, આપણો પુત્ર મરવાનો નથી. આપણો પુત્ર મરેજ કેમ ? સ્વયં ભગવાન પોતાના રસથી રસિયા બનીને

ભગવદ્ભક્તો સાથે આનંદપૂર્વક પોતાનુંજ નામસંકીર્તન કરે છે. તે કીર્તનથીજ મારૂં હૃદય પીગળી ગયું અને હું એક કરવા જતાં બીજું જ કરી બેઠી, તો પછી આપણા પુત્રનું અકલ્યાણ કેમજ થઈ શકે ? જો તેમ થાય તો પછી તેમના નામ-મહિમાને બટ્ટો-જ લાગે; માટે ચાલો, ચાલો; આપણે એક કામ કરીએ. આપણે આ હાંલ્લી લઇને શ્રીગૌરાંગ મહાપ્રભુની પાસે જઇએ અને તેમને કહીએ કે, જુઓ પ્રભુ ! આવું નામ તે કેમજ ગવાય ? આ જુઓ, તમારા નામસંકીર્તનથી કેવો દુઃખદાયક બનાવ બન્યો છે, તે આપ જુઓ ! જો આ બનાવને માટે કોઇ પણ જોખમદાર હોય તો તે કેવળ તમે અને તમે પ્રચારેલો નામ-મહિમાજ છે. જયારે તમેજ તમારૂં પોતાનું અને પ્રચારિત નામ-મહિમાનું આ પ્રમાણે અપમાન કરશો તો પછી આ જગતમાં આવું નામસંકીર્તન કોણ કરશે ? ચાલો, આપણે જઇને શ્રીગૌરાંગ પ્રભુને આપણી આટલી વિનતિ વિનયપૂર્વક જણાવી દઇએ; પછી તેમની ઇચ્છામાં હશે તે થશે."

પત્નીના મતને પતિ મળતા થયા. બન્ને જણે તે હાંલ્લીને એક વસ્ત્રમાં બાંધી લઇ જે તરફથી સંકીર્તનનો ધ્વનિ સંભળાતો હતો, તે તરફ ચાલવા માંડયું. આગળ માધવાચાર્ય ચાલે છે અને સતી સત્યવતી પેલી હાંલ્લી માથે લઇ પાછળ ચાલે છે. શ્રીગૌરાંગ પ્રભુ તે વખતે એક પાસેના મહોલ્લામાં ભક્તમંડળની વચ્ચે સંકીર્તન કરીને અપૂર્વ આનંદ અનુભવે છે. સત્યવતીએ ત્યાં જઇને શ્રીપ્રભુની પ્રાસે પેલી હાંલ્લી મૂકી દીધી. એમને વિનય-પૂર્વક જે કાંઇ બન્યું હતું તે અથ-ઇતિ કહી સંભળાવ્યું. સતીની વાત સાંભળીને સઘળાં સ્તબ્ધ થઇ ગયાં. સઘળાં પોતાના મન સાથે સતીને ધન્યવાદ આપતાં કહેવા લાગ્યાં કે, "ધન્ય છે સતિ, ધન્ય છે તમને ! તમારા માતાપિતાને તેમજ પતિને પણ ધન્ય

છે! આપનાં દર્શનથી અમે સઘળાં પાવન થઈ ગયાં છીએ-કૃતાર્થ થઈ ગયાં છીએ. સતિ! ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે!"

સઘળાંના અંતઃકરણમાં તે વખતે એક અપૂર્વ ઉલ્લાસ-ભાવ જોવામાં આવ્યો, તેથી સતીની વતી તેઓ શ્રીમહાપ્રભુને કહેવા લાગ્યાં: "દયામય! આપને આ પુણ્યાત્મા રમણીના પુત્રને સજીવન કરવોજ પડશે. જો તેમ નહિ કરો તો આપને તેમજ આપના નામસંકીર્તનને કલંક લાગશે. અહા! અમારાથી તેમનું દુઃખ જોવાતું નથી. આપના પ્રેમળ નામસંકીર્તનમાં તલ્લીન થઇ જઇ આત્મભાન ભૂલી જવાથીજ તેણે પોતાનો પુત્ર ખોયો છે; માટે હે કૃપાળુ! દયા કરીને આપ એને જીવનદાન આપો." આ પ્રમાણે કહીને તેઓ સઘળાં નામસંકીર્તન કરવા મંડી પડયાં.

દયાળુ નિતાઇનું હૃદય માધવાચાર્ય અને સત્યવતીના દુઃખથી પીગળી ગયું. તેઓ વારંવાર વ્યાકુળ ચિત્તે સજળ નેત્રે શ્રીપ્રભુ કયારે કૃપા કરે છે, તેની વાટ જોવા લાગ્યા. શ્રીગૌરાંગ પ્રભુથી પણ હવે શાંત રહી શકાયું નહિ. તેમણે પોતાના મસ્તક ઉપરથી નિર્માલ્ય તુલસીપત્ર લઇને પેલી હાંલ્લી ઉપર મૂકયું અને તેને મંડળીના બરોબર વચલા ભાગમાં મૂકીને ગદ્ગદ્ કંઠે હરિધ્વનિ કરવા લાગ્યા. તેઓ તો વિનયની ખાણ હતા. તેમને પોતાનો પ્રભાવ પ્રદર્શિત કરવાની ઇચ્છા નહોતી, તેથી તેઓ વારંવાર શ્રીહરિને આહ્વાન કરીને તે બ્રાહ્મણપુત્રને સજીવન કરવાને વીનવવા લાગ્યા. કીર્તન કરતાં કરતાં તેઓ બહુજ આવેશમાં-જુસ્સામાં આવી ગયા. તેમણે પોતાના હાથમાં કરતાલ લઇને બહુજ મોટેથી કીર્તન કરવા માંડયું. ભક્તવૃંદ પણ આનંદપૂર્વક તેમાં ભાગ લેવા લાગ્યું અને તે પણ શ્રીપ્રભુની સાથે ઉચ્ચ સ્વરે હરિધ્વનિ કરવા લાગ્યું.

શ્રીપ્રભુના અને ભક્તવૃંદના હરિધ્વનિથી ચારે દિશાઓ

ગાજી ઊઠી. મેદિની-મંડળ કંપી ઊઠ્યું. કોઇ આનંદાવેશમાં નૃત્ય કરે છે તો કોઇ મોટા ઘાંટા પાડી પાડીને હરિનામ ગાય છે; વળી કોઈ ધૂનમાં આવી જઇને મૃદંગ વગાડે છે તો કોઇ તાળીઓ પાડી ઊઠે છે. આ પ્રમાણે શહેરનાં સઘળાં નરનારી પોતાના જયજયનાદથી દિગ્દિગંત ગજાવી મૂકે છે.

આ પ્રમાણે સંકીતન કરવામાં ઘણો સમય વીતી ગયો; પરંતુ કોઇને પણ તેની ખબર પડી નહિ. સઘળા શ્રીહરિના ગુણ ગાવામાં એવા તો લીન થઇ ગયા છે કે તેમના પોતાના દેહનું પણ ભાન રહ્યું નથી. આખરે તે હાંલ્લીમાંથી બ્રાહ્મણપુત્રના રડવાનો અવાજ સંભળાવા લાગ્યો. સઘળાં આશ્ચર્યપૂર્વક કીર્તન બંધ રાખી હાંલ્લી તરફ જોવા લાગ્યાં. શ્રીમહાપ્રભુએ તે પાત્ર ઉપર ઢાંકેલું વસ્ત્ર દૂર કરીને બ્રાહ્મણપુત્રને હાંલ્લીમાંથી બહાર કાઢયો અને પોતાના ખોળામાં બેસાડીને તેના કર્ણમાં સંજીવનમંત્રનો ઉચ્ચાર કરી હસતાં હસતાં કહેવા લાગ્યા: "જો, તું શ્રીહરિની કૃપાથીજ સજીવન થયો છું, માટે આજથી તારૂં નામ 'કૃપાચાર્ય' રાખું છું. જા, વત્સ! હવે તારાં માતાપિતાને પ્રસન્ન કર, તેમના દુઃખી પ્રાણને શાંત કર." પુત્રને આ પ્રમાણે કહી સત્યવતીને "લો માતા! તમારો પુત્ર ગ્રહણ કરો" કહી શ્રીગૌરાંગ પ્રભુએ તે પુત્રને તેમના ખોળામાં આપી દીધો. માધવાચાર્ય અને સત્યવતીના હર્ષનો પાર રહ્યો નહિ. ચારે તરફથી મહા હર્ષનાદ થવા લાગ્યો. ભગવાનની કૃપાનો ચમત્કાર જોઇને સર્વનાં નયનો સાર્થક થયાં. માધવાચાર્ય અને સત્યવતીએ શ્રીગૌરાંગ પ્રભુને દંડવત્ પ્રણામ કર્યા.

કંગાળ કોટયધિપતિ થાય, જન્મના મૂંગાને વાચા ફૂટે, આંધળાને આંખ આવે, મહાપાપી વૈકુંઠમાં જાય અને તેમને જેવો આનંદ થાય તેવોજ આનંદ સત્યવતીને થયો. તેના

શરીરમાં આનંદ માતો નથી. તે પુત્રને ઘડીમાં છાતીસરસો ચાંપે છે તો ઘડીમાં પોતાના મુખ પાસે લઈ જઇ વારંવાર ચુંબન કરે છે. આનંદના પૂર્ણ આવેશમાં તેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ, શ્રીપ્રભુની પ્રત્યે પોતાની કૃતજ્ઞતા પણ બતાવાઇ નહિ; કેવળ સજળ નયનની નિઃશબ્દ ભાષામાંજ તે સઘળું જણાવી દીધું. ત્યાં બેઠેલા ભક્તમંડળમાં તેમના ભક્તિભાવની પણ પ્રશંસા થવા માંડી. આત્મપ્રશંસાથી તેમના મનમાં જરા ગ્લાનિ થઇ; તેથી તેઓ શ્રીગૌરાંગ પ્રભુની આજ્ઞા લઇને પોતાને ઘેર જવાને તૈયાર થયાં. માધવાચાર્યની સ્થિતિ પણ સત્યવતીના જેવીજ હતી. તેમના શરીરમાં પણ નિરતિશય આનંદને લીધે એક પ્રકારની અદ્ભુત જડતા આવી ગઈ હતી તેથી તેમનાથી પણ કાંઈ બોલી શકાતું નહોતું. તેઓ પોતાના ધ્યાનમાંજ નિમગ્ન થઇ ગયા હતા. સત્યવતીને ઘેર જવા તૈયાર થયેલાં જોઇને તેઓ પણ કળના પૂતળાની પેઠે ઊઠીને ઊભા થયા અને શ્રીગૌરાંગ પ્રભુના પાદપદ્મમાં દંડવત્ પ્રણામ કરી ચાલ્યા ગયા. બીજે દિવસે તેમણે ઘણાં ઘણાં દાનપુણ્ય કર્યાં. આ બનાવથી તેમની શ્રદ્ધા વધારે દૃઢ થઇ. તેઓ દરેક પ્રસંગે શ્રીગૌરાંગ પ્રભુના સંકીર્તનમાં આનંદપૂર્વક ભાગ લેવા લાગ્યા ને પોતાનું બધું જીવન તેમના સંગમાંજ વ્યતીત કરી શ્રી-ગૌરાંગદેવની કૃપાથી દેહાંતે સચ્ચિદાનંદ સદનમાં ચાલ્યા ગયા.





# २२–कृष्णदास

પરીક્ષા, પરીક્ષા ને પરીક્ષાજ. પરીક્ષાનો અંત આવતોજ નથી. આ સંસારમાં પ્રવેશ થયો ત્યારથી તે તેમાંથી વિદાય થઇએ ત્યાંસુધી પરીક્ષાની ઉપાધિ લાગેલીજ હોય છે. વિદ્યાલયમાં પરીક્ષા, કર્મમાર્ગમાં પરીક્ષા, ગુરુશિષ્યમાં પરીક્ષા, સ્વામી અને સેવકમાં પરીક્ષા, પિતાપુત્રમાં પણ પરીક્ષા; ચારે તરફ જ્યાં જોઈએ ત્યાં પરીક્ષાજ પરીક્ષા!

પરંતુ મનુષ્યની પરીક્ષા કેવળ મનુષ્યોનાજ હાથમાં હોતી નથી; પણ કેટલીક વાર તો ઘરનાં પાળેલાં પશુપક્ષી, કૂતરાં, બિલાડાં વગેરે પણ પરીક્ષા કર્યા વિના પ્રીતિ બતાવતાં નથી. ટૂંકમાં ગમે તે હોય, પરંતુ પરીક્ષામાં પાસ થવાથીજ પ્રેમ મળે છે, ત્યારેજ ઇચ્છિત વસ્તુઓ પ્રાપ્ત થાય છે અને મનના મનોરથ પૂર્ણ થાય છે. પરીક્ષામાં પસાર થયા વિના તમે કાંઇ પણ કરવાને શક્તિમાન થતા નથી.

આ તો બધી આ સંસારની–દુનિયાની વાત કહી, કે જેનો આપણે કદાચ અનાદર પણ કરી શકીએ અને જેને માટે બહુ ચિંતા ન રાખીએ તોપણ ચાલી શકે. આપણે વિધાતાની અનંત સૃષ્ટિના શ્રેષ્ઠ પ્રાણી હોવાથી આ સાંસારિક પરીક્ષાઓ માટે તૈયાર થઈ વિજયી પણ થઇ શકીએ; પરંતુ જ્યારે તે સર્વ શક્તિમાન

ભગવાન પોતેજ આપણી કસોટી કાઢવા આવે, ત્યારે સ્વલ્પ શક્તિવાળા આપણે શું કરી શકીએ ? એ પરીક્ષામાં પસાર થવું એ શું કાંઇ રમત વાત છે ?

તેમની પાસે પરીક્ષા આપવાનું આપણે માટે કેટલું કઠિન છે, તે શું સર્વાન્તર્યામી–વિશ્વસ્વામી નહિ જાણતા હોય ? વળી તે સર્વજ્ઞ પ્રભુ એટલું પણ ન જાણી શકે કે અમુક માણસ કેટલો લાયક છે ? તે સર્વાન્તયામીથી કાંઇ પણ અજાણ્યું તો હોતુંજ નથી; પરંતુ એ લીલામય પ્રભુ એવા છે કે માણસને સન્માર્ગે ચાલતો જોઈને અથવા પોતાની ભક્તિ કરતો જોઇને તેમનાથી તેને મદદ કરીને આગળ વધાર્યા વિના રહેવાતુંજ નથી. એમની કસોટી એ કસોટી કે પરીક્ષાને માટે હોતી નથી, પણ પોતાના ભક્તમાં કાંઈ કસર હોય તે દૂર કરીને તેને વધારે ઉચ્ચ કોટીનો અને પરિપકવ બનાવવાની અત્યંત કૃપાભરેલી સહાયતારૂપજ હોય છે. વળી એથી કરીને બીજાં પ્રાણીઓમાં પણ સન્માર્ગની પ્રેરણા અને ઉત્સાહ ફેલાય છે. ભગવદ્ભકતોમાં કેટલી યોગ્યતા હોય છે, સંસાર–સમુદ્રને તરી પાર ઊતરવાની તેઓ કેટલી શક્તિ ધરાવે છે અને તેમનામાં કેટલી દૃઢતા, કેટલી સહનશીલતા, કેટલી એકનિષ્ઠા અને કેટલી ત્યાગશીલતા વગેરે હોય છે તે વાત એવા પ્રસંગોદ્વારા પ્રભુ સ્પષ્ટ રીતે જગતને બતાવી આપે છે. એ સર્વ ગમે તેમ હોય; પરંતુ એટલું તો નક્કીજ છે કે એ કસોટીમાં પ્રથમ તો બહુજ હાડમારી ભોગવવી પડે છે. જો કે એ હાડમારી પણ એકાદ દરદ દૂર કરવા માટે કાપકૂપ કરવામાં આવે અથવા તો કડવું ઔષધ પીવું પડે, તેવા પ્રકારની એટલે કે અત્યંત હિતકારીજ હોય છે; અને તેથી સાચા ભક્તો તો એને માટે કૃપાળુ પ્રભુનો આભારજ માને છે. માત્ર અણસમજુ અને વિષય-લોલુપ પ્રાણીઓજ એવું બોલ્યા કરે છે કે, પ્રભુના માર્ગમાં તો

બહુ દુઃખ છે. ભક્તરાજ કૃષ્ણદાસની હકીકત ઉપરથી આ સર્વ મુદ્દાઓ સંપૂર્ણ રીતે ધ્યાનમાં આવે છે.

કૃષ્ણદાસ અંતરથી તેમજ બહારથી શ્રીકૃષ્ણનાજ દાસ હતા. મન, વાણી અને શરીરથી શ્રીકૃષ્ણની સેવા સિવાય સંસારનું બીજું કાંઈ એ જાણતા નહોતા—તેમ કરતા પણ નહોતા. જાતે "કરણ" હોવા છતાં પણ તેમનાં આચરણ બ્રાહ્મણથી પણ સારાં અને અનુકરણ કરવા જેવાં હતાં અને તેથીજ તેઓ પુરુષોત્તમધામમાં—શ્રીજગન્નાથપુરીમાં એક ઉત્તમ પુરુષ તરીકે મનાતા—પુજાતા હતા.

કૃષ્ણદાસમાં બીજો કોઇ ખાસ ગુણ નહોતો. તેઓ એક સુપંડિત અને સુકવિ પણ હતા. કવિ એટલે ગમે તે લખીને પોતાનું કવિત્વ બતાવનારા નહિ, પરંતુ એકમાત્ર શ્રીકૃષ્ણ પરમાત્માનાં ભજનો અને સ્તુતિપાઠો બનાવતા હતા. તેમાં તેઓ ભગવાન સજ્જનોનું પાલન કરી દુર્જનનો કેવી રીતે ધ્વંસ કરે છે, પોતાના ભક્તની કેવી રક્ષા કરે છે અને કેટલા બધા ભક્તાધીન છે, તે સઘળું સુસ્પષ્ટ રીતે વર્ણવતા હતા.

એક તો ભગવાનની લીલાઓ મીઠી, તેમ કૃષ્ણદાસની કવિત્વશક્તિ પણ મીઠી; ઉપરાંત તેમનો સ્વર પણ મીઠો, એટલે એ ત્રણે પ્રકારના મિષ્ટરસનો સંયોગ પણ બહુજ મીઠો—બેહદ મીઠો થાય તેમાં શું નવાઇ ? શ્રીજગન્નાથપુરીના સઘળા માણસો તે મિષ્ટરસનું પાન કરવાને—તેનો સ્વાદ ચાખવાને બહુજ વ્યાકુળ રહેતા હતા અને તેઓ કૃષ્ણદાસને બિલકુલ છોડતા નહિ.

કૃષ્ણદાસનું જીવન કહો, જીવિકા કહો—જે કહો તે આ કૃષ્ણગીતિ—શ્રીકૃષ્ણ પરમાત્માનાં ભજનકીર્તનોજ હતાં. પોતાની જીવિકા ચલાવવા માટે પણ તેમણે બીજો કોઇ ધંધો હાથ લીધો નહોતો. શ્રીકૃષ્ણ—કીર્તન કરવામાં તેમનું સારી રીતે ઉદરપોષણ

થયા કરતું હતું. તેમની પાસે ભજનો ગવડાવીને લોકો તેમને કાંઈ ને કાંઇ પણ આપતા અને સંતુષ્ટ ચિત્તે તેનાથીજ તેઓ ચલાવી લેતા હતા. વળી આ ઉપરાંત તેમનામાં બહુજ દયા હતી. અનેક દીન–હીન–કંગાળ ગરીબો પણ તેમની આ કમાણીમાં ભાગ પડાવતાં હતાં.

આ પ્રમાણે પરમ આનંદમાં તેમના દિવસો વ્યતીત થતા હતા. ક્રમે ક્રમે તેમના કવિત્વની પ્રશંસા ચારે તરફ થવા લાગી. લોકોનાં તેમના ઉપરનાં પ્રેમ અને માન વધી ગયાં. પારકે પૈસે તાગડધિન્ના કરનારા એક ખળ માણસ સિવાય બીજું કોઈ તેમનો દ્વેષ પણ કરતું નહિ. કૃષ્ણદાસને આટલું બધું આદરમાન મળે તે એ દુષ્ટથી સહન થતું નહિ, તેથી તે વિનાકારણ કૃષ્ણદાસની નિંદા કર્યા કરતો હતો; પરંતુ કૃષ્ણદાસ તે પ્રત્યે બિલકુલ લક્ષ આપતા નહિ. "ખળનો સ્વભાવજ એવો હોય છે" એમ વિચાર કરીને તેઓ તેને બિલકુલ છંછેડતાજ નહિ. કૃષ્ણદાસનાં ભજન-કીર્તનોની પ્રશંસા હજુ પણ ઘણાને મોઢે સાંભળવામાં આવે છે.

કૃષ્ણદાસના સમયમાં પુરીની રાજગાદી ઉપર મહારાજા દિવ્યસિંહ બિરાજતા હતા. કૃષ્ણદાસની કવિત્વશક્તિનાં વખાણ ક્રમે ક્રમે તેમના પણ સાંભળવામાં આવ્યાં. ઘણી વાર સાંભળ્યા પછી એક દિવસ તેમને કૃષ્ણદાસનાં ભજનો સાંભળવાની ઇચ્છા થઇ. તેમણે તેજ વખતે કૃષ્ણદાસને એક દૂત મોકલીને બોલાવી મગાવ્યા. તેમણે વિનીતભાવે રાજસભામાં આવીને મહારાજાને પ્રણામ કરી, નિર્દિષ્ટ સ્થળે આસન લીધું, એટલે મહારાજા દિવ્ય-સિંહ સ્નેહપૂર્વક બોલી ઊઠયા: "હે કૃષ્ણદાસ ! મેં ઘણાને મોઢે સાંભળ્યું છે કે તમે બહુ સારી સારી કવિતાઓ રચો છો, તેમ તે બહુજ મીઠાશથી ગાઇ પણ શકો છો; માટે આજે તમે મને એકાદ ભજન ગાઇ સંભળાવી કૃતાર્થ કરો." તે સાંભળીને કૃષ્ણ-

દાસે હાથ જોડીને બહુજ નમ્રતાપૂર્વક કહ્યું: "મહારાજ! જેવી આજ્ઞા; પરંતુ મારામાં કવિત્વ–અવિત્વ છે નહિ. હું તો ફક્ત ભગવાનની બે–ચાર લીલાઓ ભાગ્યાતૂટ્યા છંદમાં ગોઠવીને પ્રાણના આવેગથી ગાઉં છું એટલુંજ. એવાં ભજનો આપની આ વિદ્વજ્જનોથી પરિપૂર્ણ સભામાં ગાવા યોગ્ય છે?"

કૃષ્ણદાસનો વિનય જોઇને મહારાજાને બહુજ સંતોષ થયો. તેઓ બોલ્યા: "ના, ના; તમારે સંકોચ પામવાનું કાંઇ પણ કારણ નથી. હૃદય ખોલીને તમારી રચના મને ગાઈ સંભળાવો."

કૃષ્ણદાસ શું કરે? શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરી પોતાનાં રચેલાં એક–બે ભજનો ગાઇ સંભળાવ્યાં. અહા, શું મધુર–મીઠાં ભજન! કેવી અપૂર્વ કવિત્વશક્તિ! કૃષ્ણદાસના ભજનની કડીએ કડીએ નવા નવા શબ્દાલંકારો, વિવિધ મણિમાણિક્યની પેઠે ઝળહળી રહ્યા હતા. તે સાંભળીને સઘળા આનંદસાગરમાં ગરકાવ થઇ ગયા. ત્યાર પછી કૃષ્ણદાસે તે કવિતાના ભાવની મતલબની વ્યાખ્યા કરવા માંડી. તે વખતે કવિતાના અર્થાલંકારની દિવ્ય છટાથી આખી રાજસભા જાણે પ્રફુલ્લિત થઇ ઊઠી હોય એમ લાગ્યું. સઘળાના આનંદનો પાર રહ્યો નહિ. ત્યાર પછી તેમણે તેજ ભજન ફરીથી ગાઇ સંભળાવ્યું. તે વખતે દરેકની આંખોમાંથી આનંદાશ્રુ વહી રહ્યાં. સઘળા કૃષ્ણદાસને ધન્યવાદ આપવા લાગ્યા અને માંહોમાંહે તેમની પ્રશંસા કરવા લાગ્યા.

થોડી વારે કૃષ્ણદાસનું સંગીત બંધ થયું; પરંતુ તે વખતે પણ રાજસભામાં બેઠેલા સઘળા માણસોના કર્ણમાં તેના ભણકારા થઈ રહ્યા હતા. હજી પણ તેમના પ્રાણમાં કૃષ્ણદાસના ભજનના–કૃષ્ણકીર્તનના સૂર ગૂંજી રહ્યા હતા. મહારાજા દિવ્યસિંહના આનંદનો પાર રહ્યો નહિ. કૃષ્ણદાસના કીર્તનથી તેઓ તેમની ઉપર બહુજ પ્રસન્ન થયા. ત્યાર પછી તેમણે તેમને યથેષ્ટ સન્માન

આપીને વસ્ત્રાભૂષણથી વિભૂષિત કર્યા. કૃષ્ણદાસને યોગ્ય સન્માન મળેલું જોઇને સભાસદોને પણ આનંદ થયો. આખી રાજસભા જાણે આનંદમાંજ ડૂબકાં ખાતી હોય એમ દેખાવા લાગ્યું. પરંતુ વિધાતાના વિચિત્ર નિયમ પ્રમાણે આનંદ પછી શોક પણ હોવોજ જોઇએ. આ સમયે પણ તે નિયમ દૂર થાય એમ હતુંજ નહિ. થોડી વારમાંજ આનંદ પછી શોકકારક ઘટનાનો આરંભ થયો.

મોટા લોકોના—રાજારજવાડાઓના વિચારો બહુજ સ્વતંત્ર હોય છે. દિવ્યસિંહ મહારાજના મનમાં પણ તે વખતે એક વિચિત્ર વિચાર ઊભો થયો. તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યાઃ "અહા ! કેવી સુંદર રચના! કેવા શબ્દાલંકાર ! કેવી રસિક કવિતા અને કેવો મધુર કંઠ ! અહા, જો ભગવાનના નામને બદલે મારા નામની કવિતાઓ રચીને તે ગાઇ સંભળાવે તો કેવી મધુર લાગે ? અહા ! મારો મહિમા પણ કેટલો બધો વધી જાય ? રાણીઓને પણ તે સાંભળીને કેટલો આનંદ થાય !"

મહારાજાનો આ વિચાર એક કંગાળ ભિખારીના વિચારની પેઠે મનમાંજ ઉદ્ભવી મનમાંજ લય પામ્યો નહિ; એ તો તેજ વખતે બહાર નીકળી પડયો. મહારાજા કૃષ્ણદાસને કહેવા લાગ્યાઃ "કૃષ્ણદાસ ! તમારા કવિત્વથી હું બહુજ ખુશ થયો છું. તમારા જેવો કવિ અને ગાનાર આ દેશમાં છેજ નહિ; તો શું તમે મારા નામની આવી કવિતાઓ નહિ રચો ? જો તમે તેમ કરશો તો હું આથી પણ વધારે પ્રસન્ન થઇશ અને તમને વધારે પુરસ્કાર આપીશ. જુઓ, હું આ દેશનો રાજા છું. મારા નામની કવિતાઓ આ દેશના લોકો કેટલા આદરમાનપૂર્વક સાંભળશે? માટે તેમ કરવાથી પણ તમને કાંઈ થોડો લાભ થવાનો નથી."

રાજા જાણતો નથી કે કૃષ્ણદાસ પોતાના કરતાં ઘણા મોટા રાજાઓના પણ રાજા—મહારાજાનો કવિ છે અને તે માત્ર એક

તેનીજ દરકાર રાખે છે. મહારાજા દિવ્યસિંહની વાત સાંભળીને કૃષ્ણુદાસ પોતાના તે મહારાજાનું સ્મરણુ કરવા લાગ્યા. મનમાં ને મનમાં મનની વાત જણાવવા લાગ્યા. તેજ વખતે દોરડાં વગરના સંદેશાની પેઠે તે અખિલ વિશ્વના સ્વામી તરફનાં અભયવચનો કૃષ્ણુદાસના અંતરમાં આવી મળ્યાં. આ વખતે તેઓ પહેલાંના જેવા દીનહીન સામાન્ય કંગાળ કૃષ્ણુદાસ નથી. આ વખતે તેમનામાં અનેક ચક્રવર્તી રાજાઓની શક્તિ આવી ગઇ છે. તેથી તેઓ અસીમ સાહસ કરીને બોલી ઊઠયા: "હે રાજન્! મેં મારૂં આ શરીર શ્રીજગન્નાથજીને વેચી દીધું છે, તેથી હું તેનું શરીર લઇને તેના ગુણુ સિવાય બીજા કોઈના ગુણુ ગાતો નથી."

આ સાંભળીને મહારાજાને બહુજ દુઃખ થયું. તેઓ ફરીથી કૃષ્ણુદાસને કહેવા લાગ્યા: "કૃષ્ણુદાસ, કૃષ્ણુદાસ! આ બધી ઘેલછા છોડી દો અને મારી કીર્તિ—મારા યશ ગાઓ.તેમ કરવાથી હું તમારી ઉપર બહુજ પ્રસન્ન થઇશ, તમને ઘણાં ગામોનો પુરસ્કાર કરી રાજ્યમાં શ્રેષ્ઠ અધિકાર આપીશ અને તમને મારા પોતાના પ્રાણુ કરતાં પણુ વધારે ચાહીશ; પરંતુ જો તેમ નહિ કરો તો તમારી માઠી દશા થશે. અરે, જીવનની આશા પણુ છોડી દેજો, જોજો, હું આ આખા દેશનો અધિપતિ છું. મારી આજ્ઞાનો અનાદર કરવાથી તમારી રક્ષા કોણુ કરશે?"

અત્યાર સુધી કૃષ્ણુદાસનો સૂર નરમ હતો; પરંતુ હવે તે તે સ્થિતિમાં રહ્યો નહિ. નરપતિનાં વચનો સાંભળીને તેમની આંખો લાલચોળ થઇ ગઇ અને તેઓ સિંહ સમાન ગર્જના કરીને બોલી ઊઠયા: "નરનાથ! ભલે તું આ આખા જગતનો નાથ હો, પરંતુ હું તારાથી લેશમાત્ર પણુ બીતો નથી. મારા પ્રભુ તારા કરતાં—અરે બધા કરતાં બહુજ બળવાન છે. આ આખું વિશ્વ કદી મૂળમાંથી ફ રી જાય તોપણુ મારૂં વચન ફરનાર નથી. હું કદી પણુ બીજાનો

યશ-બીજાની કીર્તિ ગાવાનો નથી."

આ વખતે રાજસભામાં એક નવીન પડદો પડયો. એક ક્ષણ પહેલાં સભાસદોના મુખ ઉપર જે આનંદ દેખાતો હતો, તે અલોપ થઇ ગયો. સઘળા શોકસાગરમાં ડૂબી ગયા. સ્તુતિને બદલે સઘળાના મુખમાંથી કડવાં વચનો નીકળવા લાગ્યાં. મહારાજાને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો અને તેઓ વજ્ર જેવા કઠોર સ્વરે બોલી ઊઠયા: "અરે કોણ છે? એકદમ આ દંભીના હાથપગ બાંધીને બંદીખાનામાં લઇ જાઓ. જોઉં છું કે કયો જગતનો નાથ આવીને એની રક્ષા કરે છે!"

મહારાજાની આજ્ઞા થતાંજ પ્રહરીઓ આવીને કૃષ્ણદાસના હાથપગમાં બેડીઓ નાખી બંદીખાનામાં લઇ ગયા. આ દૃશ્ય જોઇને સઘળા સભાસદો સ્તબ્ધ થઇ ગયા અને પોતાના મનમાં બહુજ દુઃખ પામવા લાગ્યા.

મોટાનું સઘળું મોટું-અનુગ્રહે મોટો અને નિગ્રહે મોટો. જે મહારાજા કૃષ્ણદાસ ઉપર પ્રસન્ન થઇને ગામ આપવાને તૈયાર થઇ ગયા હતા-રાજ્યમાં તેમને શ્રેષ્ઠ અધિકાર આપવા માગતા હતા, તેણેજ હવે અપ્રસન્ન-નાખુશ થતાં તેમને હાથેપગે બેડીઓ ઠોકી કેદખાનામાં મોકલી દીધા. આ વાત એટલેથીજ અટકી રહી. મહારાજા કૃષ્ણદાસને કેદખાનામાં મોકલીને સંતુષ્ટ થયા નહિ. તેમણે તરતજ સભા વિસર્જન કરી અને પોતાના હમેશના રીતરિવાજ પ્રમાણે અંતઃપુરમાં પણ નહિ જતાં બારોબાર કેદખાનામાં ગયા. ત્યાં જઇને તેમણે બંદીખાનામાં એક મોટું ભોંયરૂં તૈયાર કરાવ્યું અને કૃષ્ણદાસને તેમાં બેસાડી ઉપરથી ભોંયરાનું મોઢું સીડી લીધું તથા તે ઉપર મોટા મોટા પથરાઓ ગોઠવાવી બંદીખાનાને તાળું દેવડાવી ચાલ્યા ગયા. વળી જતી વખતે પ્રહરીઓને કહેતા ગયા કે, "જોજો, ખૂબ હોશિયાર રહેજો. એ કોઇ પણ

રીતે નાસી જાય નહિ, તેમ કોઇ એને કાઢી પણ જાય નહિ."

કૃષ્ણદાસનું દુઃખ જોઇને સઘળા બહુજ નાખુશ થયા; પરંતુ દિવ્યસિંહના ભયને લીધે કોઈ કાંઇ બોલી શકતું નહિ, તેથી તેઓ પોતાના મન સાથેજ તેમનું કલ્યાણ કરવાને ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા.

કૃષ્ણદાસ તો કૃષ્ણનાજ દાસ હતા, તેથી તેમને મન પુરસ્કાર કે તિરસ્કાર, અનુગ્રહ કે નિગ્રહ બંને સમાન હતા. પ્રહરીઓ જ્યારે કૃષ્ણદાસને મારતા મારતા બંદીખાનામાં લઇ જતા હતા, ત્યારે પણ કૃષ્ણદાસના મુખમાંથી શ્રીકૃષ્ણ પરમાત્માના પવિત્ર નામ સિવાય બીજું કાંઈ પણ સંભળાતું નહિ. આ વખતે બંદીખાનાના ભોંયરામાં પુરાયા છતાં પણ પોતે તો કૃષ્ણનાજ દાસ છે. હજુ તેમના મુખમાંથી તે પવિત્ર નામ નીકળ્યા કરે છે. તેમના અંતરમાં અને બહાર પહેલાંના જેટલીજ શાંતિ જણાય છે.

આ પ્રમાણે કેટલોક વખત નીકળી ગયો. કૃષ્ણદાસને જે ભોંયરામાં પૂરવામાં આવ્યા હતા તે ભોંયરામાં પવન પણ સંચરી શકે એમ હતું નહિ; તેથી ધીમે ધીમે કૃષ્ણદાસનો શ્વાસોચ્છ્વાસ પણ રૂંધાવા લાગ્યો. થોડી થોડી વારે તેઓ હાંફી ઊઠવા લાગ્યા. આ સ્થિતિમાં જો ઘણો વખત રહેવું પડે તો નિશ્ચય મરણ થાય, એવો ભયાનક વિચાર એકાએક તેમના મનમાં સ્ફુરી નીકળ્યો. વિચાર આવતાંજ આખે શરીરે કંપારી છૂટી. કૃષ્ણદાસને મરવામાં કાંઇ દુઃખ નહોતું-તેઓ મરવાને તૈયારજ હતા પરંતુ એટલુંજ દુઃખ-એટલીજ ચિંતા થતી કે, જો આવી સ્થિતિમાં મારૂં મરણ થશે તો કોઇ પણ પ્રભુનું નામ લેશે નહિ. મારા કર્મના ફળથીજ મારી આ સ્થિતિ થઇ છે અને તેને લીધેજ મારે આ પ્રમાણે મરવું પડે છે તે વાત કોઇ લોકો સમજવાના નથી. તેઓ તો એમજ કહેશે-એમજ જાણશે કે, "કૃષ્ણદાસ રાત્રીદિવસ કૃષ્ણ

કૃષ્ણ કરતા હતા; પરંતુ તેમની ઉપર જ્યારે દુઃખ પડયું ત્યારે કૃષ્ણે તેમની રક્ષા કરી નહિ. જો એવા ભક્તને પણ પ્રભુએ સહાય ન કરી તો પછી આપણે શી વિસાતમાં ? માટે એને ભજવો એ તો હાથે કરીને દુઃખ વહોરવા જેવું છે. ”

કૃષ્ણદાસ પોતાના આ દુઃખને માટે દુઃખહારી શ્રીહરિને બોલાવવા લાગ્યા અને પોતાના મનની વાત જણાવવા લાગ્યા. આખરે તેઓ રડતા રડતા બોલી ઊઠયાઃ “ પ્રભુ ! જ્યારથી જન્મ થયો ત્યારથી મરણ તો નક્કીજ છે. વહેલું મોડું એક દિવસ મરવાનું તો છેજ; પરંતુ હે પ્રભુ ! હે ભક્તવત્સલ ! જો તારે મને મારવોજ હોય, તો તારે પોતાને હાથે મારી નાખ; પરંતુ આ પ્રમાણે આ સ્થિતિમાં બંદીખાનામાં મરવા દઇશ નહિ. હે દીન-દયાળ ! તારા મહિમાનું અપમાન મારાથી સહન થશે નહિ. ”

આ પ્રમાણે બોલતાં બોલતાં કૃષ્ણદાસ બેભાન થઇ ગયા. તેમના અંતરની વાત અંતર્યામીથી અજાણી રહી નહિ. અડધી રાત્રી વ્યતીત થતાં શ્રીપ્રભુ ત્યાં આવી પહોંચ્યા. આ વખતે કૃષ્ણ-દાસ બેભાન સ્થિતિમાં જમીન ઉપર પડયા છે. પ્રભુના પધાર્યાની તેમને ખબર નથી. ત્યાર પછી શ્રીપ્રભુએ પોતાનો વરદ હસ્ત ભક્તના આખે શરીરે ફેરવ્યો. શ્રીહસ્તનો સ્પર્શ થતાંજ કૃષ્ણ-દાસનાં બંધનો છૂટી ગયાં અને ભાન આવ્યું. ભાન આવતાંજ તેમણે જોયું કે પ્રભુના શ્રીઅંગના પ્રખર તેજથી બંદીખાના માંહેલું ભોંયરૂં ઝળહળી રહ્યું છે. પ્રભુના એક હાથમાં અભયમુદ્રા અને બીજા હાથમાં ઉત્તમ ભોજનપાત્ર છે. મુખમાં મૃદુ મૃદુ હાસ્ય અને અભય વરદાન છે. શ્રીપ્રભુ કૃષ્ણદાસની પાસે પેલું ભોજન-પાત્ર મૂકી ખાવાનો ઇશારો કરી ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

કૃષ્ણદાસ પ્રભુની આ લીલા ચર્મચક્ષુથી જોતા હોવા છતાં પોતે સ્વપ્નમાંજ જોતા હોય એમ તેમને લાગ્યું. તેથી પોતાને

સંજ્ઞા થયેલી હોવા છતાં પણ તેમને તેની ખબર પડી નહિ. શ્રી-પ્રભુ અંતર્ધાન થઇ ગયા. તે પછી તેમની સ્થિતિમાં એકાએક મોટો ફેરફાર થઇ ગયો. તેઓ એકાએક ચોંકી ઊઠયા. આ વખતે પોતાને બરોબર ભાન છે–સંજ્ઞા પ્રાપ્ત થઇ છે એમ તેમણે જાણ્યું. અત્યાર સુધી પોતે સ્વપ્નમાં હતા કે જાગ્રતમાં હતા, તેની તેમને બિલકુલ ખબર પડી નહિ; પરંતુ જ્યારે તેમણે પોતાને શૃંખલા-બંધનથી મુક્ત થયેલા જોયા અને પાસે ભોજનપાત્ર પડેલું જોયું, ત્યારે તે કરુણામયની કરુણા બતાવનારી લીલામાં અવિશ્વાસ રાખવાનું રહ્યું નહિ. આ વખતે તેમના સ્વપ્નના વિચારો ઊડી ગયા.

આ જોતાંજ શ્રીપ્રભુના પ્રેમનો વિચાર કરતાં કરતાં તેઓ ભ્રમિત થઇ ગયા. તેમને આખે શરીરે રોમાંચ થયો. નયનમાંથી પ્રેમાશ્રુ પડવા લાગ્યાં. તે ઉપરાંત તેમના અંતરમાં કૃતજ્ઞતાનો જે ભાવ પ્રકટી નીકળ્યો તેનો પાર રહ્યો નહિ.

શ્રીપ્રભુએ પોતાનો સુંદર કર–પલ્લવ કૃષ્ણદાસને આખે શરીરે ફેરવ્યો હતો, તેની તેમને ખબર નહોતી; પરંતુ તેની અસરથી તેમનું મન પ્રફુલ્લ થઈ ગયું.

આ સ્થિતિમાં કૃષ્ણદાસે તે રાત કાઢી નાખી. આ તરફ એવું થયું કે, જે સમયે શ્રીજગન્નાથજી કૃષ્ણદાસની પાસે બંદીખાનામાં આવ્યા હતા, તે સમયે બળદેવજી હળમુસળ લઇને મહારાજાના શયનગૃહમાં જઇ પહોંચ્યા અને ઘણો તિરસ્કાર કરીને હળ-મુસળ બતાવી મહારાજાને ખૂબ ભય બતાવ્યો. વળી છેવટે આવતી વખતે કહ્યું કે, " દિવ્યસિંહ ! કૃષ્ણદાસ અમારો અનન્ય ભક્ત છે. તેને અપરાધ સિવાય દંડ કરીને તેં અમને બહુજ વ્યથા કરી છે. હજુ પણ જો બચવાની આશા હોય તો સવાર થતાંજ તેને કારાગૃહમાંથી મુક્ત કરજે; નહિ તો આનું પરિણામ વિપરીત આવશે એમ નક્કી સમજજે." આ સાંભળી દિવ્યસિંહને પણ

બહુજ ભય ઉત્પન્ન થયો, તેથી તેઓ પ્રાતઃકાળ થતાં પહેલાં બંદીખાનામાં આવી પહોંચ્યા. બંદીખાનાનાં દ્વારા ઉઘાડી માંહેલાં ભોંયરા ઉપર મૂકેલા પથ્થરો ખસેડતાં ખસેડતાં પ્રભાત થઇ ગયું. તે વખતે મહારાજાએ જે કાંઇ જોયું તેનાથી તેમને બહુજ આશ્ચર્ય થયું. દ્વારા ઉઘાડી ભોંયરા ઉપરના પથ્થરો ખસેડતી વખતે તેમણે કૃષ્ણદાસના મુખથી નીકળેલાં કૃષ્ણનામ સાંભળ્યાં હતાં, પરંતુ તે વખતે તેઓ બહુ વિસ્મય પામ્યા નહોતા; તોપણ સઘળા પથ્થરો કાઢી નાખી ભોંયરામાં પ્રવેશ કરી કૃષ્ણદાસને બંધન મુક્ત અવસ્થામાં શ્રીહરિનું સ્મરણ કરતા જોયા ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ત્યાર પછી મહારાજા દિવ્યસિંહ કૃષ્ણદાસને પગે લાગી તેમની પાસે પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યા. તેઓને પોતાના અવિચારી કર્મ માટે બહુજ પસ્તાવો થયો; તેથી તેઓ વારંવાર કૃષ્ણદાસની પ્રશંસા કરી પોતાને ધિક્કારવા લાગ્યા.

વિનયી કૃષ્ણદાસને રાજાને મોઢે પોતાની પ્રશંસા થતી જોઇને લજ્જા આવી અને તેઓ મહારાજાને પોતાને શ્રીજગન્નાથજીના શ્રીમંદિર તરફ જવાની રજા આપવા વિનતિ કરવા લાગ્યા. મહારાજાએ મહામૂલ્યવાન ધનરત્નાદિથી તેમનો સત્કાર કરી તેમને વિદાય કર્યા. મહારાજાની આજ્ઞા થતાંજ કૃષ્ણદાસે કૃષ્ણકીર્તન કરતાં કરતાં શ્રીપ્રભુના મંદિર તરફ ચાલવા માંડયું. તેમને છૂટા થયેલા જોઇને ગ્રામવાસીઓને બહુજ આનંદ થયો. આ વખતે એકલી રાજસભામાં નહિ, પરંતુ આખા પુરી શહેરમાં આનંદ આનંદ પ્રસરી ગયો અને સઘળા કૃષ્ણભક્તો કૃષ્ણદાસની પ્રશંસા કરી તેમને અપૂર્વ આદરમાન આપવા લાગ્યા.





# २३–बालकराम दास

ભક્ત અને ભગવાનનો આત્મા એક છે–અભિન્ન છે. કવિએ પણ કહ્યું છે કે, " भक्त भगवन्त दुइ। एकइ आत्मा, भिन्न नाहि ॥" અર્થાત્ ભક્ત અને ભગવાન એ બન્ને એકજ છે, જુદા નથી. તે કેવી રીતે તે પણ જણાવ્યું છે. જેમ સૂર્ય અને સૂર્યથી તપેલી રેતી બંને ઉષ્ણતાના અંશમાં અભિન્ન છે, તેમ આત્મભાવથી ભક્ત અને ભગવાન એકજ છે. જેવી રીતે સૂર્યના તાપથી રેતી તપે છે તેજ પ્રમાણે ભગવાનના પ્રતાપથી ભક્તો પણ પ્રતાપી થાય છે.

ભક્તો આ પ્રમાણે પ્રભુના અપ્રતિમ પ્રભાવના અધિકારી થાય છે, છતાં પણ તે પ્રભાવને દીનતાના અને વિનયના આવરણ-માં ઢાંકી રાખવાને બનતો પ્રયત્ન કર્યાજ કરે છે; પરંતુ ભગવાન-નો કહો કે પછી ભક્તનો કહો–તેમનો પ્રતાપ છેવટ સુધી છાનો રહી શકતોજ નથી. યથાસમયે તેનો થોડો ઘણો પણ પ્રકાશ તો થાય છેજ. વળી આ પ્રમાણે ભક્તિના પ્રભાવને આવરણમાં ઢાંકી રાખવાનું સામર્થ્ય સઘળા ભકતોમાં સરખું હોતું નથી. કોઈના-માં થોડું હોય છે, તો કોઇનામાં વધારે હોય છે. ભક્ત બાલક-રામ દાસનો પ્રભાવ તેથીજ કાંઇક વધારે પ્રમાણમાં પ્રકાશિત થયો છે. કેટલીક વખત આવો વધારે પડતો પ્રકાશ પણ બહુ ઉપકારક થઇ પડે છે. તે પ્રકાશથી ઘણા બહિર્મુખ નાસ્તિકો પણ

ઠેકાણે આવી જઈને સત્ય માર્ગ સ્વીકારે છે.

બાલકરામ દાસની જન્મભૂમિ લવપુર-લાહોર હતી. તેમનો જન્મ ઉચ્ચ કુળના બ્રાહ્મણને ઘેર થયો હતો. માતાપિતા અને ચાર મોટાભાઈઓ હયાત હતા. વિષયવૈભવની પણ ખામી નહોતી; પરંતુ તેઓ ખાવા સિવાય બીજા કશાની ખબર રાખતા નહિ. જમવાનો સમય થતાં આવીને ખાઇ જવું અને ત્યાર પછી સારાં સારાં વસ્ત્રો અને ગળામાં ફૂલની માળાઓ પહેરી માથામાં સુગંધી તેલ અને કાનમાં અત્તરનાં પૂમડાં ખોસી ફક્કડ થઇને મસ્ત રહેવું એજ તેમનું આખા દિવસનું કર્તવ્ય હતું. નામે બાળક હોવા છતાં કાંઇ ઉંમરમાં તે બાળક નહોતા; પરંતુ તે છતાં તેમને સંસાર ઉપર આસક્તિ નહોતી. ખાવુંપીવું અને મસ્ત રહેવું એજ તેમનો મૂળ મંત્ર હતો. તેમનાં માતાપિતા અને ભાઇઓ તેમની આવા પ્રકારની વર્તણુંકથી બિલકુલ સંતુષ્ટ નહોતાં અને તેથી તેઓ તેનો વારંવાર તિરસ્કાર કરતાં હતાં, તેમ કોઇ કોઇ વખત ઉપદેશ પણ આપતાં હતાં; પરંતુ તે કોણ સાંભળે ? બાલકરામ દાસ તો તેમની વાતો સાંભળી ન સાંભળી કરી નાખી ખાઇને ઘરમાંથી ચાલવા માંડતા હતા.

આ પ્રમાણે કેટલાક દિવસો ચાલ્યા ગયા. તેમનું વય પણ વધી ગયું, પરંતુ સ્વભાવ બદલાયો નહિ. તેમનાં માતાપિતા ધારતાં હતાં કે તેઓ મોટપણમાં ઠેકાણે આવી જશે અને સંસારવ્યવહારમાં પડતાંજ પૈસા મેળવવાની ફિકરમાં પડશે; પરંતુ તેમની તે ધારણા બર આવી નહિ. આથી તેઓ સઘળાં તેમની ઉપર ગુસ્સે થયાં અને તેમની સાન ઠેકાણે લાવવાને તેમને ઘરમાંથી કાઢી મૂક્યા.

આથી બાલકરામ દાસનું મન બહુજ દુઃખાયું અને તેમ થતાં જ તેમણે પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો કે, “ અહા, શું એક ટુકડા રોટલાને માટે આટલું બધું અપમાન ? બસ, હવે તો

બહારના આહારની જરૂરજ ન રહે એવાજ ઉપાયો લઇશ અને અન્નપાણીનો ત્યાગ કરીશ." આ પ્રમાણે સંકલ્પ કરી કોઇને કાંઇ પણ ન કહેતાં તેઓ એક નિર્જન વનમાં ચાલ્યા ગયા અને એક પવિત્ર સ્થાનમાં બેસીને શુદ્ધ અંતઃકરણથી હૃદયેશ્વરની આરાધના કરવા લાગ્યા.

બાલકરામમાં જો કોઈ પણ દોષ હોય તો તે તેમની સંસાર-વ્યવહારની અજ્ઞાનતાજ છે. તેમને કોઈ પણ સાંસારિક કાર્યનું ભાન નથી એટલુંજ; તે સિવાય એક સારા બ્રાહ્મણમાં જે જે ગુણો હોવા જોઇએ તે સઘળા ગુણો તેમનામાં હતા. તેઓ બ્રાહ્મમુહૂર્ત-માં શય્યાનો ત્યાગ કરતા હતા. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શૌચ–સ્નાન, સંધ્યાપૂજા વગેરે કરીને થોડી–ઘણી શાસ્ત્રચર્ચા પણ કરતા હતા. હજુ સુધી તેમનાં લગ્ન થયાં નહોતાં. સંસારમાં આસક્ત થઇ જવાના ભયથી તેમણેજ તેમ કરવાની ના કહી હતી. તેમણે ગુરુ મહારાજ પાસે દીક્ષા લીધી હતી અને તેમની આજ્ઞા પ્રમાણે તેઓ સાધન–ભજન કર્યા કરતા હતા; પરંતુ આ સઘળું કરવાનું બધાથી છાનું–એકાન્ત સ્થાનમાંજ રાખ્યું હતું. સારાં સારાં કપડાં પહેરી અત્તર, તેલફુલેલ વગેરે ધારણ કરીને બહારથી ફક્કડ થઇ રહેવા છતાં, તેમણે કોઇ પણ દિવસ કુસંગ કે દુર્વ્યસન કર્યાં નહોતાં. તેમનું જીવન બહુજ શુદ્ધ હતું. પિતા, માતા અને મોટાભાઇઓ તેમની પ્રત્યે જે અનાદર–જે તિરસ્કાર બતાવતા હતા, તે સઘળું તેમણે આજ દિન સુધી છાનામાના–એક પણ શબ્દ બોલ્યા વિના સહન કર્યું હતું અને આજે પણ તેમનાં કુવચનો સહન કરતા હતા; પરંતુ આજે તેમની સ્થિતિ વિચિત્ર હતી. તેઓ મોઢેથી કાંઇ પણ નહિ બોલતા હોવા છતાં તેમની આંખમાંથી દડદડ અશ્રુધારા વહી જતી હતી. અહા ! આજે તેમના ઉપર જે તિરસ્કાર–જે સિતમ વરસ્યો તે ખરેખર અસહ્ય હતો. આજે તો તેમની માતાએ-

સુધ્ધાં એક કૂતરા–શિયાળવાની પેઠે હડ હડ કરીને તેમને ઘરમાંથી કાઢી મૂકયા હતા !

આ સંસારમાં કોનામાં કોનો વાસ હશે તે કોણ જાણે છે ? દુઃખની અંદર સુખ અને સુખની અંદર દુઃખ રહ્યું છે, તે કોણ માનશે ? લોકો ભલે માને કે ન માને–વિશ્વાસ કરે કે ન કરે; પરંતુ બાલકરામ દાસને તો આ પ્રબળ આન્તરિક દુઃખમાંજ પ્રબળ આન્તરિક સુખનો અનુભવ થયો છે. શુદ્ધ અંતઃકરણે શ્રીહરિને પોકારતાં પોકારતાંજ તે સંતાપનાશક શ્રીનારાયણની પ્રશાન્ત મૂર્તિનો તેમના અંતરમાં આવિર્ભાવ થયો અને તેમ થતાં તેમના અંતરને યોગ્ય આહાર મળવાથી તેમની બહારની ક્ષુધા–પિપાસા પણ દૂર થઇ ગઇ.

આ પ્રમાણે સાત દિવસ ચાલ્યા ગયા. બાલકરામ દાસ નિશ્ચલ આસન ઉપર બેઠા બેઠા શ્રીહરિનું નામસ્મરણ કર્યા કરે છે. તે વખતે એક ભીષણ વાઘ તેમની પાસે આવી ચઢયો અને ભયંકર ગર્જનાઓ કરીને કૂદકા મારવા લાગ્યો; પરંતુ તેમ છતાં પણ બાલકરામ દાસ પોતાના આસન ઉપરથી બિલકુલ ચલાયમાન થયા નહિ. તેમના હૃદયમાં અણુમાત્ર પણ ભીતિ પેઠી નહિ. તેઓ મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યા: “ શ્રીહરિએ જે ધાર્યું હશે તે તો અવશ્ય થવાનુંજ છે. મારાથી શું બની શકવાનું છે ? તેને મારવો હશે તો મારશે અને જીવાડવો હશે તો જીવાડશે; માટે એને માટે બિલકુલ પણ ભય રાખવો નહિ. ”

આ પ્રમાણે વિચાર કરી બાલકરામ દાસ આંખો મીંચીને શ્રીહરિના ધ્યાનમાં લીન થઇ ગયા. શ્રીહરિએ તે જાણ્યું તેથી તેઓ ભીલનું સ્વરૂપ ધારણ કરી હાથમાં ધનુર્બાણ લઈ ત્યાં આગળ આવી પહોંચ્યા. તેમના ધનુષ્યનો ટંકાર થતાંજ વાઘ ભય પામી ત્યાંથી ઊભી પૂંછડીએ નાસી ગયો. થોડી વારે બાલકરામ દાસે

ાંખો ઉઘાડી. આંખો ઊઘડતાંજ પોતાની સામે એક પ્રચંડ દિવ્ય જવાળા ભીલને ઊભેલો જોયો. ભીલવેષધારી ભગવાનની પથ્થર 'વી કઠોર મૂર્તિ ભેદાઇ જઇ જાણે સ્નેહની કોમળતા સ્ફુરી નીક-તી હોય એમ લાગતું હતું.

બાલકરામ દાસ કાંઇ પણ બોલે તે પહેલાંજ પેલો માયાવી ીલ બોલી ઊઠયો: "હે ભાઇ ! તું આવા ભીષણ વનમાં શા માટે .સી રહ્યો છે? આ સ્થાનમાં વાઘવરૂ સિવાય બીજું કાંઇ પણ નથી ની શું તને ખબર નથી ? અરે, શું તને તેનો ભય નથી ? નાસ, ાસ; અહીંથી નાસી છૂટ. એક પળ પણ અહીં થોભતો નહિ; હિ તો તારો પ્રાણ ભયમાં આવી પડશે."

તે સાંભળીને બાલકરામ દાસ બોલી ઊઠ્યા: " ભાઇ ! નાસીને યાં જાઉં ? કયાં રહું ? મારાં માબાપ, ભાઇ, સ્વજન વગેરે સર્વેએ .ને ઘરમાંથી કાઢી મૂકયો છે. ભાઇ ! હવે મને સંસારમાં રહેવા-ી ઇચ્છા નથી. બીજી કોઇ ઇચ્છા પણ રહી નથી. ફક્ત પતિત-ાવન ભગવાનનાં દર્શન કરી માનવજીવન સાર્થક કરવાનીજ ચ્છા છે અને તે આશાથીજ હું અહીં આવ્યો છું, તો હવે કયાં ઉં ? તે દર્શન દેશે તો ઠીક છે, નહિ તો પછી વાઘવરૂના હાથથી .રવામાં મને દુઃખ નથી."

બાલકરામ દાસનાં વચનો સાંભળીને પેલો ભીલ હાસ્ય કરીને ાલ્યો: " હે ભાઇ ! તું તો ગાંડો દેખાય છે ! બ્રહ્માદિ દેવતાઓ ાણ જેનાં દર્શન મેળવી શકતા નથી, મોટા મોટા યોગી-ઋષિ .ણ જેનું તત્ત્વ જાણી શકતા નથી, તેના દર્શન તને કેવી રીતે .શે ? અરે, તેનો ને તારો મેળાપ કેમ સંભવે ? જા, જા, ભાઇ ! ાનોમાનો ઘેર જા. નકામું ખોટું સાહસ ન કર."

બાલકરામ દાસે જવાબ દીધો: "ભાઈ ! આ તે તમે શું બોલો

છો ? શું શાસ્ત્રમાં ખોટું કહ્યું છે ? તેમાં એવું સ્પષ્ટ રીતે કહ્યું છે કે પ્રભુ સર્વ જીવના જીવનરૂપ છે અને દરેક જીવના ખરેખરા માતાપિતા છે. સંસારનાં પ્રાણિમાત્ર તેનાજ અધિકારમાં છે. તે આપણને જે રસ્તો બતાવે છે તેજ રસ્તો આપણને દેખાય છે; માટે મારો તો સંપૂર્ણ ભરોંસો છે કે મને તેનાં દર્શન થશેજ. હે ભીલભાઈ ! હું તેની પ્રેરણાથીજ આ ઠેકાણે આવ્યો છું, તું પણ તેનીજ પ્રેરણાથી અહીં આવી ચઢયો છે. તેની ઉપર આધાર–ભરોંસો રાખીનેજ હું અહીં આવ્યો છું, તો હવે મારે વાઘ–વરૂનો ભય શા માટે રાખવો જોઇએ ? હે ભાઇ ! તું તારે જ્યાં જતો હોય ત્યાં ચાલ્યો જા, મને તારા ઉપદેશની જરૂર નથી. દયા-દૃષ્ટિ હોય એટલુંજ બસ છે. મને ભગવાનનાં દર્શન મળે એવા શુભ આશીર્વાદ આપીને અહીંથી ચાલ્યો જા. ”

આ પ્રમાણે કહીને બાલકરામ આંખો મીંચીને મોટેથી ‘હરે-કૃષ્ણ રામ’ એ નામનો ઉચ્ચાર કરવા લાગ્યા. તે જોઇને ભીલવેષ-ધારી માયાવી ભગવાનથી ગુપ્ત રહેવાયું નહિ. હવે બાલકરામ દાસના અંતરમાં ભગવદ્‌–દર્શન માટે વ્યાકુળતા જન્મી હતી. હવે તેને દર્શન દેવાનો યોગ્ય સમય આવી પહોંચ્યો હતો, તેથી પતિતપાવન કરુણાસિંધુ ભગવાને તે સમય–તે મંગળમય સુ-અવસર જવા દીધો નહિ. બાલકરામ દાસનો પોતાની ઉપરનો અગાધ પ્રેમ અને નિશ્ચલ ભક્તિ જોઇને તેઓ અમૃત વરસાવતા કહેવા લાગ્યા કે, “ વત્સ ! જો, જો, આ હું આવ્યો છું. હું તારી પાસેજ છું. જેઓ સંસારની સર્વ પ્રકારની આસક્તિ છોડીને મને આત્મસમર્પણ કરે છે, તેને હું હમેશાં સહાય કરૂં છું, તેની ઉપર પડતાં અનેક વિઘ્નો દૂર કરૂં છું. તે નિયમને અનુસરીને મેંજ આજે તને આ વાઘના મુખમાં પડતો બચાવ્યો છે. જો, જો; ભાઈ ! એક વાર આંખ ઉઘાડીને જો. જેને જોવાની તને

આટલી બધી પ્રબળ આકાંક્ષા થઇ છે, તે તારી પાસેજ ઊભો છે.”

ભગવાનનાં આ વચન સાંભળીને પણ બાલકરામ દાસે આંખો ઉઘાડી નહિ. તેમણે આંખો મીંચીનેજ ભગવાનને જણાવ્યું કે, “ જ્યાંસુધી મારા હૃદયમાં ભગવાનનાં દર્શન ન થાય ત્યાંસુધી આંખો નહિ ઉઘાડવાની મેં દૃઢ પ્રતિજ્ઞા કરી છે. હું મારી પ્રતિજ્ઞાનો કદી પણ ભંગ કરવાનો નથી. જો તમે ભગવાનજ હો તો મારા ગુરુ મહારાજે કહેલા સ્વરૂપમાં મારા અંતઃકરણમાં દર્શન દો.”

કરુણામય ભગવાને ભક્તની પ્રાર્થનાથી તેમજ કર્યું અને શંખ, ચક્ર, ગદા અને પદ્મધારી ચતુર્ભુજ નારાયણસ્વરૂપનાં દર્શન કરાવ્યાં. પોતાના ઇષ્ટદેવની શ્રીમૂર્તિ જોઇને બાલકરામ દાસના આનંદની પણ સીમા રહી નહિ. તેમની આંખોમાંથી પ્રેમાશ્રુનો પવિત્ર પ્રવાહ વહેવા લાગ્યો. ત્યાર પછી ભગવાન તેમના અંતઃકરણમાંથી પોતાની શ્રીમૂર્તિ અંતર્ધાન કરીને કરુણસ્વરે કહેવા લાગ્યા: “ વત્સ બાલકરામ! આંખો ઉઘાડ અને જે જોઇએ તે માગી લે. હું તારી દૃઢ ભક્તિ જોઇને બહુજ પ્રસન્ન થયો છું.” બાલકરામ દાસે આ વખતે આંખો ઉઘાડીને જોયું તો જે શ્રીમૂર્તિનો તેમને પોતાના અંતઃકરણમાં સાક્ષાત્કાર થયો હતો, તેજ પતિતપાવન મૂર્તિ તેમની સન્મુખ ઊભી હતી. પોતાનાં ચર્મચક્ષુથી ભગવાનનાં દર્શન થતાં અતિશય આનંદને લીધે તેઓ ગાંડા–ઘેલા થઇ ગયા. તેમને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. તેઓ ઘડીમાં ભગવાનના ચરણકમળમાં આળોટી પડે છે તો ઘડીમાં વળી તેમની સ્તુતિ કરવા મંડી જાય છે! આ પ્રમાણે જે પળે જે ઊર્મિ આવે છે, તે પ્રમાણે ઘડીમાં નાચે છે, ઘડીમાં સ્તુતિ કરે છે, તો ઘડીમાં પૂતળાંની માફક સ્તબ્ધ થઇ જાય છે. તેઓ શું કરે છે તેની તેમને પોતાને પણ ખબર પડતી નથી. તેમની આવી ઉન્માદગ્રસ્ત સ્થિતિ જોઇને ભગવાન પોતાના કરુણ–હસ્તનો સ્પર્શ કરી આશ્વાસન આપી તેમને વર-

દાન માગવાનો આગ્રહ કરવા લાગ્યા. બાલકરામ ભગવાનને હાથ જોડીને કહેવા લાગ્યા કે, “હે પ્રભુ ! જયારે આપને મને વરદાનજ આપવું છે તો એવું વરદાન આપો કે હવે પછી મારે જન્મ લેવો પડે નહિ. જન્મ-મરણ મારી ઇચ્છાને અધીન થાય અને મારૂં સમસ્ત જીવન આપના પરમ ભક્તિજન્ય સુખમાં વ્યતીત થાય. વળી હે પ્રભુ ! મારૂં મૃત્યુ થતાં હું વૈકુંઠમાં આપના ચરણકમળમાં આવું અને સ્પર્શ કરતાંજ પથ્થરને સુવર્ણ કરી શકું એવું વરદાન આપો.”

બાલકરામનાં વચન સાંભળીને ભગવાન “ તથાસ્તુ ” કહીને ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. આ પ્રમાણે ભગવાનને અંતર્ધાન થઇ ગયેલા જોઇને તેમના વિયોગથી બાલકરામને બહુજ દુઃખ થયું. તેઓ થોડી વાર અચેતન થઇ ગયા. છેવટે મનને શાંત કરી ભગવાને આપેલા વરદાનની પરીક્ષા કરી જોવાનો તેમણે વિચાર કર્યો. બીજાં વરદાનોની તો પરીક્ષા થઇ શકે એમ હતું નહિ, તેથી છેલ્લા વરદાનની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને પાસે પડેલા એક પથ્થરને પોતાનો હાથ લગાડી જોયો. ભગવાનનું વચન કદી પણ મિથ્યા થતું નથી ! બાલકરામ દાસના હાથનો સ્પર્શ થતાંજ પથ્થર પીળા રંગના સુવર્ણમાં ફેરવાઇ ગયો. આ ચમત્કાર જોઇને બાલકરામ દાસના આનંદનો પાર રહ્યો નહિ. આ પરીક્ષાથી તેમને ભગવાનના દરેક વરદાન ઉપર દૃઢ વિશ્વાસ બેઠો. ત્યાર પછી તેમણે એક એકાંત સ્થાનમાં જઇ કેટલાક નાના મોટા પથરાઓ એકઠા કરી પોતાના હસ્તસ્પર્શથી સુવર્ણમય બનાવી દીધા અને તેના વેચાણમાંથી એક પ્રચંડ મઠ સ્થાપ્યો. ભૂખના દુઃખથીજ પોતાને ગૃહત્યાગ કરવો પડેલો હોવાથી આ મઠમાં તેમણે પહેલવહેલો ખાવાપીવાનોજ બંદોબસ્ત કર્યો. કોઇ પણ અતિથિ-અભ્યાગત પોતાના મઠમાંથી ભૂખ્યોતરસ્યો પાછો જાય નહિ તેમ કોઇને પણ ના કહેવી નહિ, એવો પ્રબંધ કર્યો. ધનની કાંઇ ખોટ નહોતી.

ઇશ્વરકૃપાથી જેટલું જોઇએ તેટલું ધન પ્રાપ્ત થતું હતું, તેથી બાલકરામ દાસે પોતાના મઠને સર્વોત્તમ બનાવવામાં કચાશ રાખી નહિ. ધીમે ધીમે હાથી-ઘોડા અને લાવલશ્કરથી મઠ પરિપૂર્ણ થઇ ગયો. દરેક પ્રહરે નોબતો વાગવા માંડી. મઠમાં એક સારા પાયા ઉપર મોટી પાઠશાળા પણ સ્થાપી અને તેમાં અસંખ્ય વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. તેમને માટે એક સારા પુસ્તકાલયની અને પંડિતોની ગોઠવણ કરી. વળી તે ઉપરાંત ભગવાનનાં ભજનો તેમજ નામસ્મરણ કરવાને એક મંડપ પણ બાંધ્યો હતો; તેમાં અહર્નિશ હરિકીર્તન થયા કરતું હતું. નાના પ્રકારની વિપત્તિમાં આવી પડેલા કંગાળ, દરિદ્ર, દીન-દુઃખીને માટે પણ મઠનાં દ્વાર ઉઘાડાંજ રાખવામાં આવ્યાં હતાં. મઠમાંથી દરેકને સર્વ પ્રકારની મદદ મળતી હતી. દેવસેવાનો ઠાઠ પણ તેવોજ હતો. દરરોજ ઉત્સવ ઉજવાતો હતો. ટૂંકમાં-આવા સઘળા સુસાધનવાળો બાલકરામ દાસનો મઠ જોતજોતામાં-બહુજ ટૂંક મુદતમાં દેશમાં પ્રસિદ્ધ થઇ ગયો.

આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. ભગવાનની ભક્તિ સાથે બાલકરામ દાસ વિવિધ પ્રકારના વિષયભોગ પણ ભોગવવા લાગ્યા; પરંતુ તેમાં તેઓ છેવટ સુધી લિપ્ત થઇ રહ્યા નહિ. થોડા સમયમાંજ આ બધા ઠાઠમાઠ અને વિષયભોગ ઉપરથી તેમનું મન ઊઠી ગયું. તેમને વિરાગ થયો તેથી તેમણે એ સર્વનો પરિત્યાગ કરવાનો વિચાર કર્યો; પરંતુ આવા વિષયભોગથી ભરપૂર મઠમાં રહીને પોતાના વિચાર પ્રમાણે ત્યાગ થઇ શકયો નહિ. મઠમાં બહુજ સંપત્તિ હતી. વળી પોતાને હાથે સ્થપાયલી સંસ્થાઓ પણ બરોબર ચાલવીજ જોઇએ અને તે બરોબર ચલાવવાને માટે તેની ઉપર સંપૂર્ણ દેખરેખ રાખી ઘટતું કરવું જોઇએ; એટલે કે જ્યાંસુધી મઠમાં પોતાની હાજરી હોય ત્યાંસુધી કંઈ ને કંઇ કાર્ય

તો કરવું જ જોઇએ. બાલકરામ દાસનો વૈરાગ્ય કાંઇ ક્ષણિક અથવા શ્મશાનવૈરાગ્ય નહોતો–એ તો ભગવત્કૃપાથીજ ઉત્પન્ન થયેલો હોવાથી શુદ્ધ અને સ્થાયી હતો; તેથી તેમને કોઇ પણ કાર્ય કરવાનું ગમતું નહિ. આ બધાં કારણોને લીધે મઠનો કારભાર એક યોગ્ય પુરુષના હાથમાં સોંપી દઈને તેમણે કાશી તરફ ચાલવા માંડયું. સાથે એક કામળી તથા કૌપીન સિવાય બીજું કાંઇ પણ લીધું નહિ. આ પ્રમાણે તેમણે મઠનો સંપૂર્ણ રીતે ત્યાગ કરી ચાલવા માંડયું; પરંતુ તેમના ચેલાઓ–મઠમાં રહેતા આશ્રિતો પણ તેમની સાથે જવાને તૈયાર થયા. અહા ! આવા મોટા મઠના અધીશ્વર આ પ્રમાણે એકાએક ત્યાગ કરીને ચાલવા માંડે તો તેમના શિષ્યો તેમનો વિયોગ કેવી રીતે સહન કરી શકે ? બાલકરામ દાસના શિષ્યો પણ તેમની સાથે જવાને તૈયાર થઇ ગયા. ધીમે ધીમે બાલકરામ દાસની સાથે કાશી જનારા માણસોની સંખ્યા વધી ગઇ. છેવટે હાથી, ઘોડા, ઊંટ, પાલખી, તુરી, ભેરી ધ્વજા, પતાકા વગેરે સાથે એક મોટો સંઘ કાશી જવા નીકળી પડયો.

આ પ્રમાણે ચાલતાં ચાલતાં કેટલેક દિવસે તેઓ દિલ્હી શહેરના દરવાજા પાસે આવી પહોંચ્યા. ડંકાના પ્રચંડ શબ્દથી સમસ્ત દિલ્હી શહેર કંપી ઊઠયું. એ શબ્દ છેક દિલ્હીશ્વરના કર્ણ સુધી પહોંચી ગયો, તેથી બાદશાહે તે શબ્દ શાનો છે, તેની તપાસ કરવાને માણસો મોકલી આપ્યા. બાદશાહનો હુકમ થતાંજ કેટલાક દૂતો જ્યાં આગળ બાલકરામ દાસનો સંઘ પડયો હતો ત્યાં આગળ જઈ પહોંચ્યા. ત્યાં આગળ બાલકરામ દાસનો ઠાઠમાઠ જોઇને તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા અને પાછા આવીને બાદશાહને કહેવા લાગ્યા કે, “જહાંપનાહ ! એક મહાપ્રભાવશાળી હિંદુ ફકીર આવ્યો છે. તેના સાથીઓ ડંકા વગાડીને આવો ઘોર પ્રચંડ નાદ કરી રહ્યા છે.” આ વાત સાંભળતાં-

જ બાદશાહને ક્રોધ થયો. તેણે તેજ વખતે દૂતોને ડંકો બંધ કરાવવાનો હુકમ કર્યો. બાદશાહનો હુકમ થતાંજ દૂતો બાલકરામ દાસની પાસે ગયા અને તેમણે પોતાના બાદશાહનો હુકમ કહી સંભળાવ્યો. દૂતોનાં વચન સાંભળીને બાલકરામ દાસને બાદશાહની મૂર્ખતા ઉપર સહજ હાસ્ય આવ્યું, તેથી તેઓ સ્મિત–હાસ્ય કરતાં કરતાં કહેવા લાગ્યાઃ "વારૂ, દૂતો! તમારા દિલ્હીશ્વરના હુકમથી અમારાં વાજિંત્રો બંધ થશે અને અમારા હુકમથી દિલ્હીની નોબતો બંધ થઇ જશે."

બાલકરામ દાસની આજ્ઞાથી દિલ્હીની નોબતો વાગતી બંધ થઇ ગઇ. શરણાઈવાળા શરણાઇ ફૂંકી ફૂંકીને થાકયા; પરંતુ તેમાંથી કોઇ પણ જાતનો સૂર નીકળ્યો નહિ. નગારાંવાળા નગારાં કૂટી કૂટીને થાકયા પરંતુ તેમાંથી પણ કાંઈ અવાજ નીકળ્યો નહિ. આમ થતાંજ સઘળા ચૂપ થઇ ગયા. તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ; પરંતુ તે બિચારા શું કરે ? બીતાં બીતાં બાદશાહને આ આશ્ચર્યકારક સમાચાર નિવેદન કર્યા; પરંતુ બાદશાહને તેમની વાત ઉપર વિશ્વાસ આવ્યો નહિ, તેથી તેમણે પોતાના વિશ્વાસુ માણસો મોકલીને તપાસ કરાવી; પણ તેમાં પણ પહેલાંના સમાચારજ ખરા પડયા. આથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આનું મૂળ કારણ શોધી કાઢવાને તેમણે તેજ વખતે પોતાના સઘળા દૂતોને બોલાવી મંગાવ્યા. પૂછપરછ કરતાં જે દૂતો બાલકરામ દાસની પાસે ગયા હતા, તેમણે બાદશાહને તેની આજ્ઞા કહી સંભળાવી.

દૂતોની વાત સાંભળીને બાદશાહને બહુજ ક્રોધ થયો અને તેમણે તેજ વખતે પોતાના સૈન્યને બાલકરામ દાસને કેદ કરી બંદી કરવાને હુકમ કર્યો. તેમનો હુકમ થતાંજ બાદશાહના સૈન્યે બાલકરામ દાસને પકડવાને દરવાજા તરફ ચાલવા માંડયું.

ઐશ્વર્યમદનો પણ મહિમા જબરો છે! તે દેખતાને પણ આંધળો બનાવી દે છે! ઐશ્વર્યમદથી અંધ બનેલા બાદશાહને સાધુ બાલકરામ દાસનો પ્રભાવ જોઇને પણ ભાન આવ્યું નહિ. દિલ્હીની બહારથી દિલ્હીની નોબત બંધ કરનારો કોઇ સામાન્ય મનુષ્ય હોય નહિ, એવો તેને વિચાર સરખો પણ આવ્યો નહિ અને તેથીજ તેણે બાલકરામ દાસને પકડવાને સૈન્ય મોકલી આપ્યું.

બાદશાહનો હુકમ થતાંજ દૂતો સૈન્ય સાથે દરવાજા આગળ જઇને બાલકરામ દાસને પકડી લાવ્યા. બાલકરામ દાસે તેમના કાર્યમાં લેશમાત્ર પણ અવરોધ નાખ્યો નહિ. તેમના સાથીઓ તોફાન કરવાને તૈયાર થઇ ગયા, પરંતુ બાલકરામ દાસે તરતજ તેમને તેમ કરતાં અટકાવ્યા. આથી તેમને કેદ પકડતાં દૂતોને બિલકુલ મહેનત ઉઠાવવી પડી નહિ. આ પ્રમાણે બાલકરામ દાસને કેદ કરીને હાથમાં બેડીઓ પહેરાવી કેદખાનામાં નાખવામાં આવ્યા. દૂતોના આ કાર્યથી બાદશાહને બહુ સંતોષ થયો, તેથી તેમણે તે લોકોને સારૂં ઇનામ પણ આપ્યું.

બાલકરામ દાસના સાથીઓના દુઃખની સીમા રહી નહિ. બાલકરામ દાસને માટે તેમને પોતાનો પ્રાણ આપવો પડયો હોત તોપણ તેમને આટલું બધું દુઃખ થાત નહિ; પરંતુ પોતાની સમક્ષજ પોતાના મહંતને કેદ પકડાયલા જોઇને તેમનાં મર્મસ્થળો ભેદાઇ ગયાં. બાલકરામ દાસના સાથીઓ આ પ્રમાણે શોકસાગરમાં ડૂબી ગયેલા હોવા છતાં બાલકરામ દાસ ઉપર તેની બિલકુલ અસર થઇ નહોતી. તેમના હસતા મુખમાં, મધુર સંભાષણમાં અને ભગવાનના નામસંકીર્તનમાં કાંઇ પણ ફેર પડયો નહોતો.

બાલકરામ દાસને કેદ કર્યા પછી બાદશાહે તેમની ઉપર સખ્ત દેખરેખ રાખવાનો હુકમ કર્યો હતો. આથી બાદશાહના દૂતો તેમની ઉપર બરોબર દેખરેખ રાખી દરરોજ તેમના સમા-

ચાર બાદશાહને જણાવતા હતા. જોતજોતામાં ત્રણ દિવસ ચાલ્યા ગયા; પરંતુ તે દરમ્યાન બાલકરામ દાસે ખાધું પણ નહિ, તેમ નિદ્રા પણ લીધી નહિ; છતાં તેમની શક્તિમાં લેશમાત્ર પણ ઘટાડો થયેલો માલૂમ પડયો નહિ. આથી પ્રહરીઓ બહુજ આશ્ચર્યચક્તિ થઇ ગયા. તેમણે આ વાત પણ બાદશાહને જણાવી; પરંતુ વિષયાંધ બાદશાહની આંખ ઊઘડી નહિ. તે તો ઊલટો ધીમે ધીમે બાલકરામ દાસ ઉપર વધારે ને વધારે સખ્તાઇ કરવાના હુકમો કરતો ગયો.

છેવટે ચોથે દિવસે બાલકરામ દાસે હસતાં હસતાં દૂતોને કહ્યું: " હે ભાઇઓ ! તમે તમારા બાદશાહ પાસે જઇને તેણે મને શા માટે કેદ કર્યો છે તે પૂછી આવો. વળી તેને કહેજો કે નિરપરાધી પરદેશીને કેદ કરવો એ દિલ્હીપતિને બિલકુલ છાજતું નથી. તેમના આવા કાર્યથી ઈશ્વર તેમની ઉપર નાખુશ થશે, તેની શું તેમને ખબર નથી ? હે ભાઈઓ ! તમે જઇને તેને કહો કે, ભગવાન તારૂં ભલું કરે. જો તે મને આ કેદખાનામાંથી છોડી દેશે તો હું તેને આશીર્વાદ આપીને ચાલ્યો જઈશ; પરંતુ જો તે તેમ નહિ કરે તો મારા પ્રભુનો પ્રભાવ બતાવીને હું અહીંથી ચાલ્યો જઈશ. "

બાલકરામ દાસનો પ્રભાવ દૂતોથી અજ્ઞાત નહોતો. આ ત્રણ દિવસમાંજ તેમણે તેમનો પ્રભાવ જોઇ લીધો હતો, તેથી તેમનાં આ વચનો સાંભળતાંજ તેઓ બાદશાહ પાસે ગયા અને બાલકરામ દાસનાં વચનો કહી સંભળાવ્યાં. બાદશાહ ઐશ્વર્યમદથી અંધ બની ગયો હતો. તેને સારાસારનો વિચાર નહોતો, તેથી દૂતોનાં વચનો સાંભળતાંજ તે એકદમ કર્કશ સ્વરે બોલી ઊઠયો: " ભલે, ભલે, એને કરવું હોય તેમ કરવા દો. પછી મારે જે કાંઇ કરવું હશે તે હું કરી લઇશ. "

બિચારા દૂતો શું કરે ? બાદશાહનાં વચનો સાંભળીને તેઓ બહુજ દિલગીર થયા; પરંતુ ત્યાં આગળ એમનું કાંઈ ચાલે એમ નહોતું તેથી અફસોસ કરતા કરતા પાછા બાલકરામ દાસની પાસે આવ્યા અને તેમને સમસ્ત હકીકત કહી સંભળાવી. તેમના દુ:ખનો હવે પાર રહ્યો નહિ. થોડી વાર વિચાર કરીને બાલકરામ દાસ બોલ્યા: " અહા ! કેવી સ્પર્ધા ! ત્યારે હવે મારે મારા પ્રભુનો પ્રભાવ બતાવવોજ પડશે, તે સિવાય આ મદાંધ બાદશાહની આંખ ઊઘડવાની નથી. શિક્ષા થયા વિના એને ભાન આવવાનું નથી. "

બોલતાં બોલતાં બાલકરામ દાસના અંગમાંથી ઝરણુની પેઠે પાણી વહેવા માંડ્યું. જોતજોતામાં તે પાણીએ એક મોટા પ્રવાહનું રૂપ ધારણ કર્યું અને એક–બે પ્રહર થયા ન થયા એટલામાં તો આખા દિલ્હી શહેરમાં ઘૂંટણ ઘૂંટણ પૂર પાણી થઇ ગયું. એકાએક પાણી આવવાથી શહેરનાં બધાં માણસો આશ્ચર્યચકિત થઇ ગયાં, સઘળે હાહાકાર વર્તી ગયો. પાણીના પ્રબળ પ્રવાહની સાથે બાલકરામ દાસના પ્રભાવની વાત પણ આખા શહેરમાં પ્રસરી ગઇ. આખા શહેરમાં રડારોળ થઇ રહી. લોકોએ જીવવાની આશા છોડી દીધી. આ અદ્ભુત ઘટના જોઈને કેટલાક આગેવાનો બાદશાહ પાસે ગયા અને તેમણે બાલકરામ દાસના પ્રભાવથી આખા શહેરમાં પાણી ફરી વળ્યાની ખબર આપી, તેમની પાસે ક્ષમા માગી શાન્ત કરવાની વિનતિ કરી. બાદશાહે પોતે પણ શહેરની દુર્દશા જોઇ. તે જોતાંજ તેમને બહુજ ભય અને આશ્ચર્ય થયું. બાલકરામ દાસના યોગ્ય ઔષધોપચારથી બાદશાહનો નયનરોગ (મદાંધતા) દૂર થયો અને શહેરના આગેવાનોના કહ્યા પ્રમાણે તેઓ બાલકરામ દાસ પાસે જવા નીકળી પડ્યા.

શાસ્ત્રમાં કહ્યું છે કે, એક વસ્તુનો પ્રતીકાર કરવાને તેનાથી

વિપરીત વસ્તુનોજ પ્રયોગ કરવો જોઇએ. જે કારણથી રોગની ઉત્પત્તિ થાય છે, તે કારણથી વિપરીત ઉપચાર કરવાથીજ તે શાંત થાય છે. જો માણસને શરદી થઇ હોય, તો તેને તેમાંથી મુક્ત કરવાને તેનાથી તદ્દન વિરુદ્ધ ગરમ ઉપચારોજ કરવા જોઇએ. બાદશાહના સંબંધમાં પણ તેમજ થયું. તેમને ચક્ષુરોગ થયો હતો અને તે રોગનું મૂળ કારણ ઐશ્વર્યમદ હતું, તેથી ઐશ્વર્ય-મદનો વિનાશ એજ તેને માટે ઉપર્યુક્ત ઉપચાર હતો, તેથી બાલકરામ દાસે તેવાજ ઔષધનો ઉપયોગ કર્યો અને તેમ થતાંજ ઐશ્વર્યમદથી ઉન્મત્ત બનેલો બાદશાહ કે જે આંખો હોવા છતાં અંધ બની ગયો હતો તે ઠેકાણે આવ્યો. આખું દિલ્હી શહેર જળસમાધિમાં ડૂબવાના ભયથી તેની આંખો ઊઘડી ગઇ.

હવે બાદશાહથી સ્થિર રહેવાયું નહિ. તેઓ તેજ વખતે પોતાના વિશ્વાસુ મિત્રો અને શહેરના આગેવાનો સાથે બાલકરામ દાસની પાસે ગયા. આ વખતે બાદશાહ પોતાના નયનરોગમાંથી મુક્ત થયેલા હોવાથી બાલકરામ દાસનું પ્રકૃત સ્વરૂપ ઓળખી શકયા. તેમની પાસે જઈને ક્ષમા માગતાં તેમને લજ્જા અને સંકોચ થવા લાગ્યો. આથી તેઓ એક મહાન અપરાધીની પેઠે બાલકરામ દાસની પાસે જઈ તેમના ચરણમાં પડી રડતા રડતા ક્ષમા માગવા લાગ્યા. આ વખતે પણ બાલકરામ દાસના હાથની બેડીઓ જેમની તેમજ હતી. તેમનાથી હાલી-ચાલી શકાય એમ હતું નહિ, તેથી પ્રબલ ઇચ્છા હોવા છતાં પણ તેઓ બાદશાહને પોતાના પગમાંથી ઉઠાડી શકયા નહિ. આ વખતે બાલકરામ દાસ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યા અને તેમના પ્રભાવથી આજે દિલ્હીના બાદશાહને પોતાના ચરણમાં પડેલો જોઇને તેમને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા. આ પ્રમાણે થોડી વાર પ્રભુ-સ્મરણ કરીને બાલકરામ દાસ મેઘના સરખા ગંભીર સ્વરે બોલી

ઊઠયા: "અરે, છિટ્ છિટ્! આ શું કરો છો, હું તો એક સાધારણ માણસ છું, આપનો અપરાધી છું; ક્ષમા કરો. ! ક્ષમા કરો!"

ત્યાર પછી થોડી વારે ઊઠીને બાદશાહે પોતાના હાથે બાલક-રામ દાસનાં બંધનો છોડી નાખ્યાં અને તેમના ઘણા ઘણા કાલા-વાલા કરીને એક વખત દિલ્હીમાં પધારી આખી જમાત સાથે ભોજન કરવાનો આગ્રહ કર્યો. તે સાંભળીને બાલકરામે સહાસ્ય વદને કહ્યું: "ઠીક છે, પરંતુ મારા સાથીઓ મારે માટે મારી પેઠે ઉપવાસ કરતા હશે, માટે તેમને મળીને પછીજ સ્નાનાહાર કરીશ. હવે તમે સુખેથી ગામમાં પધારો. ભગવાન તમારૂં ભલું કરો."

આ પ્રમાણે કહીને તેમણે ત્યાંથી ચાલવા માંડયું. બાદશાહ શું કરે? તેમની સાથે વધારે હઠ કરવાનું પણ તેમને યોગ્ય લાગ્યું નહિ, તેથી "આજથી આ દિલ્હી તમારૂંજ છે, હું તો આપના સેવક તરીકે તેનું રક્ષણ કરીશ." એ પ્રમાણે કહીને બાલકરામ દાસને પ્રણામ કર્યા.

બાલકરામ દાસના ગયા પછી બાદશાહ કારાગૃહની બહાર આવ્યા. આવીને જુએ છે તો તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઘડી પહેલાં જે શહેરમાં ઘૂંટણ ઘૂંટણ પૂર પાણી થઇ ગયેલું નજરોનજર જોયું હતું, તેમાંનું કાંઈ પણ નજરે પડયું નહિ. એ જોઇને સઘળે આનંદ આનંદ પ્રસરી રહ્યો. વિષાદ અને શોકના ક્રંદનધ્વનિને બદલે હર્ષનાદ થવા લાગ્યા. દિલ્હીમાં સઘળે આનંદ આનંદ વર્તી રહ્યો. બાદશાહ પાસેથી વિદાય લઈને બાલકરામ દાસ પોતાના સાથીઓને જઇ મળ્યા. દિલ્હીનું સઘળું પાણી આજે તેમનાં નયનોના ખૂણાઓમાં આવેલું જણાયું. બાલકરામ દાસની આંખોમાં પ્રેમનાં આંસુ ભરાઇ આવ્યાં. શ્રીપ્રભુના અદ્ભુત પ્રભાવની વાત સ્મરણ કરીને તેમનાથી રડયા વિના રહેવાયું નહિ.

ત્યાર પછી બાલકરામ દાસે પોતાના સાથીઓ સાથે સ્નાના-

દિક કાર્યો કરી પ્રભુને નિવેદન કરેલો પ્રસાદ લઇને દિલ્હી શહેરનો ત્યાગ કર્યો. તેમના પ્રભાવેજ તેમને ત્યાં વધારે વાર રહેવા દીધા નહિ. સઘળાના મુખમાંથી તેમની પ્રશંસા થવા લાગી. ગામમાંથી અનેક દીન, દરિદ્ર, દુઃખી માણસો તેમની પાસે આવવા લાગ્યા અને તેમને પોતાનું દુઃખ નિવેદન કરી તે દૂર કરવાને વીનવવા લાગ્યા; પરંતુ વિષય–વિરાગી સંન્યાસીને તે બધું ગમેજ કેમ ?

મથુરા, વૃંદાવન, પ્રયાગ, વારાણસી વગેરે પુણ્યતીર્થોમાં પરિભ્રમણ કરીને બાલકરામ દાસે જગન્નાથજીનો રસ્તો લીધો. તેઓ જે જે તીર્થ તરફ જતા, તે તે તીર્થના અધિષ્ઠાતા દેવનુંજ કીર્તન કરતા હતા, તેના નામનીજ હરિધૂન મચાવતા હતા. તેમના આનંદનો પાર નહોતો. રસ્તામાં પણ તેઓ પૂર્ણ પ્રેમથી હરિ–સ્મરણ કરતા હતા. આ પ્રમાણે ચાલતાં ચાલતાં તેઓ એક રાજાના પ્રદેશમાં આવી પહોંચ્યા. તે પ્રદેશમાં મદનભારતી નામનો એક વામમાર્ગી સંન્યાસી રહેતો હતો. તેણે પોતાની સાથે કેટલાક શિષ્યો પણ રાખ્યા હતા અને તે દ્વારા તે પોતાનો મત ફેલાવતો હતો. તેનો મત વામમાર્ગ કહેવાતો હોવા છતાં તે ખરૂં જોતાં કામમાર્ગજ હતો; કારણકે બલિદાનનાં નામથી અનેક પશુ-પક્ષીઓની હિંસા કરવી, મદિરાપાન કરવું, પશુઓના લોહીથી પોતાનું શરીર તરબોળ કરી પોતાના શિષ્યો સાથે ઉન્મત્તપણે નૃત્ય કરવું એજ તેનું કર્માનુષ્ઠાન હતું. વળી આ ઉપરાંત તે મારણ–વશીકરણાદિ નીચક્રિયાને અને ઘણા રોગોના ઔષધોને જાણતો હોવાથી ઘણા લોકો તેની પાસે આવતા હતા અને તેનું શિષ્યત્વ સ્વીકારતા હતા. આમ હોવાથી તે દેશમાં સર્વત્ર વામમાર્ગ પ્રસરી રહ્યો હતો. દરરોજ અસંખ્ય હિંસાઓ થતી હતી અને લોકો મદ્યપાનમાંજ મશગૂલ રહેતા હતા.

તે દેશનું આ દુઃખદ દૃશ્ય જોઈને બાલકરામ દાસનું હૃદય

પીગળી ગયું અને તેઓ જેને દેખે તેને કહેવા લાગ્યા કે, " હે ભાઇઓ ! શ્રીહરિનો વિમળ ભક્તિમાર્ગ મૂકીને તમે શા માટે આ ભ્રષ્ટ માર્ગરૂપી કાદવમાં પડી રહ્યા છો ? અહા જીવ, એ તો સાક્ષાત્ નારાયણુજ છે. તેની હિંસા કરવામાં કેવું પાપ છે અને તે કરવાથી શી દશા થાય છે, તે તમે જાણો છો ? એવાં કાર્ય કરનારા માણસો આ સંસારમાં કદી પણ સુખી થતા નથી અને મરણ પછી નરકમાં જાય છે. હે ભાઇઓ ! તમે મારૂં કહ્યું માનીને એ કુટિલ માર્ગનો ત્યાગ કરી આ ભવસાગર તરવાનો ઉપાય સાધી લો, શ્રીહરિના પરમ ભક્ત થાઓ, પ્રાણિમાત્ર ઉપર દયા રાખો, સાધુ, સજ્જનોના ચરણ સેવો, દરિદ્રોને દાન આપો, શ્રીહરિના ચરણકમળમાં અર્પેલા નિર્માલ્યનું સેવન કરી ભગવાનનું ભજન કરો, તેના ગુણ ગાઓ, તેમ કરવાથીજ તમે આ ભવસાગર તરી શકશો; નહિ તો તમારો આ દુર્લભ માનવદેહ નિરર્થક જશે. "

બાલકરામ દાસનો આ ભક્તિપૂર્ણ પ્રેમળ ઉપદેશ સાંભળતાં સાંભળતાં ઘણાનાં મન ફરી ગયાં. ઘણાં માણસો ભક્તિમાર્ગનો સ્વીકાર કરવાને તૈયાર થઇ ગયાં. ધીમે ધીમે આ વાત મદનભારતીને કાને ગઈ. તે સાંભળતાંજ તેને ક્રોધ થયો અને તેથી પોતાના શિષ્ય સાથે બાલકરામ દાસને મારી નાખવાને નીકળી પડયો.

ભારતીએ લાલ વસ્ત્ર પહેર્યું હતું. કપાળમાં રક્ત-ચંદનનું ત્રિપુંડ કરી તે ઉપર સિંદૂરની આડ કરી હતી. આંખો લાલચોળ હતી. મસ્તક ઉપર તામ્રવર્ણી જટા હતી. ગળામાં રક્ત-ચંદને ચર્ચેલી રુદ્રાક્ષની માળા પહેરેલી હતી. હાથમાં લોહિયાળું ખડ્ગ હતું. અહા ! કેવું ભીષણ રૂપ ! જાણે પ્રમથપતિ પોતેજ પ્રલય કરવાને તૈયાર થઇ ગયા હોય નહિ !

બાલકરામ દાસનો સંઘ કાંઇ નાનોસૂનો નહોતો. તેમાં ઘણા માણસો હતા અને વળી તેમાંના કેટલાક તો હથિયારબંધજ

હતા. આ પ્રમાણે બાહુબળ તેમજ શસ્ત્રબળમાં–બન્ને બળમાં બાલકરામ દાસનો સંઘ ભારતી કરતાં ચઢિયાતો હતો. આ બધું દૂરથી જોતાંજ ભારતીને પોતાની દુર્બળતાની ખબર પડી ગઇ અને તેથી તેણે બાલકરામ દાસ સાથે આ પ્રમાણે બાથ ભીડવાનું યોગ્ય ધાર્યું નહિ; કારણકે તેમ કરવા જતાં પોતાનોજ વિનાશ થવાનાં દરેક ચિહ્નો તેના જોવામાં આવ્યાં. આ જોઇ તેણે બાલકરામ દાસને મારી નાખવાનો વિચાર છોડી દઇ તેને કોઈ પણ રીતે નસાડી મૂકવાનો ઉપાય શોધવા માંડયો. ઉપાય જડતાં વાર લાગી નહિ; કારણકે તેના મનને એવા દુષ્ટ ઉપાયો શોધી કાઢવાની ટેવજ પડી ગઇ હતી. ત્યાર પછી થોડી વાર વિચાર કરીને ભારતીએ પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું કે, "હે ભાઇ! જુઓ, હવે તમે એક કામ કરો. તમે એ વૈષ્ણવો પાસે જઈને કહો કે, હે ભાઇઓ ! તમે કયાંથી આવો છો અને નકામા અમારા ધર્મનો વિચ્છેદ શા માટે કરો છો ? તેમ કરવામાં તમને શો લાભ છે ? તમે તમારી મેળે અહીંથી ચાલ્યા જાઓ; નહિ તો તમારા-માં જે કાંઇ શક્તિ હોય તે, બતાવી દો. હા, જો તમે મરેલા માણસને જીવતો કરી શકો તોજ તમારો મહિમા જણાય અને અમે પણ તમારા ચરણમાં પડીને તમારા ધર્મને સ્વીકારીએ,"

ભારતીના શિષ્યોએ તેજ વખતે બાલકરામ દાસ પાસે જઇને ગુરુના કહેલા શબ્દો કહી સંભળાવ્યા. તે સાંભળીને બાલક-રામ દાસ એક બાલકની માફક હસી પડયા અને હસતાં હસતાં કહેવા લાગ્યા: "મરેલાને જીવતું કરવાની અમારી શક્તિ બતા-વીએ તોજ તમારો હિંસા કરનારો ગુરુ નમશે કેમ ? તે દરરોજ જે હજારો કીટ–પતંગોને મારી નાખી પોતાના આશ્રમમાં લાવે છે તે બધાંને પાછાં જીવતાં કરે છે ને ? અરે ધિક્કાર છે તમને અને તમારા સંન્યાસીપણાને! સંન્યાસ ગ્રહણ કર્યો તે છતાં તમારામાં

આવી દુર્બુદ્ધિ કેમ ? બિચારા ભોળા લોકોને આમ તેમ સમજાવીને તેમની પાસે પણ તમારા જેવાં પાપ કરાવવાં તમને ઘટે છે કે ? ઇશ્વરના દરબારમાં તે બધાંને માટે તમારા ગુરુને જવાબ દેવો પડશે તે શું તે જાણતો નથી ? હે ભાઇઓ ! માટે તમેજ એક કામ કરો. આ પ્રમાણે લોકોને આડે માર્ગે દોરવાનું છોડી દઈ હરિભજન કરો; મંગળમય ભગવાન સઘળાનું ભલું કરશે; તેમ છતાં પણ જો તમારે મારો પ્રભાવજ જોવો હોય તો જાઓ એક મડદું લઇ આવો, એટલે હું તમને મારો પોતાનો નહિ પરંતુ જેના પ્રભાવમાં દરેકના પ્રભાવો સમાયલા છે તે મહાન પ્રભુનો પ્રભાવ બતાવું."

બાલકરામ દાસનાં વચનો સાંભળીને કેટલાક વામમાર્ગીઓ ત્યાંથી ચાલ્યા ગયા અને ઘણી શોધ કરીને એક મડદું ઉપાડી લાવ્યા. તેમાંથી એવી તો દુર્ગંધ આવતી હતી કે તેની પાસે પણ જવાય એમ નહોતું; પરંતુ દુષ્ટ વામાચારીઓ તેને ન ગણકારતાં તે મડદાને બાલકરામ દાસની પાસે લાવી કહેવા લાગ્યા કે, " લો બાવાજી ! આ મડદું આણ્યું. હવે તમે તમારી કરામત બતાવી આ અને જીવતું કરી આપો. કરશો તો તમારા પક્ષનો જય થશે અને અમે તમારા માર્ગનો સ્વીકાર કરીશું; પરંતુ જો તેમ નહિ થાય તો તમારે આ દેશ છોડી ચાલ્યા જવું પડશે અથવા તો આ મડદામાં સામેલ થવું પડશે, એ નક્કી જાણજો."

બાલકરામ દાસે હસતાં હસતાં પ્રત્યુત્તર આપ્યો: " હા ભાઇ ! હા, બધું જાણ્યું છે. ભાઇ ! મારામાં કાંઇ પણ કરામત નથી. હું કાંઇ જાદૂગર નથી. હું તો માત્ર મારા ભગવાનનું રમકડું છું. તે જેમ રમાડે તેમ રમું છું. મારા હાથેજ તેમણે આ મૃત દેહને સજીવન કરવાનું ધાર્યું હશે તો જરૂર હું તે પ્રમાણે કરી શકીશ."

આ પ્રમાણે કહીને બાલકરામ દાસ બાળકની પેઠે સરળચિત્તે

બે હાથ ઊંચા કરી દીનબંધુને બોલાવવા લાગ્યા. કેટલીક વાર બોલાવ્યા પછી તેમણે તે મૃત દેહના કર્ણમાં તારક બ્રહ્મ–રામનામ સંભળાવીને કહ્યું: “ જે નામના ગુણથી–પ્રભાવથી ગહન વનમાં મરી ગયેલાં તરુવરો ઉપર મંજરીઓ આવી અને જે નામના પ્રભાવથી પાણીમાં પથ્થર તર્યા, તેજ નામના–તેજ પરમ પવિત્ર રામનામના પ્રતાપથી તું પણ સજીવન થા. ”

ભક્ત બાલકરામ દાસના મુખમાંથી ઉચ્ચારાયલા રામ-નામનો કેવો અપૂર્વ પ્રભાવ કે જોતજોતામાં આસપાસ બેઠેલા સઘળા મનુષ્યની સાંનિધ્યમાં પેલો મૃત દેહ ઊઠીને બેઠો થયો. તે જોઇને સઘળા આશ્ચર્યચકિત્ત થઇ ગયા. બાલકરામ દાસનો પ્રભાવ હવે કોઇથી અજ્ઞાત રહ્યો નહિ. મદનભારતીના વામમાર્ગી સંન્યાસીઓએ તેમને શરણે જઇ શિષ્યત્વ ગ્રહણ કર્યું અને તે દેશના રાજાએ પણ તેમની પાસે દીક્ષા લીધી. આ જોઇને મદન-ભારતી તેજ વખતે તે દેશ છોડી ચાલ્યો ગયો. બાલકરામ દાસે પણ ત્યાં આગળ એક મઠ અને ધર્મશાળા બંધાવી કેટલાક પ્રવીણ વૈષ્ણવોને તેનો કાર્યભાર સોંપી દઇ શ્રીજગન્નાથજી તરફ ચાલવા માંડ્યું. તે વખતે અનેક લોકો અને તે દેશનો રાજા પણ તેમને વળાવવા આવ્યો. છૂટા પડતી વખતે બાલકરામ દાસે રાજાને સદા–સર્વદા પોતાના ધર્મનું પાલન કરવાનો અને સાધુસંતની સેવામાં, દીનદરિદ્રને દાન આપવામાં અને ભગવદ્ભજન કરવામાં દિવસ નિર્ગમન કરવાનો ઉપદેશ આપ્યો.

ત્યાર પછી મહા આનંદ ઉલ્લાસ કરતા કરતા થોડા દિવસમાં બાલકરામ દાસ શ્રીજગન્નાથજીમાં આવી પહોંચ્યા. સિંહદ્વારમાં આવી શ્રીપતિતપાવન ભગવાનનાં દર્શન કરતી વખતે તેમને જે આનંદ થયો તે ખરેખર અવર્ણનીય છે. તેમનો ભક્તિભાવ જોઇને સઘળા તેમને ધન્યવાદ આપવા લાગ્યા. ત્યાર પછી તેમણે

શ્રીમંદિરની ત્રણ વાર પ્રદક્ષિણા કરી શ્રી ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરી ક્ષમા–ભિક્ષા માગી. મણિ કોઠામાં નીલાચલના નીલકાંત મણિનાં દર્શન કર્યાં ત્યારે તેઓ એકાએક આત્મભાન ભૂલી જઈ સમાધિ દશામાં પડી ગયા. કલાકોના કલાકો સુધી તેમનો આવેશ શમ્યો નહિ. આ જોઈને સઘળા સ્તબ્ધ થઈ ગયા.

ત્યાર પછી કેટલીક વારે સમાધિ ઊતરી; એટલે બાલકરામ દાસે શ્રીમંદિરના સેવક, પૂજક, બ્રાહ્મણ, સજ્જન, સંત–સાધુ વગેરે સર્વેને અમૂલ્ય વસ્ત્રાભૂષણો અને દ્રવ્યાદિ આપીને સંતુષ્ટ કર્યાં. સઘળાંના મુખમાંથી તેમના દાતાપણાની પ્રશંસા થવા લાગી અને આખા પુરી નગરમાં તેમની કીર્તિ ફેલાઈ ગઈ. આ તરફ બાલકરામ દાસ શ્રીજગન્નાથજીનાં દર્શન કરીને તેમનું ધ્યાન–ભજનાદિ કરવામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા. થોડા દિવસમાંજ તેમનું મન એવું તો ફરી ગયું કે, તેમને હવે શ્રીજગન્નાથ પુરી છોડીને જવાનું રુચ્યું નહિ; તેથી તેમણે પોતાનું શેષ જીવન ત્યાં આગળજ વ્યતીત કરવાનો નિશ્ચય કરી ઇન્દ્રદ્યુમ્ન સરોવર પાસે એક સુરમ્ય મઠ બંધાવી તેમાં નિવાસ કરવા માંડ્યો. મઠનો બંદોબસ્ત લાહોરના મઠની માફક કરવામાં આવ્યો હતો. મઠનું કોઈ પણ કાર્ય પોતાને માથે રાખ્યું નહોતું. તે ઉપર દેખરેખ રાખી સુવ્યવસ્થિત રાખવાનું કામ પોતાના શિષ્યોને વહેંચી આપ્યું હતું. તેઓ શ્રીપ્રભુનાં દર્શન, ભજન–કીર્તન અને ધ્યાન સિવાય બીજું કાંઈ પણ કરતા નહિ; આહારમાં પણ તેમનો મહાપ્રસાદ અને તે પણ એકજ વખત લેતા હતા. કોઈ દિવસ તો તેની પણ જરૂર પડતી નહિ. પ્રેમથીજ તેમનું ઉદર ભરાઈ જતું હતું.

પ્રકૃતિ દેવીના નિયમ પ્રમાણે હવે બાલકરામ દાસના શરીરમાં વૃદ્ધાવસ્થાએ દેખા દીધી અને શ્રીભગવાનની સેવાપૂજામાં પણ અડચણો આવવા લાગી; તેથી બાલકરામ દાસને હવે સમાધિ

લઇ લેવાનો વિચાર થયો. ભગવત્કૃપાથી જીવનમરણ ભક્તને અધીનજ હોય છે, તેથી બાલકરામ દાસનો વિચાર થતાંજ તે પૂર્ણ થયો. શિષ્યોને બે–ચાર અંતિમ શબ્દો કહી દઇને તેમણે પોતાનો આ મૃત્યુલોક સાથેનો સંબંધ તોડી નાખ્યો. અવિરામ "હરિ-કૃષ્ણ હરેરામ" બોલતાં બોલતાં તેમની જીહ્વા બંધ થઇ ગઇ. હ્રદયની ગતિ પણ તેજ વખતે અટકી પડી. આ જોઇને બાલક-રામ દાસના શિષ્યો એકાએક ઉચ્ચ સ્વરે રડી પડ્યા. શ્રીજગન્નાથ પુરીમાં રહેનારાં સઘળાં નરનારીઓએ પોતાની સહાનુભૂતિ આપી. આખા શહેરમાં હાહાકાર વર્તી ગયો. સઘળા જાણે પોતાનો કોઈ બંધુ મરણ પામ્યો હોય તેમ બાલકરામ દાસને સંભારી સંભારીને રુદન કરવા લાગ્યા.

આ પ્રમાણે ઘણી વાર રુદન કર્યા પછી બાલકરામ દાસના શિષ્યો તેમના શરીરને અત્તરમિશ્રિત જળથી સ્નાન કરાવ્યા પછી પુષ્પ–ચંદનથી પૂજા કરી વાજતેગાજતે સમાધિ પાસે લઈ ગયા. આ સમાધિની જગ્યા બાલકરામ દાસની આજ્ઞાથી પહેલેથીજ તૈયાર કરી રાખવામાં આવી હતી. ત્યાર પછી શિષ્યોએ તે સમાધિ-સ્થળમાં કપૂરની શય્યા કરી, તેને ઘણા ઘણા અમૂલ્ય સુગંધી પદાર્થોથી ભરીને પોતાના ગુરુદેવને પધરાવ્યા. તે સમયે સઘળા ઉચ્ચ સ્વરે "હરે કૃષ્ણ રામ રામ, હરે કૃષ્ણ રામ રામ" "જય જય શ્રીપતિતપાવન ભગવાનની જય" "પરમ પૂજ્ય ગુરુ શ્રી-બાલકરામ કી જય." આ પ્રમાણે અનેક જયઘોષણાઓ કરવા લાગ્યા. તેમનો આ જયઘોષ પુરીમાં સર્વત્ર પ્રસરી ગયો.

સમાધિકાર્ય પૂરું થયા પછી સઘળા દીન વદને પોતપોતાને ઘેર ગયા. બાલકરામ દાસના શિષ્યો પોતાના ગુરુ મહારાજના વિયોગથી વિમાસણ કરતા કરતા પાછા મઠમાં આવી પહોંચ્યા; પરંતુ કેટલાક ઠગ લોકોએ આ વખતે એક નવી યુક્તિ રચી.

બાલકરામ દાસે સમાધિ લીધી એટલે તેઓ તરતજ પુરીરાજ પાસે જઇ કહેવા લાગ્યા કે, "હે મહારાજ! શ્રીજગન્નાથ પુરીમાં કાલે એક બાવાજી માર્યા ગયા છે, તેઓ પોતાની પાછળ કુબેરના જેટલું અઢળક ધન મૂકી ગયા છે; માટે જો તમે તેનો કાંઇ બંદોબસ્ત નહિ કરો તો બધા લૂંટી જશે." આ ઠગ લોકોની વાત સાંભળીને મહારાજાએ તેજ વખતે પોતાના સૈનિકોને બાલકરામ દાસની સઘળી માલમિલકત રાજદરબારને માટે જપ્ત કરવાનો હુકમ કર્યો. મહારાજાની આજ્ઞા થતાંજ કેટલાક સૈનિકો બાલકરામ દાસના મઠમાં ગયા અને ત્યાંથી તેમના શિષ્યોને મઠની બહાર કાઢી મૂકી સ્થાવર–જંગમ સઘળી મિલકતની નોંધ કરી લઇ બરોબર પહેરો મૂકી ચાલ્યા ગયા. બાલકરામ દાસની મિલકતની યાદી મહારાજા ઉપર તરતજ મોકલી આપવામાં આવી.

આમ થતાં મઠની સેવા–પૂજા, અધ્યયન–અધ્યાપના, સદાવ્રત વગેરે સઘળું બંધ થઇ ગયું. શિષ્યો બાલકરામની સમાધિ પાસે જઈને બાલકની પેઠે રુદન કરવા લાગ્યા અને ગુરુદેવને પોતાની દુર્દશાનું વર્ણન કરી સંભળાવી તેમાંથી રક્ષા કરવાને વીનવવા લાગ્યા. ત્યાર પછી કેટલીક વારે ગુરુદેવની અભયવાણી તેમના સાંભળવામાં આવી. પોતાના શિષ્યોને રુદન કરતા સાંભળીને બાલકરામ દાસે સમાધિમાંથી કહ્યું: "ગભરાશો નહિ–બિલકુલ ગભરાશો નહિ. સત્વર મારી સમાધિનું આવરણ દૂર કરો, એટલે હું પોતેજ તમારૂં દુઃખ દૂર કરીશ."

બાલકરામ દાસના શિષ્યો પણ મોટા સાધક અને સારા પંડિતો હતા. તેઓ પોતાના ગુરુદેવનો મહિમા સારી રીતે જાણતા હતા. વિશેષ સિદ્ધ વૈષ્ણવોનાં શરીર સાધારણ રીતે અન્ય મનુષ્યોનાં શરીર જેવાંજ દેખાતાં હોવા છતાં તે પ્રકૃતિથી અતીત હોય છે–પર હોય છે; અને તેટલા માટેજ તેને અગ્નિદાહને બદલે

સમાધિસ્થ કરાવવામાં આવે છે, તે પણ તેઓ સારી રીતે જાણતા હતા. આથી તેમને બાલકરામ દાસની અભયવાણી ઉપર અવિશ્વાસ આવ્યો નહિ. તેમણે તેજ વખતે સમાધિ ઉપરનું આવરણ દૂર કર્યું; એટલે બાલકરામ દાસે હસતાં હસતાં સમાધિમાંથી ઊઠીને શિષ્યજનોના આનંદમાં વૃદ્ધિ કરતાં કરતાં મઠમાં પ્રવેશ કર્યો. મઠમાં આવીને મહારાજાના પહેરેગીરોને ધીમે રહીને કહેવા લાગ્યા કે, " હે ભાઇઓ ! તમે જઇને તમારા મહારાજાને કહો કે તને આવી દુર્બુદ્ધિ કયાંથી સૂઝી છે ? શું તેના રાજ-ભંડારમાં ખૂટી ગયું છે કે મારા જેવા સાધુસંતની સંપત્તિ લેવાની ઇચ્છા કરે છે ? શું મારી હયાતીમાં પણ તે મારી સંપત્તિ લઈ જશે ? હવે હું થોડા દિવસ રહેવાનો છું તો જોઉં છું કે એ રાજા પણ મારી દેવસેવાનું ધન કેવી રીતે લઇ જાય છે ? જો તે મારૂં ધન લેવાનો વિચાર માંડી વાળશે તો ઠીક છે, નહિ તો જ્યાંસુધી એ મરશે નહિ ત્યાંસુધી હું મરનાર નથી. જાઓ જાઓ; સત્વર જઇને તમારા રાજાને આ બધી વાતો સમજાવો. "

આ સઘળી ભગવાનનીજ લીલા છે, તેનાજ ખેલ છે. તેમના ભક્તો લોકદૃષ્ટિએ મરણ પામવા છતાં પણ મરતા નથી. તેઓ તો તેમના જેવા નિત્ય–સત્ય છે. ભક્ત એજ ભગવાન છે. તેઓજ ભક્તના શરીરમાં અપ્રકટભાવે અવસ્થાન કરે છે, તે જણાવવાને માટેજ તેમણે આ ખેલ રચ્યો છે. મહારાજાના પહેરેગીરો ત્રણ દિવસના વાસી–મૃત દેહને સમાધિ છોડી પોતાની પાસે આવેલો જોઇને સ્તબ્ધ થઈ ગયા, ભયથી તેઓ થરથર કંપવા લાગ્યા અને બાલકરામ દાસને પગે લાગીને ત્યાંથી નાસી છૂટયા. પહેરેગીરોએ મહારાજા પાસે જઇને બાલકરામ દાસના શબ્દો અને તે સાથે પોતે જે ચમત્કાર જોયો હતો, તે સઘળાનું વર્ણન કરી મહારાજાને બાલકરામ દાસને શરણે જવાનું કહ્યું; પરંતુ

ઐશ્વર્યમદથી મદાંધ થયેલાં નયનો એકદમ ખૂલતાં નથી. પહેરેગીરોનાં વચન સાંભળીને રાજાને ઊલટો વધારે ક્રોધ ચઢયો અને તેના આવેશમાંજ તેઓ બોલી ઊઠયા કે, "જાઓ, જાઓ-બસ તમે જઇને સત્વર એ વેરાગીને પકડીને લાવો. હું મારે હાથેજ એનો શિરચ્છેદ કરી એના દેહને બાળીને ભસ્મ કરી નાખીશ."

મહારાજાની આ કઠોર આજ્ઞા કાને પડતાંજ સઘળા સ્તબ્ધ થઇ ગયા અને મંત્રી વગેરે સઘળા તેમને કહેવા લાગ્યા કે, "મહારાજ! મહારાજ! આવી કઠોર આજ્ઞા કરશો નહિ-કરશો નહિ. મરણ પામ્યા પછી ત્રીજે દિવસે પાછો પ્રકટ થનાર મનુષ્ય કાંઇ જેવો તેવો હોઇ શકેજ નહિ. અરે, જન્મ-મૃત્યુ જેની ઇચ્છાને અધીન છે, તેનો દ્રોહ કરવાથી-તેનું અપમાન કરવાથી આખું રાજકુટુંબ વિનષ્ટ થશે; તેથી હે મહારાજ! અમારી વિનતિ સાંભળીને આવી આજ્ઞા ન કરો-ન કરો."

મહારાજાએ મંત્રીના આ વચનનો કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. ચમત્કાર એવો થયો કે તે દિવસથી બરોબર દશમે દિવસે મહારાજા મૃત્યુના સપાટામાં આવી ગયા-મરણને શરણ થઇ ગયા. મહારાજાના મરણ પછી પોતાના શિષ્યોને નિર્ભય થયેલા જોઇને બાલકરામ દાસ પણ પોતાના સમાધિ-મંડપમાં જઇને ચિરસમાધિમાં પોઢી ગયા. ભક્તના આ મહાપ્રભાવની વાત જોતજોતામાં સઘળે પ્રસરી ગઇ અને તે દિવસથી વૈષ્ણવોનો દ્રોહ કરવાનું-તેમનું અપમાન કરવાનું પણ ટળી ગયું. ભગવાનની કૃપાથી ભક્તનો જય જયકાર થઇ રહ્યો અને સાથે સાથે ભગવાનના નામની જયઘોષણાઓ પણ બોલાવા લાગી.



# २४–नंद महान्ति



ભાવને લઇનેજ ભાષા છે. અંતઃકરણના ભાવ પ્રથમ માનસિક વાણીમાં સ્ફુરી નીકળે છે અને ત્યાર પછી શબ્દદ્વારા બહાર પ્રકાશિત થાય છે; પરંતુ સઘળાના ભાવ સરખા હોતા નથી, તેથી સઘળાની ભાષા પણ સરખી હોતી નથી. વ્યવહારમાં રચીપચી રહેલા માણસો ધનદોલત અને કુટુંબકબીલામાંજ આખું જગત જોતાં હોવાથી તેમના ઉદ્‌ગારો કેટલેક અંશે મળતા આવે છે, તેજ પ્રમાણે આ સંસારને અસાર સમજી તેનો ત્યાગ કરી વૈરાગ્યથી દિવસ નિર્ગમન કરનારાઓના ભાવ પણ સરખા હોવાથી તેમની ભાષા–તેમનાં વચનામૃતો પણ પ્રાયઃ એકબીજાને મળતાંજ હોય છે; પરંતુ આવા વૈરાગ્યશીલ માણસો મળી આવવા બહુજ કઠિન છે. આખા જનસમાજમાં સેંકડે એક માણસ પણ ખરેખરો વૈરાગ્યશીલ મળી આવતો નથી, તેથીજ સાધારણ મનુષ્યોને એવા વિરલ માણસોના ઉપદેશો ગાંડાના વૃથા પ્રલાપ જેવા લાગે છે; એટલા માટેજ સંસારી લોકો આપણા જ્ઞાની ગુરુ મહાદેવ પરમહંસશિરોમણિ શુકદેવ અને પ્રેમના અવતારસ્વરૂપ શ્રીગૌરાંગદેવાદિ પ્રાચીન અને આધુનિક જ્ઞાની ભક્તોને ઉન્મત્તની પંક્તિમાં ગણી કાઢે છે. જ્યાંસુધી આપણાં અંતઃકરણના ભાવ આ સંસારની સામગ્રીઓને છોડીને તે ભાવોના આદર્શરૂપ જે આ સંસાર, તેનાથી

અતીત–પર–એવી સામગ્રીને ગ્રહણ કરી શકશે નહિ ત્યાંસુધી આવા મહાત્માઓ આપણને ઉન્મત્ત જેવાજ લાગશે. આવા ઉચ્ચ-ભાવોના અભાવથીજ નંદ મહાન્તિને "ઉન્મત્ત" તરીકે અનેક પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડયાં છે.

આજથી ચારસો વર્ષ પહેલાંના ઇતિહાસનું અવલોકન કરતાં માલૂમ પડશે કે જગન્નાથ પુરીનો રાજા પ્રતાપરુદ્ર પોતાના પ્રથમ જીવનમાં રૌદ્ર રસના અવતારસ્વરૂપ વજ્રથી પણ કઠોર રાજકર્તા હતો; પરંતુ પાછળથી પ્રેમમય શ્રીગૌરાંગ પ્રભુના અમૃતમય સ-ત્સંગથી તે એક નમ્ર અને કુસુમ જેવા કોમળ સ્વભાવનો ભક્ત બની ગયો હતો. નંદ મહાન્તિ તેમના શાસનકાળમાંજ થઇ ગયા છે. તેઓ મહારાજા પ્રતાપરુદ્રના દફ્તરી હતા. મહારાજાની તેમના ઉપર સંપૂર્ણ કૃપા હતી અને તેથી તેમણે નંદ મહાન્તિને "પટ્ટ-નાયક" નો ઇલકાબ પણ આપ્યો હતો. નંદ મહાન્તિ મહારાજા પ્રતાપરુદ્રના માનીતા હોવાથી લોકોમાં પણ તેમની પ્રતિષ્ઠા સારી હતી અને તેઓ જનસમાજમાં "નંદપટ્ટનાયક"ના નામથીજ ઓળખાતા હતા. વળી નંદ મહાન્તિમાં એક મોટો ગુણ દયાનો હતો. તેઓ સઘળા ઉપર દયાભાવ અને પ્રેમ રાખતા હતા. કોઈને કોઇ પણ રીતે કનડતા કે હેરાન કરતા નહિ અને તેમના આ ગુણથીજ તેઓ રાજા અને પ્રજા–બન્નેની પ્રીતિ સંપા-દન કરી શકયા હતા.

નંદ મહાન્તિની દયાનો પ્રવાહ કેવળ મનુષ્યજાતિમાંજ વહેતો નહોતો; પરંતુ તે તો પ્રાણીમાત્ર ઉપર સમાન રીતે પ્રવાહિત થતો હતો. તેઓ દરેક જીવને શિવરૂપજ ગણતા હતા. નાનામાં નાના કીટ–પતંગથી આરંભીને બ્રહ્મપર્યંતના સઘળાના અંતરમાં શ્રીહરિજ વિરાજે છે, એમ તેઓ માનતા હતા. દેહ જુદા જુદા હોવા છતાં તેમાં વિરાજતા શ્રીહરિ તો સર્વત્ર સમાન્–એકજ

છે, એમ તેઓ સારી રીતે જાણુતા હતા અને તેથી તે તો જીવ-દ્રોહીને હરિદ્રોહીજ લેખતા હતા.

આ વિચારો નંદ મહાન્તિના હૃદયમાં અહર્નિશ રમ્યા કરતા હતા. તેમનો સંસાર એક પત્ની અને પુત્રથીજ બનેલો હતો; પરંતુ તે છતાં અનેક વિપત્તિમાં આવી પડેલાં નિરાધાર માણુસો અને દુ:ખી થતાં જીવ-જંતુઓ પણુ તેમના પરિવારમાંજ ગણાતાં હતાં. આ મોટા પરિવારનો નિર્વાહ કરવાનેજ તેમને રાજાની નોકરી કરવી પડતી હતી-રાજસ અન્નનો અંગીકાર કરવો પડતો હતો.

નંદ મહાન્તિની પેઠે તેમનાં પત્ની પણુ બહુજ દયાળુ અને ગુણુવાન હતાં. 'પતિ આટલું બધું કમાય છે તો આપણે બે ઘરેણાં પહેરીએ કે સારાં સારાં લૂગડાં પહેરીએ અથવા મનગમતાં ભોજન કરીએ' એવો વિચાર તેમને સ્વપ્ને પણુ આવતો નહિ. તેમનું સઘળું લક્ષ્ય પતિની મતિ તરફ, તેમના કાર્ય તરફ અને વિપત્તિમાં સપડાઇ ગયેલાં માણુસોની સેવા કરવામાંજ રોકાયું હતું. તેઓ અતિશય પરિશ્રમ ઉઠાવીને તેમની સેવા કરતાં હતાં અને તેમનું કલ્યાણુ કરવાની શ્રીહરિને પ્રાર્થના કર્યા કરતાં હતાં. આવાં આવાં બીજાં અનેક સત્કાર્યોમાંજ તેમનો સ્વાર્થ સમાયલો હતો.

બીજાને દુ:ખી થતાં જોઇને અનેકવાર તેમનું દયાળુ હૃદય પીગળી જતું, આંખમાં આંસુ આવી જતાં અને અતિકાતર કંઠે વૈકુંઠવિહારીના પાદપદ્મમાં પ્રાર્થના કરતાં કે, "પ્રભુ! પ્રભુ! હવે આ દુ:ખ જોવાતાં નથી. નાથ! હાય! શું જીવોનાં કર્મનાં બંધન એવાં કઠિન છે કે તમે સર્વશક્તિમાન પણુ તેમને મુક્ત કરી શકતા નથી? કરો, પ્રભુ! તેમને મુક્ત કરો. તેમની ઉપર આપની કૃપાદષ્ટિનો વરસાદ વરસાવીને તેમનાં કર્મબંધનો કાપી નાખો. પ્રભુ! તેમને મુક્ત કરો."

ભક્ત અને અભક્તના દુઃખમાં બહુજ ફેર છે. ભક્તની સાથે સરખાવતાં સ્વાર્થી અભકતોનું દુઃખ કેટલું ટૂંકું છે–કેટલું થોડું છે ? તેમને માત્ર પોતાનેજ સુખે સુખી અને પોતાનેજ દુઃખે દુઃખી થવાનું છે; તથાપિ એટલું દુઃખ પણ તેઓ સહન કરી શકતા નથી; કારણકે તેઓ તે દુઃખની પછવાડે પણ દુઃખ સિવાય બીજુ કાંઇ પણ જોઈ શકતા નથી. તેમનું દુઃખ તો માત્ર તેમના કર્મના ફળનો વિકાસજ છે, પરંતુ ભક્તનું દુઃખ અભક્તના કરતાં વિશાળ અને વિરાટ હોય છે; કારણકે તેમનું દુઃખ આખા જગતને માટે હોય છે. આમ છતાં પણ ભક્ત પોતાનું દુઃખ સહન કરવાને શક્તિમાન હોય છે. તેઓ પોતાના દુઃખની પાછળ આનંદઘન ભગવાનનેજ જુએ છે. તેમના દુઃખમાં પણ તેઓ ભગવત્કૃપાનો પ્રકાશ અનુભવી શકે છે–જોઇ શકે છે અને તેથી ભક્તના દુઃખમાં પણ તેમનું પરમ સુખ સમાયલું હોય છે.

એક દિવસ એવું થયું કે મહારાજા પ્રતાપરુદ્રે ક્રોધાવેશમાં કેટલાક માણસોનો વગર અપરાધે દંડ કર્યો. તેમના કરુણ વિલાપથી નંદ મહાન્તિનું હૃદય ફાટી ગયું. તેમનાથી તેમનું દુઃખ જોઇ શકાયું નહિ, તેથી તેઓ તેજ વખતે મહારાજા પ્રતાપરુદ્ર પાસે જઇને કહેવા લાગ્યા કે, " હે મહારાજાધિરાજ! કૃપા કરીને મારી મારી વાત શ્રવણ કરો. જેવો આપણો આત્મા, તેવોજ સર્વનો આત્મા છે, જેથી આપણને દુઃખ થાય તેથી બીજાને પણ દુઃખ થાય છે, એમ સમજીને સારા માણસો કોઇને દુઃખ દેતા નથી હે પુરુષશ્રેષ્ઠ! આપ વિદ્વાન છો, બુદ્ધિમાન છો; છતાં શા માટે વિચાર કરતા નથી ? સર્વત્ર એકજ આત્મારામ રમી રહેલા છે. જુઓ, વિચાર કરી જુઓ. અહીં તો આપની પાસે નાના–મોટા સઘળા છે; પરંતુ ત્યાં–ભગવાનના દરબારમાં તેમ નથી. ત્યાં તો સઘળા સમાન છે. મહારાજ ! આપ ખરેખર જાણજો કે જીવદ્રોહ

એ વિષ્ણુ ભગવાનનોજ દ્રોહ છે. તેમ કરવાથી વિષ્ણુ ભગવાન ગુસ્સે થાય છે. જીવદ્રોહ અથવા વિષ્ણુદ્રોહથી મનુષ્યનું કલ્યાણ કદી પણ થતું નથી.”

પ્રજાને દંડ કરતી વખતે મહારાજા પ્રતાપરુદ્ર બહુજ ગુસ્સે થઇ ગયા હતા, તેમાં વળી નંદ મહાન્તિના આ શબ્દોએ વધારો કર્યો. તેઓ એકદમ આવેશમાં આવી ગયા, આંખો લાલચોળ થઇ ગઇ, તેમનામાં ક્રોધાવેશનાં લક્ષણો સંપૂર્ણ રીતે જણાઇ ગયાં, તેઓ છંછેડાયલા સર્પની પેઠે ભીષણ ગર્જના કરી ઊઠયા. તેમના ક્રોધથી કંપતા કંઠમાંથી નીકળતા શબ્દો કોઈ પણ સમજી શકયું નહિ. હવે નંદ મહાન્તિ પ્રતાપરુદ્રના પંજામાંથી છટકવાના નથી, એમ સઘળાને ખાતરી થઇ ગઇ. હમણાંજ તેમને પ્રાણદંડની અથવા બીજા કોઈ દંડની આજ્ઞા થશે, એમ સઘળાએ ધારી લીધું.

થયું પણ તેમજ. થોડી વાર તર્જન ગર્જન કરીને પછી મહારાજા પ્રતાપરુદ્રે પાસે ઊભેલા પ્રહરીઓને ઇશારો કરીને કહ્યું કે, “ જાઓ, જાઓ, આ મૂર્ખને બંદીખાનામાં લઇ જાઓ. અહા ! મારા કરતાં પણ એ વધારે બુદ્ધિમાન થઇ ગયો ! ઠીક છે, હવે એને પણ એના આત્મારામને બતાવવા દો, નહિ તો એ કેદખાનામાંજ મરવા દો.”

પ્રહરીઓએ તેજ વખતે મહારાજાની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું અને નંદ મહાન્તિને કેદખાનામાં લઇ ગયા; પરંતુ તે છતાં પણ મહારાજાનો ક્રોધ શમ્યો નહિ. તેમણે પોતાના વિશ્વાસુ દૂતોને બોલાવી મંગાવ્યા અને તેમને આજ્ઞા કરી કે, “ તમે સત્વર બંદીશાળામાં જાઓ અને બરોબર હોશિયાર રહી પહેરો ભરો. એ બદમાસને બિલકુલ ખાવાનું આપશો નહિ અને તેના હાથપગ બરોબર બાંધીને અંધારી કોટડીમાં નાખી મૂકજો. વળી તેને એમ પણ કહેજો કે, જો જીવવું હોય તો તારા આત્મારામને બતાવી દે,

નહિ તો આજ સ્થિતિમાં સડી સડીને મરવું પડશે." દૂતો મહારાજાને મસ્તક નમાવી તેમની આજ્ઞા માથે ચઢાવી ત્યાંથી ચાલ્યા ગયા; એટલે મહારાજા પ્રતાપરુદ્ર પણ સભા વિસર્જન કરીને અંત:પુરમાં પહોંચી ગયા.

ભગવદ્ભક્તને બંદીખાનું પણ શું અને દેવમંદિર પણ શું ? તેમને મન તો બન્ને સમાનજ છે. નંદ મહાન્તિને બંદીખાનામાં પણ ખેદ થતો નથી; ત્યાં આગળ પણ તેમના આનંદમાં ઘટાડો થયો નથી. આનંદમય ભગવાન ત્યાં આગળ પણ તેમની સાથેજ છે.

નંદ મહાન્તિ યોગાભ્યાસમાં બહુ કુશળ હતા. તેઓ પોતાનું મન ભગવાનમાં પરોવીને નિશ્ચલ આસને બેસી ગયા. જોત જોતામાં તેમની સઘળી ઇંદ્રિયોનાં દ્વાર બંધ થઇ ગયાં. ધીમે ધીમે દેહમાંથી આત્મબુદ્ધિ પણ લોપ થઇ ગઇ અને એકે એકે સઘળાં ચક્રો ભેદીને પરમ પુરુષનો સાક્ષાત્કાર કરવા લાગ્યા. તે સમયે તેમને જે પરમ આનંદ થયો તે અવર્ણનીયજ છે. આ સ્થિતિમાં નંદ મહાન્તિએ પ્રત્યક્ષ જોયું કે, "પ્રાણિમાત્ર શ્રીહરિનાંજ શ્રીમંદિર છે અને તે સઘળાં માનવમંદિરોમાં શ્રીહરિજ બિરાજેલા છે, તો પછી હવે આ સંસારમાં ભય જેવું શું છે ?" એમ વિચાર કરીને નંદ મહાન્તિ બંદીશાળામાંથી બહાર આવ્યા. તેમના હાથપગનાં બંધનો કયારે છૂટી ગયાં, તેની પણ તેમને ખબર નથી. પ્રહરીઓએ પણ તેમને બહાર જતા અટકાવ્યા નહિ. બંદીશાળામાંથી બહાર નીકળી તેઓ રાજમાર્ગમાં આવ્યાં. ત્યાં આવીને જુએ છે તો એક સ્ત્રી હાથમાં અન્નનું પાત્ર લઇને તેમની પાસે આવતી જણાઇ. તે કોણ છે અને શા માટે આવે છે, તે પણ નંદ મહાન્તિ જાણતા નથી. "એના હૃદયમાં પણ શ્રીહરિ બિરાજ્યા છે" એટલુંજ તેઓ જાણે છે; એટલું જાણતાંજ તેઓ તેના હાથ-

માંથી ભોજન લઇ લેવાને તેની સામે ગયા. તે સ્ત્રી ચાંડાલિની હતી. તેના અંતઃકરણમાં હજુ નંદ મહાન્તિના જેવો બ્રહ્મભાવ જન્મ્યો નથી, તેથી તે તો તેમનાથી ભય પામીને નાસવા લાગી; પણ નંદ મહાન્તિને તે વખતે ક્ષુધા લાગી છે, તેથી તેમણે બળાત્કારે તેના હાથમાં જે કાંઇ હતું તે છીનવી લઇને ભોજન કર્યું.

નંદ મહાન્તિને કોણ ન ઓળખે? સઘળા આ દૃશ્ય જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા અને કહેવા લાગ્યા કે, " મહાન્તિનું ચિત્ત ભમી ગયું હોય એમ લાગે છે. બાપડા ઉપર એકે વારે બધું દુઃખ આવી પડયું! રાજદંડના ભયથી તે બિચારો ગાંડો થઇ ગયો લાગે છે. અરે ભાઇ! અદૃષ્ટનાં ફળ ભોગવ્યા વિના કોનો છૂટકો છે? જાત ગઇ, ભાત ગઇ, ધર્મ ગયો, કર્મ ગયાં—સઘળું ગયું; છેવટે ચંડાલનું અન્ન પણ ખાધું અને નરકના અધિકારી પણ થવું પડયું."

જેમ ચાંડાલિની નંદ મહાન્તિનો ભાવ જાણતી નહોતી, તેજ પ્રમાણે આ મંદ લોકો પણ તેમની ઉત્કૃષ્ટ અવસ્થાને જાણતા નથી. નીચે ઊભા રહીને જોવાથી ઊંચા નીચા સઘળા પદાર્થો ભિન્ન ભિન્ન દેખાય છે; પરંતુ ઊંચે જઇ જોવાથી તેવો ભેદ માલૂમ પડતો નથી. વિમાનમાં બેસી ઊંચે ઊડતાં પ્રથમ તો ઘર, વાડી, પહાડ, પર્વત, નદી—નાળાં વગેરે નાનામોટા સઘળા પદાર્થો ભિન્ન દેખાશે, ઊંચાનીચા દેખાશે; પરંતુ જેમ જેમ વધારે ઊંચા ચઢતા જઇશું તેમ તેમ એ ભિન્નભાવ—ઊંચનીચ દૃષ્ટિ ઓછી થતી જણાશે અને છેવટે સઘળું સમાનજ માલૂમ પડશે. નંદ મહાન્તિ આ વખતે જીવનના સર્વોત્કૃષ્ટ સ્થાને ઊભા છે—પહોંચ્યા છે, તેથી તેમની દૃષ્ટિએ બ્રાહ્મણ, ચંડાળ વગેરે સઘળા સરખાજ છે. તેમની દૃષ્ટિએ તે સઘળા એકરૂપ ભાસે છે; પરંતુ આવો ઉચ્ચ ભાવ પ્રાપ્ત થવાનું દરેકના ભાગ્યમાં લખેલું હોતું નથી. સઘળા આવા ઉચ્ચ ભાવને

જાણી પણ શકતા નથી. ન જાણવું એ પાપ નથી, પરંતુ આવો ઉચ્ચ ભાવ પ્રાપ્ત ન કરતાં જેને તે પ્રાપ્ત થયો હોય તેની નિંદા કરવી એ મહાપાપ છે.

આ તરફ એવું થયું કે, રાજા પ્રતાપરુદ્રના દૂતોએ તેમની પાસે જઇને આ અદ્ભુત ઘટના કહી સંભળાવી. એ સાંભળીને મહારાજા સ્તબ્ધ થઈ ગયા અને નંદ મહાન્તિનું નામ દઇ દઇને શોક કરવા લાગ્યા. સભાસદો પણ હાહાકાર કરી ઊઠયા. સમગ્ર રાજસભા જાણે દુઃખના સાગરમાં ડૂબી ગઇ હોય એમ લાગ્યું.

ત્યાર પછી નંદ મહાન્તિએ નગરનો ત્યાગ કરી એક દુર્ગમ અરણ્યમાં પ્રવેશ કર્યો. તેમને રોમે રોમ ભગવાન સ્ફુરી નીકળ્યા હતા. તેઓ ભગવન્મય બની ગયા હતા. મુખમાંથી પણ ભગવાનના પવિત્ર નામનોજ ઉચ્ચાર થયા કરતો હતો. આ આનંદમાં તેને આહાર-નિદ્રાનું પણ ભાન રહ્યું નથી. દેહ, મન તેમજ વાણીમાં હવે હિંસાનો લેશ પણ સંબંધ રહ્યો નથી, તેથી તેમની ઉપર વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓને પણ વૈરભાવ આવતો નથી. તેઓ પણ મિત્ર તરીકે તેમની સાથે વર્તે છે. નંદ મહાન્તિ તેમનામાં પણ શ્રીહરિને બિરાજેલા જોઇને તેમને આવકાર આપે છે. આ પ્રમાણે અનેક વનોમાં ભમતા ભમતા તેઓ રથિપુર નામના એક નગરમાં આવી પહોંચ્યા.

રથિપુર નગરની બહાર એક મોટું કલેવર ઘણા લાંબા કાળથી એક પ્રચંડ અશ્વત્થ વૃક્ષને ખોળામાં ધારણ કરીને બેઠું છે. તે વૃક્ષ ‘સંહારી વૃક્ષ’ ના નામથી ઓળખાય છે. આવું નામ પડવાનું કારણ એવું જણાવવામાં આવે છે કે, લાંબા કાળથી રથિપુરના મહારાજાઓ જેનો દંડ કરતા, તેને તે દંડની શિક્ષા આ વૃક્ષ નીચેજ કરવામાં આવતી હતી. મુખ્યત્વે કરીને પ્રાણદંડની કે પ્રહારાદિની શિક્ષાવાળાઓને તો ત્યાંજ લાવવામાં આવતા હતા

અને તેથી આ વૃક્ષની નીચે હજારો માણસોનો સંહાર થઈ ગયો હતો. એ સમસ્ત સંહારકાર્યના સાક્ષીરૂપે ગણીનેજ તે વૃક્ષને " સંહારી વૃક્ષ " કહેવામાં આવતું હતું.

નંદ મહાન્તિ આ વૃક્ષ નીચે કેટલીક જગ્યા ગાયના છાણથી લીપાવીને ત્યાં આગળ સુખપૂર્વક નિવાસ કરી હરિનામ ગાવા લાગ્યા. આ પ્રમાણે આ અશ્વત્થ વૃક્ષની નીચેજ કેટલાક દિવસો નીકળી ગયા. એક દિવસ એવું બન્યું કે, રથિપુરના મહારાજાએ એક માણસને પચીસ ફટકાનો દંડ કર્યો હતો. નિયમ પ્રમાણે રાજાના દૂતો તે માણસને આ અશ્વત્થ વૃક્ષ નીચે લાવી પ્રહાર કરી ચાલ્યા ગયા. નંદ મહાન્તિએ પોતાના આસન ઉપર સૂતાં સૂતાં આ બનાવ જોયો. તે પણ વળી જેવી તેવી રીતે નહિ, પરંતુ ફટકા ખાનાર માણસ ઉપર આંતરિક સહાનુભૂતિ સાથે-તેને આત્મરૂપ ધારીનેજ જોયો. આ પ્રમાણે જોવું એ આપણા જેવા સ્વાર્થી અને વિષયસુખને યથાર્થ સુખ માની લેનારને માટે તદ્દન અસંભવિત છે. કેવળ સ્વાર્થની ગંધ વિનાના અને પરમાર્થનેજ પોતાનું સર્વસ્વ ગણનારા સાધુ મહાત્માઓજ એ પ્રમાણે જોઈ શકે છે. નંદ મહાન્તિએ સંપૂર્ણ સહાનુભૂતિથી આ દૃશ્ય જોયું અને તેના ફળમાં એક અપૂર્વ બનાવ બની આવ્યો. એકસામટા પચીસ ફટકા પડવાથી તેમનું અંગ ક્ષત-વિક્ષત થઇ ગયું અને શરીરમાંથી રુધિરની ધારા નીકળવા લાગી. વાચક ! આમ થાય તેમાં તું આશ્ચર્ય પામતો નહિ. જો તારા હૃદયમાં દયાનો એક છાંટો પણ હશે તો તને આ વાત ખોટી ભાસશે નહિ. બીજાને દુઃખી થતો જોઇ-દુઃખીની દુર્દશા જોઇ તારા મારા જેવા માણસોને પણ દયા આવે અને થોડે ઘણે અંશે પણ જાણે તે દુઃખ આપણુનેજ થતું હોય; તેમ આપણું મન દુઃખાઇ આવે છે, તો પછી પ્રાણી માત્ર ઉપર સમાન દૃષ્ટિ રાખનાર સાધુ મહાત્માની આ સ્થિતિ

થાય તેમાં શું નવાઇ ?

રથિપુર ગામના સઘળા લોકો નંદ મહાન્તિને ચહાતા હતા. સઘળા તેને માટે શોક કરતા હતા. કેટલાક તો તેમણે પોતાની ઉપર કરેલા ઉપકારને લીધેજ દુઃખી થતા તો કેટલાક રાજ-દરબારમાં સન્માન પામેલા એક સજ્જનના ઉન્મત્તપણા માટે દુઃખી થતા હતા. આથી રથિપુરના લોકો નંદ મહાન્તિની ખબર-અંતર રાખ્યા કરતા હતા. વળી કેટલાક તો હવે તેમને એક મહાત્મા ધારીને ભક્તિપૂર્વક તેમની સેવા–શુશ્રૂષા કરતા હતા અને વારંવાર તેમનાં દર્શનાર્થે આવતા હતા. નિયમ પ્રમાણે તે દિવસે પણ ગામમાંથી કેટલાક લોકો તેમનાં દર્શનાર્થે આવ્યા. નંદ મહાન્તિનું શરીર ક્ષત–વિક્ષત અને રુધિરથી ખરડાયલું જોઇને તેમને બહુજ દુઃખ થયું. માંહોમાંહે ઘણી પૂછપરછ કરી, પરંતુ તેનું કારણ જણાયું નહિ. નંદ મહાન્તિ તો ભગવાનના પવિત્ર નામ સિવાય બીજો એક શબ્દ પણ બોલતા નહોતા, એટલે તેમને પૂછવું નિરર્થક હતું; તેથી કેટલાક લોકો તેજ વખતે રથિપુરના મહારાજા પાસે જઇને કહેવા લાગ્યાઃ “ મહારાજ ! આજે નંદ મહાન્તિને કોઇ મારી ગયું છે, તેમનું આખું શરીર ક્ષત–વિક્ષત થઇ ગયું છે અને રુધિરની ધારાઓ વહી રહી છે. ”

નંદ મહાન્તિનું નામ મહારાજાથી પણ અજાણ્યું નહોતું. લોકો તેમને ઉન્મત્ત–ગાંડા થઇ ગયેલા ધારતા હતા. ગામ લોકોની વાત સાંભળીને મહારાજાને પણ જરા શોક થયો, તેથી તેમણે તેજ વખતે પોતાના અનુચરોને આજ્ઞા કરી કે, “ જાઓ, તમે સત્વર જઇને નંદને પાલખીમાં બેસાડી અહીં લઇ આવો. શું થયું છે તે તેના આવ્યા પછીજ જણાશે અને તેની હકીકત સાંભળીને તેમને વ્યથા કરનારાને પણ બરોબર શિક્ષા કરીશ. જાઓ, જાઓ; હમણાં જાઓ અને એકદમ નંદ મહાન્તિને મારી

પાસે લઇ આવો."

નૃપતિની આજ્ઞા પ્રમાણે તેમના અનુચરો પાલખી લઈને નંદ મહાન્તિ પાસે આવી પહોંચ્યા અને તેમને મહારાજાની આજ્ઞા કહી સંભળાવી.અનુચરોની વાત સાંભળતાંજ નંદ મહાન્તિ તેમની સાથે પગે ચાલીને મહારાજા પાસે જવાને તૈયાર થઇ ગયા. અનુચરોએ ઘણા ઘણા કાલાવાલા કર્યા; પરંતુ તેઓ પાલખીમાં બેઠા નહિ. બેસે પણ કેમ ? પાલખી ઊંચકનારા તો પોતાના શ્રીહરિના મંદિરસ્વરૂપજ હતા ! છેવટે અનુચરો નંદને ધીમે ધીમે ચલાવતા ચલાવતા રાજદરબારમાં લઇ ગયા. તેમની સ્થિતિ જોઇને મહારાજાને બહુજ દુઃખ થયું અને તેથી તેઓ વ્યાકુળ ભાવે–સ્નેહપૂર્વક કહેવા લાગ્યા: "નંદ, નંદ ! તારી આ સ્થિતિ કોણે કરી ? કોણે તારી ઉપર આવી દુષ્ટતા વાપરી ! અહાહા ! મારાથી તારૂં દુઃખ જોવાતું નથી."

મહારાજાના વચનો સાંભળી નંદ મહાન્તિએ કાંઇક ગંભીરતા અને કાંઇક ઉપહાસપૂર્વક કહ્યું: "તમે તો મને માર્યો ને વળી પાછા કોણે માર્યો એવો સવાલ કરો છો ? અહાહા ! ઠીક તાલ મચાવ્યો."

આ સાંભળી મહારાજા એકાએક હસી પડયા અને હસતાં હસતાંજ કહેવા લાગ્યા: "હજુ તારૂં ગાંડપણ ગયું નથી કેમ ?"

તેના જવાબમાં નંદ મહાન્તિએ કહ્યું: "હા, મહારાજ ! પરંતુ એ ગાંડપણ દૂર કરવાનો ઉપાય નથી. તેને માટે એક પણ ઔષધિ નથી; પરંતુ હે મહારાજ ! તે ગાંડપણ સારૂં છે કે નહિ તેનો એક વાર વિચાર કરી જુઓ."

મહાજ્ઞાની મહાન્તિના વચનનો યથાર્થ મર્મ નહિ સમજવાથી મહારાજાને તેમના આ વચનથી જરા ગ્લાનિ થઇ; પરંતુ

તેને તેઓ ગુપ્ત રાખીનેજ નંદને કહેવા લાગ્યાઃ "નંદ ! તું શું કહે છે? શું તને દૈવે એકદમ છોડી દીધો છે? શું તું મારા કરતાં વધારે સમજે છે? વારૂ, જ્ઞાની, તુંજ જ્ઞાની. અમે બધા મૂઢ, મૂર્ખ; પરંતુ તું તારા જ્ઞાનનો પ્રભાવ એક વાર પણ બતાવીશ?"

મહારાજા આ પ્રમાણે નંદ મહાન્તિનો ઉપહાસ કરે છે; પરંતુ નંદ મહાન્તિ તેવા ઉપહાસને પાત્ર નહોતા. નૃપતિનાં વચનો સાંભળીને તેમણે હસતાં હસતાં ઉત્તર દીધોઃ "વારૂ મહારાજ! વારૂ, હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકીશ નહિ. જ્ઞાન તો તે જ્ઞાનધન–ભગવાનનુંજ છે. હું તો એક પામર પ્રાણી છું; તે છતાં તેની કૃપાથી તેના જ્ઞાનના બળનો આભાસ કરાવીશ. મહારાજ! પહેલાં એક માણસ પાસે એક કેળું, એક જામફળ, એક સફરજન અને એક નારિયેળ મંગાવી લો, એટલે ત્યાર પછી મારે જે કાંઈ કરવું હશે તે કરી બતાવીશ."

મહારાજાએ તેજ વખતે ઉપર કહેલી ચારે વસ્તુઓ મંગાવી નંદ મહાન્તિને આપી, એટલે તેમણે અકેક જણને અકેક પદાર્થ આપી ખાઇ જવાનું કહ્યું. તેમના જણાવ્યા પ્રમાણે એક માણસે કેળું, બીજા માણસે જામફળ, ત્રીજા માણસે સફરજન અને ચોથા માણસે નાળિયેર ખાઇ લીધું. ત્યાર પછી નંદ મહાન્તિ મહારાજાને કહેવા લાગ્યાઃ "જુઓ મહારાજ! આપની સમક્ષજ આ ચાર માણસો કેળું, જામફળ, સફરજન અને નારિયેળ ખાઇ ગયા છે. હવે મારી તરફ લક્ષ આપો; એટલે આપને મારા પ્રભુના જ્ઞાનની ખબર પડી જશે."

આ પ્રમાણે કહીને નંદ મહાન્તિએ ત્યાં આગળજ ઊલટી કરી. આશ્ચર્ય એવું થયું કે જે વસ્તુઓ બીજા ચાર જણાએ ખાધી હતી, તેજ વસ્તુઓ તેમની ઊલટીમાં નજરે પડી! આ ચમત્કાર જોઇને સઘળા સ્તબ્ધ થઇ ગયા. કોઈ એક શબ્દ પણ બોલી શક્યું

નહિ. ત્યાર પછી નંદ મહાન્તિ મહારાજાને સંબોધીને કહેવા લાગ્યા: “ મહારાજ! આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી. આ તો એક અનુભવજ છે. અનુભવ કરવાથી બીજા દેહનું સુખ-દુઃખ આપણે અનુભવી શકીએ છીએ. આત્મા એક છે, બે નથી. સઘળાં શરીરોમાં તેજ અંતર્યામીરૂપે બિરાજેલો છે. તે આત્માનો અનુભવ કરવાથી–બીજા સાથે આપણને એકરૂપ કરવાથી બીજાના સુખદુઃખને આપણું સુખદુઃખ ગણતાં વાર લાગતી નથી. તે પોતેજ તે રૂપ થઇ જાય છે. સંસારના ભોળા લોકો પોતાનામાંજ મશગૂલ રહેતા હોવાથી તેઓ પોતાનું સુખદુઃખજ અનુભવી શકે છે; પરંતુ ભગવત્પરાયણ અસાધારણ લોકો પોતાના અસ્તિત્વનો બીજાના અસ્તિત્વમાં લોપ કરી નાખે છે અને તેથીજ તેઓ બીજાના સુખદુઃખને પોતાના સુખદુઃખ તરીકે અનુભવે છે. મહારાજ! આપના અનુચરોએ “ સંહારી વૃક્ષ ” નીચે એક અપરાધીને જે પચીસ ફટકા માર્યા છે, તેજ ફટકાનાં ચિહ્નનો મારા શરીર ઉપર ફૂટી નીકળ્યાં છે. વાત હું કોઇને કહેવાનો નહોતો–કહેવાનો વિચાર પણ નહોતો; પરંતુ આપ મારા અન્નદાતા હોવાથી પિતાસ્વરૂપ છો તેથી આપને ખરી હકીકત કહી સંભળાવી છે. મહારાજ ! કૃપા કરીને હવે મને રજા આપો.”

નંદ મહાન્તિના ઉપદેશથી અને તેમનાં આચરણોથી મહારાજાનાં ચક્ષુનો અંધકાર કેટલેક અંશે દૂર થયો હતો; પરંતુ તેમના મનનો અંધકાર હજુ તદ્દન નિર્મૂળ થયો નહોતો. આ અલૌકિક વ્યાપાર નજરોનજર જોવા છતાં પણ મહારાજાના મનનું સમાધાન થયું નહિ. તેઓ એવો વિચાર કરવા લાગ્યા કે, “નક્કી મહાન્તિ પોતાનો ચમત્કાર બતાવવાને પહેલેથીજ કેળું, જામફળ, સક્કરજંદ, નારિયેળ વગેરે ખાઇને આવેલો હોવો જોઇએ. તેમ ન હોય તો બીજી કોઇ ચીજ ન મંગાવતાં તેણે આજ ચાર

પદાર્થો કેમ મંગાવ્યા? અહાહા! કેવી યુક્તિ? કેવી છેતરપીંડી! સંહારી વૃક્ષ નીચે એક જણને ફટકા માર્યા અને તેનાં સોળ–ચિહ્નો નંદના શરીરે ફૂટી નીકળ્યાં! કેવી આશ્ચર્યકારક વાત! એ તે કેમજ મનાય? એવું બને પણ કેમ? ઠીક છે, હમણાંજ એક જણને બે–ચાર ફટકા લગાવી જોઉં અને તેના ચિહ્નો એના શરીર ઉપર ફૂટી નીકળે છે કે નહિ તેની ખાતરી કરૂં.”

આ પ્રમાણે વિચાર કરીને મહારાજાએ એકદમ સિંહાસન ઉપરથી ઊભા થઇ એક પ્રહરીના હાથમાંથી ચાબુક લઇ એક માણસને કેટલાક ફટકા માર્યા. ફટકા મારી નંદ મહાન્તિ તરફ જુએ છે તો તે ફટકાથી તેમની ચામડી છોલાઇ ગયેલી અને તેમાંથી રુધિરની ધારા વહેતી માલૂમ પડી; પરંતુ આ તરફ ફટકા ખાનાર મનુષ્યને કાંઇ પણ થયું નહિ. મહારાજાએ તે નજરોનજર જોયું. તે જોતાની સાથેજ તેમનો સંદેહરૂપી રોગ નીકળી ગયો અને રોગ જતો રહેવાથી હવે તેઓ નંદ મહાન્તિને તેના ખરેખરા રૂપમાં જોવા લાગ્યા. હવે મહારાજાને પોતાના કાર્ય માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો, તેઓ ભય પામવા લાગ્યા અને મહાન્તિના શાપમાંથી બચી જવાને તેઓ તેમને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મહારાજા નંદ મહાન્તિના પગ આગળ અનેક વસ્તુઓ મૂકીને સાષ્ટાંગ પ્રણામ કરી તેમની પાસે ક્ષમાભિક્ષા માગવા લાગ્યા. મહારાજાનો દીનભાવ જોઇને નંદ મહાન્તિના મનમાં પણ સંકોચ થયો અને તેઓ મહારાજાને પોતાના પગમાંથી ઊભા કરતા કહેવા લાગ્યા: “ મહારાજ! આ પદાર્થોનું મારે શું કામ છે? એનાથી મારૂં કાર્ય સિદ્ધ થવાનું નથી. હું તો આપનો દાસ છું. મારી ઉપર આપની કૃપા હોય એટલુંજ બસ છે. મારે બીજું કાંઇ જોઈતું નથી. મારે આમાંનું કાંઇ પણ જોઇતું નથી; પરંતુ મારે જે કાંઈ જોઇએ છે તે હું પોતેજ આપની

પાસે માગી લઉં છું તે શ્રવણ કરો. મહારાજ ! નક્કી જાણજો કે માનવ–દેહ ચિરસ્થાયી નથી, ચાળણી મધ્યેના જળના જેવીજ નવ છિદ્રોવાળા દેહમાં રહેતા જીવની અવસ્થા છે. જોતજોતામાં તે વહી જાય છે; તેટલા માટેજ કહું છું કે, મહારાજ! હવેથી આપ પ્રાણીમાત્ર ઉપર દયાભાવ રાખજો અને કોઇને પણ આવી શિક્ષા કરશો નહિ.”

નૃપતિને આ પ્રમાણે ઉપદેશ આપીને નંદ મહાન્તિ ત્યાંથી ચાલ્યા ગયા. મહારાજાએ ઘણા કાલાવાલા કર્યા; પરંતુ તેમણે પોતાને અર્પણ કરેલી વસ્તુને સ્પર્શ પણ કર્યો નહિ. કરે પણ કેમ ? હવે તેઓ યથાર્થ–પૂર્ણ જ્ઞાની થયા હતા. જ્ઞાનની પૂર્ણતામાં કોઇ પણ જાતનો અભાવ રહેતો નથી.

રાજદરબારમાંથી નીકળીને નંદ મહાન્તિ બારોબાર ખંડગિરિમાં આવી પહોંચ્યા અને ત્યાં આગળ એક ગુપ્ત ગુહામાં ગુહાવિહારી શ્રીહરિના ધ્યાનમાં નિમગ્ન થઈ ગયા. તે પછી કોઇને પણ તેમનાં દર્શન થયાં નથી. તેમને થઇ ગયાને અનેક વર્ષ થઇ ગયાં છે; પરંતુ તેમનો યશ તો હજુ પણ જેવો ને તેવોજ કાયમ છે–તે અમર થઇ ગયા છે.





# २५–नीलांबर दास

વિષય અને ભગવાન–એ બેમાંથી કોનું આકર્ષણ વધારે ? એ પ્રશ્નના ઉત્તરમાં ઘણા એમ કહે છે કે, વિષયનું આકર્ષણજ વધારે છે. આપણા જેવા સંસારમાં આસક્તિ રાખનારા માણસો આ પ્રમાણે ઉત્તર દે એ સ્વાભાવિકજ છે; પરંતુ તત્ત્વજ્ઞ મહાત્માઓને તેમાં કાંઇ પણ તત્ત્વ માલૂમ પડશે નહિ; કારણકે તેઓ જાણે છે કે, કોઇ એક અજ્ઞાત કારણને લીધે મનુષ્ય જ્યારે પોતાની આસપાસનું તેમજ પોતાના આત્માનું પણ ભાન ભૂલી જઈ "ભગવાન ભગવાન" કહી યથારુચિ ભ્રમણ કરે છે, ત્યારે આ સંસારનો કોઇ પણ પદાર્થ તેને આકર્ષી શકતો નથી. ભગવાનમાં આવી આત્મભાન ભુલાવી દેવાની શક્તિ હોવાથીજ તેમને 'ભુવનમોહન' કહ્યા છે. સદ્‌ભાગ્યે જેઓ તેમના આકર્ષણથી ખેંચાય છે, તેમને તેમનો પ્રભાવ માલૂમ પડયો છે. આપણા જેવા સાધારણ મનુષ્ય તેમની તરફ હજુ આકર્ષાયા નહિ હોવાથી, તેમનો પ્રભાવ યથાર્થ રીતે જાણી શકયા નથી; પરંતુ જેઓએ તેમનું આકર્ષણ અનુભવ્યું છે તેવાનો સત્સંગ કરવાથી આપણે ભગવાનના અસીમ પ્રભાવનો આભાસ જોઈ શકીએ છીએ.

ભક્ત નીલાંબર દાસના ભાગ્યની સીમા નથી. તેઓ ભગવાનના આકર્ષણથી તેમના તરફ આકર્ષાયા છે, ખેંચાયા છે અને

તેમનો પ્રભાવ જાણ્યો છે. નીલાંબર દાસ સઘળી વાતે સુખી હતા; તેમને સ્ત્રી હતી, પુત્ર હતો, ધન હતું, બહોળું કુટુંબ હતું, માન-પ્રતિષ્ઠા વગેરે સર્વ હતું; પરંતુ જ્યારથી તેઓ એક મોહનમંત્રથી આકર્ષાઇ ભગવાનના આકર્ષણમાં પડી ગયા, ત્યારથી તેમને તે સઘળાં બંધન કરી શક્યાં નહિ. તેઓ પોતાને સ્ત્રી, પુત્ર, ધન, માન ઇત્યાદિ માયાનાં બંધનોથી બંધાઇ ગયેલા અને તેમની સંગમાં રહી પોતાનું અમૂલ્ય જીવન વ્યર્થ વિતાવતા ગણવા લાગ્યા. આ વિચાર તેમના મનમાં વારંવાર ઘોળાવા લાગ્યો અને છેવટે તેમણે તે સર્વનો ત્યાગ કરી ત્યાંથી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો.

નીલાંબર દાસનો આ નિશ્ચય કંગાળના મનોરથની પેઠે કેવળ મનમાં ઉત્પન્ન થઇ મનમાંજ લય પામ્યો નહિ. તે નિશ્ચયે તો તેમને ખરેખરા વિષયવિરાગી-ગૃહત્યાગી બનાવી દીધા. અહા, તેમ ન થાય તો ભગવાનના આકર્ષણનો શું પ્રભાવ ?

નીલાંબર દાસે ગૃહત્યાગ કરીને વ્યાકુળ ચિત્તે શ્રીજગન્નાથનો રસ્તો લીધો. તેઓ ભગવદ્-દર્શન કરવાને બહુજ વ્યાકુળ થઈ ગયા હતા. તેમની સ્થિતિ માતાથી વિખૂટા પડેલા બાળક જેવી હતી. જેમ બાળક માતાને સંભાર્યા કરે-માતાને સંભારી સંભારીને રુદન કર્યા કરે, તેજ પ્રમાણે નીલાંબર દાસનું મન પણ સતત ભગવાનનેજ યાદ કર્યા કરતું હતું. તેઓ ભગવાનનું સ્મરણ કરતાં કરતાં જેમ બને તેમ જલદીથી શ્રીજગન્નાથપુરી પહોંચી જવાની ઇચ્છાથી ઉતાવળે ઉતાવળે ચાલતા હતા. તેમને દિશાની પણ ખબર નથી. આહાર-નિદ્રાનું પણ ભાન નથી. કેવળ આંખો મીંચીને ભગવાનનું સ્મરણ કરતા કરતા આગળ ને આગળ ચાલ્યા જાય છે. તેમના ગામથી નીલાચલ કાંઇ પાસે નહોતું. ક્યાં ઉત્તરમાં એમનું નિવાસસ્થાન અને ક્યાં દક્ષિણમાં શ્રીનીલા-

ચલ? પરંતુ તેમને તેની કાંઇ પણ ખબર નથી. તેઓ તો ચાલ્યાજ જાય છે. આ પ્રમાણે ચાલતાં ચાલતાં અનેક પહાડ–પર્વત, નદી–નાળાં અને દુર્ગમ અરણ્યાદિ વટાવીને ગંગાકિનારે આવી પહોંચ્યા. તે વખતે વર્ષાઋતુ ચાલતી હતી, નદીમાં પૂર આવ્યું હતું, ચારે કાંઠા એક થઇ ગયા હતા અને નાખી નજર પહોંચતી નહોતી. ગંગાજીના તરંગ–રંગ જોવાની પણ હિંમત થતી નહિ. તે જોતાંજ મનમાં ભયનો સંચાર થતો હતો. નીલાંબર દાસને નદીને પેલે પાર જવું હતું; પરંતુ નોકા સિવાય જઈ શકાય તેમ નહોતું અને ત્યાં આગળ એક પણ નોકા દેખાતી નહોતી. આથી નીલાંબર દાસ મનમાં ને મનમાં બહુજ ગભરાવા લાગ્યા. તેમના દુઃખનો પાર નહોતો. તેઓ અનેક ગાઉના ભીષણ વનને ભેદીને આવતા હતા, તેથી થાક પણ બહુ લાગ્યો હતો. વળી સૂર્યાસ્તની તૈયારી હતી, તેથી સવેળા પેલે પાર પહોંચવુંજ જોઇએ; જો ન જવાય તો તેમના દુઃખની સીમા રહે નહિ. તેઓ જે સ્થાનમાં ઊભા હતા ત્યાં માણસની ગંધ પણ નહોતી તો વસ્તી તો કયાંથીજ હોય? આવા નિર્જન સ્થળમાં ઘાટ કેટલો દૂર છે તે પણ કોને પૂછે? આવી અવસ્થામાં તે બિચારા શું કરે? તેઓ તે વખતે સંકટનાશક શ્રીહરિનું સ્મરણ કરવા લાગ્યા અને તેમનીજ સહાય માગવા લાગ્યા.

આ પ્રમાણે ભગવદ્‌ભજન કરવામાં કેટલોક સમય વીતી ગયો; એટલામાં એક માછી નદીમાં જાળ નાખી માછલાં પકડતો પકડતો નોકાસહિત ત્યાં આગળ આવી પહોંચ્યો. તેને જોઇને નીલાંબર દાસને બહુજ આનંદ થયો. તેઓ ભગવાનને ધન્યવાદ આપવા લાગ્યા અને નોકાવાળાને સંબોધીને કહેવા લાગ્યા કે, " હે ભાઇ! કૃપા કરીને જરા તારી નોકા આ તરફ લઈ આવ. વિપત્તિમાં ફસાયલા બ્રાહ્મણને પેલે પાર ઉતારી મોટું પુણ્ય પ્રાપ્ત કર. પૈસા માટે તું બિલકુલ ગભરાઇશ નહિ. પેલે પાર ગયા પછી તું જેટલા પૈસા

માગશે તેટલા હું તને જરૂર આપીશ.”

નીલાંબર દાસની બૂમ સાંભળીને માછીએ પોતાની નૌકા કિનારા તરફ હાંકી અને મધુર સંભાષણથી નીલાંબર દાસને નૌકામાં બેસાડયા. નૌકામાં બેઠા પછી નીલાંબર દાસના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ મનમાં ને મનમાં ભગવાનને અગણિત ધન્યવાદ આપવા લાગ્યા. બ્રાહ્મણને નૌકામાં બેસાડવાથી ધીવરને પણ બહુ આનંદ થયો. તે પણ પોતાના મનમાં ભગવાનને ધન્યવાદ આપવા લાગ્યો; પરંતુ તે બંનેનાં ધન્યવાદ આપવાનાં કારણોમાં બહુજ ભેદ હતો. નીલાંબર દાસ પેલે પાર જવાને ભગવાને નૌકા મોકલી આપી તે માટે તેમને ધન્યવાદ આપતા હતા, ત્યારે માછી એક અસહાય-નિર્બળ મનુષ્યને પોતાના પંજામાં સપડાયલો જોઇને ઈશ્વરનો ઉપકાર માનતો હતો. માછીનો વિચાર નીલાંબર દાસને નદીની મધ્યમાં લઇ જઈ મારી નાખી, તેમની પાસે જે કાંઇ હોય તે પડાવી લેવાનો હતો આથી તે મનમાં બહુજ હરખાતો હતો.

બિચારો મૂઢ માછી જાણતો નથી કે નીલાંબર દાસનું જીવન સર્વસ્વ તેમની ખાંધ ઉપરની ઝોળીમાં નહિ, પરંતુ હૃદયની ઝોળીમાં છે કે જયાં તેનાથી લૂંટ ચલાવાય એમ નથી ત્યાં મૂકેલું છે. તે બિચારાને નીલાંબર દાસની સ્થિતિની કયાંથી ખબર હોય? તે તો તેમને પણ અન્ય સામાન્ય યાત્રાળુની પેઠે પોતાની મૂડી સાથે લઇને ફરનારાજ ધારવા લાગ્યો અને તેથી તેમનો વધ કરી જે હોય તે પડાવી લેવાની ઇચ્છાથી પોતાની નૌકાને આડે માર્ગે-મધ્ય નદીમાં હાંકવા લાગ્યો. માછીને આ પ્રમાણે કિનારાથી જુદીજ તરફ નૌકા હાંકતો જોઇને નીલાંબર દાસને પણ સંદેહ પડી ગયો; પરંતુ તે વખતે તેમણે તે વ્યક્ત કર્યો નહિ. થોડી વારે તેઓ જરા હાસ્ય કરીને કહેવા લાગ્યા: “ભાઇ! તમે તો સાહસિક દેખાવ છો; નહિ તો આવા તોફાનમાં નદીમાં નીકળીને

આવું સાહસ કોણ ખેડે ? પણ ભાઇ ! હવે સૂર્યાસ્ત થઇ જવા આવ્યો છે, એટલે વેળાસર કિનારે પહોંચી જવુંજ સારૂં છે; માટે હવે નૌકાને કિનારા તરફ વાળો.”

પરંતુ તેમની વાત કોણ સાંભળે ? માછીએ તો પહેલાંની જેમ-જ મધ્ય નદીમાં નૌકા હાંકવી ચાલુ રાખી. નીલાંબર દાસનાં વચ-નોના ઉત્તરમાં તેણે ફક્ત જરા હાસ્ય કરી ડોકું ધુણાવ્યું. માછીનો આ ભાવ જોઇને નીલાંબર દાસ તેનો દુષ્ટ વિચાર તરતજ કળી ગયા. તેઓ હવે ગભરાવા લાગ્યા, પરંતુ આવે વખતે ગભરાવા-થી કામ ચાલે એમ નહોતું, તેથી તેઓ પોતાનો ગભરાટ શમાવી દઇને સાહસ કરીને બોલી ઊઠયાઃ “ હે દુષ્ટ ! તારી મતલબ શું છે ? શું તારે મને મારી નાખવો છે ? વારૂ, હું પણ જોઉં છું કે તું મને કેવો મારે છે ?”

નીલાંબર દાસનાં વચનોના ઉત્તરમાં માછી વિકટ હાસ્ય કરી ગંભીર સ્વરે બોલી ઊઠયોઃ “ અહો, તમે તો બહુ મિજાજી દેખાવ છો ને ? હવે તમારૂં આવીજ બન્યું છે. ફક્ત થોડીજ વાર છે. લો, હવે તમારે જેનું સ્મરણ કરવું હોય તેનું સ્મરણ કરી લો. હે બ્રાહ્મણ ! આજેજ હું તમને નીલાચલ પહોંચાડી દઈશ.”

નીલાંબર દાસે માછીનાં વચનો સાંભળી લીધાં. તેમને ચારે દિશાઓમાં અંધકાર જણાવા વાગ્યો. આંખે અંધારાં આવ્યાં. કાનમાં ધાક પડી ગયા. માથું ફરવા લાગ્યું. ત્યાર પછી માછીએ શું કર્યું તેની તેમને ખબર પડી નહિ; તેઓ એકાગ્ર ચિત્તે નિરા-ધારના આધારસ્વરૂપ શ્રી ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા, તેમને પોતાની વહારે ધાવાને પોકારવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, “ હે ભગવન્ ! હે દીનદયાળ ! મારી રક્ષા કરો, રક્ષા કરો. તમે પૂર્વે અનેક શરણાગતોનું દુઃખ દૂર કર્યું છે, તો આજે આપના શરણમાં આવેલા આ બ્રાહ્મણનું દુઃખ પણ દૂર કરી નાખો—તમારી

કરુણારૂપી નૌકાવડે આ વિપત્તિના સમુદ્રમાંથી મને બચાવી લો, પ્રભુ! બચાવી લો. આપનાં દર્શન કર્યા પછી મારૂં જે થવાનું હોય તે ભલે થાઓ; પરંતુ, હે દીનદયાળ! તે પહેલાં મને મરવા દેશો નહિ. પ્રભુ, પ્રભુ! મને સહાય કરો."

બ્રાહ્મણના અંતરનું દુઃખ જાણીને તેજ વખતે તેઓ એક યુવાન ક્ષત્રિય વીરનું સ્વરૂપ લઇને ગંગાકિનારે આવી પહોંચ્યા અને ઉચ્ચ સ્વરે માછીને સંબોધીને કહેવા લાગ્યા કે, "અરે, એ માછી! આમ આવ, જો જીવવાની આશા રાખતો હોય તો એક-દમ આમ આવ, સત્વર નૌકા કિનારે લાવ."

શ્રીહરિના કંઠનો ધ્વનિ કાંઇ જેવો તેવો નહોતો. તે તો જાણે સિંહનીજ ગર્જના હોય તેમ ગર્જતો હતો. તે સાંભળતાંજ માછી ગભરાવા લાગ્યો, ભયથી તેનું શરીર કંપવા લાગ્યું અને નૌકા હાંકવી પણ મુશ્કેલ થઇ પડી, છતાં જાણે પોતે કાંઇ સાંભળ્યું ન હોય એવો ડોળ કરીને પહેલાંની માફક ધીમે ધીમે નૌકા ચલા-વવા માંડી. ભગવાને તેને ઘણી વાર બૂમો પાડી; પણ તેણે બિલ-કુલ ગણકાર્યું નહિ, તેથી તેમણે છેવટે એક બાણ મારી નૌકાને વીંધી નાખી. ધનુષ્યનો ટંકાર અને બાણનો ઝણકાર સાંભળીને હવે માછીના હાંજા ગગડી ગયા. બાણના દિવ્ય પ્રકાશથી તેની આંખો જાણે બળતી હોય એમ લાગવા માંડયું. આ વખતે તેના-થી જાણે પોતે સાંભળ્યું ન હોય અથવા જોયું ન હોય એવો ડોળ કરી શકાય એમ હતું નહિ; કારણકે ભગવાનના બાણે તેની પાસેના ભાગનેજ વીંધી નાખ્યો હતો, તેથી તે ભય પામીને વિચાર કરવા લાગ્યો: "હાય, હાય! હવે શું થશે? જો આ બ્રાહ્મણ બધું કહી દેશે, તો તો મારા ભોગજ મળશે. નૌકા ફેરવ્યા વિના પણ છૂટકો નથી; કારણકે તેમ નહિ કરૂં તો જરૂર તે બાણ મારીને મારો જીવ લેશે. હાય, હવે શું થશે?"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેણે વેગપૂર્વક નૌકાને કિનારા તરફ વાળી અને કિનારે જઇને તે ક્ષત્રિયના ચરણકમળમાં આળોટી પડયો. નીલાંબર દાસ તો આ જોઇને–સાંભળીને સ્તબ્ધજ થઇ ગયા. જાણે પોતે સ્વપ્નમાં જોતા હોય એવો વહેમ પડયો. ત્યાર પછી તે માયાવી ક્ષત્રિયે ક્રોધ કરીને માછીનો તિરસ્કાર કરી કહ્યું: “ દુષ્ટ ! હું હમેશાં અહીંયાં ફરીને ચોકી કરૂં છું અને તારા જેવા દાણ ચોરી કરનારને પકડું છું. બોલ, આ વખતે તારૂં માથું ઉડાવી દઉં તો તારી કોણ રક્ષા કરે એમ છે ?”

ક્ષત્રિયરૂપધારી ભગવાનનાં વચન સાંભળીને ધીવરનો જીવ ઊડી ગયો. તે તેમના ચરણમાંજ મડદાની માફક પડી રહ્યો. હવે ભગવાન શાંત થઇને નમ્ર સ્વરે નીલાંબર દાસને કહેવા લાગ્યા: “ હે બ્રાહ્મણ ! તમે આ નૌકામાંથી ઊતરી જાઓ, હું કોણ છું તે તમે જાણો છો ? હું આ પ્રદેશના મહારાજાનો સેવક છું અને આ કિનારાનું અને ઉપવનનું રક્ષણ કરૂં છું. મહારાજાએ એટલા માટેજ મને અહીં રાખેલો છે અને પોતાના સેવક તરીકેના ચિહ્નસ્વરૂપે આ શિરપેચ બંધાવ્યો છે. જે કોઈ આ વનમાં કોઇને હેરાન કરે, વટેમાર્ગુઓનું ધન લૂંટી લે અથવા તો તેમનાં વસ્ત્રાભૂષણો કાઢી લઈ મારી નાખે, તેને યોગ્ય શિક્ષા કરવાનેજ હું અહીં નિવાસ કરૂં છું. વટેમાર્ગુઓને એવા દુષ્ટ લોકોના હાથમાંથી બચાવવાનેજ મેં આ ધનુષ્યબાણ ધારણ કર્યાં છે.”

ક્ષત્રિયવેષધારી ભગવાનનાં વચનો સાંભળી નીલાંબર દાસ કહેવા લાગ્યા: “ ભાઇ ! આજે મારાં મોટાં સદ્ભાગ્ય કે હું તમારાં દર્શન કરી શકયો છું. આપેજ આજે મને યમદ્વારમાં પહોંચી જતાં બચાવ્યો છે, તેથી હું આપનો ઉપકાર માનું છું. મારૂં મન મારા પ્રભુ શ્રીજગન્નાથજીનાં દર્શન કરવાને બહુજ આતુર થઇ ગયું છે. તેને માટેજ હું ગૃહ, વિત્ત, પત્ની પુત્રાદિ

સઘળું છોડીને બહાર નીકળી પડયો છું; માટે દયા કરીને હવે મને ગંગાજીને પેલે પાર જવાનો રસ્તો બતાવો, એટલે હું મારા પ્રાણનાથ શ્રીનીલાચલ ભગવાનનાં દર્શન કરી શકું."

હાય બ્રાહ્મણ ! તારા પ્રાણનાયક–પ્રાણનાથ તો તારી સામેજ ઊભા છે. તેની સાથેજ તું વાર્તાલાપ કરી રહ્યો છે. શું હજી પણ તું તેને ઓળખતો નથી ! હા, ઓળખે પણ ક્યાંથી ? જ્યાંસુધી તે પોતાને ઓળખાવે નહિ, ત્યાંસુધી કોઈ પણ તેને ઓળખી શકતું નથી. જ્યાંસુધી તેની કૃપા થતી નથી–તેની ઇચ્છા થતી નથી ત્યાંસુધી ગમે તેટલા જપ–તપ, યોગ–યાગ કરો, પરંતુ તે સઘળું નિરર્થક છે. તમે કોટિ ઉપાયે પણ તેમને ઓળખી શકશો નહિ.

નીલાંબર દાસનાં વચનો સાંભળીને ભગવાને કહ્યું: "હે બ્રાહ્મણ ! જ્યારે તમે શ્રીજગન્નાથજીનાં દર્શન કરવાનેજ ગૃહત્યાગ કર્યો છે, તો પછી તમારી ઇચ્છા અપૂર્ણ નહિજ રહે. સમસ્ત જગતના નાથ શ્રીનીલાચલનાથજ તમને સહાય કરશે. આ ક્ષુદ્ર નદીને પાર જવાનો તો શું પણ આખો ભવસાગર તરી જવાનો પણ તમે અધિકાર મેળવ્યો છે."

નીલાંબર દાસને આ પ્રમાણે આશ્વાસન આપીને ભગવાને ધીવરને કહ્યું: "હવે મડદાની માફક અહીં પડી રહેવાથી કાંઇ વળવાનું નથી. ઊઠ, એકદમ આ બ્રાહ્મણને પેલે પાર ઉતારી આવ. હમણાંજ મારી નજર આગળજ તેને ઉતારી આવ, નહિ તો આ ધનુષ્ય–બાણ જોયાં છે ને ? ઊઠ, જલદી બેઠો થા."

ક્ષત્રિય વેષધારી ભગવાનના મુખમાંથી આવાં વચન સાંભળીને માછીના જીવમાં જીવ આવ્યો. તે એકદમ બેઠો થયો અને ભગવાનને વારંવાર પ્રણામ કરવા લાગ્યો. ત્યાર પછી ભગવાનની પાસે પોતાના અપરાધ માટે ક્ષમા માગી, નીલાંબર દાસને નૌકામાં બેસાડી ત્યાંથી હંકારી. આ વખતે માછીનું મન તદ્દન ફરી ગયું

છે. હવે તેના મનમાં કોઇ પણ પ્રકારનો દુષ્ટ વિચાર નથી. તેના મુખમાંથી કટુ વચનો નીકળતાં નથી. ભગવાનનાં દર્શન થવાથી તેના દુર્ગુણો સદ્‌ગુણમાં ફેરવાઇ ગયા છે અને તેથી તે શ્રીહરિનું પવિત્ર નામ ગાતો ગાતો નૌકા હાંકે છે.

જોતજોતામાં નૌકા ગંગાજીને પેલે પાર પહોંચી ગઇ. નીલાંબર દાસ નૌકામાંથી ઊતરી પડયા, એટલે ભગવાન પણ અંતર્ધાન થઇ ગયા. માછીને પોતાના કૃત્ય માટે બહુજ પશ્ચાત્તાપ થયો. તે નીલાંબર દાસના ચરણમાં આળોટી પડીને ક્ષમા માગવા લાગ્યો. ત્યાર પછી નીલાંબર દાસે તેની ઉપર પ્રસન્ન થઇ તેને આશીર્વાદ આપી નીલાચલ તરફ ચાલવા માંડયું. અનેક શહેર–ગ્રામ, નદ–નદી વટાવીને કેટલેક દિવસે તેઓ શ્રીજગન્નાથપુરીમાં આવી પહોંચ્યા. દૈવયોગે તેજ દિવસે રથયાત્રા હતી. શ્રીજગન્નાથપુરીમાં સર્વ સ્થળે આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો. 'હરિ હરિ ' અને ' જય જય ' શબ્દોથી આખું નભોમંડળ ભરાઈ ગયું હતું. વાજિંત્રના કોલાહલથી અને અનેક રમણીઓના મધુર ગીતના અમૃતમય કર્ણપ્રિય સ્વરથી આખું શહેર ગાજી ઊઠયું હતું. નર્તન–કીર્તનનો તો વિરામજ નહોતો. જે તરફ કાન જાય તે તરફ આનંદનોજ કોલાહલ સંભળાતો હતો. જે તરફ નજર પડે તે તરફ આનંદ–ઉલ્લાસનાં દશ્યોજ નજરે પડતાં હતાં. શ્રીબલરામ, શ્રીસુભદ્રા અને શ્રીજગન્નાથજી સર્વોત્તમ ત્રણ જુદા રથોમાં બિરાજ્યાં છે, ગૌડ લોકો મહા આનંદપૂર્વક રથ ખેંચે છે અને ગંભીર ગર્જના કરતા કરતા ત્રણે રથો ચાલ્યા જાય છે. સેવકો બંને હાથ ઊંચા કરીને "મણિમા ! મણિમા !!" (પ્રભુ ! પ્રભુ !) કહીને નાચે છે. આનંદના આવેશમાં આવી જઇને કેટલાક તાળીઓ પાડીને કૂદે છે, કેટલાક અશ્રુ વરસાવે છે, તો કેટલાક જડવત્ નિશ્ચેષ્ટ થઈ ગયા છે. આ વખતે નીલાંબર દાસ શ્રીપ્રભુના રથ પાસે આવી પહોંચ્યા.

તેમના આનંદનો પાર નહોતો—રુદનને વિરામ નહોતો. તેમણે લાંબા કાળ સુધી પર્યટન કરીને જે વિઘ્નો, જે કલેશ, જે દુઃખ, ભૂખ—તરસ વગેરે સહન કર્યાં હતાં તે સઘળાં એકદમ દૂર થઇ ગયાં. પ્રેમાશ્રુના પવિત્ર અભિષેકનોજ એ મહિમા છે.

નીલાંબર દાસે શ્રીજગન્નાથજીમાં તન્મય થઈ જઇને પોતાના મનની વાત જણાવી. આંખે આંખ મળતાંજ કાંઇ વાતચીત થઇ ગઇ અને જોતજોતામાં ભક્ત નીલાંબર દાસ શ્રીપ્રભુના રથ આગળ ગબડી પડયા. તેમને પડતા જોઇને સઘળા સેવકો તેમની પાસે જઇ પહોંચ્યા, પરંતુ જઇને જુએ છે તો ખાલી પાંજરૂં પડી રહ્યું છે અને પંખી ઊડી ગયું છે! જે પંખી થોડી વાર પૂર્વે “ હરે-કૃષ્ણ રામ રામ—હરેકૃષ્ણ રામ રામ ” પોકારતું હતું તે બોલતાં બોલતાં કોણ જાણે કયાંય ઊડી ગયું? નક્કી તે પરમ ધામમાંજ ઊડી ગયેલું હોવું જોઇએ.

જોતજોતામાં નીલાંબર દાસના મરણના સમાચાર સર્વત્ર પ્રસરી ગયા. તેમનું મરણવૃત્તાંત સાંભળીને સઘળા આશ્ચર્યચકિત થઇ ગયા અને તેમના એવા મરણની પ્રશંસા કરવા લાગ્યા. અહા! ભક્તનો મહિમા અપાર છે! તેમનું મરણ પણ આ મર્ત્ય-લોકમાં અમર થઇને રહે છે. આજે પણ તેમના મરણની જય ઘોષણાઓ જગન્નાથપુરીમાં ઠામોઠામ સંભળાય છે.





# २६–तुलसीदास

દક્ષિણમાં સમુદ્રકિનારે આવેલા વિજયાપટ્ટણ નામના શહેરમાં આ તુલસીદાસ નિવાસ કરતા હતા. તેઓ જાતના રજપૂત હતા. તેઓ જેવા દેખાવે સુંદર તેવાજ હૃદયથી પણ સુંદર હતા. તેમનું શારીરિક અને માનસિક બળ બહુજ અસાધારણ હતું. વળી દાતા પણ તેવાજ હતા. પ્રાણદાન કરવાને પણ તેઓ સમર્થ હતા. તેઓને ઘોડા ઉપર બેસતાં બહુજ સારૂં આવડતું હતું અને તે માટે તેઓ આખા પ્રદેશમાં પંકાતા હતા. તેમની વય પણ વધારે નહોતી, પરંતુ પૂર્વજન્મના પુણ્યના પ્રભાવથી અલ્પ વયમાંજ તેમને વિષયો કરતાં ભગવાન ઉપર વધારે પ્રીતિ લાગી હતી. ઘરમાં રૂપગુણવાળી યુવાન સ્ત્રી, નાનાં નાનાં સુંદર બે બાળકો અને એક કન્યા હતાં. અવસ્થા પણ સારી હતી; પરંતુ તે છતાં તેમને તે બધાં ઉપર આસક્તિ નહોતી. કર્તવ્યબુદ્ધિને લીધેજ તેઓ સંસાર સાથેનો પોતાનો સંબંધ રાખી રહ્યા હતા; પરંતુ તેમનું ધ્યાન તો સદા–સર્વદા ભગવત્કથામાં, સાધુમહાત્માઓના સત્સમાગમમાં અને દેવદર્શનમાંજ રહેતું હતું. આથી તેઓ ગામમાં જ્યાં ભજનકીર્તન થતાં–મહોત્સવ થતા ત્યાં જતા હતા અને પોતાનો સઘળો વખત તેમાંજ ગાળતા હતા. ભગવત્કથા સાંભળીને તેમને અપૂર્વ આનંદ થતો હતો. તેમનું શરીર

મુખ્યત્વે આવાં આવાં સત્કર્મોમાં અથવા તો કોઇ વિપત્તિમાં આવી પડેલાનો ઉદ્ધાર કરવામાંજ વપરાતું હતું-તેમનું મનોબળ પણ ઉપયોગમાં આવતું હતું. તેમના મનોબળ આગળ તેમનું શારીરિક બળ કાંઇ હિસાબમાં નહોતું. એ મનોબળથી ઉશ્કેરાઇનેજ શારીરિક બળની સહાયતાથી તેઓ લંકાપતિ રાવણનો વધ કરવાને દોડયા હતા.

તુલસીદાસના જેવા સરળ મનના અને શાસ્ત્ર ઉપર અડગ શ્રદ્ધા રાખનારા ભાગ્યેજ મળી આવે છે. તેઓ શ્રીરામચંદ્ર ભગવાનના ઉપાસક હતા. તેમનાં ધન, પ્રાણ, ધ્યાન, જ્ઞાન વગેરે સઘળું શ્રીરામચંદ્રમાં સમાયલું હતું. શ્રીરામચંદ્રજીની કથા સાંભળતી વખતે તેઓ આ આખા વિશ્વ-સંસારને ભૂલી જતા હતા. શ્રીરામચંદ્રજીનું પવિત્ર ચરિત્ર તેઓ દરરોજ વાંચતા અગર સાંભળતા; પરંતુ તેમનું પઠન અને શ્રવણ બન્ને વિચિત્ર હતાં. વાંચતી અથવા સાંભળતી વખતે તેમના મન ઉપર થતી અસર તેમના શરીરના હાવભાવથી સુસ્પષ્ટ માલૂમ પડી જતી હતી. તેઓ જે જે ભાવની કથા વાંચતા અથવા સાંભળતા તે તે ભાવનાં ચિહ્નો તેમના ચહેરા ઉપર સ્પષ્ટ રીતે સ્ફુરી નીકળતાં હતાં અને તેથીજ તેઓ ઘડીમાં હર્ષમાં તો ઘડીમાં શોકમાં આવી જતા હતા. રામાયણ સાંભળતી વખતે તેમને પોતાના શરીરનું પણ ભાન રહેતું નહિ. શ્રીરામચંદ્રજીના જન્મથી માંડીને વિહારાદિની કથા સાંભળતી વખતે તેમના આનંદનો પાર રહેતો નહિ. તેવીજ રીતે વનવાસ વગેરેની કથા સાંભળીને તેમના શોકની સીમા-પરિસીમા રહેતી નહિ. કોઇ વખત આનંદાશ્રુથી તો કોઇ વખત શોકનાં આંસુથી તેમની આંખો ભરાઈ જતી હતી અને તેથી પ્રાયઃ સઘળો વખત તેમની આંખો આંસુથીજ ભરેલી માલૂમ પડતી હતી. કથા સાંભળતી વખતે તેમની આંખોમાંથી આંસુ સુકાતાં નહોતાં.

આ પ્રમાણે રામાયણાદિ રામચંદ્ર ભગવાનના માહાત્મ્યનાં પુસ્તકો વાંચવા–સાંભળવામાં તેઓ પોતાના દિવસો સુખપૂર્વક નિર્ગમન કરતા હતા. એક દિવસ તેમના ગામમાં રામલીલા વંચાતી હતી. ગામના ઘણા માણસો તે સાંભળવા જતા હતા, તો શ્રીરામચંદ્રજીના પરમ ભક્ત તુલસીદાસ તો રહેજ કેમ ? તેઓ પણ ત્યાં જતા હતા અને અન્ય માણસોની સાથે બેઠા બેઠા સાંભળતા હતા. સાંભળતાં સાંભળતાં શ્રીરામચંદ્રજી ઉપરના પ્રેમને લીધે તેમની આંખોમાંથી દડ દડ અશ્રુધારા વહ્યા કરતી હતી. સાંભળવામાં તેઓ તલ્લીન થઇ જાય છે. વળી તેઓ કોઇ વખત ખડખડાટ હસી પડે છે, તો કોઈ વખત પોક મૂકીને રડી પડે છે; વળી કોઇ વખત આનંદમાં આવી જઇને કૂદવા માંડે છે, તો કોઇ વખત ઊભા થઇને હાથ અને જાંઘ ઉપર હાથ પછાડી છલંગ મારે છે. આ પ્રમાણે રામાયણમાં જે જે વિષયો આવે છે, તે તે વિષયોને લગતા રૌદ્ર અને કરુણ રસો એમના હૃદયમાં તરતજ ઉત્પન્ન થાય છે.

આ તરફ શ્રીરામાયણ વાંચનાર પુરાણી મહારાજે શ્રીસીતાજીના હરણની કથાનું વર્ણન કરવા માંડયું. હવે તુલસીદાસના દુ:ખનો પાર રહ્યો નહિ. એક તો શ્રીરામચંદ્રજીના વનવાસની કથા સાંભળીને તેઓ શોકસાગરમાં ડૂબી ગયા હતા અને તે વખતે પોક મૂકીને રડી પણ દીધું હતું. ત્યાર પછી જ્યારે શ્રીરામચંદ્રજી સીતાજીની પ્રાર્થનાથી માયાવી મૃગને લેવા ગયા, કપટી મૃગની ચીસથી લક્ષ્મણજી પણ ભાઇને મદદ કરવા દોડી ગયા અને પંચવટીની પર્ણકુટીમાં જ્યારે સીતાજી એકલાં પડયાં અને રાવણે સંન્યાસીનો વેશ લઇ બળાત્કારે તેમનું હરણ કરી લંકા તરફ ચાલવા માંડયું, ત્યારે તુલસીદાસથી રહેવાયું નહિ. તેઓ એકદમ ફલંગ મારીને ઊભા થયા, ક્રોધથી તેમનું શરીર થરથર કંપવા લાગ્યું, આંખો લાલચોળ થઇ ગઇ, આખે શરીરે પરસેવો પરસેવો

થઇ ગયો અને બે યુગ પહેલાં થઇ ગયેલા વૃત્તાંતને પ્રત્યક્ષ પોતાની નજર સામે બનતો હોય તેમ જોવા લાગ્યા. આ વખતે તેઓ એક વિકટ ચિત્કાર કરીને બોલી ઊઠયા: "અરે, અરે શું આટલી બધી સ્પર્ધા? મારી સમક્ષજ મારી માતાનું અપહરણ? બસ, બસ, હું તને તારા દુષ્ટ કર્મ માટે બરોબર શિક્ષા કરીશ અને મારાં માતાજીને છોડાવી શ્રીરામચંદ્રજીના વામ અંગે બેસાડીશ. અરે, ઓ રાવણ! તું કયાં નાસે છે? ઊભો રહે, ઊભો રહે."

આ પ્રમાણે બોલતાં બોલતાં તેમણે પોતાના ઘર તરફ ચાલવા માંડયું. અતિશય-બેહદ ક્રોધ થવાને લીધે તેમનો કંઠ ગદ્‌ગદિત થઇ ગયો હતો અને તેથી તેમનાં વચન લોકો બરોબર સમજી શકયા નહિ. તેમની ઘોર ગર્જનાઓ, વિકરાળ આંખ અને ભીષણ ભ્રૂકુટિ જોઇને તેઓ તેમની પાસે જવાનું પણ સાહસ કરી શકયા નહિ. આ તરફ તુલસીદાસે ઘેર આવી અસ્ત્ર–શસ્ત્રથી સુસજ્જિત થઇ, વેગવાન અશ્વ ઉપર બેસી રાવણને મારી સીતાદેવીનો ઉદ્ધાર કરવાને ચાલવા માંડયું. તીરનો વેગ પણ તેમના અશ્વના વેગ આગળ કાંઇ વિસાતમાં નહોતો, તેથી લોકોએ તેમને જોયા ન જોયા એટલામાંજ તેઓ અદૃશ્ય થઈ ગયા.

તુલસીદાસ દોડયા–પણ શું એકલાજ? ના ના, તેમ થાયજ કેમ? તેમની સાથે એક બીજો સંગી પણ નીકળ્યો. તે કોણ? તે બીજો કોઇ નહિ; પરંતુ જેને તેઓ ખરેખરી રીતે ચાહતા હતા જેને તેઓ પોતાનાં તન, મન ને ધન–સર્વસ્વ ગણતા હતા તેજ.

તુલસીદાસને દિશાનું ભાન નથી. તેઓ તો સમુદ્રકિનારા તરફ ધસ્યા જાય છે. તુલસીદાસના સંગીએ પણ તેજ દિશા લીધી. તુલસીદાસ પવનવેગી ઘોડા ઉપર જતા હતા, ત્યારે તેમના સંગી મનવેગી–અરે તેથી પણ વધારે વેગવાળા ઘોડા ઉપર બેસીને જતા હતા. આથી તુલસીદાસનો ઘોડો સમુદ્રકિનારે જઇ પહોંચે

ત પહેલાંજ તેમના સંગી કિનારા ઉપર જઇ ઊભા. તુલસીદાસને બિલકુલ ભાન નહોતું. તેમનું મન સીતાદેવીનો ઉદ્ધાર કરવાના વિચારોમાંજ ગૂંથાયું હતું, તેથી તેમના સંગીએ પહેલેથીજ ધારી લીધું કે તેઓ સમુદ્રને પણ જોશે નહિ અને આવતાં વેંતજ તેમાં ઝંપલાવશે. આથી તેઓ સમુદ્રને દૂર ખસી જઇ, તુલસીદાસને માર્ગ આપવાને કહેવા લાગ્યા. તુલસીદાસના સંગીનું ધારવું બિલકુલ ખોટું નહોતું. સાગરની ગંભીર ગર્જના, તેના ઊછળતાં મોજાં અને શુભ્ર ફીણનું વિકટ હાસ્ય એમાંનું કાંઇ પણ તુલસીદાસને દેખાયું નહિ. તેના ઉપર તેમનું લક્ષજ હતું નહિ. તેમનું લક્ષ તો લંકામાં જઇ રાવણને મારી, ગમે તે પ્રકારે શ્રીસીતાજીને લાવીને શ્રીરામચંદ્રજી સાથે તેમનો મેળાપ કરાવવામાંજ હતું.

તેમના સંગીએ તે છતાં તેમને ત્યાં આગળજ રોકવાનો વિચાર કર્યો; પરંતુ તે કાર્ય કોઇ પણ જાતનો આકાર લીધા વિના થઇ શકે એમ હતું નહિ, તેથી તેણે મનુષ્યદેહના આવરણમાં પોતાને ઢાંકી દેવાનો નિશ્ચય કર્યો અને એક વૃદ્ધ બ્રાહ્મણ–પંડિતનો વેષ લઇને તુલસીદાસને પાછળથી " અરે, ઊભા રહો, ઊભા રહો, ઉતાવળ કરી સાગરમાં ઝંપલાવો નહિ, ઝંપલાવો નહિ" એ પ્રમાણે બૂમો પાડવા માડી.

પરંતુ તેમની તે બૂમો તુલસીદાસને કાને પડી નહિ. તેમનો અશ્વ વેગપૂર્વક સમુદ્ર તરફ ધસ્યો જાય છે, તેથી તેમનો સંગી પણ વિચારમાં પડી ગયો. પાછળ રહીને કાર્ય સિદ્ધ થવાનું તદ્દન અસંભવિત લાગ્યું અને તેથી આગળ–સન્મુખ જઇને પ્રયત્ન કરી જોવાનો વિચાર કર્યો. મનોગામી સંગીને તુલસીદાસની આગળ નીકળી જતાં પણ વાર લાગી નહિ. જોતજોતામાં તે તુલસીદાસની સન્મુખ પહોંચી જઈ કહેવા લાગ્યા: " અરે, ભાઇ આ શું કરો છો? સમુદ્રમાં પડી શા માટે જીવ ગુમાવો છો?"

તુલસીદાસ તેની સામે ન જોતાં ક્રોધભેર બોલી ઊઠયાઃ “ અરે તમે આ શું બોલો છો ? જગજ્જનની સીતાદેવીને રાવણ હરી જાય અને હું જોયા કરૂં ? હું હમણાંજ લંકામાં જઇને રાવણનો તેના આખા કુટુંબસહિત વિનાશ કરી જાનકી માતાનો ઉદ્ધાર કરી જગતના પિતા રામચંદ્રજીના વામાંગે બેસાડી દઇશ.”

તુલસીદાસના સંગીએ જોયું કે, તુલસીદાસ કાંઇ એમ ભુલાવામાં પડે એમ નથી; છતાં તેમણે હજુ પણ એક બે પ્રયત્નો કરી જોવાનો અને તેમ છતાં જો ન સમજે તો છેવટે તેને દર્શન દઇને પણ રોકવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી તેમણે તુલસીદાસને સંબોધીને ફરીથી કહ્યું: “ અરે, તમે ગાંડા જણાઓ છો, તમારી શુદ્ધ–બુદ્ધ જતી રહી હોય એમ લાગે છે. વારૂ, લંકામાં જઇને રાવણને તો મારશો, પરંતુ આ સાગર કેવી રીતે તરી પાર ઊતરશો ? અરે, આ ગાંડપણ છોડી દો અને પાછા ફરો. ઘેર ચાલ્યા જાઓ, નકામો જીવ ગુમાવવાને શા માટે તૈયાર થાઓ છો ? ”

આટલું સાંભળવા છતાં પણ તુલસીદાસ ઊભા રહેતા નથી. તેઓ ચાલ્યાજ જાય છે અને જવાબ દેતા જાય છે. સામુ પણ જોતા નથીઃ “ મહાશય ! હવે આપ મને કાંઇ પણ કહેશો નહિ. આપ આપને માર્ગે ચાલ્યા જાઓ. મારા પ્રભુના નામના પ્રતાપથી હું હનુમાનજીની પેઠે સમુદ્ર કૂદી જઇશ અને લંકામાં જઇ રાવણને મારી નાખીશ. ” આ પ્રમાણે કહીને તેમણે ઘોડાને વધારે વેગમાં ચલાવવાને એડી મારી.

તેમના સંગી–વૃદ્ધ બ્રાહ્મણ વેશધારી શ્રીરામચંદ્રજીએ પોતાના મનમાંજ વિચાર કર્યો કેઃ “ હવે આ એમ ને એમ માને એવું લાગતું નથી. તુલસીદાસ તે તુલસીદાસજ છે. મારો પરમ ભક્ત છે. કાચોપોચો ભક્ત નથીજ, દૃઢ ભક્ત છે; પરંતુ લાવ, હજુ પણ એક વખત પ્રયત્ન કરી જોઉં, નહિ તો પછી એને

સાક્ષાત્કાર કરાવવોજ પડશે.” આ પ્રમાણે વિચાર કરી તેઓ તુલસીદાસ પાસે જઇ પહોંચ્યા અને કહેવા લાગ્યા: “હે વીર! તને ધન્ય છે, ધન્ય છે. તારા વીરપણાની બલિહારી છે; પરંતુ હે ભાઇ! તું આજે લંકામાં જઇને શું કરીશ? કોને મારીશ? તારા રામેજ રાવણનો વધ કરી શ્રીજાનકીજીનો ઉદ્ધાર કર્યો છે.”

તે છતાં પણ તુલસીદાસ પાછા ફર્યા નહિ, ફરવાનું મન પણ થયું નહિ. તેઓ પહેલાંની માફક ચાલતાં ચાલતાંજ કહેવા લાગ્યા: “ક્ષમા કરો, મહારાજ! કૃપા કરીને ક્ષમા કરો. હું તમારી વાત ઉપર વિશ્વાસ મૂકી શકતો નથી; માટે મને પાછો ફેરવવાનો વ્યર્થ પ્રયાસ મૂકી દો. કદી અચળ પર્વતો ચલાયમાન થશે, અગ્નિ શીતળતા ધારણ કરશે, રાત્રિના સમયે સૂર્યોદય થશે, જડ પદાર્થોને વાચા થશે અને ચંદ્રમાંથી અંગારા ઝરશે, તોપણ નક્કી જાણજો કે, આ તુલસીદાસ કદી પણ પાછો ફરવાનો નથી. ફક્ત એકજ વાત છે. તેમ થાય તો હું તમારી વાત માનું અને ઘોડાને પાછો ફેરવું. જો હું આજ સ્થળે શ્રીરામચંદ્રજીના વામ-ભાગે જાનકી માતાને બિરાજેલાં અને શ્રીલક્ષ્મણજીને હાથમાં ધનુર્બાણ ધારણ કરીને ઊભેલા જોઉં, તોજ તમારી વાત માનું અને ઘોડો પાછો ફેરવું.”

તેમણે જોયું કે, ભગવદ્-દર્શનને માટે જેટલી દઢતા-જેટલી એકાગ્રતા થવી જોઇએ તેટલીજ દઢતા તુલસીદાસે સંપાદન કરી છે અને હવે એને દર્શન આપ્યા વિના છૂટકો નથી. આ પ્રમાણે વિચાર કરીને તેમણે--શ્રીરામચંદ્ર ભગવાને તુલસીદાસને તેમના ઇચ્છિત સ્વરૂપમાં દર્શન દેવાનો વિચાર કરી “તુલસિ, તુલસિ! જો, જો, તારે જે જોવું છે તે જોઇ લે-જોઇ લે!” એ પ્રમાણે કહીને તુલસીદાસને બોલાવવા લાગ્યા. શબ્દોમાં એવું તો આકર્ષણ હતું કે, આ વખતે તુલસીદાસથી તેમની તરફ જોયા વિના

રહેવાયું નહિ. વૃદ્ધ બ્રાહ્મણને એકાએક આ પ્રમાણે શ્રીરામચંદ્રજીના રૂપમાં ફેરવાઈ ગયેલા જોઈને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ વારંવાર લક્ષ્મણ અને સીતાજી સહિત શ્રીરામચંદ્રજીને પ્રણામ કરવા લાગ્યા અને વળી ઊઠીને નૃત્ય કરતા કરતા પોતાના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. પોતાના ઇષ્ટદેવનાં દર્શનથી આજે તુલસીદાસના મનમાં આનંદ માતો નથી. તેઓ નાચતા જાય છે અને કહેતા જાય છે કે, “ અહો, અહો ! મારાં કેવાં ધન્ય ભાગ્ય ! ધન્ય ભાગ્ય–આજે મને બ્રહ્માંડના નાથનાં દર્શન થયાં ! મારી ઉપર આપની કેટલી બધી કરુણા, પ્રભુ ! કેટલી કરુણા ! અહા, કોણ જાણે પૂર્વજન્મે મેં કેટલું તપ કર્યું હશે ? કેટલાં પુણ્યતીર્થોમાં સ્નાન કર્યાં હશે ? અને કેટલાં દાનધર્મ કે વ્રતાનુષ્ઠાન કર્યાં હશે કે તેના પુણ્યપ્રભાવથી આ જન્મે આજે મને શ્રીરઘુવીરનાં દર્શન થયાં છે. પ્રભુ, પ્રભુ ! ધન્ય છે, ધન્ય છે ! પ્રભુ ! બલિહરી–પ્રભુ ! હું આપનેજ શરણે છું–આપનેજ અધીન છું. ”

આ પ્રમાણે કહીને તુલસીદાસ શ્રીરામચંદ્રજીના ચરણકમળમાં આળોટી પડયા; એટલે શ્રીભગવાન હાસ્યથી પ્રફુલ્લ મુખે કહેવા લાગ્યાઃ “ તુલસીદાસ ! હમણાં તેં જે સઘળાં પુણ્યકર્મો ગણાવ્યાં, તે બધાં સકામ દૃષ્ટિથી કરવાથી તેનું આચરણ કરનારને મારાં દર્શન થતાં નથી. કામના એ મનુષ્યના મનનો ભ્રમ છે. ભ્રમથી કરેલાં કાર્યથી યથાર્થ વસ્તુ મળતી નથી. જે નિષ્કામભાવે મારૂં ભજન કરે છે તેનેજ મારાં આ પ્રમાણે દર્શન થાય છે. વત્સ ! મારે માટે તું જ્યારે આત્મભાન ભૂલી જઈ અપાર મહાસાગરમાં આત્મસમર્પણ કરવા તૈયાર થયો ત્યારેજ તને મારાં આ દર્શન થયાં છે. તુલસિ, તુલસિ ! હું તારી ઉપર બહુજ પ્રસન્ન થયો છું. મારા શ્રેષ્ઠ ભક્ત હનુમાનનું મન અને તારૂં મન સમાન

છે અને તેથીજ હું આજે તારી ઉપર અત્યંત પ્રસન્ન થયો છું. હવે તારી ઇચ્છામાં આવે તે વરદાન માગી લે, હું વગર શંકાએ તે તને આપીશ.”

શ્રીપ્રભુની શ્રીમૂર્તિનાં દર્શન કરવાથી અને વધારામાં તેમનાં શ્રીમુખનાં અમૃતમય વચનો સાંભળવાથી તુલસીદાસનું મન તૃપ્ત થયું હતું. તેમને જે ઇચ્છા હતી તે તો સંપૂર્ણ થઇ ગઇ હતી. હવે તે ઉપરાંત એમને શું જોઇએ? તેઓ શું માગે? તેમની પાસે શું માગવું તે તેમને સૂઝતું નથી. આખરે તેઓ રડી પડયા અને રડતાં રડતાં શ્રીપ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરીને કહેવા લાગ્યા: “પ્રભુ! દીનદયાળ! વરદાનની લાલચ આપીને મને લલચાવો નહિ, પ્રભુ! લલચાવો નહિ. જો વરદાન આપવું હોય તો મને સૂતી વખતે તેમજ જાગ્રત થતી વખતે આપનાં દર્શન થાય, તેમજ જ્યારે જ્યારે આપના આ દર્શનથી મારૂં મન આકુળ-વ્યાકુળ થઇ જાય, તે વખતે આપનો સાક્ષાત્કાર થાય, સ્નાના-સ્નાન કે કાલાકાલ પણ રહે નહિ અને જ્યાં સ્મરણ કરૂં ત્યાં દર્શન થાય એવું વરદાન આપો.”

“તુલસીદાસ! જા, તેમજ થશે, તેમજ થશે.” એમ કહીને પ્રભુ અંતર્ધાન થઇ ગયા. તુલસીદાસે પણ હૈયામાં હરિને જગાડી, જગતને શ્રીહરિની વિભૂતિ બતાવવાને તીર્થયાત્રા કરવા માંડી. અનેક તીર્થોમાં પર્યટન કરતાં કરતાં તુલસીદાસ પ્રેમનું ધામ શ્રીવૃંદાવનમાં આવી પહોંચ્યા. વૃંદાવનમાં આવીને તેઓ વનેવન ભમવા લાગ્યા. આ વખતે વનનાં ઘણાં હરિણો, મયૂરો તેમની પાસે આવતાં અને પોતાનો પ્રેમ બતાવતાં. એ જોઇને તેમના આનંદનો પાર રહ્યો નહિ. શરીર હમેશાં આનંદમય અને આંખો પ્રેમાશ્રુથી ભીંજાયલી રહેવાલાગી. વ્રજવાસી બાળકો તેમની પાસે આવી તાળીઓ પાડી જ્યારે—

" શ્યામકુંડ–રાધાકુંડ–ગિરિ–ગોવર્ધન;
મધુર મધુર વંશી વાગે એઇ આ વૃંદાવન."

એમ ગાવા લાગ્યા, ત્યારે તેમને બહુજ આનંદ થયો. શ્યામ–સુંદરની મુરલીનો મધુરો ધ્વનિ તેમના કાનમાં પ્રવેશ કરી અંતરને જાગૃત કરતો હોય એવો તેમને અનુભવ થવા લાગ્યો.

આ પ્રમાણે ભ્રમણ કરતાં કરતાં તેઓ એક દિવસ એક મહંતના મઠમાં આવી પહોંચ્યા. તે મહંતનું નામ ગોપાળદાસ હતું. મહંતજી બહુ સારા હતા; દેવસેવા અને અતિથિ–સેવામાં તેમને દૃઢ અનુરાગ હતો. સાધન–ભજનમાં પણ પ્રવીણ હતા; પરંતુ આટલા સદ્ગુણો છતાં તેમનામાં એક મોટો દોષ રહી ગયો હતો. તેઓ દરેક સંપ્રદાયના વૈષ્ણવોને સમાન દૃષ્ટિથી જોતા નહિ, સમાન ભાવે આદર–સત્કાર પણ કરતા નહિ. જે કોઇ "રાધાકૃષ્ણ" કહેતું મઠમાં આવતું, તેને માટે ઉત્તમ ભોજન તૈયાર કરવામાં આવતું; જ્યારે "સીતારામ" કહીને આવનારને ભાત અને રોટલાજ મળતા હતા. તુલસીદાસ વૈષ્ણવ હતા; પરંતુ તેઓ રામભક્ત હતા, તેથી તેમણે "જય રામ–જય જય સીતારામ" કહીને મઠમાં પ્રવેશ કર્યો અને તેથી તેમને પ્રસાદમાં પણ જાડા ચોખાનો ભાત અને રોટલાજ મળ્યા.

વૃંદાવનેશ્વરી શ્રીરાધારાણીની શું ઇચ્છા હશે તે કહી શકાતું નથી. ગોપાળદાસ તેમના રાજ્યમાં રહીને વૈષ્ણવો પ્રત્યે આવી ભેદબુદ્ધિ રાખે, એ તેમને યોગ્ય લાગ્યું નહિજ હોય અને તેથી જ ગોપાલદાસની બુદ્ધિની વિશુદ્ધિ માટેજ તેમણે મહા પ્રભાવશાળી તુલસીદાસને આ મઠમાં જવાની પ્રેરણા કરી હશે.

તુલસીદાસ ઘણી વખત ઉપવાસ કરતા અગર તો જે મળે તે ઉપર સંતોષ માની ચલાવી લેતા હતા, તેથી લૂખો ભાત મળે તો તે ઉપર પણ તેઓ રહી શકે એમ હતું; પરંતુ શ્રીરાધારાણીની

પ્રેરણાથી આજે તેમનાથી આ પદાર્થો માટે બોલ્યા વિના રહેવાયું નહિ. થોડી વાર વિચાર કરીને તેઓ હસતાં હસતાં ગોપાલદાસને કહેવા લાગ્યા: "અરે, મહંત મહારાજ ! મારે શું આ લૂખો ભાતજ ખાવો પડશે ? આટઆટલાં બધાં ઘૃત, અન્ન અને બીજા પદાર્થો પડેલા છે, તે કોને માટે છે ?"

તેના ઉત્તરમાં ગોપાલદાસ બોલ્યા: "હે ભાઇ ! જે રાધા-કૃષ્ણના નામનું કીર્તન કરે છે, તેમનેજ આ મઠમાં ઉત્તમ સ્થાન અને ઉત્તમ ભોજન મળે છે અને જે સીતારામ કહીને આવે છે, તેને તો તમારી માફક ભાત ને રોટલોજ આપવામાં આવે છે."

આ સાંભળીને તુલસીદાસના હાસ્યનો પાર રહ્યો નહિ. તે ખડખડાટ હસી પડયા અને હસતાં હસતાં કહેવા લાગ્યા: "વારૂ, મહંતજી ! હું આપના મઠમાંથી "સીતારામ" કહીનેજ ઉત્તમ ભોજન મેળવીશ."

તુલસીદાસનાં આ વચનો ગોપાલદાસને બિલકુલ રુચ્યાં નહિ, તેથી તેઓ એકાએક ક્રોધે ભરાઇ જઇને કહેવા લાગ્યા: "અરે જા, જા; એ બધો ગર્વ અયોધ્યામાં દેખાડજે. વારૂ, તને અહીંયાંજ ઉત્તમ ભોજન આપીએ, પણ તું તારા સીતારામને બતાવી શકીશ ? જો બતાવી શકે તો તો ગર્વ કર્યો સાર્થક ગણાય, નહિ તો તારા જેવો ખોટો ગર્વ કરી મોટી મોટી બડાઇઓ માર-નાર તો ઘણાય સાધુડાઓ આવે છે. એમ ખાલી બોલવાથી કાંઈ વળવાનું નથી. સમજ્યાને બાવાજી !"

મહંતની વાત સાંભળીને તુલસીદાસને વળી વધારે હાસ્ય થયું. તેઓ હસતાં હસતાંજ બોલ્યા: "ઠીક, ઠીક, મહારાજજી ! આપે યથાર્થજ કહ્યું છે. હવે મને એક વાર શ્રીમંદિરમાં જવાની રજા આપશો ?"

મહંતે કહ્યું: "કેમ નહિ? એક વાર નહિ, પણ હજાર વાર જઈ શકશો; પરંતુ તમારે તમારા સીતારામ બતાવવા પડશે. ત્યાર પછી તમે જેમ કહેશો તેમ કરવાને હું તૈયાર છું."

તુલસીદાસે આ વખતે કાંઇ પણ ન બોલતાં કેવળ હાસ્યથી સંમતિ બતાવી. શ્રીમંદિરમાં પ્રવેશ કરી મંદિરનાં બારણાં દઈ દીધાં, ત્યાં આગળ તેઓ શ્રીરાધાકૃષ્ણની યુગલ મૂર્તિની પાસે પોતાનું દુઃખ નિવેદન કરવા લાગ્યા અને રડતાં રડતાં કહેવા લાગ્યા: "હે નાથ! તમે પણ તેજ કૌશલ્યા માતાના ગર્ભમાં ઉત્પન્ન થયેલા શ્રીદશરથ-પુત્ર છો, તેમ દેવકીતનય અને નંદ-નંદન પણ તમેજ છો. તમેજ મહાબળવાન ધનુર્ધારી શ્રીરામ-ચંદ્ર છો અને તમેજ આ જગદ્વશીકારી મુરલીધર શ્રીકૃષ્ણ છો. તમેજ તે અનાદિ અનંત જાનકીવલ્લભ છો અને તમેજ ભક્તો-ના જીવનસ્વરૂપ શ્રીરાધારમણ છો. હે પ્રભુ! તમે જગતના માણસો-ના હિતને માટે અનેક રૂપ ધારણ કરો છો અને અનેક રૂપે જગત-નું પ્રતિપાલન કરો છો; માટે હે પ્રભુ! તમારા જેવા દયાળુ કોઈ પણ નથી. નાથ! નાથ! શું આ વાત ખોટી છે? ના, ના, કદી નહિ-કદી નહિ. તેમ હોઇ શકેજ નહિ; તો હે પ્રભુ! હવે દયા કરીને તમે એક વખત શ્રીરામાવતારની મૂર્તિ ધારણ કરી આપ-નો પ્રતાપ બતાવો."

ભક્તની પ્રાર્થના-વિશેષતઃ તુલસીદાસ જેવા ભક્તની પ્રાર્થ-ના ભગવાન કદી પણ અમાન્ય કરેજ નહિ. જોતજોતામાં શ્રી-રાધાકૃષ્ણની પ્રતિમા શ્રીસીતારામની પ્રતિમામાં ફેરવાઇ ગઇ.

તે જોઇને તુલસીદાસે મહા આનંદપૂર્વક "જય જય સીતા-રામ" કહીને મંદિરનાં બારણાં ઉઘાડી નાખ્યાં. આ અદ્ભુત ઘટના જોઇને સઘળા વિસ્મયસાગરમાં ડૂબી ગયા. મહંતનું મુખ

ફિક્કું પડી ગયું. તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ. આનંદભેર સઘળાએ શ્રીમૂર્તિનાં દર્શન કર્યાં–સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. આ વખતે તુલસીદાસનું માન વધી પડયું. પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે "જય જય સીતારામ" કહીનેજ તેઓ ગોપાલદાસના મઠમાંથી ઉત્તમ ભોજન મેળવવાને ભાગ્યાશાળી થયા. મહંતની પ્રાર્થનાથી તુલસીદાસે ફરીથી શ્રીમંદિરમાં પ્રવેશ કર્યો અને શ્રીપ્રભુને પહેલાંનું શ્રીરાધાકૃષ્ણ–રૂપ ધારણ કરવાને પ્રાર્થના કરી. અનર્ગલ અશ્રુથી તેમનું વદન તેમજ વક્ષઃસ્થળ ભીંજાઇ ગયું. આંસુભરી આંખે શ્રીપ્રભુની શ્રીમૂર્તિ પણ બરોબર દેખાતી નથી. તુલસીદાસ આંખો મીંચીને શ્રીપ્રભુના ચરણકમળમાં પોતાની પ્રાર્થના નિવેદન કરવા લાગ્યા. કેટલીક વારે અશ્રુવેગ જરા ઓછો થયો એટલે તેમને દેખાયું કે, અહો ! તે શ્રીસીતારામ–રૂપ હવે નથી અને પહેલાંની માફક રાધાકૃષ્ણજ સિંહાસન ઉપર બિરાજ્યાં છે. તેમનું સ્મિતભર્યું મુખ જોઇને તુલસીદાસને પરમ આનંદ થયો. તેમણે બન્ને હાથ ઊંચા કરી શ્રીપ્રભુની કરુણાનો જય જયકાર કરી મંદિરનાં બારણાં ઉઘાડી નાખ્યાં. શ્રીસીતારામની મૂર્તિને વળી પાછી શ્રીરાધાકૃષ્ણના સ્વરૂપમાં ફેરવાઇ ગયેલી જોઇને ગોપાલદાસ અને અન્ય વૈષ્ણવોના આનંદની સીમા રહી નહિ. અતિશય આનંદને લીધે કોઇના મુખમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહિ. આ ભાવમાંજ–આવી મૌન સ્થિતિમાંજ કેટલોક સમય વીતી ગયો. ત્યાર પછી શ્રીરાધાકૃષ્ણના પાદપદ્મમાં પ્રણામ કરતાં કરતાં સઘળાં ઉચ્ચ સ્વરે બોલી ઊઠયા: "પ્રભુ ! પ્રભુ ! આપને પ્રણામ છે, પ્રણામ છે. તમે અને તમારા ભકતો જુદા નથી–એકસ્વરૂપ છો. હે પ્રભુ ! આ સંસારમાં જેઓ તમારામાં અને તમારા ભાવિક ભકતોમાં ભેદભાવ ગણે છે, તેઓ બહુજ ભૂલે છે. હે પ્રભુ ! આજે અમે પ્રત્યક્ષ જોયું

છે-આજે અમારી ખાતરી થઈ છે કે, ભક્તના દેહમાં પણ તમેજ બિરાજો છો-જય પ્રભુ! જય-તમારો જય-તમારા ભક્તનો પણ જય-જય પ્રભુ-જય-બલિહારી-પ્રભુ!"

આ પ્રમાણે બોલીને સઘળા તુલસીદાસના ચરણમાં પડવા લાગ્યા. વિનયના આદર્શરૂપ તુલસીદાસ તે સઘળાને યથામતિ ઉપદેશ આપી ત્યાંથી વિદાય થઇ ગયા. ભક્તને પ્રતિષ્ઠાનો-માન-પાનનો બહુજ ભય રહે છે, પ્રતિષ્ઠાથી તેઓ બહુજ ડરે છે અને તેથી તેઓ તેવા સ્થાનમાં રહેતાજ નથી. તુલસીદાસ પણ એ પ્રતિષ્ઠાના ભયથીજ ત્યાંથી ચાલ્યા ગયા. તેઓ ક્યાં ગયા અને તે પછી તેમનું શું થયું, તેની કોઇને ખબર પડી નહિ.





# ૨૭–ગંગાધર દાસ

"ના ના, હવેથી હું કોઇને પણ મારૂં મુખ દેખાડીશ નહિ–દેખાડીશ નહિ."

"કેમ, કેમ, શું થયું છે જે?"

"થાય તે શું? હું અભાગિની છું; માટે હવે કોઇને મારૂં મુખ બતાવવાનું કારણ નથી."

"સુંદરિ! આજે આમ નકામાં શા માટે કંકાસ કરો છો?"

"નકામાં કેમ?"

"કારણ હશે તોપણ હું તે જાણતો નથી. મને તેની બિલકુલ ખબર નથી."

"ન તે કેમ જાણો? બોલી બોલીને મારી જીભના પણ કૂચા થઇ ગયા છે."

"વારૂ, ત્યારે વળી એક વાર ફરીથી બોલ. સાચેસાચું કહું છું કે હું કાંઇ પણ જાણતો નથી."

"ના, હવે મારે બોલવુંયે નથી અને કોઇને મુખ પણ દેખાડવું નથી."

એમ કહીને સતી પગથી તે માથા સુધીની સોડ તાણીને પાસુ ફેરવી સૂઈ ગયાં અને એક દીર્ઘ નિશ્વાસ નાખીને ગણુગણુવા

લાગ્યાં કે, " હાં, મારી વાત જાણુતા નથી કેમ ? "

પત્નીની અવસ્થા જોઇને ગંગાધર ઊંડા વિચારમાં પડી ગયા અને મનમાં ને મનમાં બોલવા લાગ્યા: " અહા ! બિચારી આખો દિવસ કામ કરીને થાકી જાય છે અને રાત્રે સહેજ વિશ્રાંતિનો વખત મળે છે; તે સમયે પણુ તેની સાથે મધુર સંભાષણુ કરીને તેનું મન હું શાંત કરી શકતો નથી. "

ગંગાધર દાસ એક ગરીબ વણિક છે. મરી-મસાલો વગેરે કરિયાણું લઇ ગામડાં-ગોઠડાંમાં ફેરી ફરી જે કાંઈ આવે છે, તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. તેમના સંસારમાં તેમને એક-માત્ર પત્નીજ છે. પુત્ર પણુ નથી તેમ કન્યા પણુ નથી. તે થવાનો હવે સંભવ પણુ નથી; કેમકે તેમની ઉંમર ઘણી વધી ગઈ છે. સંતતિને માટે પોતે વિચાર પણુ કરતા નથી અને અહર્નિંશ શ્રી-હરિનુંજ ચિંતન કર્યા કરે છે. પતિ-પત્ની બન્ને એકબીજાની ઇચ્છાનુસાર વર્તન રાખે છે તેથી ગરીબાઇ હોવા છતાં પણુ તેમનો સંસાર સુખી છે. એમના સંસારમાં અતિથિસેવા થાય છે, નિરા-શ્રિતને આશ્રય મળે છે અને વિપત્તિમાં આવી પડેલાને યથાશક્તિ સહાય પણુ મળે છે. આજે પોતાના તે સુખશાંતિમય સંસારમાં એકાએક આવી હૃદયવિદારક ઘટના કેમ બનવા પામી અને આવા કટુ ભાષણુનો શા માટે પ્રવેશ થયો, તેનો વિચાર કરતા કરતા ગંગાધર દાસ બહુજ અધીરા થઇ ગયા.

બિચારા ગંગાધર દાસ શું કરે ? ઘણો ઘણો વિચાર કરી, ઘણા ઘણા તર્ક-વિતર્ક બાંધીને " પોતાની પત્નીને કોઇએ કાંઈ વ્યથા કરી હશે, અગર નહિ કહેવાના શબ્દો કહ્યા હશે તેથી આ પ્રમાણે બોલતી હશે " એમ તેમણે નિશ્ચય કર્યો. ત્યાર પછી નાના પ્રકાર-ના પ્રયત્નો કરીને સતીને શાંત પાડયાં અને કહેવા લાગ્યા કે, "સતિ ! તમે શાથી દુઃખી થાઓ છો, તે સ્પષ્ટ કહી દો. મારૂં સર્વસ્વ

ભલે જાય; પરંતુ હું તમારી ઇચ્છા પૂર્ણ કર્યા વિના રહીશ નહિ.”

આ સાંભળીને પતિવ્રતા પત્ની સ્વામીના ચરણમાં આળોટી પડીને રડતાં રડતાં કહેવા લાગ્યાં “સ્વામિન્! ગુરુદેવતા! આ અભાગિનીનો અપરાધ મનમાં લાવશો નહિ; નાથ! આ પાપિની પાપમાંથી છૂટનાર નથી. કયાં મહાપાતકના ફળમાં વંધ્યાપણું પ્રાપ્ત થાય છે તે હું જો જાણતી હોત તો દરેકને તેવું પાતક નહિ કરવાને જરૂર ચેતાવી દેત. હે સ્વામિન્! તમેજ એકમાત્ર મારી ગતિ છો.તમારા સિવાય હું મારૂં દુઃખ બીજા કોને કહેવાની હતી? પતિદેવ! આજ કેટલાક દિવસથી આપણા ગામનાં ઘાટ અને વાટ મને ખાવા ધાય છે. રસ્તામાં મને જે કોઇ જુએ છે, તે સઘળાં મોં મરડી ચેષ્ટાઓ કરે છે. પ્રભુ! ગામમાં મને કોઇ બોલાવતું નથી, કોઇ મારી પાસે ઊભું પણ રહેતું નથી; એટલુંજ નહિ પણ લોકો પોતાની મરજીમાં આવે એવાં મર્મભેદક કઠોર વચનો કાઢે છે. સ્વામિન્! હવે મારાથી તે સહન થતું નથી. હું તો સ્વપ્ને પણ કોઇનું ભૂંડું ઇચ્છતી નથી, તેમ તેમને કટુ વચન પણ કહેતી નથી. વિધાતાએ પુત્ર–પુત્રી ન આપ્યાં તેમાં મારો શો અપરાધ? તેમાં લોકો મારી શા માટે નિંદા કરતા હશે વારૂ? પ્રભુ! ગોવાળિયાઓએ આજે સવારે હું પાણી ભરવાને ગઈ હતી તે વખતે મારી ઉપર બળતું છાણું નાખ્યું અને ખૂબ ગાળો દીધી. પતિદેવ! હવે મારાથી આ બધું સહન થતું નથી. હવે તો મારે આત્મહત્યા કરવી પડશે.”

ગંગાધર દાસ હવે પત્નીના હૃદયનો મર્મ કળી ગયા. દુઃખ અને ક્ષોભથી તેમનું પણ હૃદય વિદીર્ણ થઇ ગયું. થોડી વાર વિચાર કરી, ઊંડો નિશ્વાસ નાખી પત્નીને કહેવા લાગ્યા: “સાધ્વિ! આ અસાધ્ય વ્યાધિનો ઉપાય વિધાતાની કૃપા સિવાય બીજો કયો હોઇ શકે? જો હોય તો કહે, હું તે પ્રમાણે કરવાને તત્પર છું.”

પતિની સમવેદનાથી પત્નીનું હૃદય પીગળી ગયું. ત્યાર પછી તેઓ ધીમે ધીમે બેઠાં થયાં અને સ્વામીના ચરણ આગળ બેસીને કહેવા લાગ્યાં: "હૃદયેશ્વર! મારા ભાગ્યમાં ઇશ્વરે સંતાન આપ્યું નથી; માટે જો બની શકે તો કોઈના પુત્રને દત્તક લો; હું તેને મારા ઉદરમાં ઉત્પન્ન થયેલા પુત્રની પેઠે પાળીશ અને તે મને વાંઝિયાપણાના મહેણામાંથી મુક્ત કરશે."

"વારૂ, વારૂ, તેમજ કરીશ. હમણાંજ લાવી આપું છું." એમ કહીને ગંગાધર દાસ કેટલાક રૂપિયા લઇને ઘરથી બહાર નીકળ્યા. તેમના નિવાસસ્થાન ગોવિંદપુરથી નીલાચલધામ નિકટજ છે. ગંગાધર દાસ ઘેરથી નીકળીને શ્રીજગન્નાથજીમાં આવી પહોંચ્યા અને એક મૂર્તિ બનાવનારને ત્યાંથી એક સુંદર કૃષ્ણમૂર્તિ વેચાતી લઈ પાછા ઘેર આવ્યા. ઘેર આવીને તેઓ આનંદપૂર્વક પોતાની પત્નીને સંબોધીને કહેવા લાગ્યા: "સતિ, લો, લો, તમારી મંગાવેલી વસ્તુ લઇ લો. તેની પુત્રભાવે પૂજા કરો. શ્રીજગન્નાથજીથી હું આ કૃષ્ણમૂર્તિ લાવ્યો છું. એજ સર્વને ભક્તિ અને મુક્તિના આપનાર છે. એજ સકળ જીવના કર્તા છે. એમને પુત્ર તરીકે લાડ લડાવીને યશોદાદેવી આ ભવસાગર તરી ગયાં છે. બ્રહ્માદિ દેવતાઓ પણ નિરંતર તેમનું ધ્યાન ધર્યા કરે છે; માટે તું સરલ અને દૃઢ શ્રદ્ધા-ભક્તિથી અનન્ય ભાવે તેમની પૂજા કર, તારા મનમાં જે જે ઇચ્છાઓ થશે તે સઘળી શ્રીકૃષ્ણ પરમાત્મા પુત્રરૂપે પૂર્ણ કરશે.

જેવા સ્વામી, તેવીજ સ્ત્રી; બંને જણનાં શરીર ભિન્ન હોવા છતાં હૃદય એકજ હતાં. ગંગાધર દાસના જે હૃદયે અન્ય નશ્વર પુત્ર ન લાવતાં કૃષ્ણપ્રતિમાને પુત્રરૂપે આણી હતી, તે તેમની અર્ધાંગનાને પસંદ પડે તેમાં શું નવાઈ ? કૃષ્ણમૂર્તિને જોઇને તે એક સામાન્ય મૂર્તિ છે, એવો તેમને વિચાર સરખો પણ આવ્યો

નહિ. સતીએ દોડીને તે કૃષ્ણમૂર્તિને પોતાના હાથમાં લઇ છાતી-સરસી ચાંપી અને પછી પ્રેમાશ્રુના પવિત્ર પ્રવાહથી તેને અભિષિક્ત કરતાં કરતાં વારંવાર ચુંબન કરવા લાગ્યાં, વારંવાર પોતાની છાતી સરસી ચાંપવા લાગ્યાં; ત્યાર પછી ગદ્ગદ્ કંઠે બોલવા લાગ્યાં: "ભાઈ ગોપાળ ! તું મને 'મા' કહીને બોલાવશેને ? મારા જેવી હતભાગિનીનું વાંઝિયામહેણું ટાળશેને ? ભાઈ! હવે તું અમારૂં કંગાળનું ધન અને આંધળાની આંખ થઇ રહીશને ?"

આ પ્રમાણે કૃષ્ણમૂર્તિને અનેકાનેક પ્રશ્નો પૂછવા લાગ્યાં અને તેને વારંવાર છાતી સરસી ચાંપીને ચુંબન કરવા લાગ્યાં. હવે પતિપત્ની કૃષ્ણમૂર્તિને પોતાના પુત્ર તરીકે રાખીને પરમ આનંદ પામવા લાગ્યાં. ત્યાર પછી સતીએ પ્રભુને પોતાના ખોળામાંથી નીચે બેસાડયા અને સ્નાન કરાવી, ડિલ લૂછી, દિવ્ય આસન ઉપર પધરાવ્યા અને ઉત્તમ ક્ષીરનું નૈવદ્ય ધરાવ્યું. આજ સુધી તેમનો અશાંત પ્રાણ આશ્રય વગર વલખાં મારતો હતો, તે આજ એકાએક શાંત પડી ગયો. સતીને આજે અપૂર્વ આનંદ થયો છે અને ગંગાધર દાસ પણ તેવીજ સ્થિતિમાં છે.

આ પ્રમાણે કેટલાક દિવસો વ્યતીત થઈ ગયા. વણિક–દંપતી મન, વાણી અને કર્મથી તે કૃષ્ણમૂર્તિનું ભક્તિભાવથી પૂજન-અર્ચન કરવા લાગ્યાં. આ મૂર્તિની પ્રાણ–પ્રતિષ્ઠા કરવાને પુરોહિતને બોલાવી મંત્રો ભણાવવાની જરૂર પડી નહિ. ઉભયના પ્રેમથી તે વાત સિદ્ધ થઇ ગઈ. ખરેખર, વિશુદ્ધ ભક્તિભાવનો પ્રભાવ બહુજ મોટો છે.

હવે પતિપત્ની પુત્રની પેઠે કૃષ્ણમૂર્તિનું પ્રતિપાલન કરવા લાગ્યાં. તેઓ દરરોજ તૈલ–કુંકુમ નાંખીને તેમને સ્નાન કરાવતાં હતાં, સમસ્ત અંગે કર્પૂર–ચંદનનું લેપન કરતાં હતાં, માથે મનોહર સુવાસિત પુષ્પો ચઢાવતાં હતાં, નાના પ્રકારના વસ્ત્રા-

લંકારોથી વિભૂષિત કરતાં હતાં અને લલાટે ચિત્રવિચિત્ર તિલક-છાપાં કરીને બહુ બહુ લાડ લડાવતાં હતાં. સ્વાભાવિક રીતે બાળક-ને ફળ બહુ પ્રિય હોય છે, તેથી ગંગાધર દાસ અને તેમનાં પત્ની દાડમ, નારંગી, સફરજન, જમરૂખ વગેરે ભાતભાતનાં ફળો તેમને માટે લાવતાં હતાં અને તેનું ગમે તેટલું મૂલ્ય બેસે તેની દરકાર કરતાં નહિ. ગંગાધર દાસ વેપાર નિમિત્તે કોઇ દિવસ બહારગામ જતા તો ત્યાંથી પણ ગોવિંદને માટે કંઈ નવીન ખાવાનો પદાર્થ લઇ આવતા હતા અને પ્રભુને સમર્પણ કરતા હતા. તેમને તેમ કરવામાંજ સુખ થતું હતું. ગોપાળને નિવેદન કર્યા સિવાય તે કાંઈ પણ ખાતા નહિ. ઘરનું કામ પણ તેમને હવે વહાલું લાગતું નહિ. કાંઈ બહારગામ જવાનું થતું તો સતીને ભગવાનનું જતન કરવાનું કહીને અને ભગવાનનાં દર્શન કરીને તેઓ મહા મુસીબતે જતા. તેમનાં પત્નીની સ્થિતિ પણ તેવીજ હતી. તેમને પણ કૃષ્ણમૂર્તિને છોડીને ઘરની બહાર જવું ગમતું નહિ અને ન છૂટકે જવું પડતું તો તરતજ—થોડી વારમાં પાછાં ફરતાં હતાં અને વાત્સલ્યભાવના આવેશમાં આવી ગોપાળને ખોળામાં લઇને તેના ચંદ્રવદન ઉપર વારંવાર ચુંબન કરતાં કરતાં " ભાઇ ! મને બહુ વાર થઇ ગઇ. તને કાંઇ દુઃખ તો નથી થયું ને ? " એમ અનેક પ્રશ્નો પૂછતાં હતાં.

ગંગાધર દાસ ગોપાળ લાલના પ્રેમમાં પડેલા હોવાથી હવે તેઓ વેપાર કરવાને ઘણે દૂર જઇ શકતા નહિ, જતાં તેમનું મન માનતું નહિ અને જ્યાં ગયા વિના છૂટકોજ ન હોય, ત્યાં પણ "આજે જઇશ, કાલે જઇશ" એમ કર્યા કરતા. એક દિવસ તેમને અન્યોન્ય વેપારીઓ સાથે બહારગામ ગયા સિવાય ચાલે એમ નહોતું. ગોપાળને છોડીને જતાં તેમનો જીવ ચાલતો નથી; પરંતુ ગયા સિવાય છૂટકો નહોતો. તેઓ બહુ બહુ વિચાર કરવા લાગ્યા.

છેવટે પત્નીને કહ્યું: “ સતિ ! હવે તમે અને મારો ગોપાળ એ બે જણુજ રહેશો. જો જો, ગોપાળને દૂભવશો નહિ, તમે અહર્નિશ તેની પાસેજ રહેજો. એને એકલો મૂકીને દૂર જશો નહિ.” એમ કહી ગોપાળ પાસે વિદાય માગી ગંગાધર દાસ ઘરની બહાર નીકળ્યા; સતી પણ આહારનિદ્રાનો ત્યાગ કરી ગોપાળમાં નિમગ્ન રહેવા લાગ્યાં.

આ વખતે ગંગાધર દાસને ત્રણ દિવસ સુધી રોકાવું પડયું, પરંતુ એ ત્રણ દિવસો તેમને ત્રણ ભવ જેવા લાગ્યા. હવે તેઓ વધારે રહી શકયા નહિ. બહારગામ રહીને વેપાર કરવાનું તેમને પાલવ્યું નહિ, તેથી ગોપાળને માટે સારી સારી ખાવાની વસ્તુ લઇને ઘર તરફ ચાલવા માંડયું. એમનું મન નિરંતર ગોપાળનું ચિંતન કર્યા કરે છે, આંખે રસ્તામાંનું કાંઈ પણ જોતા નથી તેમ કાને સાંભળતા પણ નથી. કયે રસ્તે થઇને જાય છે અને શું કામ જાય છે, તેની પણ ખબર રહી નથી–કેવળ આંખો મીંચીને પવન વેગે ચાલે છે. ચાલી ચાલીને થાકી ગયા છે તોપણ હિંમત રાખીને હોંસભેર આગળ વધ્યે જાય છે. વળી ઉતાવળે ચાલતાં કોઈ વખત ઠોકરો ખાઇને નીચે પડે છે અને વાગે છે તોપણ પાછા ઊભા થઇને ચાલે છે. આમ કરતા કરતા જ્યારે તેઓ ગોવિંદ-પુરની છેક નજીકમાં આવી પહોંચ્યા, તે વખતે તેમને એક એવી તો સજ્જડ ઠોકર વાગી કે તેની સાથેજ તેઓ પડી ગયા. તેમનું આ પડવું એ છેલ્લી વખતનુંજ હતું. આ વખતે તેમનાથી પાછું ઊઠી શકાયું નહિ. “ હે કૃષ્ણ ! હાય ભાઇ ! છેલ્લી ઘડીએ તારો મેળાપ સરખો પણ થયો નહિ.” એમ બોલતાં બોલતાં તેમનાં નયનો છેવટનાં મીંચાઇ ગયાં.

આ તરફ ગંગાધરની સ્ત્રી પોતાના ઘરમાં ગોપાળને પડખામાં સુવાડીને સૂઈ ગઇ હતી. કેટલાક દિવસથી તેને ઊંઘ આવતી

નહોતી; પણ આજે જરા આંખ મળી ગઇ છે. એટલામાંજ જાણે પોતાનો પ્રાણપ્રિય ગોપાળ રડતો હોય એમ તેને લાગ્યું, તેથી તે "ભાઇ! ભાઇ!" કહેતી કહેતી બેઠી થઈ ગઇ અને "કેમ, કેમ, શું થયું, શું થયું?" કહીને ગોપાળને પોતાના ખોળામાં લીધો. આ વખતે કેટલીક ગામની સ્ત્રીઓ આવીને કહેવા લાગી કે, "બહેન! તારૂં સૌભાગ્ય નષ્ટ થયું છે. ગામની ભાગોળે તારો ભરથાર મરેલો પડયો છે, અમે તેને જોઇનેજ ચાલ્યાં આવીએ છીએ." આ દુઃખદ સમાચાર સાંભળીને સતીનું હૃદય કપાઈ ગયું અને તેઓ, "અરે, તમે આ શું બોલો છો?" એમ કહીને મૂર્ચ્છિત થઇ ગયાં.

થોડી વારે મૂર્છા વળી એટલે સતી ઊઠીને બેઠાં થયાં. તેઓએ પોતાના મન સાથે વિચાર કર્યો: "અરે શું આ સ્વપ્ન છે?" પરંતુ તરતજ તેનો તે ભ્રમ ભાગી ગયો. સતી આ પ્રમાણે વિચાર કરે છે, એટલામાં બીજાં પણ કેટલાંક ગ્રામવાસીઓએ આવીને ગંગાધર દાસના મરણના સમાચાર આપ્યા. તે સાભળી સતી થરથર કંપવા લાગ્યાં. તેમને દશે દિશાઓ ધ્રૂજતી દેખાઇ. હવે તેઓ સ્થિર રહી શકયાં નહિ, તેથી ગોપાળને પોતાના ખોળામાંથી નીચે ઉતારી તેના ચરણમળમાં આળોટી પડયાં અને નિરતિશય આક્રંદ કરવા લાગ્યાં. અહા! શું હૃદયભેદક આક્રંદ! એ સાંભળીને વજ્ર પણ ફાટી જાય. સતીના શોકની સીમા નથી. તેઓ બહુજ ગભરાવા લાગ્યાં અને ગોપાળને કહેવા લાગ્યાં: "હે ગોપાળ! ભાઇ ગોપાળ! હાય હવે હું શું કરૂં? હવે હું તને છોડીને ત્યાં જઉં પણ કેવી રીતે?" સતીની આવી વિલાપવાણી અને કરુણ રુદન જોઇને ભગવાને હવે સજીવ મૂર્તિ ધારણ કરી.

અનન્ય ભાવ અને વિશુદ્ધ હૃદય આગળ ભગવાન સર્વદા વેચાયલા છે. હવે ભગવાનથી સતીનું રુદન–વિલાપ સંભળાયો

નહિ. કૃષ્ણમૂર્તિના શ્રીમુખમાં વાચા પ્રકટી. ભગવાન માતૃપ્રીતિના અમૃતમય સુમધુર સંભાષણથી બોલ્યા: "મા, મા ! તું કેમ રડે છે ? આટલી બધી શા માટે ચિંતા કરે છે ? મા, મા ! હવે રડીશ નહિ, વિલાપ કરીશ નહિ. મારા પિતા કાંઇ મરણ પામ્યા નથી, એ તો બેભાન થઈને પડી ગયા છે. મા, તું જા અને મારા પિતાને કહેજે કે, 'તમે ગોપાળને ઘેર મૂકીને અહીં કેમ સૂઇ રહ્યા છો ? ચાલો ચાલો, જલદી ચાલો.'"

દરેક જાતના પ્રેમ–પ્રીતિનું મૂળ ભગવાન છે. દરેક જાતના પ્રેમને–પ્રીતિને તેમની સાથે સંબંધ છે. તે તેમનામાંથીજ ઉદ્ભવે છે, તેથી પતિપરાયણા પત્ની 'રસ્તામાં પોતાના પતિનો મૃતદેહ પડયો છે' એવા સમાચાર મળવા છતાં પણ ગોપાળને મૂકીને ડગ પણ ભરી શકતાં નથી; પરંતુ જ્યારે તે સકળ પ્રીતિના મૂળસ્વરૂપ સ્વયં ગોપાળે આગ્રહ કર્યો, ત્યારે સતી તેજ વખતે ચાલ્યાં ગયાં. જોતજોતાંમાં સતી ત્યાં જઈ પહોંચ્યાં. જઇને જુએ છે તો સ્વામીનું શરીર જમીન પર પડયું છે, શરીરે શીત વ્યાપી ગયું છે અને પ્રાણાત્મા દેહપિંજરનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. આ દૃશ્ય જોતાંજ સતીનું હૃદય કંપી ઊઠયું. આશા અને નિરાશાના અનેક ભાવ ઊપજ્યા પછી તેમના હૃદયમાં એક અપૂર્વ ભાવનો આવિર્ભાવ થયો. તે છતાં પણ ગોપાળનાં વચનો ઉપર સંપૂર્ણ વિશ્વાસ–આસ્થા રાખીને સતી પતિના માથા ઉપર પોતાનો ધ્રૂજતો હાથ મૂકી ગદ્ગદ્ કંઠે બોલ્યાં: "સતીના સર્વસ્વ ધન, આ ધૂળમાં અચેતન થઈને કેમ પડયા છો ? ઊઠો, આંખ ઉઘાડીને જુઓ. હું, તમારી ચરણુંસેવિકા દાસી, આપને તેડવાને આવી છું. ઊઠો, પતિ ! ઊઠો. આપણા ગોપાલને ઘર આગળ એકલો મૂકીને આવી છું; માટે હવે વિલંબ ન કરો, ચાલો જલદી ચાલો."

શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી ગંગાધર દાસના મૃત–દેહમાં

પ્રાણનો સંચાર થયો અને જાણે ભરનિદ્રામાંથી જાગૃત થયા હોય એમ આળસ મરડીને બેઠા થયા. પછી થોડી વાર સુધી આંખો ચોળી ચોતરફ જોવા લાગ્યા, તો પોતાની સ્ત્રીને ત્યાં આગળ ઊભેલાં દીઠાં. સતીને જોતાંજ ગંગાધર દાસ વિસ્મય-સાગરમાં ડૂબી ગયા. તરતજ ગોપાળની વાત યાદ આવી. તેણે તેમને આકુળવ્યાકુળ બનાવી દીધા. પછી થોડી વારે તેઓ એકા-એક "અરે પ્રાણસખિ! તું અહીંયાં ને મારો ગોપાળ ક્યાં છે?" એમ બોલતાં બોલતાં પાછા મૂર્છિત થઈ ગયા. પત્નીએ "ફિકર નહિ, ફિકર નહિ; આપણો ગોપાળ કુશળ છે" એમ કહીને પતિને આશ્વાસન આપી એક પછી એક સઘળી વાતો કહી સંભળાવી. ત્યાર પછી તેઓ બન્ને જણે હરખાતાં હરખાતાં ઘર તરફ ચાલવા માંડયું. રસ્તામાં પણ તેમના મુખમાંથી ગોપાળ સિવાય બીજા કોઈની વાત નીકળી નહિ. આ પ્રમાણે રસ્તામાં પણ ગોપાળ–કૃષ્ણના ગુણ ગાતાં ગાતાં તે પતિપત્ની ઘર આગળ આવી પહોંચ્યાં.

ગંગાધર દાસે બહારથીજ ગોપાળને બૂમ પાડતાં પાડતાં ઘરમાં પ્રવેશ કર્યો અને વિદેશમાંથી જે સકળ પદાર્થ તેમને ધરા-વવાને લાવ્યા હતા તે સઘળા તેમની સન્મુખ મૂકી દીધા. ત્યાર પછી ગોપાળને ખોળામાં લઇને તેમના રક્ત અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું. ગંગાધરદાસે એકલાએજ નહિ; પરંતુ સ્ત્રીથી પણ તેમને ચુંબન કર્યા વિના રહેવાયું નહિ. તેમણે ગોપાળને પતિના હાથમાંથી ઝૂંટવી લઇને ચુંબન કરવા માંડયું, પણ પતિથી તે સહન થયું નહિ તેથી તેમણે પણ સતીના હાથમાંથી ગોપાળને ઝૂંટવી લઇ ચુંબન કર્યું. વળી પત્નીએ ભગવાનને ઝૂંટવી લીધા અને ચુંબન કરવા માંડયું. આ પ્રમાણે એકબીજાના હાથમાંથી ગોપાળને ઝૂંટવી તેમને ચુંબન કરવામાંજ કેટલોક સમય વ્યતીત

થઇ ગયો. અહા, આજે ગંગાધર અને તેમનાં પત્નીને કેટલો બધો આનંદ થાય છે ! પતિપત્ની આજ કેટલાક દિવસની ક્ષુધા-પિપાસા એક ચુંબનથીજ પૂર્ણ કરે છે. આ પ્રેમ–આ રાગ, સદાય સ્વાર્થપરાયણ રહેનાર સંસારાસકત પ્રાણી જોઇ શક્તાં નથી. આવાં અપ્રાકૃત પ્રેમના સાગરમાં પતિપત્ની પરમ આનંદપૂર્વક તરવા લાગ્યાં.

આમ કરતાં કરતાં દિવસ આથમ્યો અને ક્રમે ક્રમે સૂવાનો વખત થયો. તે વખતે ગંગાધર દાસે ગોપાળને ઉદ્દેશીને કહ્યું: “ હે કૃષ્ણ ! તું સાક્ષાત્ કમળાનો પતિ, આ અખિલ બ્રહ્માંડનો નાથ, સકળ જીવોનો કર્તા અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચારે વર્ણના લોકોને તેમનાં કરેલાં કર્મોનો ફળદાતા છે. ભાઇ ! જ્યારે તું મારા પુત્રરૂપે અહીં રહ્યો છે, તો પછી મારી વૃદ્ધાવસ્થામાં મને તારો આટલો પણ વિયોગ શા સારૂ પડવો જોઈએ ? જો બેટા ! ઉદરપોષણને માટે મારે ગામપરગામ અને દેશપરદેશ ફરવું પડે છે અને હે ભાઇ ! દુઃખની વાત શું કહું ? એટલું એટલું કરવા છતાં પણ અમારે કોઇ કોઈ વખત ઉપવાસ કરવા પડે છે. ભાઇ ! શું આ વૃદ્ધાવસ્થામાં પણ મારૂં એ દુઃખ નહિ જાય ? ” એમ કહેતાં કહેતાં ગંગાધર દાસ પથારીમાં સૂતા અને થોડી વારમાં નિદ્રાવશ થઇ ગયા. ત્યાર પછી થોડી વારે તેમને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં ભગવાન મુરલીધર આવીને હસતાં હસતાં કહેવા લાગ્યા: “ બાપા, બાપા ! હું જેનો પુત્ર, તેને તે વળી દુઃખ હોય ? આજે હું તમારી સકળ ઇચ્છા પરિપૂર્ણ કરીશ. જુઓ, જુઓ પિતાજી ! આ ધનરત્નથી તમારૂં આંગણું ભરી દીધું છે. હવે તમારે શું ફિકર છે ? ”

જે ભગવાનને ચાહીને જે કોઈ તેની પાસે કેવળ વિષય, વૈભવ અને ધનરત્નનીજ પ્રાર્થના કરે છે, તેના જેવું કોઇ મૂર્ખ નથી.

મૂર્ખ ગંગાધરે પ્રભુની પાસે ધન–રત્નની માગણી કરીને ત્રિભુવન-પતિને ખોયા છે. ‘ લોભે લક્ષણ જાય ’ એ કહેવત સર્વાંશે સત્ય છે. ગંગાધર દાસે પણ લોભ કરીને અમૂલ્ય લાભ ગુમાવ્યો; પરંતુ તેની તેમને તે વખતે ખબર પડી નહિ. સ્વપ્ન પૂરું થતાંજ તેઓ ઊઠીને બેઠા થયા અને ચારે તરફ જોવા લાગ્યા, તો સઘળે ધન-રત્ન વેરાયલું નજરે પડયું, કૃતજ્ઞતાથી તેમનું હૃદય ભરાઇ ગયું. તરતજ ઊઠીને ગોપાળની પાસે પોતાની કૃતજ્ઞતા બતાવવા આવ્યા, પરંતુ ગોપાળને દીઠો નહિ. “ હાય, આ શો ગજબ ? ” એમ બોલતાં બોલતાં વૃદ્ધ ગંગાધર દાસ પછાડ ખાઇને પૃથ્વી પર પડયા. તેમનો ચિત્કાર સાંભળીને તેમનાં પત્ની પણ જાગી ઊઠ્યાં અને ઘેરાયલી આંખે “ કેમ, કેમ, શું છે ? ” એમ કહેતાં કહેતાં ત્યાં આગળ આવી પહોંચ્યાં. પતિએ રડતાં રડતાં સઘળી બીના કહી સંભળાવી. વાત સાંભળીને સતીએ પણ માથે હાથ દઇને રડવા માંડયું. ગંગાધર દાસ હવે ગોપાળની વિરહ–વેદના સહન કરી શકયા નહિ. “ હાય ગોપાળ ! તું કયાં ગયો ? મને પણ તારી સાથે લઈ જા, મારે આ ધન–સંપત્તિ જોઇતી નથી. ગોપાળ, હે ગોપાળ ! ” એમ બોલતાં બોલતાં તેઓ બેશુદ્ધ થઇને પૃથ્વી પર પડયા અને જોતજોતામાં સદાકાળની નિદ્રામાં પોઢી ગયા.

સતીને દાઝયા પર ડામ પડયો. પડતા પર પાટુ પડી. એક તો પુત્ર અંતર્ધાન થઇ ગયો અને વળી તેની સાથે પતિ પણ સ્વધામ સિધાવી ગયા. “ હે પ્રભુ ! હે ગોપાળ ! આ તે તારી કેવી લીલા ! ” એમ બોલતાં બોલતાં સતીએ પતિનું મસ્તક પોતાના ખોળામાં લીધું અને મર્મભેદક કરુણ વિલાપથી વજ્રપાષાણને પણ વિગલિત કરવા લાગ્યાં. અહા ! આજે સતી ઉપર કેવું વિષમ દુઃખ આવી પડયું છે ! પતિ–પુત્ર બંનેનો વિયોગ હવે સતીથી સહન થયો નહિ. તે સમયની તેમની કર્તવ્યબુદ્ધિએ તેમને જે જે કહ્યું

તે તે પ્રમાણે તેઓ ચાલવા લાગ્યાં. સવાર થતાંજ બ્રાહ્મણ, સજ્જન, અતિથિ, દીન, દરિદ્ર વગેરે સર્વને બોલાવીને સમસ્ત ધનરત્ન બન્ને હાથે વહેંચી આપ્યું. ત્યાર પછી પોતાના પતિના દેહને મોટા સમારંભપૂર્વક ગામબહાર લઇ ગયાં. ત્યાં આગળ ચંદનની ચિતા તૈયાર કરવામાં આવી. સતીએ પતિના દેહ સાથે સહગમન કરવાની તૈયાર કરવા માંડી; પરંતુ એટલામાં તેમના હૃદયમાં બીજોજ ભાવ ઉદય થયો. ઉપલી ઘટનાનું કારણ તો તેમને સમજાઇ ગયુંજ હતું કે, પ્રભુની કૃપાનો લાભ પોતાના પતિએ સદાકાળને માટે પ્રભુનું ચરણ યાચવામાં કરવાને બદલે ધનસંપત્તિ યાચવામાં કર્યો અને “ વૃદ્ધાવસ્થામાં ઉદર નિર્વાહમાટે શ્રમ નહિ થાય તો સર્વ પ્રકારના યોગક્ષેમનો વહન કરવાવાળો શ્રીહરિ કયાં ઓછો સમર્થ છે ! ” એ વાત એ વખતે તેમની સ્મૃતિમાં રહી નહિ.

ગમે તેમ તોપણ માણસ તે આખરે માણસજ છે ! વ્યાધિ, વૃદ્ધાવસ્થા, ભૂખ વગેરે પ્રકારની આપત્તિઓ કર્મયોગે જ્યારે તીવ્ર રૂપ ધારણ કરે છે, ત્યારે એક વાર તો ભલભલા ભક્ત અને જ્ઞાનીના હૃદયને પણ હચમચાવી મૂકે છે અને તેવાઓ પણ અનંત બ્રહ્માંડના પાલક શ્રીહરિનો મહિમા ક્ષણભરને માટે વીસરી જઇને નાશવંત વસ્તુસ્થિતિઓની ઇચ્છા કરી બેસે છે. કૃપાના અપાર સિંધુરૂપ પરમાત્મા એવે સમયે પણ કોઇ ને કોઇ પ્રકારે સહાય કર્યા વિના નથીજ રહેતા. એ પરમાત્માએ પોતાના ભક્ત ગંગાધર દાસને પણ માગેલું આપીને તથા પોતે ગુમ થઇ જઇને નશ્વર પદાર્થોના મોહમાંથી મુક્ત કરી દીધા; એટલુંજ નહિ પણ આ જગતનાં સુખદુઃખમાંથી પણ તેમને સદાને માટે મુક્ત કરી દીધા. આ પ્રમાણે જે કાંઇ બન્યું તે રૂડુંજ બન્યું છે અને સતીએ પતિના દેહ સાથે સહગમન કરી સદાને માટે દેહબંધનથી મુક્ત થવા ધાર્યું છે, એમાં પણ પ્રભુની મહાન કૃપાજ છે; એમ તેમને સમજાઇ

ગયેલું છે અને તેથી એ અહોભાગ્યના આનંદમાં તેઓ ચિતાને સળગાવવાની અને પતિના દેહ સાથે સહગમન કરવાની તૈયારી કરી રહ્યાં છે; પરંતુ પ્રભુની અપાર કૃપાળુતાનાં રહસ્ય બિચારા આ જગતના સામાન્ય લોકો કેવી રીતે સમજી શકે ? તેમને તો આવા બનાવોથી દુઃખજ ઊપજે અને એમજ લાગે કે, “ જોયું, આ પ્રભુની ભક્તિનું અને સદાચરણનું ફળ ! અરે ભાઇ ! આ તો કળ-જુગ છે, એમ તો સતને માર્ગે ચલાયજ નહિ ને ચાલવા જાય તો દુઃખજ થાય. ”

સતીનું સહગમન જોવાને હજારો માણસોની જે મેદની ભરાઇ હતી, તેમાં અનેકોના મનમાં ઉપલા પ્રકારના વિચારો આવવા લાગ્યા અને તેઓ માંહોમાંહે વાતો પણ એવીજ કરવા લાગ્યા. એમાંના એક સંસ્કારી પુરુષે તો સતી આગળ જઇને પોતાનો ઉપલા પ્રકારનો મનોભાવ પણ દર્શાવ્યો અને કહ્યું કે, “ આવા બનાવોથી લોકો આવું અવળું સમજે અને શુભ માર્ગને ખરાબ સમજીને તેઓ અશુભ માર્ગે પ્રવર્તે તેનું પાપ કોને માથે ? ”

ઉપર્યુક્ત પ્રશ્નથી સતીનું હૃદય ચિરાઇ ગયું. સહગમન કરી સદાને માટે પ્રભુચરણને પામવાનો ઉત્સાહ મોટા દુઃખના રૂપમાં ફેરવાઇ ગયો. પોતાના પતિના નિમિત્તે લોકસમૂહમાંથી પ્રભુનો મહિમા ઘટી જઈ અવળા માર્ગે તેઓ વળે, એ વિચાર તેમના કોમળ હૃદયને છિન્નભિન્ન કરી નાખવા લાગ્યો, પણ તેમના ભક્ત હૃદયે તરતજ શ્રીહરિનું શરણ લઇ લીધું. નેત્રોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં છે અને સતી બે હાથ જોડીને તે કૃપાના અનંતસાગરને વીનવી રહ્યાં છેઃ “ હે દીનબંધો ! હે દયાસિંધો ! ! આપનો અપાર મહિમા અને અમાપ કૃપા અમને તો આપે સમજાવ્યાં અને અમારા નિત્યકલ્યાણને અમારી સમીપમાં આપે આણી મૂકયું છે; પરંતુ હે નાથ ! આ માનવસમાજ તો અમારા આ

બનાવનો અવળો અર્થ લઇ અવળે રસ્તે વળશે ! હે નાથ ! ભલે અમને નરકમાં નાખો પણ અમારા નિમિત્તે લોકસમાજનું અનિષ્ટ થતું અટકાવો. હે અધમના ઉદ્ધારક શ્રીહરિ ! હું આપના દાસની દાસી અબળા જાતિ પર કરુણા કરો અને મહાન પાપમાંથી અમારો ઉદ્ધાર કરો. હે ગોવર્ધનધારી ! પાહિ મામ્ ! પાહિ મામ્ !"

સર્વ સ્થૂલ-સૂક્ષ્મ વસ્તુસ્થિતિઓની ઉત્પત્તિ વિચારમાંથીજ થઇ છે અને થાય છે, એ સિદ્ધાંત આજના જમાનામાં પ્રસિદ્ધજ છે. એ વિચારનું બળ જેટલું વિશેષ અને એકનિષ્ઠ હોય તથા તેના પાયારૂપ ઉદ્દેશ જેટલો પવિત્ર અને પરોપકારી હોય, તેટલી તેની સફળતા સત્વર થાય છે; એ વાત પણ સંસ્કારી હૃદયોને જ્ઞાતજ હોય છે. એટલે તેઓ સહેજે સમજી શકશે કે ઉપર્યુક્ત સતી જેવી પતિપરાયણ અને પ્રભુભક્ત મહાસાધ્વીની પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યેની પ્રાર્થના નિષ્ફળ જાયજ કેમ ? અને એવાંઓની એવી પ્રાર્થના-ભાવના પણ નિષ્ફળજ થતી હોય તો પછી પ્રભુની અપાર મહત્તા અને કૃપાળુતા તો કહેવા માત્રનીજ ગણાય છે. ગમે તેમ તોયે માણસ તે માણસ અને પ્રભુ તે પ્રભુ ! બિચારાં અલ્પજ્ઞ, અલ્પશક્તિ માનવપ્રાણીઓ માંડ માંડ અનિત્ય પદાર્થોના મોહમાંથી છૂટીને નિત્યસુખરૂપ પરમાત્માને પંથે વળી શકે તેવાં હોય, તેમને માટે આવા અવળે માર્ગે વાળનારા પ્રસંગો આવાં મહાન હૃદયોની પ્રાર્થનાથી પણ દૂર કરવાને તે સમર્થ અને તત્પર ન હોય તો પછી બીજો રસ્તો પણ શો અને એવા પ્રભુનું પ્રભુત્વ પણ શું ? એનું પ્રભુત્વ અને એ કર્તુમ્, અકર્તુમ્ તથા અન્યથાકર્તું સમર્થનું સમર્થપણું પછી તો કહેવા માત્રનું અને લોકોને ખિવડાવવા માટેનું જ ગણાય ને ? પણ એમ બનેજ કેમ ?

તે મહાસાધ્વીની પરમ વિશુદ્ધ હૃદયની અને પૂર્ણશ્રદ્ધા-ભક્તિ પૂર્વકની ભાવના તરતજ ફળી. ગંગાધર દાસના મૃત દેહમાં

ચેતનને સંચાર થયે. સર્વત્ર "જય પ્રભુ ! કૃપાસાગરને જય" અને "પ્રભુના મહાન ભક્તોને જય" "મહા સાધ્વીને જય" એવા આકાશભેદી જયનાદ સર્વત્ર પ્રવર્તી રહ્યા. પતિપત્નીને મેટા સમારેહથી પાછાં તેમના ગૃહે પહોંચાડી દેવામાં આવ્યાં, અનેક નાસ્તિકે આસ્તિક બની ગયા, સેંકડે અને હજારે માનવે અનિત્ય પદાર્થોને મેહ ત્યજી દઈ નિત્યસુખરૂપ પ્રભુપદને પામવાની સાધના કરવા લાગ્યાં અને બંને ભક્તદંપતી તેમનાં પરમ સહાયક બની પરમ સુખપૂર્વક આયુષ્ય ગાળવા લાગ્યાં તથા આયુષ્ય પૂર્ણ થતાં તે સચ્ચિદાનંદ પ્રભુના ધામને પ્રાપ્ત થયાં.





# ૨૮–राम बहेरा

આ ભક્તરાજ ગોદાવરીતીરે આવેલા અલકા–પલ્લી પ્રાંતના કનકાવતી પુર નામના નગરમાં રહેતો હતો. તે જાતે મોચી હતો. તેની ભાર્યાનું નામ મૂળી હતું. તે બહુ પતિપરાયણા હતી. તેમને એક પુત્ર હતો. તે પણ માતાપિતાનો પરમ ભક્ત હતો. આ ત્રણ જણ મળીને તેમનો સંસાર બનેલો હતો. રામ બહેરા દરરોજ જોડા તૈયાર કરી બજારમાં વેચી આવી પરમ સુખમાં પોતાનું જીવન ગાળતો હતો. મોચી હોવા છતાં પણ તેનું અંતઃકરણ બહુજ શુદ્ધ હતું. તે મજૂરીથી પેટ ભરવા છતાં પણ દરરોજ અતિથિ–અભ્યાગતને પોતાની શક્તિ પ્રમાણે દાન કરતો અને દુઃખી ઉપર દયા રાખતો. તે કોઇ કોઇ વાર ભગવત્કીર્તન સાંભળવા જતો હતો. એમાંથી એક કીર્તન તેને "હરિ જેવો તેવો હું દાસ તમારો" એવા ભાવનું તેને બહુજ ગમી ગયું હતું અને કંઠે થઇ ગયું હતું. એ કીર્તનોમાંનો ભક્તિપ્રાર્થનાનો તથા પ્રભુ-મહિમાનો ભાવ તેના મનમાં એવો તો વસી ગયો હતો કે કામ-ધંધો કરતાં કરતાં પણ તે કીર્તન તે મોઢેથી લલકાર્યા કરતો અથવા તો અસ્ફુટ સ્વરે ગણગણ્યા કરતો અને પોતાને દીનવત્સલ પ્રભુને શરણે પડેલો સમજીને ખૂબ આનંદમાં રહેતો. ધંધો પણ તેનો જાતમહેનતનોજ હતો અને કોઇ પાસે વધારે પૈસા માગતો

કે લેતો નહિ; એટલે જૂઠ-પ્રપંચના પાપથી પણ તે દૂર રહી શકતો હતો. તે ગમે તે કાર્ય કરતો હોય તો પણ તેના મોઢામાંથી ગુણ-ગુણ સ્વરે ભગવત્કીર્તન નીકળ્યાજ કરતું હતું. બિચારા રામને લખતાંવાંચતાં તો આવડતુંજ નહોતું; એટલે જે કીર્તન તેને યાદ રહી ગયું હતું તે શુદ્ધ છે કે અશુદ્ધ છે તેની પણ તેને ખબર નહોતી; પરંતુ પરમ વિશુદ્ધ હૃદયે પોતાને જેવું આવડતું હતું તેવું જોડા સીવતાં સીવતાં પણ તે બોલ્યા કરતો હતો. તેના મુખમાંથી ગુણ-ગુણ અસ્પષ્ટ સ્વરે તે નીકળ્યા કરતું હતું.

અભણ માણસ ' विष्णाय ' બોલીને પગે લાગે અને પંડિત ' विष्णवे ' બોલીને પ્રણામ કરે; પરંતુ ભગવાન ભાવના ભૂખ્યા છે તેથી તેઓ વ્યાકરણનો દોષ જોતા નથી; પરંતુ અંતરના વિશુદ્ધ ભાવ ઉપરજ ધ્યાન આપે છે-ભક્તના વિશુદ્ધ ભાવનેજ તેઓ જુએ છે. રામ બહેરાના સરલ હૃદયના ગીત-ગોવિંદના અશુદ્ધ ગણગણાટથી પણ શ્રીભગવાન પ્રસન્ન થાય એમાં આશ્ચર્ય નથી, તેજ પ્રમાણે રામના અંતરમાં પણ એથી પુષ્કળ આનંદ થતો.

એક દિવસ કનકાવતીપુરના નગરશેઠને ઘેર ચોરી થઇ. ચોર લોકો તેના ઘરમાંથી ધનરત્ન વગેરે જે કાંઇ હતું તે લઇને નાસી ગયા અને તે વળી એટલે સુધી કે દેવસેવાનું સિંહાસન પણ રહેવા દીધું નહિ. ત્યાર પછી તેમણે એક નિર્જન સ્થાનમાં જઇને પોતપોતાના ભાગ વહેંચી લેતી વખતે પેલું સિંહાસન પણ કાઢયું. એ સિંહાસન ઉપર વસ્ત્ર વીંટાળેલાં હતાં, તે કાઢીને જોયું તો તેમાંથી કેટલાક ગોળ પથ્થરો સિવાય બીજું કાંઈ નીકળ્યું નહિ. " નાખી દે, નાખી દે " એમ કહીને એક જણે તે દૂર નાખી દીધા; પરંતુ તે પથ્થર રસ્તામાં રડવડતા અન્ય સામાન્ય પથ્થર નહિ પણ શાલિગ્રામની મૂર્તિ છે, તે તેને ખબર પડી નહિ. ત્યાર-પછી થોડી વારે તેમાંના એકની ઉપર એક ચોરની દૃષ્ટિ પડી. તે

પથ્થર તેને બહુજ સુંદર લાગ્યો. આથી પેલો ચોર બીજા પથરાઓમાંથી તે શાલિગ્રામની મૂર્તિ ઊંચકી લઇ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, " બસ, હવે આ પથ્થર હાથમાં લઈને હું ગામમાં ભીખ માગવા જઇશ. એમ ને એમ ભટકવાથી કોઇ એક ટુકડો પણ નાખતું નથી; પરંતુ જો આ પથરો સાથે હશે તો જરૂર નાખશે." એમ કહીને તે તેને પોતાને ઘેર લઇ ગયો.

પરંતુ હાય ! જે ચોર છે–જે બીજાનું મહામહેનતે એકઠું કરેલું ધન ચોરી જઇને દિવસો ગુજારે છે, તેને શાલિગ્રામ લઇને ઘેરેઘેર ભટકવું કેમ ગમે ? એ કરતાં તો ચોરીનોજ ધંધો તેને ઠીક લાગ્યો કે જેથી એકાદ વખત બરોબર હાથ પડી જાય તો બેચાર–પાંચ વર્ષ નિરાંત થઈ જાય. વળી આ ચોરીમાંથી પણ તેને એક વર્ષ સુધી બેઠો બેઠો ખાય એટલું ધન તો મળી ગયું હતું; તેથી તેણે તો શાલિગ્રામને ઘરના એક ખૂણામાં મૂકી રાખી, ચોરીમાંથી પ્રાપ્ત થયેલા ધનવડે મજા મારવા માંડી. એક વખત તેને જોડા–પગરખાંની જરૂર પડી અને તેથી તેણે પેલી શાલિગ્રામની મૂર્તિ કોઇ મોચીને આપી દઇ તેને બદલે જોડા લેવાનો વિચાર કર્યો. મૂર્ખને–અજ્ઞાનીને શાલિગ્રામની કાંઇ પણ ખબર નથી, તેથી તેને લઇને તે ઘરની બહાર નીકળ્યો અને અનાયાસે રામ બહેરાની દુકાને આવી પહોંચ્યો. ત્યાર પછી તે રામ બહેરાને પેલો પથ્થર બતાવીને બોલ્યો કે, " હે ભાઇ ! જો, જો આ કેવો મજાનો પથરો છે ! એની ઉપર તારૂં ઓજાર ઘસીને ખાતરી કર કે તે સારો છે કે નહિ; પરંતુ તારે એને બદલે મને એક જોડ જોડા આપવા પડશે."

ભક્ત રામ બહેરા તે વખતે જોડા સીવતા સીવતાં પોતાનું કીર્તન ભક્તિભાવમાં મગ્ન થઇને ગાતો હતો. ચોરના આવવાથી તેના ભજનમાં ભંગ પડયો. તેણે હાથ લંબાવીને તેની પાસેથી

પેલી શાલિગ્રામ-મૂર્તિ ગ્રહણ કરી. રામ બહેરાએ પરમ આદર-પૂર્વક તે શાલિગ્રામની મૂર્તિ રાખીને પેલા ચોરને તેની માગણી પ્રમાણે એક જોડ જોડા આપીને વિદાય કર્યો. તે દિવસથીજ રામ બહેરાએ શાલિગ્રામ મૂર્તિનો ઉપયોગ કરવા માંડયો. બીજા બધા પથરાઓને તેણે ઊંચા નાખી દીધા અને ઓજાર ઘસવું હોય તો પણ તે શાલિગ્રામ મૂર્તિ ઉપરજ ઘસે, ચામડું કાપવું હોય તો તે પણ શાલિગ્રામ ઉપર મૂકીનેજ કાપે. વળી બીજું કાંઇ ઘસવું હોય તો તે પણ તેજ શિલા ઉપર કરતો હતો અને મનમાં ને મનમાં ગીત-ગોવિંદ ગાતો જતો હતો.

આ પ્રમાણે કેટલાક દિવસો ચાલ્યા ગયા. એક દિવસ તે ગામનો એક બ્રાહ્મણ રામ બહેરાની દુકાન પાસે થઇને નદીમાં સ્નાન કરવાને જતો હતો. બ્રાહ્મણ બહુજ વ્યસની હોવા છતાં પણ સદાચારવાળો, વેદશાસ્ત્રને જાણનારો અને વિષ્ણુભક્ત હતો. જતાં જતાં એકાએક તેની દૃષ્ટિ રામ બહેરાની પાસે પડેલી શાલિ-ગ્રામની મૂર્તિ ઉપર પડી. તેણે રામ બહેરાને એ ગોળ પથ્થર પગ-માં ઘાલીને તે પર તેનું ઓજાર ઘસતાં જોયો. તે પથ્થરના રંગ-માં પણ એક પ્રકારની વિશેષતા હતી, તેથી બ્રાહ્મણ તેને બરોબર બારીકાઇથી જોવા લાગ્યો. જોતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વળી થોડી વાર ઊભા રહીને ફરી પણ બરોબર જોઇ લીધું. તેને "આ પથ્થર નહિ પણ શાલિગ્રામજ છે" એવી ખાતરી થઈ. રામ બહેરાને શાલિગ્રામ ઉપર આ પ્રમાણે ઓજાર ઘસતો જોઇને તેને જરા ક્રોધ પણ થયો. તે મનમાં ને મનમાંજ બોલી ઊઠયો: "હાય! કેવું આશ્ચર્ય કે આ સર્વસુલક્ષણ-સંપન્ન શાલિગ્રામ મૂર્તિ ઉપર આ મૂર્ખ મોચી પોતાનું ઓજાર ઘસે છે? આ તે કેવો અધર્મ! કેવો અત્યાચાર!"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં બ્રાહ્મણની આંખમાંથી

ચોધારે આંસુ વહેવા લાગ્યાં. તેનું હૃદય શતધા વિદીર્ણ થઇ ગયું. હવે તેનાથી રહેવાયું નહિ. તરતજ તે પોતાની આંખનાં અશ્રુ લૂછી નાખી, આત્મભાવ ગુપ્ત રાખી, રામ બહેરાની પાસે ગયો અને કહેવા લાગ્યો કે, "હે બહેરા! આજે હું તારી પાસે એક વસ્તુ માગવા આવ્યો છું, તો તે આપીને પુણ્ય મેળવ. અહા! જો, આ પથ્થર બહુજ સુંદર છે. જોયા પછી મારાં નયનો પણ ત્યાંથી ખસતાં નથી. જો ભાઇ! હું બ્રાહ્મણ છું. આ શિલા–પથ્થર જોઇને મને લોભ થયો છે, તો તું મને એ શિલા આપી દે. હું અહર્નિશ તારો કૃતજ્ઞ રહીશ."

આ સાંભળતાંજ રામ બહેરા કીર્તન ગાતો એકદમ અટકી પડીને બોલ્યો: "મહારાજ! એના તો પૈસા બેસે છે અને એની ઉપર તો અમારો બધો આધાર છે. તમને આપીને હું મારાં ઓજાર ક્યાં ઘસવા જાઉં?" એ સાંભળીને બ્રાહ્મણે પોતાની ઓટીમાંથી પાંચ રૂપિયા કાઢીને રામ બહેરાની પાસે નાખીને કહ્યું: "વારૂ ભાઇ! પૈસા બેઠા હોય તો આ પૈસા લે, પરંતુ એ શિલા તો આપ. ગમે તેમ કર પણ હું આ શિલા લીધા વિના રહેવાનો નથી. તું તારી મેળે આ પાંચ રૂપિયાથી બીજી જેવી જોઈએ તેવી શિલા લાવજે; પણ આ તો મનેજ આપ. કોણ જાણે આ શિલા જોઇને મને બહુજ મન થયું છે અને તેથીજ હું તને આટલો બધો આગ્રહ કરૂં છું."

બ્રાહ્મણ આ સઘળું કહે છે તે વખતે પણ રામ બહેરા તો પેલું પદજ ગાવામાં મગ્ન થઈ ગયો છે. શિલા આપતાં તેનું મન માનતું નથી; પરંતુ તે ધનવાન નથી. રોજ મજૂરી કરતાં જે કાંઇ મળે છે, તેના ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. પોતાની આંખ પાસે પાંચ રૂપિયા પડેલા જોઇને તેને પણ લોભ થયો અને છેવટે રૂપિયા ઉપાડી લઇને શાલિગ્રામ–મૂર્તિ આપી દીધી.

હવે બ્રાહ્મણના આનંદનો પાર નથી. તે પરમ આદરપૂર્વક તે શાલિગ્રામ-મૂર્તિને લઈને પોતાને ઘેર આવ્યો. આવીને કૂવાના પાણીથી સ્નાન કર્યું. ત્યાર પછી ધોયેલું શુભ્ર વસ્ત્ર ધારણ કરી, શાલિગ્રામ ભગવાનને પંચામૃતથી સ્નાન કરાવી, સિંહાસન ઉપર પધરાવી, તુલસી, પુષ્પમાળા, ગંધ-ચંદન અને ધૂપદીપ-નૈવેદ્ય આદિથી તેમનું પૂજન કર્યું. વળી ત્યાર પછી શાસ્ત્રોક્ત વિધિ-વિધાનપૂર્વક ષોડશોપચાર અને વિવિધ નૈવેદ્યો નિવેદન કરીને મહાપૂજા અને પ્રાણપ્રતિષ્ઠા કરી. પૂજાન્તે શ્રીશાલિગ્રામ ભગવાનની પાસે સાષ્ટાંગ પ્રણામ વગેરે કરીને તે બ્રાહ્મણ પોતાના મનુષ્ય-જન્મને કૃતાર્થ થયેલો માનવા લાગ્યો. આ પ્રમાણે તે બ્રાહ્મણ ફક્ત તે દિવસેજ નહિ, પરંતુ દરરોજ આનંદપૂર્વક શાલિગ્રામ ભગવાનની વિવિધ વિધિવિધાનપૂર્વક પૂજા-આરાધના કરવા લાગ્યો.

આ પ્રમાણે બ્રાહ્મણ બહારથી તો શાલિગ્રામની વિધિપૂર્વક પૂજા-અર્ચના કર્યા કરે છે; પરંતુ તે પૂજામાં તેનો સ્વાર્થ પણ રહેલો છે. પૂજા કરતી વખતે તે ભગવાન પાસે ધનસંપત્તિની યાચના કર્યા કરે છે. “સર્વ પ્રકારની પૂજા-અર્ચના પ્રભુબુદ્ધિથી થઈ હોય તે પ્રભુનેજ પહોંચે છે” એ વાત જો ખરીજ હોય અને જુદા જુદા પ્રકારના ભક્તોને માટે ભગવાનને જો વિચાર કરવો પડતો હોય તો તેમને એ ઉપરથી એવોજ વિચાર આવે કે, ‘રામ-બહેરા અભણ હતો, પરંતુ તેનું અંતઃકરણ બહુજ પવિત્ર હતું. તે પોતાના ભરણપોષણથી વધારે ધન-સંપત્તિ મેળવવાની ઇચ્છા રાખતો નથી અને અનિત્ય ઐશ્વર્યની કલ્પનાઓથી તેનું મન સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં પરિભ્રમણ કરતું નથી. પોતાને જે કાંઈ દાળ-રોટલો મળે છે, તેનાથીજ તે સંતોષ પામે છે અને શુદ્ધ હો વા અશુદ્ધ હો, પરંતુ પ્રભુના ગુણમહિમાનુંજ સંકીર્તન કરવામાં તે નિશદિન નિમગ્ન રહે છે. અહા! જ્યારે તે પરમ

શ્રદ્ધા-ભક્તિપૂર્વક ગીતગોવિંદ ગાતો ગાતો મારા ઉપર-શાલિગ્રામ ઉપર જળ નાખીને પોતાનાં ઓજાર ઘસે છે, ત્યારે જાણે તેની ભાવભક્તિને લીધે મારો કોઇ પરમ ભક્ત જાણે કોઇ પુરુષ-સૂક્ત ભણીને સ્નાન કરાવી અંગ લૂછતો હોય એમ લાગતું હતું. જ્યારે તે ગીતગોવિંદ ગાતો ગાતો પાષાણ ઉપર અન્ન મૂકી મારા વતી વાટતો હતો, ત્યારે જાણે કોઈ મને અતિ પવિત્ર શાસ્ત્રીય મંત્રો ભણીને પાયસાન્ન ધરાવતું હોય એમ લાગતું. અહા ! જ્યારે તે મારૂં કીર્તન ગાતો ગાતો મને પગમાં ઘાલી તે ઉપર ચામડું મૂકી કાપતો હોય, ત્યારે જાણે કોઇ મારો ભક્ત મારા અંગ ઉપર કસ્તૂરીનું લેપન કરતો હોય એમ લાગતું. તે અભણ છે, તેથી તેને મારા ખરા સ્વરૂપનું ભાન નથી, પરંતુ તે છતાં પણ તેણે પોતાના વિશુદ્ધ નિઃસ્વાર્થ ભક્તિભાવથી મને વશ કરી લીધો છે. ત્યારે આ બ્રાહ્મણ બહારના ખૂબ આચાર-વિચારવાળો અને પંડિત છે તથા મારી વિવિધ મંત્રો અને નાના પ્રકારના ઉપચારોથી પૂજા કરે છે, તોપણ એનું હૃદય શુદ્ધ નથી ! એનો પ્રેમ નિઃસ્વાર્થ નથી અને એવો સ્વાર્થી પ્રેમ-ભક્તિભાવ-વગરનો પ્રેમ રામ બહેરાના નિઃસ્વાર્થ ભાવ આગળ કશા હિસાબ-માં નથી. જે મારે માટે મને ભજતો નથી અને કેવળ વિષય-વૈભવને માટેજ મને ભજે છે, જે આ સંસારમાં ક્ષણિક સુખને માટેજ મારૂં પૂજન કરે છે, તેને હું મારા ભક્ત તરીકે અંગીકાર કરતો નથી; કેમકે ખરૂં જોતાં તે વિષય-વૈભવનોજ ભક્ત હોઇને મને તો માત્ર તે વિષય-વૈભવ મેળવવાના સાધન તરીકેજ સમજે છે. હું તો વિશુદ્ધ નિઃસ્વાર્થ ભક્તિભાવનેજ વશ છું. વિશુદ્ધ હૃદયની ગાંડી-ઘેલી પૂજાથી હું પ્રસન્ન થાઉં છું; પરંતુ શુષ્ક અને સ્વાર્થી હૃદયની વિવિધ આડંબર યુક્ત ષોડશોપચાર પૂજાથી પ્રસન્ન થતો નથી. મારૂં રાજ્ય ભક્તિભાવનું રાજ્ય છે. તેનો સર્વ રાજ્ય-

કારભાર વિશુદ્ધ ભાવથીજ ચાલે છે.

મૂળ બંગાળી ગ્રંથમાં લખ્યું છે કે ભગવાન શાલિગ્રામને આવા આવા વિચાર આવ્યા અને તેમણે નક્કી કર્યું કે, હવે હું આ ભાવ વગરના બ્રાહ્મણને ઘેર રહીશ નહિ. બસ, બસ; હવે તો હું મારા પરમ ભક્ત રામ બહેરાને ઘેરજ ચાલ્યો જઇશ. આ પ્રમાણે વિચાર કરી ભગવાને તેજ રાત્રે બ્રાહ્મણને સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે, "ભાઇ ! કાલે સવારમાંજ મને રામ બહેરાને ઘેર પાછો મૂકી આવજે. તેના વિશુદ્ધ ભક્તિભાવથી હું વિમુગ્ધ થઇ ગયો છું અને તારી ભાવ ભક્તિવગરની આડંબરવાળી પૂજા મને ગમતી નથી. તેના ભાવમય ગીતગોવિંદથી મને જે આનંદ થાય છે તેનો તારી ભાવહીન સ્તુતિમાં આભાસ પણ જણાતો નથી. જા, મારા આશીર્વાદથી તારી ઐશ્વર્ય-કામના પૂર્ણ થશે; પણ હવે સવાર થતાંજ તું મને મારા પરમ ભક્ત રામ બહેરાને ત્યાં મૂકી આવજે."

બ્રાહ્મણ તો ઉપલું સ્વપ્ન જોઇને થરથર કંપવા લાગ્યો. તેનું હૃદય ધબકવા લાગ્યું. પ્રાતઃકાળ થતાંજ તે પોતાના સ્નાન-સંધ્યાદિક નિત્યકર્મથી પરવારી ગયો અને તરતજ શાલિગ્રામ પ્રભુને એક કપડામાં વીંટાળીને તેણે રામ બહેરાના ઘર તરફ ચાલવા માંડયું. જઇને જુએ છે તો રામ બહેરા બેઠો બેઠો ધીમે ધીમે ગીતગોવિંદ ગાયા કરે છે. બ્રાહ્મણે તેની પાસે શાલિગ્રામ ભગવાનની મૂર્તિ મૂકીને કહ્યું કે, "હે રામદાસ! લો, આ તમારૂં ધન તમેજ લો. અહો ! તમને ધન્ય છે. ભક્ત! તમે ભગવાનને વશીભૂત કરી લીધા છે. આ લો, તમારી શિલા તમેજ લો. પરંતુ હે ભક્ત! તમે એને સામાન્ય શિલા-પથ્થર ધારશો નહિ. એ તો આ અખિલ જગતના નાથ અનાદિ પ્રભુ શ્રીનરહરિ ભગવાનની પ્રતિમા છે કે જે પ્રભુ સર્વના ઘટઘટમાં બિરાજી રહ્યા છે અને

જે સર્વની ગતિ અને મુક્તિ છે. એમના પાદપદ્મનો આશ્રય લેવાથી જીવ અનાયાસેજ મુક્ત થશે. હે ભક્ત! તમારા વિશુદ્ધ ભાવથી અને ગીતગોવિંદના ગાનથી તેઓ તમારી ઉપર પ્રસન્ન થયા છે; માટે હવે તમે તેને એક સામાન્ય પથ્થર તરીકે ન ગણતાં ભગવાનની શાલિગ્રામ–મૂર્તિ ધારીને પૂજા કરજો. હું મહા પાતકી છું. મારા ભાગ્યમાં તે લખાયલું નથી. મારી પૂજા ભગવાનને પસંદ પડી નહિ. અહો, રામ! હવે તમારૂં જીવન પવિત્ર થઈ ગયું છે, તમે આ ભવસાગર તરવાને શક્તિમાન થયા છો. તમે ભગવાનના એકાંત–પરમ ભક્ત છો. તમને ધન્ય છે, ભક્ત! ધન્ય છે, ધન્ય છે!!!”

બ્રાહ્મણની વાત સાંભળતાંજ રામ બહેરાના હૃદયમાં દિવ્ય જ્ઞાનનો ઉદય થયો. તેણે અનેક વિનય–નમ્ર વચનોથી તે બ્રાહ્મણ-ની પ્રશંસા કરીને તેને પ્રણામ કર્યા. બ્રાહ્મણ પણ તેના સૌભાગ્ય-ની પ્રશંસા કરતો કરતો ત્યાંથી ચાલ્યો ગયો. બ્રાહ્મણના ગયા પછી રામ બહેરાએ ભક્તિભાવથી ભગવદ્‌–ભજન ગાતાં ગાતાં શાલિ-ગ્રામ પ્રભુને લઈને પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ઘરમાં જઇ-ને તેણે શાલિગ્રામ પ્રભુને એક દિવ્ય આસન ઉપર બેસાડી, તેમને વારંવાર દંડવત્ પ્રણામ કરવા માંડયા. ત્યાર પછી ચંદનચર્ચિત તુલસીપત્રો ચઢાવીને મનમાં આવ્યું તે બોલીને આનંદપૂર્વક પૂજા કરી. આ પ્રમાણે કેટલીક વાર પૂજા કર્યા પછી ભક્ત રામ બહેરા-એ પોતાના પ્રભુને પ્રાણથી પણ પ્રિય એવું ભગવદ્‌–ભક્તિનું કીર્તન મોટેથી ગાવા માંડયું. તે ગવાઇ રહ્યા પછી એકદમ શ્રીપ્રભુના ધ્યાનમાં તલ્લીન થઇ જઇને પોતાના બન્ને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો કે, “હે પ્રભુ! હું બહુજ અજ્ઞાન, અતિ દુર્જન, પતિત–હીન પુરુષ છું. રાત્રિદિવસ ચામડાં ચૂંથવાં એજ મારૂં કર્મ છે. પ્રભુ! મારામાં શૌચ નથી–સદાચાર નથી. ગાયત્રની દુર્ગંધ-

થી પ્રેમ પણ નાસી જાય એવા મારા ઢંગ છે. હાય પ્રભુ! મદ્ય ઉપરજ હું જીવું છું, તો પછી હે પ્રભુ! આપે મારા ઉપર આટલી બધી કરુણા કેમ કરી? પ્રભુ! પ્રભુ! આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તું ખરેખર કરુણામય છે—ખરેખર પતિતપાવન છે."

આજથી રામ બહેરાએ પોતાનો ધંધો છોડી દીધો; તેણે હવે કૌપીન પહેરી લીધું; કંઠે તુલસીની માળા, હાથે તુલસીનાં કંકણ તથા પગે ઘુઘરા બાંધીને તેણે પરમ આનંદપૂર્વક ઉચ્ચ કંઠે કીર્તન ગાઇને નાચવા માંડયું. અહા, જ્યારે તે પગે ઘૂઘરા બાંધી પ્રેમવિહ્વળ થઇને પોતાનું કીર્તન ગાય છે, ત્યારે તે અસ્પૃશ્ય મોચી નહિ, પરંતુ એક પરમ શુદ્ધ ઉચ્ચ વૈષ્ણવ હોય એમ લાગે છે. નાચતી વખતે તેની આંખમાંથી અખંડિત અશ્રુધારા વહી જાય છે; તેના સમસ્ત શરીરમાં આનંદ આનંદ છવાઈ જાય છે; તે કોઈ વખત એકદમ કંપી ઊઠે છે તો કોઇ વખત ભગવદ્ધ્યાન ધરતાં સ્થિર થાંભલા જેવો થઇ જાય છે, તો કોઇ વાર "હુ હુ" "હો હો" કરીને કૂદકા મારવા મંડી જાય છે. રામ બહેરા કોઈ વખત એકદમ આનંદમાં આવી જઇને ખડખડાટ હસી પડે છે, તો કોઇ વખત એકદમ રુદન કરવા માંડે છે, અથવા તો પોતાના બન્ને હાથ ઊંચા કરીને પ્રભુને પોકારે છે અને તેમને પોતાના હૃદયની ગુપ્ત વાતો નિવેદન કરે છે. વળી કોઇ કોઇ વાર ગદ્ગદિત્ કંઠે બોલવા માંડે છે કે, "હે બંસીધર મદનમોહન! તમને નમસ્કાર છે! નમસ્કાર છે! પ્રભુ, પ્રભુ! શું તમે મને આપનું સુખદ પરમાનંદપ્રદ સ્વરૂપ નહિ બતાવો? હા, હા, પ્રભુ! જાણ્યું, જાણ્યું. મારી આ આશા એક બાળક હાથમાં ચંદ્ર લેવા ધારે તેવી છે. હા હા, પ્રભુ! હું સારી રીતે જાણું છું કે આપનાં દર્શન દેવતાઓને પણ બહુજ દુર્લભ છે તો પછી હું તો એક ક્ષુદ્ર મોચી છું. હાય! મને તે આપનાં દર્શન કયાંથી થાય?

પરંતુ હે પ્રભુ ! દયાનિધે ! હવે મારાથી આપનો વિયોગ સહન થતો નથી. હે પ્રભુ ! તમે અધમોદ્ધારક છો તેથીજ હું તમને એક વાર દર્શન આપવાનું કહેવાને-પ્રાર્થના કરવાને સાહસ કરૂં છું. પ્રભુ ! ફક્ત એક-બે ક્ષણ આપની મોક્ષદાયક મધુર મૂર્તિ મારી સામે ઊભી રાખો, એટલેજ તેનાં બરોબર દર્શન કરી લઈશ. પ્રભુ ! ફક્ત એટલીજ વાર આપનાં દર્શન કરીને મારો મનુષ્યજન્મ સફળ થયેલો માનીશ. પ્રભુ ! હે દીનદયાળ ! હું આટલું બધું સાહસ કરૂં છું, તેમાં કાંઈ મારો દોષ પણ નથી. આપેજ મારા સાહસને ઉત્તેજન આપ્યું છે. એક સદાચારી પવિત્ર બ્રાહ્મણને ઘેરથી મારા જેવા શૂદ્ર અને મેલાઘેલા મોચીના ઘરમાં આવીને આપેજ મારા સાહસમાં વૃદ્ધિ કરી છે. જો તમારે મને દર્શન નહોતાંજ આપવાં તો પછી તમે આવ્યાજ શા માટે? તમે ન આવ્યા હોત તો હું આટલું બધું સાહસ કરી શકત નહિ. પ્રભુ, પ્રભુ ! હું આપની પાસે ધન-જન, વિષય-વૈભવ, ઇંદ્રત્વ-ચંદ્રત્વ-કાંઇ પણ માગવાનો નથી. મારે તમારી પાસેથી રિદ્ધિસિદ્ધિ પણ જોઇતી નથી; તો હવે હે દીનદયાળ ! આ રંક સેવક ઉપર દયા કરીને ફક્ત એકજ વાર દર્શન દો-પ્રભુ ! દર્શન દો. પ્રભુ ! પધારો, પધારો અને સેવકને કૃતાર્થ કરો. હા પ્રભુ ! હું ભિખારી છું, કંગાળ છું; પણ તે શાનો ? બીજા કશાનો નહિ; ફક્ત તમારોજ. તમારાં દર્શન કરવા પૂરતોજ કંગાળ છું. દો, દો પ્રભુ ! એક વાર દર્શન દો અને આ કંગાળના સઘળા મનોરથ પૂર્ણ કરો. ”

આ પ્રમાણે રામ બહેરા શાલિગ્રામ દ્વારા શ્રીકૃષ્ણ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. ધીમે ધીમે તેની શ્રીહરિનો સાક્ષાત્કાર કરવાની ઉત્કંઠા એટલી બધી તીવ્ર થઇ ગઇ કે, રાત્રિદિવસ તેના મુખમાંથી “ હે પ્રભુ ! દર્શન દો. ” એજ પોકારો નીકળતા હતા.

ભગવાન ભક્તવત્સલ છે. ભક્તનો વિશુદ્ધ ભાવ તેમને બહુજ પ્રિય હોય છે. તેઓ ભાવરહિત કોઇ પણ ક્રિયા અથવા પ્રાર્થનાને ગ્રહણ કરતા નથી. યજ્ઞદાન કે જપતપની પણ તેઓ અભિલાષા રાખતા નથી. તેઓ તીર્થ-પર્યટન કે વ્રતાનુષ્ઠાનથી પણ વશીભૂત થતા નથી, કેવળ એકમાત્ર વિશ્વાસ-દૃઢ શ્રદ્ધાથીજ વશ થાય છે. જેનું હૃદય વિશુદ્ધ થયું હોય છે અને જે કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકારથી રહિત થયો છે, તેના તેઓ બંધુરૂપ છે. પ્રભુ તેવા માણસોની જાતિ અજાતિનો પણ વિચાર કર્યો વિના તેને પોતાના પ્રેમથી નવાજે છે.

ભાવગ્રાહી ભગવાન રામ બહેરાના વિશુદ્ધ ભાવના આકર્ષણથી હવે સ્થિર રહી શકયા નહિ. તેઓ એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને ભક્તને ઘેર ગયા. જઇને જુએ છે તો ભક્ત રામ તો ભગવત્પ્રેમના આવેશથી મસ્ત બનીને કીર્તન ગાતો ગાતો નૃત્ય કર્યા કરે છે. આ વખતે તેને પોતાના દેહનું ભાન નથી. એક ક્ષણે તેઓ સંપૂર્ણ ભક્તિથી ગદ્ગદિત કંઠે પોતાનું કીર્તન ગાય છે, તો બીજીજ ક્ષણે માથું હલાવી નાચતાં નાચતાં હાથ જોડી શ્રીશાલિગ્રામ પ્રભુની પાસે જઇને ગાંડાની માફક જેમ આવે તેમ બકવા માંડે છે. ભક્તનો આ ભાવ-તેની આ દશા જોઇને આનંદમય પ્રભુ કયાં-સુધી અપ્રકટ રહી શકે? થોડી વાર સ્વસ્થ રીતે ઊભા. પછી તરતજ મૃદુ હાસ્ય કરતા એ વૃદ્ધ બ્રાહ્મણના વેષમાં રામદાસની પાસે જઇને પૂછવા લાગ્યા: “ અરે ઓ રામદાસ ! તું આ પ્રમાણે નાચ્યા કૂદયા કરે છે તેનું કારણ ? વળી રાત્રિદિવસ તું શું બબડયા કરે છે? આટલો બધો અવિરત શ્રમ ઉઠાવીને તું કોને રાજી કરવા માગે છે? ”

આ વખતે રામ બહેરા શ્રીભગવાનના ધ્યાનમાં તલ્લીન થઇ ગયો હતો. તેને પોતાના દેહનું બિલકુલ ભાન નહોતું; પરંતુ

તેને ભાન આણવું કે ન આણવું જેના હાથમાં છે, એવા સ્વય શ્રીભગવાન જ્યારે તેની પાસે જવાબ માગે છે, તો હવે અચેતન–બાહ્યજ્ઞાનશૂન્ય કેવી રીતે રહી શકે? તેને આવ ધ્યાનસ્થ સ્થિતિમાં જો કોઇ બીજાએ બોલાવ્યો હોય તો તે કદ પણ બોલત નહિ, પરંતુ ભગવાને બોલાવ્યો એટલે બોલ્યા વિન ચાલે એમ નથી. ભગવાનનો નાદ સાંભળતાંજ ભક્તનું ધ્યા છૂટી ગયું. તે આંતરરાજ્યમાંથી બાહ્યરાજ્યમાં આવી પડયો આંખો ઉઘાડીને જુએ છે તો પોતાની સન્મુખ ઊભેલી એક દિવ્ બ્રાહ્મણમૂર્તિનાં દર્શન થયાં. તેમને જોતાંજ રામદાસે તેમને દંડવ પ્રણામ કર્યા અને ત્યાર પછી બન્ને હાથ જોડી વિનીત ભાવે કહ્યું "હે દેવ! હું મહામૂર્ખ–નારકી મનુષ્ય છું. મારો અપરા લક્ષમાં લેશો નહિ. આપના પ્રશ્નનો ઉત્તર આપવાની મારામ લેશમાત્ર પણ યોગ્યતા નથી, છતાં મારી અલ્પમતિ પ્રમાણે હું જે કાંઇ કહું છું, તે આપ શ્રવણ કરો."

ત્યાર પછી રામદાસે તેમની પાસે પોતાને શ્રીશાલિગ્રામ પ્ર મળ્યા ત્યારથી માંડીને છેક બ્રાહ્મણ–પંડિત પોતાને પાછા આપ ગયા, ત્યાં સુધીની સમસ્ત હકીકત નિવેદન કરી અને ત્યાર પછ રડતાં રડતાં કહ્યું: "હે દેવ! તે બ્રાહ્મણ જતી વખતે મને કહ ગયો છે કે, 'તું આ શિલાને સાક્ષાત્ ભગવાન ધારીને તેનું પૂજ કરજે. તેમ કરવાથી તને જરૂર તેનાં દર્શન થશે.' હે દેવ! જાતનો મોચી છું. કાંઇ પણ ભણેલો નહિ હોવાથી પાઠપૂજા પ જાણતો નથી, તેથી મારા મનમાં જે કાંઈ આવે છે તે બોલી પૂજા કરૂં છું. હે વિપ્ર! હું મૂર્ખ છું. પૂજન કરતી વખતે શું બોલીને શું કરવું અને શું ન કરવું, તેમાંનું હું કાંઈ પણ જાણતે નથી. દેવ! તે બ્રાહ્મણ કહી ગયો છે કે, 'તું પૂજા કરજે અને તને જરૂર તેનાં દર્શન થશે.' હે વિપ્ર! ભગવાનનાં દર્શન કરવાનં

આશામાં ને આશામાં હું આ પ્રમાણે ઉચ્ચ કંઠે શ્રીપ્રભુના ગુણાનુવાદ ગાઉં છું; પરંતુ હાય પ્રભુ! હજુ સુધી મને તેનાં દર્શન થયાં નથી. હાય, હાય! અરે શું મને તેમનાં દર્શન નહિજ થાય? હાય, હાય! પ્રભુ! દર્શન દો, દર્શન દો."

આ પ્રમાણે બોલતાંબોલતાં રામબહેરા ઉન્મત્તની પેઠે અધીરો થઇ ગયો. અહા! પરંતુ હજી પણ તેની પરીક્ષા પૂર્ણ થઈ નહોતી; તેથી બ્રાહ્મણરૂપધારી શ્રીવિષ્ણુ ભગવાન રામદાસને આશ્વાસન ન આપતાં તેને જરા વધારે તાવવા માટે કહેવા લાગ્યા કે, "હે ભાઈ! તારી આશા કાંઇ નાનીસૂની-જેવી તેવી નથી! યોગીન્દ્ર, મુનીન્દ્ર અને સુરેન્દ્ર પણ અનંતકાળ સુધી તપશ્ચર્યા, ધ્યાન, સમાધિ વગેરે કરવા છતાં પણ જેનાં દર્શન કરવાને ભાગ્યશાળી થતા નથી, તો શું તારા જેવા એક નીચ મોચીને તેનાં દર્શન થશે? ભાઇ! મારૂં કહ્યું માનીને તું એ બધી લાંબી લાંબી આશાઓ છોડી દે અને જે કાંઇ કરતો હતો તે કરીને સુખી થા."

બ્રાહ્મણનાં આ વાકયોથી રામદાસનું હૃદય ચિરાઇ ગયું. હવે તેનાથી રહેવાયું નહિ. બ્રાહ્મણને આ પ્રમાણે નિરાશાજનક શબ્દો ઉચ્ચારતો સાંભળીને બેચાર શબ્દો કહેવાનું તેને મન થયું. તેજ વખતે તેના હૃદયમાં એક જાતનો દિવ્ય ગર્વ ઉત્પન્ન થયો અને તેને પરિણામે તે પરમ કરુણ-પતિતપાવન પ્રભુની કરુણાનું વર્ણન કરવાને તૈયાર થઇ ગયો. ત્યાર પછી એક વાર મન સાથે પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી લઇને વિપ્રવેષધારી શ્રીભગવાનને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "હે વિપ્ર! આપ જે કાંઇ કહો છો તે સત્ય છે, પરંતુ મારે આપને બે-ચાર શબ્દો કહેવા છે. પતિનો પ્રેમ હોય-પતિ જો આદર કરીને સ્નેહપૂર્વક બોલાવતો હોય, તો પત્ની ગમે તેવી કાળી-કૂબડી હોય તો પણ લોકો તેને "સૌભાગ્યવતી" કહીનેજ બોલાવે છે અને તેને માન આપે છે, પરંતુ પતિથી ત્યજા-

ચલી સુંદર સ્ત્રીને પણ તેના જેટલો આદરસત્કાર મળતો નથી. પત્નીની માનમર્યાદા, આદર અને પ્રતિષ્ઠા સઘળું પતિના સ્નેહ-ઉપરજ આધાર રાખે છે. હે દેવ! મારા સ્વામી તો બહુજ દયાળુ છે, દયાના પારાવાર–સમુદ્ર છે; તે જરૂર મને દર્શન દેશેજ. મારા પ્રભુ દયામય છે–દયાના સાગર છે, એટલે તેઓ જરૂર મને દર્શન આપશેજ; પરંતુ એમ કરતાં જો મારા કોઇ પાપને લીધે તેઓ મને દર્શન નહિજ આપે, તો પછી હું આ મારૂં જીવન પણ રાખવાનો નથી. આત્મહત્યા કરીને તે પાતકનું પ્રાયશ્ચિત્ત કરીશ. આ પ્રમાણે અનેક વાર મરતાં અવતરતાં પણ કોઈ ને કોઇ જન્મે તેમનાં દર્શન થશે કે નહિ?"

આ પ્રમાણે બોલતાં બોલતાં રામદાસનો કંઠ રૂંધાઈ ગયો અને આંખોમાંથી દડ દડ અશ્રુધારા વહેવા લાગી. ભક્તનો આવો વિશુદ્ધ ભાવ જોઈને ભગવાનને બહુજ આનંદ થયો. હવે તેમના-થી ભક્ત રામદાસને દર્શન આપ્યા સિવાય રહેવાયું નહિ. તેઓ અતિ મધુર સ્વરે કહેવા લાગ્યા: "હે રામદાસ! તારા જીવનને ધન્ય છે. તેં તારા વિશુદ્ધ ભાવથી મને વશ કરી લીધો છે. લે, લે હવે એક વખત આંખ ઉઘાડીને જોઇ લે. જો, જો, તું જેને માટે આટલો બધો આતુર થઇ ગયો છે,તે હું તારી પાસેજ ઊભો છું."

આનંદમયની આવી કૃપાથી રામ બહેરા અતિ આનંદ પામ્યા. રામદાસ આંખ મીંચી શ્રીપ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો, તો તેમાં શ્રી-પ્રભુની મુરલીધર, મદનમોહન મૂર્તિ પોતાના હૃદયમાં બિરાજેલી દેખાઇ. અહા! શું સુંદર રૂપ! પ્રભુ રામદાસના હૃદયકમળમાં બિરાજીને બંસી બજાવે છે. સાથે સાથે મૃદુ મૃદુ હાસ્ય પણ કરે છે. તે વખતે તેમના મુખમાંથી જાણે અમૃતજ વરસતું હોય એમ લાગે છે. આ સુંદર દિવ્ય રૂપ નિહાળતાં નિહાળતાં રામદાસ દેહનું ભાન ભૂલી ગયા. ત્યાર પછી થોડી વારે વ્યાકુળ ભાવે

નયન ઉઘાડીને જુએ છે તો પ્રભુની જે દિવ્ય મૂર્તિને તેમણે પોતાના હૃદયકમળમાં બિરાજેલી જોઇ હતી, તેજ મૂર્તિ પોતાની સન્મુખ પણ ઊભેલી જોઇ. આ વખતે રામદાસના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ પ્રેમપૂર્વક શ્રીપ્રભુના ચરણમાં પડી આતુર નયને તેમનાં દર્શન કરવા લાગ્યા. પ્રાણનાથનાં આ પ્રમાણે સાક્ષાત્ દર્શન થવાથી તેમનું સમસ્ત દુઃખ દૂર થયું. તેમની વ્યાકુળતા પણ જતી રહી. પ્રભુને જોઇને રામદાસ તેમને પ્રણામ કરીને સ્તુતિ કરવા જતા હતા; એટલામાંજ શ્રીમૂર્તિ એકાએક અંતર્હિત થઇ ગઇ. એક વાર દર્શન થયા પછી રામદાસને પોતાના ઇષ્ટદેવનાં પુનઃ દર્શન કરવાની તીવ્ર ઉત્કંઠા થઇ. તેઓ સર્વદા શ્રીભગવદ્-ભજનમાંજ તલ્લીન રહેવા લાગ્યા–ભગવાનમાંજ તન્મય રહેવા લાગ્યા. તેમનું અંતઃકરણ શ્રીભગવદ્–દર્શનથી અમૃતમય બની ગયું; પરંતુ ભગવાન એકાએક અંતર્ધાન થઇ ગયા પછી પુનઃ દર્શન કરવાને તેઓ વ્યગ્ર રહેતા હતા. આ પ્રમાણે યોગવિયોગની મિશ્ર અવસ્થામાં તેનું બાકીનું જીવન વ્યતીત થઇ ગયું અને છેવટે આ નશ્વર દેહનો ત્યાગ કરી પ્રભુના દિવ્ય ધામમાં જઇ શ્રીહરિના પાર્ષદ–શરીરને પ્રાપ્ત કર્યું.





# ૨૯-ગોપાલ

ગોપાલ-જેવું નામ તેવુંજ કામ, ગાયો પાળવી એજ કાર્ય જાતે ગોવાળ, શૌચ-સદાચાર નહિ, આહારનો વિચાર નહિ ભૂલેચૂકે પણ કથાવાર્તા સાંભળેલી નહિ, આખો દિવસ ગોવાળોમ રહેવું અને ગાયો લઇને જ્યાં ત્યાં ફર્યા કરવું, રાત્રે પણ ઘે આવવું નહિ, એવી સ્થિતિમાં રહેનાર ગોપાલ નામનો એક ગોવાળ ઉત્તર ખંડમાં આવેલા કમળાવતી પુરમાં નિવાસ કરતો હતો તેના ઢંગ બહુજ વિચિત્ર હતા. ઉપર લખ્યા પ્રમાણે તે હમેશ પોતાની ગાયો સાથે વનવગડામાંજ ભમ્યા કરતો હતો. કમળા વતીમાં તેનાં ઘર-બાર છે, સ્ત્રી-પુત્ર છે; પરંતુ તેની તેને લેશ પણ ચિંતા નથી. બપોર થાય એટલે ઘેરથી કોઇ ભાત આપ આવે છે અને તે ખાઇને તે વનવગડામાંજ પડી રહે છે-પશુ સાથે પશુ જેવો થઇને ભમ્યા કરે છે.

ઉત્તર ખંડમાં કમળાવતી પુર એક પ્રસિદ્ધ સ્થાન છે. ત્ય આગળ સદા-સર્વદા વિવિધ ધર્માનુષ્ઠાન અને કથાવાર્તા થય કરતી; પરંતુ ગોપાલ ત્યાં કદી પણ જતો નહિ. પોતાના ઘરન કે સ્ત્રી-પુત્રની પણ ખબર રાખતો નથી, આટલું છતાં તેનામ એક સદ્ગુણ હતો. તે શ્રીહરિના નામને પરમ મંગળ સ્વરૂ ધારીને તેનું ઉચ્ચારણ કરતો હતો. તે પણ સમજીને નહિ પ

દેખાદેખી કરતો અને સવારમાં ઊઠતી વખતે અથવા તો રાત્રિના થાકયા–પાકયા શરીરે કોઈ એકાદ વૃક્ષ નીચે વિશ્રામ લેતી વખતેજ કરતો.

આમ કરતાં કરતાં તેની ઉંમર પચાસ વર્ષની થઇ ગઈ. તેના બરોબરિયા તેની વારંવાર મશ્કરી કરતા. ‘ એમ નામ લીધે કાંઇ વિમાનનો ડાંડો હાથમાં આવી જવાનો નથી.’ આ સાંભળીને તેને બહુ માઠું લાગતું, પણ કશો ઉત્તર આપી શકતો નહિ. એક દિવસ કોઇ એક જતાઆવતા વૈષ્ણવે આ પ્રકાર જોયો. તે ઉપરથી તેણે પેલા ઠઠ્ઠા–મશ્કરી કરનારાઓને કહ્યું કે, “ ભાઇઓ ! તમે ભૂલ ખાઓ છો. જો ગુરુગમ લઇને ખરા મનથી ભગવાનનું નામ લેવામાં આવે છે તો એના વડે તો માણસ આ દુઃખરૂપ સંસારને તરી જાય છે અને મોટા રાજામહારાજાઓ કરતાં પણ અનેકગણા સુખરૂપ એવા પ્રભુના ધામને પામે છે. વળી એ માણસ કદાપિ વગર સમજ્યે પ્રભુનું નામ લેતો હશે, તોપણ પ્રભુનામનો મહિમા એવો છે કે, એની એવી સ્થિતિ જોઇને તે ભગવત્સ્મરણનો ખરો રસ્તો બતાવનાર કોઇ ને કોઈ ગુરુ એને મળીજ આવશે; અથવા તો એ પોતે એવા ગુરુને મેળવવાની ઇચ્છા કરશે. અગ્નિને અજાણપણે અડકવાથી પણ માણસ દાઝયા વગર રહેતો નથી, તેમ ભગવાનનું નામ પણ એવી વસ્તુ છે કે માણસ મૂર્ખ હોય ને અમસ્તો પણ તે લીધા કરે, તોપણ તેને પરિણામે વહેલેમોડે તેને ટોકનાર અને તેની દયા ખાનાર તેમજ તેને તેની સાચી સમજણ આપીને આગળ વધારનાર કોઇ ને કોઇ મળી આવવાનુંજ અને એમ કરતાં કરતાં તેનો ઉદ્ધાર થવાનોજ.*

---

* ભગવાનના નામની તો વાતજ શી કરવી ? પણ આ ભારતવર્ષમાં જન્મ થવાથી પણ માણસને લાભ થયા વિના રહેતો નથી;

પેલા મસ્ત જેવા જણાતા વૈષ્ણુવસંતે આ પ્રમાણે પેલા ઠઠ્ઠામશ્કરી કરનારને શિખામણ દીધી. તે તમામ આ ગોપાલ ભરવાડના સાંભળવામાં આવી. આ વાતો ઉપરથી તેમજ તે સંતની વાણી અને દેખાવની સાત્ત્વિકતાથી ગોપાલના મન ઉપર કાંઇ જુદીજ અસર થઇ. તે તો તરતજ જઇને તે સંતના ચરણમાં પડયો અને પોતાને ગુરુદીક્ષા આપવા પ્રાર્થના કરી. એ વૈષ્ણુવ સંત હવે ગુરુ બનવાની ભાવનાથી પર થયેલા હતા અને ભગવદાવેશમાં મસ્ત વિચર્યા કરતા હતા. ભરવાડની પ્રાર્થનાથી તેમના હૃદયમાં દયા ઊપજી અને તેમણે કહ્યું કે, "જો ભાઈ! મારાથી તો ગુરુ થવાય તેમ નથી, પણ તારે ગુરુ કરવાની જરૂર તો છેજ; કેમકે નૌકા કાંઇ પોતાની મેળે ચાલી શકતી નથી. તેને માટે તો એક હોશિયાર નાવિકની જરૂર છે. ગુરુ એ આ દેહરૂપી નૌકાના નાવિક છે. જે નાવિક વગર નૌકાને પેલે પાર લઈ જવાની ઇચ્છા કરે છે, તેની વિપદનો પાર નથી રહેતો અને ઘણું કરીને નૌકાનો તેમજ તેનો પોતાનો નાશ થાય છે; માટે જો તમે પણ ગુરુ પાસે

---

કેમકે આ દેશમાં જેટલા મહાન જ્ઞાનીઓ અને ભક્તો તથા ઋષિમુનિઓ થયા છે, તેવા પૃથ્વી ઉપર કોઇ પણ દેશમાં થયા નથી. અરે તેમના પ્રતાપે ભગવદ્ભક્તિ રૂડાં કાર્ય અને અધ્યાત્મજ્ઞાનના વિચારો સર્વ કોમોમાં એટલા તો ઊંડા ઊતરી ગયા છે કે દેશના અંત્યજ લોકોમાં સુધ્ધાં પણ તુલસી જેવી પવિત્રતાદાયક વસ્તુનું પૂજન અને ભગવત્કીર્તન દાખલ થઇ ચૂકેલું છે તથા તે એટલે સુધી કે કાળ જતાં ઊંચી કોમો એવી ઉપકારક ધર્મપ્રથાઓને ભૂલતી ચાલે છે; પણ અંત્યજ વર્ગમાં તે પ્રચલિત છે. ઊંચી ભાવભક્તિવાળાં ભજનકીર્તનો તે લોકોમાં જેવી સુંદર રીતે ગવાય છે, તેવી રીતે ઊંચા લોકો ગાઇ શકતા તો નથીજ; પણ ઊલટા એવું ગાવું–સાંભળવું એ જાણે કોઇ એક નીચું કામ હોય, એવું તેમને લાગે છે!

દીક્ષામંત્ર ગ્રહણ કરી તેમની આજ્ઞા પ્રમાણે તમારી દેહરૂપ નૌકા ચલાવશો તો તમને કોઈ પણ પ્રકારનો ભય રહેશે નહિ અને તમારી નૌકા અનુકૂળ પવનને લીધે ટૂંક સમયમાંજ આ દુસ્તર ભવસાગર તરી જશે તથા તમે પણ એક સંત પુરુષ બની રહેશો અને તમને પ્રભુનાં દર્શન થશે. ભાઈ ગોપાલ ! આ પ્રમાણે કરવાથીજ અનેક સંતો ઉદ્ધાર પામ્યા છે; માટે તમે પણ સત્વર કોઇ સદ્ગુરુના પાદપદ્મનો આશ્રય ગ્રહણ કરો. આ રસ્તે અનેક સુપાત્ર માણસો જાય-આવે છે તેમાંથી કોઇ ને કોઇ તો ચોક્કસ મળી આવશે."

ગોપાલે તેમની વાત સાંભળી અને પોતાને પણ પ્રભુનાં દર્શન થઇ શકે એમ છે, એ વાત જાણીને તેના આનંદ અને ઉત્સાહનો પણ પાર રહ્યો નહિ.

પેલા વૈષ્ણવ તો એટલું કહીને પોતાને રસ્તે પડયા; પણ તેમના કહેવાની અસર ગોપાલના મનમાંથી જતી રહી નહિ. જ્યારે જ્યારે તે એકલો પડતો, ત્યારે ત્યારે તેને તેના તેજ-ગુરુ કરવાનાજ વિચારો આવતા હતા. છેવટે તેણે ગુરુ કરવાનો નિશ્ચય કર્યો અને પોતાના બાંધવોને નિશ્ચય જણાવ્યો; પણ તેની સાથે કહ્યું કે, " ગુરુદીક્ષા તો લઉં, પરંતુ તે લીધા પછી મારાથી વારંવાર દંડવત્ કરાશે નહિ. "

બંધુઓએ કહ્યું કે, " ભાઈ ! તું દીક્ષા લે તેમાં અમે ખુશી તો છીએ; પરંતુ તને એવા ગુરુ મળશે કયાંથી ? " ગોપાલે કહ્યું: " અરે એમાં શું ? પેલા વૈષ્ણવે મને કહ્યું છે કે આ માર્ગે થઇને હજારો લોકો આવે-જાય છે, તેમાંથી જેને જોઇને ભક્તિ થાય, જેનાં દર્શનથી સ્વાભાવિક રીતેજ પૂજ્યભાવ ઉત્પન્ન થાય એવા કોઇ સારા પુરુષને જોઇને તેમને ગુરુ કરજે. મને એ વાત બહુ ઠીક લાગી છે; કેમકે મંત્ર લઇને પછી ગુરુ-દક્ષિણામાં એક લોટો

ભરીને દૂધ આપીશ અને ગુરુ મહારાજ તે દૂધ પીને પોતાને સ્થળે ચાલ્યા જશે; એટલે પછી હું પણ વારંવાર માથું નમાવવાની પીડામાંથી મુક્ત થઈશ." ગોપાલનું વચન સાંભળી તેમના બંધુ-બાંધવો હસ્યા. તેમણે કહ્યું કે, "વારૂ ભાઇ! તેમ તો તેમ, પરંતુ જો વારંવાર ગુરુ મહારાજનો મેળાપ નહિ થાય તો તને જ્ઞાન કેવી રીતે થશે?" ગોપાલે કહ્યું: "હું જ્ઞાન-બાન જાણતો નથી. દીક્ષા લેતી વખતેજ હું તો ગુરુ મહારાજને કહી દઇશ કે મારાથી બહુ જ્ઞાન લેવાય તેમ નથી. મને તો બસ જે તે એકજ બાબત કરવાની કહી જાઓ, એટલે તે પ્રમાણે નિયમપૂર્વક કર્યા કરીશ. બીજું વધારે કાંઇ મારાથી થવાનું નથી. જો ગુરુ મારી આ શરત કબૂલ રાખીને દીક્ષા આપશે, તોજ તે ગ્રહણ કરીશ, નહિ તો ના કહી દઇશ." બંધુબાંધવો તેની આ વાત સાંભળીને હસતા હસતા ચાલ્યા ગયા અને ગોપાલ પણ વધારે સમય ન રોકાતાં ગાયો ચારવાને ચાલ્યો ગયો.

દિવસ જવા લાગ્યા તેમ તેમ ગોપાલના હૃદયમાં ગુરુ-મંત્ર મેળવવાની વ્યાકુળતા વધતી ગઇ. આજદિન સુધી તે ગાયો ચારવા સિવાય બીજું કામ કરતો નહિ, પરંતુ હવે તેને એક બીજું કામ વધ્યું. ગોપાલ વારંવાર રાજમાર્ગ ઉપર જઇને બેસે છે અને આતુર નયને કોઇ સારા સાધુ-બ્રાહ્મણને શોધ્યા કરે છે, કોઇ વખત તે રસ્તે નીકળતા બીજા માણસોને પણ આગ્રહપૂર્વક પૂછે છે કે, "હે ભાઇ! આવતાં આવતાં તમે કોઇ સારા વૈષ્ણવને જોયો છે?" કોઇ વખત ઝાડ ઉપર ચઢીને તેમની તપાસ કરે છે. આ પ્રમાણે ગુરુમંત્ર લેવા માટે તેનું મન બહુજ આતુર થઈ ગયું છે. હવે તેને બિલકુલ ધૈર્ય રહેતું નથી. તે આકુળવ્યાકુળ થઇ જાય છે અને ગુરુ ન આવવાથી ઘડી ઘડીમાં રડી પડે છે.

કુદરતના નિયમો જેટલી સચ્ચાઇ બીજી બાબતોમાં ભાગ્યેજ

હોય છે. જ્યારે મન ખરેખરૂં વ્યગ્ર થઇ ગયું–આતુર થઇ ગયું, ત્યારે ગોપાલને ગુરુ મળતાં પણ વાર લાગી નહિ. પરમ પ્રભુની પ્રેરણાથી એક પરમ વૈષ્ણવ સાધુ જ્યાં આગળ ગોપાલ વ્યાકુળ-ચિત્તે શ્રીસદ્ગુરુની શોધ કરતો બેઠો છે તે તરફ આવવા લાગ્યા.

ગોપાલ તો તેવા પુરુષની વાટજ જોતો હતો. તેણે તરતજ તે મહાપુરુષને જોયા અને જોતાંજ તેના હૃદયમાં ભક્તિભાવ ઉત્પન્ન થયો. તેમને જોઇને તે એકાએક બોલી ઊઠયો: "અહાહા! નક્કી મને ભવપાર લઇ જનાર ગુરુદેવજ આવે છે." આ પ્રમાણે વિચાર કરીને તે એકદમ ગાય દોહવાને બેસી ગયો. ગાય દોહતાં દોહતાં તે અનેક વિચારોમાં ગોથાં ખાયા કરે છે. ગુરુદેવ પ્રાપ્ત કરવાનો શુભ અવસર મળવા માટે તે પોતાને ધન્યવાદ આપે છે; એટલામાંજ તે શાંત, સૌમ્ય, વિનમ્ર, વૈષ્ણવમૂર્તિ ત્યાં આગળ આવી પહોંચી. તેમને પાસે આવી પહોંચેલા જોઇને ગોપાલ ગાય દોહવાનું પડતું મૂકી તેમની પાસે ઉપદેશ લેવાને તે તરફ દોડી ગયો. આ વખતે તેના એક હાથમાં દૂધનું વાસણ તથા બીજા હાથમાં ગાયો હાંકવાનો દંડો છે. આવી સ્થિતિમાં તે વૈષ્ણવ મહારાજ તરફ "મહારાજ! ઊભા રહો, ઊભા રહો" એમ બૂમ પાડતો પાડતો દોડવા લાગ્યો.

ગોપાલના ગળાનો અવાજ કાંઇ જેવો તેવો નહોતો. તે વજ્રથી પણ કઠોર હતો. તે ભીષણ અવાજ સાંભળીને તે વૈષ્ણવ ચમકીને ઊભા રહ્યા. જોતજોતામાં ગોપાલે તેમની પાસે જઇ પહોંચી દંડવત્ પ્રણામ કરી, શુદ્ધ અને સરળ ભાવે કહ્યું: "હે દેવ! તમે મને આ ભવસાગરની પેલે પાર લઇ જાઓ. લો લો, આ દૂધ પીઓ અને મારા કર્ણમાં મંત્રનો ઉપદેશ આપી ચાલ્યા જાઓ. હે મહારાજ! મેં તમારા પગ પકડી રાખ્યા છે. દીક્ષા આપ્યા સિવાય તો હવે તમારાથી જવાયજ નહિ."

વૈષ્ણવ તો આ બનાવ જોઇને દિઙ્મૂઢજ બની ગયા; પરંતુ ગોપાલનો વિશુદ્ધ ભક્તિભાવ જોઇને તેની ઉપર કરુણા પણ આવ્યા વિના રહી નહિ; કેમકે ગોપાલની આંખોમાંથી નીકળતાં અશ્રુઓ તેના હૃદયની વિશુદ્ધતાની ખાતરી આપી ચૂકયાં હતાં.

વૈષ્ણવે કહ્યું: "ભાઇ! ઊઠ, બેઠો થા. મારા પગ છોડી દે. તારે ઘેર ચાલ, એટલે ત્યાં આગળ કોઇ એકાંત પવિત્ર સ્થાનમાં બેસીને તને દીક્ષા આપું. તારો દેહ જોતાં જણાય છે કે તેં કેટલાક દિવસથી સ્નાન પણ પણ કર્યું નથી, તેથી તે પણ કરવું પડશે."

વૈષ્ણવનાં વચન સાંભળીને ગોપાલે કહ્યું: "મહારાજ! હું આ વનવગડામાં રહીને કેવળ ગાયોજ ચરાવી જાણું છું, ઘરબારની ફિકર કરતો નથી, સ્નાનાદિની પણ દરકાર રાખતો નથી; માટે કૃપા કરીને આ સ્થળેજ ઉપદેશ આપો!"

આ સાંભળી વૈષ્ણવ મહારાજે કહ્યું: "જો ભાઇ! હું તને અહીં આગળજ ઉપદેશ આપીશ; પરંતુ દીક્ષા લેતાં પહેલાં તારે એક પ્રતિજ્ઞા લેવી પડશે; માટે હું તને જે કાંઇ કહું તે પ્રમાણે તું કરીશ કે નહિ તે પહેલાં કહી દે."

ગોપાલે કહ્યું: "મહારાજ! જરૂર, જરૂર કરીશ; પરંતુ મારાથી બહુ બાબતો પાળી શકાશે નહિ. મને તો ગમે તે એક બાબત બતાવજો; એટલે હું દરરોજ તે પ્રમાણે કર્યા કરીશ."

ગોપનંદન ગોપાલનાં નિષ્કપટ વચનોથી વૈષ્ણવને બહુજ આનંદ થયો અને તેઓ ગોવિંદસ્મરણ કરીને તેજ સ્થાને ઘાસ ઉપર બેસી ગયા. તેમણે માનસિક રીતે આસન–શુદ્ધિ વગેરે કરી લીધું. પછી સ્નેહપૂર્વક પોતાના કમંડલમાંથી જળ લઇને ગોપાલના સમસ્ત શરીર ઉપર છાંટયું અને મંત્રનો ઉપદેશ આપીને કહ્યું કે, "વત્સ! હવેથી તારે જે કાંઇ ખાવું તે પહેલાં ગોવિંદને–

ભગવાનને નિવેદન કરીનેજ ખાવું.”

વૈષ્ણવનાં વચન સાંભળીને ગોપાલે તેમને દંડવત્ પ્રણામ કર્યાં અને કહ્યું કે, “મહારાજ! હું તેમજ કરીશ; પરંતુ હજી મારે એક વાત પૂછવાની રહી ગઇ. તમે જે ભગવાનને નિવેદન કરવાનું કહ્યું, તે ભગવાન કેવા છે અને ક્યાં છે તથા તેમનાં દર્શન કેવી રીતે થઈ શકે એમ છે, તે જણાવો.”

વૈષ્ણવે કહ્યું: “વત્સ! મહાન પ્રભુ દરેક ઘટમાં–ઘટઘટમાં વ્યાપી રહ્યા છે, આ અખિલ બ્રહ્માંડ તેમનાથીજ ભરેલું છે; માટે તું એમને જ્યાં આગળ સાચા મનથી શોધશે ત્યાં આગળ તે તને દર્શન દેશે. તે શ્રીકૃષ્ણ ભગવાનનું રૂપ બહુજ મનોહર છે, તેમના અંગનો રંગ શ્યામ છે, તેમનાં નયનો બે ખીલેલાં કમળો જેવાં રમણીય છે, પૂર્ણિમાના પૂર્ણચંદ્રની પેઠે તેમના મુખમાંથી અમૃત વરસી રહ્યું છે. અહા! તેનાં દર્શન થતાંજ બધા પ્રકારનાં દુઃખો દૂર થઇ જાય છે. તેમના હોઠ બહુજ રાતા છે અને મુખમાં મધુરી મોરલી શોભી રહી છે. ભગવાન પીળું પીતાંબર ધારણ કરે છે. તેમની કટિમાં સુવર્ણનો કંદોરો અને ચરણમાં નૂપુરો શોભી રહ્યાં છે. તું ગમે ત્યાં હોય પણ તેમનું આ પ્રમાણે ધ્યાન ધરીને તથા મંત્રનો જાપ કરીને પછી તેમને ખાદ્ય–સામગ્રી નિવેદન કરજે અને પછી તેમની પ્રસાદી આરોગજે. ગમે તેમ થાય પણ આ પ્રમાણે કરવાનું ચૂકતો નહિ. પ્રભુ તારૂં કલ્યાણ કરશે.” આ પ્રમાણે કહીને ગોપાલે આપેલું દૂધનું પાત્ર લઇને તેમણે ત્યાંથી ચાલવા માંડયું. ગોપાલે પણ આનંદપૂર્વક તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કરીને ગુરુપ્રાપ્તિના સંતોષથી પોતાના ગોવાળો તરફ ચાલવા માંડયું.

ગોપાલનાં પત્ની, પુત્રાદિ આમાંનું કાંઈ જાણતાં નથી. તે દિવસે તેની સ્ત્રી તેને માટે ભાત લઇને આવી અને પાસે

મૂકીને ચાલી ગઇ. આજે ગોપાલ કાંઇ જુદાજ વિચારમાં ચઢી ગયો છે. હવે તેના મનમાં કેવળ પરમાત્માનાજ વિચારો આવે છે. તેને તેનુંજ ધ્યાન છે. તે પોતાના મન સાથે વિચાર કરે છે કે, "ગુરુ મહારાજ કહી ગયા છે કે શ્રીહરિ ઘટઘટમાં વ્યાપી રહ્યા છે. દરેક સ્થાનમાં અને દરેક સમયે તેઓ રહેલા છે, તો પછી હું તેમને કેમ નહિ જોઇ શકતો હોઉં ? લાવ, હવે ગુરુ મહારાજે પ્રભુનું જે રૂપ કહી સંભળાવ્યું છે, તેનું ધ્યાન કરી જોઉં. જોઇએ, તેથી તેમનાં દર્શન થાય છે ?" ગોપાલ આ પ્રમાણે વિચાર કરે છે તે વખતે તેની સ્ત્રી તેની સન્મુખ આહારનું પાત્ર મૂકીને ચાલી ગઇ. ગોપાલને તેજ વખતે ગુરુ મહારાજની આજ્ઞા યાદ આવી, તેથી તે અન્નપાત્ર લઇને તે એક એકાંત સ્થાનમાં ચાલ્યો ગયો અને જળ છાંટી, સ્થળ શુદ્ધ કરી અન્નપાત્રને નીચે મૂક્યું. ત્યારપછી તે પાત્રમાં તુલસીપત્ર મૂકી આંખો મીંચીને ગોવિંદને નિવેદન કરવા બેઠો અને બન્ને હાથ જોડીને કહેવા લાગ્યોઃ "હે ગોવિંદ ! લો, લો; આ અન્નનું ભોજન કરો. ગુરુ મહારાજ તમારા ખાતાં જે પ્રસાદી વધે તેજ ખાવાની આજ્ઞા કરી ગયા છે; માટે આવો, પ્રભુ ! આવો અને આરાગો. જો નહિ આવો તો મારે પણ ભૂખે મરવું પડશે. પ્રભુ ! પ્રભુ ! આજે મને બહુજ ભૂખ લાગી છે; તથાપિ જો તમે નહિ આરોગો તો હું ખાઇશ નહિ— ઉપવાસ કરીશ. દીનાનાથ ! હવે વિલંબ ના કરો. જલદીથી આ ભોજ્ય સામગ્રીને અંગીકાર કરી સેવકને કૃતાર્થ કરો."

જોતજોતામાં સંધ્યા થઇ ગઇ, પરંતુ ગોવિંદ તો આવ્યા નહિ અને અન્ન પણ ખવાયું નહિ. ગોપાલને એથી બહુજ દુઃખ થયું. છેવટે તે તે અન્નને જંગલમાં નાખી દઇ પોતાના ગોવાળામાં ચાલ્યો આવ્યો. તેણે રાત્રે પણ કાંઇ ખાધું નહિ. બીજે દિવસે પણ નિયમપૂર્વક તેની સ્ત્રી ભાત આપી ગઇ. તે દિવસે પણ આગલા

દિવસની પેઠે એક એકાંત સ્થાનમાં બેસીને ગોપાલે ગોવિંદને બોલાવવા માંડયા, પરંતુ તે ગોવિંદ આવ્યા નહિ અને અન્ન પણ ખાધું નહિ. ગોપાલ હવે તો બહુજ ભૂખ્યો થઇ ગયો હતો, છતાં પણ ગુરુ મહારાજની આજ્ઞા નહિ લોપવાનો દૃઢ નિશ્ચય કરી સાંજ પડતાં તે સમસ્ત અન્ન પહેલા દિવસની માફક ઘોર જંગલમાં નાખી દઇ પોતાના ગોવાળામાં આવ્યો. તે દિવસે પણ તેને ઉપવાસ થયો.

આ પ્રમાણે અઢાર દિવસો નીકળી ગયા. ગોવિંદ આવતા નથી–અન્ન આરોગતા નથી, તેથી ગોપાલ પણ કાંઇ ખાતો નથી. અઢાર દિવસમાં તેનું શરીર દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યું, પેટ બેસી ગયું; આંખોમાં ખાડા પડી ગયા, ઊભાં થતાંજ ફેર આવવા માંડયા. દિનપ્રતિદિન આ પ્રમાણે પતિની સ્થિતિ દુર્બલ થતી જોઇને ગોપાલની પત્ની તેને તેનું કારણ પૂછતી; પરંતુ કાંઈ પણ જવાબ મળતો નહિ. તે પોતાના નિયમ પ્રમાણે દરરોજ ભાત મૂકીને ચાલી જતી અને તેના ગયા પછી ગોપાલ પોતાના નિયમ પ્રમાણે પ્રભુને આરોગાવવાને એકાંત સ્થાનમાં ચાલ્યો જતો; પરંતુ ત્યાંથી દરરોજ નિરાશ થઈનેજ પાછા ફરવું પડતું હતું. આટલું આટલું વેઠવા છતાં પણ તે પોતાનો નિયમ મૂકતો નથી. તે દરરોજ એમજ વિચારે છે કે, " અહા ! આ સંસારમાં આવીને વહેલા મોડા એક દિવસ મરવાનું તો છેજ; તો પછી ગુરુ મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન શા માટે કરવું ? ગુરુ મહારાજની આજ્ઞા સત્ય હશે, તો જીવતાં નહિ તો મૂઆ પછી ગોલોકમાં પણ તે પ્રભુનાં દર્શન તો જરૂર થશેજ; માટે ગમે તેમ થાય પણ ગુરુ મહારાજની આજ્ઞાનું તો ઉલ્લંઘન કરવું નહિ."

અહા ! આજે ગોપાલના ઉપવાસનો સત્તાવીસમો દિવસ છે. હવે તેનામાં હરવાફરવાની પણ શક્તિ નથી. તેની આંખો પણ ધોળી પડી ગઇ છે. આજે તે આ મર્ત્યલોકમાંથી વિદાય લેવાનો

હોય એમ જણાય છે. સમય થતાંજ તેની પત્ની ભાત લઇને આવી પહોંચી.પતિની અવસ્થા જોઇને તેને બહુજ દુઃખ થયું. " શું થાય છે " એમ તેણે પૂછ્યું, પણ ઉત્તર મળ્યો નહિ. તેણે ત્યાંજ રહેવાની ઇચ્છા જણાવી; પણ ગોપાલ સંમત થયો નહિ, તેથી તે બિચારી છેવટે અશ્રુથી પોતાનો પાલવ ભીંજવી નાખી ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ગોપાલ ઊઠીને બેઠો થયો અને ધીમે ધીમે–મહામહેનતે એકાંત સ્થાનમાં જઇને ગોવિંદજીને અન્ન નિવેદન કરવા લાગ્યો. આજે તેનાથી બેસી શકાયું નહિ, તેથી તે ત્યાં આગળજ સૂઇ જઈને ગોવિંદ પ્રભુને બોલાવવા લાગ્યો. આજે તેના રુદનને શાંતિ નથી. શરીરમાં જેટલું જળ હતું તેટલું અશ્રુબિંદુઓના રૂપમાં ચક્ષુદ્વારા નીકળી ગયું. આજે તેના શરીરમાં–મનમાં જેટલું બળ હતું, તે સઘળું બહાર આવી તેની પ્રાર્થનામાં ભળી ગયું; કારણકે ગોપાલ જાણતો હતો કે, આજની પ્રાર્થના એ તેની છેલ્લી–અંતનીજ પ્રાર્થના છે. આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં તે શ્રીહરિને વારંવાર પ્રણામ કરવા લાગ્યો. શ્રીહરિના દર્શનને માટે તેના મનમાં બહુજ વ્યગ્રતા થવા માંડી. હવે શ્રીહરિ પણ કયાં સુધી અવ્યક્ત રહી શકે ? તરતજ તેઓ ભક્ત ગોપાલ પાસે આવી પહોંચ્યા. ગોપાલના ગુરુ મહારાજે વર્ણન કર્યું હતું તેવુંજ રૂપ ધારણ કરી, પીળું પીતાંબર પહેરી, શ્રીહરિની મનોહર મુરલીધારી મૂર્તિ ગોપાલ સન્મુખ આવી ઊભી. તરતજ ગોપાલનાં નેત્રો ઊઘડી ગયાં. પ્રભુની મનોહર મૂર્તિ જોઈને તેના આનંદનો પાર રહ્યો નહિ. તેનાં શિથિલ ગાત્રો જાગૃત થઈ ગયાં. તેના શરીરમાં એક પ્રકારનું નવુંજ ચૈતન્ય આવ્યું; વળી તેણે એક વાર પોતાની આંખો મીંચી દઇ શ્રીહરિનું ધ્યાન ધરવા માંડયું, તો જે મૂર્તિનું તેને બહાર દર્શન થયું હતું, તેજ મૂર્તિ-પોતાના અંતરમાં પણ બિરાજેલી જણાઇ. વળી પાછી તેણે આંખો ઉઘાડી તો તેના

આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બહાર પણ તે અને અંતરમાં પણ તેજ પરમ પ્રભુની પાપનાશક મૂર્તિ વ્યાપી રહેલી જણાઇ. હવે તેનાથી રહેવાયું નહિ. તેની આંખોમાંથી દડ દડ અશ્રુધારા વહેવા લાગી. તરતજ ઊઠીને તે શ્રીપ્રભુના ચરણકમળમાં આળોટી પડયો. તેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ; પણ ભગવાનથી કશું અજાણ્યું નહોતું. તેમણે પોતાના ભોળા ભક્તને પ્રેમપૂર્વક ખોળામાં લઈ લીધો. પ્રભુ પોતાના હસ્તકમળથી તેનાં આંસુ લૂછી નાખી અમૃતવૃષ્ટિ કરતા પ્રફુલ્લ મુખે બોલ્યાઃ "ગોપાલ! હવે તું રડીશ મા. આ જો, હું તારા પ્રેમને લીધે તારૂં નિવેદિત અન્ન ખાઉં છું. મારે આવુંજ અન્ન જોઇએ છે. હું આવુંજ (હૃદયના સાચા ભાવ–ભક્તિથી અર્પણ થયેલું) અન્ન ખાઉં છું. હે વત્સ! હવે ઘેર જા અને સ્ત્રી–બાંધવાદિને સુખી કર. હવે તારે બિલકુલ ફિકર કરવી નહિ. મારા ધ્યાનભજનમાં સમય વ્યતીત કરી દેહાંતે મારી સાથે ગોલોકમાં સુખપૂર્વક નિવાસ કરીશ."

આ પ્રમાણે કહીને શ્રીહરિ હસતાં હસતાં અંતર્ધાન થઇ ગયા. ગોપાલને તેમને ઘણી ઘણી વાતો કહેવાનો વિચાર થયો, પરંતુ તેની જીભ ઊપડી નહિ. તે અત્યાર સુધી જે મધુર મૂર્તિ તરફ તાકી તાકીને જોઇ રહ્યો હતો, તે મધુરમૂર્તિ જે દિશામાં ભળી ગઇ, તે દિશા તરફ તે જોવા લાગ્યો–જાણે તે વખતે કોઇએ તેની ઉપર જાદૂનો પ્રયોગ કર્યો ન હોય? આ બધું સત્ય છે કે સ્વપ્ન છે, તેની પણ તેને ખબર પડી નહિ. થોડી વાર પછી તે એકદમ રડી પડયો અને ધબ લઇને જમીન ઉપર પડી ગયો. ભગવાનના વિયોગથી તેને બહુજ દુઃખ થવા લાગ્યું. પછી થોડી વારે તે કાંઇક શાંત થતાં ઊઠીને તેણે સાક્ષાત્ ગોવિંદભુક્ત મહાપ્રસાદ ગ્રહણ કર્યો. ખાતાં ખાતાં તેને બહુજ આનંદ થવા લાગ્યો. ગોપાલ તે ખાય છે અને ગુરુદેવની બલિહારી સાથે

સાથે શ્રીહરિની પણ બલિહારી ગાતો જાય છે. આજે તેના મુખમાંથી કેવળ " જય ગોવિંદ ! જય ગુરુદેવ ! જય ગોવિંદ! જય ગુરુદેવ! " એટલાજ શબ્દો નીકળ્યા કરે છે.

ભોજન થઇ ગયું. કેવળ સત્તાવીસ દિવસની નહિ પરંતુ કેટલાક જન્મ-જન્માંતરોની તેની ક્ષુધા-પિપાસા શાંત થઇ ગઇ. ગુરુકૃપા અને ગુરુવાક્યમાં ઐકાંતિક શ્રદ્ધા રાખવાથી તેણે આ લોકમાંજ પરમકૃપાળુ ભક્તવત્સલ ભગવાનને પ્રાપ્ત કર્યા; એટલુંજ નહિ પરંતુ દેહાંતે પણ ગોલોકમાં જઈ સદાને માટે પ્રભુચરણને પ્રાપ્ત થયો.



# आ संस्थाना तैयार ग्रंथो

---

૧-પોસ્ટેજ ઉપરાંત રજિસ્ટર તથા વી, પી. ખર્ચ રૂ. ૧૦) સુધીનું પાંચ આના જુદું લાગે છે. ૨-મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩-પૂરૂં મૂલ્ય પ્રથમ મોકલીને કમમાં કમ ૮-૧૦ રૂપિયાનાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ વગેરે બદલ ૦।- ચઢવા છતાં કુલ ખર્ચ બહુ ઓછું આવશે. ૪-અમદાવાદના કાર્યાલય માટે કિંમત ઘટાડેલી, તે ઘણાંખરાં પુસ્તકો માટે નીચે મુજબ જારી છે; અને કમમાં કમ રૂા. ૧૦૦)નાં એકસાથે લેવાથી એમાં પણ ૬ા ટકા કપાશે. ૫-મુંબઇના કાર્યાલયમાં વધારાના ખર્ચ બદલ જે જે પુસ્તકોની કિંમત છાપ્યા મુજબની અથવા બહારગામ મુજબની રખાઇ છે; તે પણ આ સૂચિપત્રમાં છાપેલી જણાશે; અને કમમાં કમ રૂા. ૨૫)નાં લેવાથી તેમાંથી બે આના મુજબ કપાશે. ૬-જે પુસ્તકની તરત માટે અથવા અમુક મુદત માટે કિંમત અરધી, પોણી કે કાંઇ પણ ઓછી રખાય, તેમાં કમિશન કપાશે નહિ, તથા મુંબઇના કાર્યાલયમાં ખર્ચ જોગી વધુ કિંમત રહેશે. ૭-આ સંસ્થામાં મળતી આંખની દવાના લાભ અને વાપરવાની વિધિ વગેરે જુદું છાપેલું મળશે.

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો | અમદાવાદમાં | મુંબઇમાં મૂલ્ય |
|---|---|---|
| **શ્રીમાનસ રામાયણ**-૩૦ ચિત્રો સાથે ... ... | ૪ાા ... | ૫ા |
| ,, ,, ... ... બે ગ્રંથમાં ... | ૫ા ... | ૫ાા |
| **વાલ્મીકિ રામાયણ**-શુદ્ધ ગુજરાતી ભાષાંતર,૪૦ ચિત્રો | ૫ા ... | ૬) |
| ,, ,, ,, ,, બે ગ્રંથમાં ,, | ૬) ... | ૬ા |
| **શ્રીમદ્ભાગવત**-નવમી આવૃત્તિ બે ગ્રંથમાં... ... | ૫ાા ... | ૬ા |
| **શ્રીતુલસીકૃત રામાયણ**-બે ભાગમાં ... ... | ૫ા ... | ૫ાા |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**-નવી આવૃત્તિ ... ... | ૨ા ... | ૨ાા |

**શ્રીદાસબોધ**–નવી આવૃત્તિ ... ... ... ... ૨) ... ૨।
**શ્રીતુકારામ–ગાથા**–ગ્રંથ ૧ લો ... ... ... ૨।। ... ૨।।
**આખ્યાનમાળા** ગ્રંથ ૧ લો ... ... ... ... ૨। ... ૨।
,, ,, ૨ જો ... ... ... ... ૨) ... ૨)
**વૈદિક વિનય**–ખંડ ૧–૨–૩ ... ... ... ... ૨।।। ... ૨।।।
**મહાભારત મંજરી**–મહાભારતને લગતો ઉત્તમ ગ્રંથ ૨) ... ૨)
**શ્રીરામકૃષ્ણકથામૃત**–બંને ભાગ સાથે ... ... ૨) ... ૨।।
**શ્રીરામકૃષ્ણ પરમહંસ**નું જીવન ચરિત્ર (૨જી આવૃત્તિ) ૧।। ... ૧।।।
**સ્વામી રામતીર્થ**–ગ્રંથ ૩ જો ... ... ... ૧।।। ... ૨)
**સ્વામી વિવેકાનંદ**–ગ્રંથ પહેલો ભાગ ૧–૨–૩ ... ૧।।। ... ૨।
,, ,, ગ્રંથ ૨ જો ભાગ ૪–૫ ... ... ૧।।। ... ૨।
,, ,, ભાગ ૧૨–૧૩... ... ... ... ૧।। ... ૧।।
**પ્રભુમય જીવન** ... ... ... ... ... ... ૦। ... ૦।૦।।
**આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર** ... ૦।ࠂ ... ૦।ࠂ।।
**ત્રિભુની વાટે** અને **રામાયણની રત્નપ્રભા** ... ૦। ... ૦।
**શ્રીવિષ્ણુસહસ્રનામાવલિ–દર્શન** ... ... ૦।= ... ૦।=
**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–ગુ. સરલાર્થ સહિત, પાકું પૂંઠું ૦)॥ ... ૦)॥।
,, ,, ,, નવી આવૃત્તિ મોટા અક્ષર ૦।= ... ૦।≡
,, ,, માત્ર સરલાર્થ ... ... ... ૦)= ... ૦)=।।
**પંચરત્નગીતા**–સરલાર્થ સાથે મોટા અક્ષરમાં ... ૦।।।= ... ૧)
**પંચરત્નગીતા**–સરલાર્થ સાથે નાના અક્ષરમાં ... ૦।। ... ૦।।ࠂ
**ભગવદ્‌ગીતા–મૂલમાત્ર**–મધ્યમ અક્ષર ૦।, મોટા અક્ષર ૦।।
**પંચરત્નગીતા-મૂલમાત્ર**-નાના, મધ્યમ, મોટા, ૦।, ૦।=, ૦।।।

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

**કતલખાનું** ... ... ... ... ... ... ૨। ... ૨।
**ભારતધર્મ** અને **અંધારા રંગમહેલનો રાજા** ... ૧।। ... ૧।।
**ગામડીઆ નરદેવો** ... ... ... ... ... ૧।= ... ૧।=

| | | |
|---|---|---|
| **હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ** ... ... ... | ૧) | ... ૧) |
| **સુખી જીવનનાં સાધન** ( માર્ડન કૃત ) ... ... | ૦॥= | ... ૦॥= |
| **સુખ સામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર** | ૧) | ... ૧। |
| **ભાગ્યના સ્રષ્ટાઓ** ... ... ... ... ... | ૧॥ | ... ૧॥। |
| **બંકિમ નિબંધમાળા**–બંકિમ બાબુકૃત ... ... | ૧॥ | ... ૧॥। |
| **સોનેરી સૂચનો** આવૃત્તિ ૭ મી ... ... ... | ૦। | ... ૦।– |
| **શુભસંગ્રહ**–ભાગ ૩ જો ... ... ... ... | ૧॥ | ... ૧॥ |
| ,, ભાગ ૮ મો ... ... ... ... | ૧॥ | ... ૧॥ |

## ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો

| | | |
|---|---|---|
| **આર્યભિષક્**–નવમી આવૃત્તિ ... ... ... ... | ૩) | ... ૩। |
| **વૈદક સંબંધી વિચારો**–ભાગ ૧ લો બીજી આવૃત્તિ | ૧॥ | ... ૧॥। |
| ,, ,, ,, ભાગ ૨ જો ... ... | ૧।= | ... ૧।= |
| (ઉપરના ત્રણે ગ્રંથ સાથે ખરીદનારને ... ... ... | ૩)– | ... ૩।≡) |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન** ... ... ... | ૦। | ... ૦।૦॥ |
| **રાજસ્થાનનો ઇતિહાસ**–ભાગ બીજો ... ... | ૪। | ... ૫) |

## સંત–મહાત્માઓની વાણી

| | | |
|---|---|---|
| **છોટમની વાણી**–ગ્રંથ ૧લો ... ... ... ... | ૦॥ | ... ૧) |
| ,, ગ્રંથ ૩ જો ... ... ... ... ... | ૦॥= | ... ૧) |

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| **સંત તુકારામ**–જીવન ચરિત્ર ... ... ... ... | ૨) | ... ૨) |
| **શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને મહાત્મા શ્રીએકનાથ** | ૧॥ | ... ૧॥ |
| **શ્રીચૈતન્ય મહાપ્રભુ**–ખંડ ૧ થી ૫ ત્રણ ગ્રંથમાં... | ૫) | ... ૫) |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ઉત્તમ ૫૨ જીવનચરિત્રો ... | ૧॥। | ... ૧॥। |
| **સ્વામી ભાસ્કરાનંદ** તથા **વિજયકૃષ્ણ ગોસ્વામી** | ૧॥ | ... ૧॥ |
| **ભક્તચરિત્ર** ( બીજી આવૃત્તિ ) ... ... ... | ૧॥ | ... ૧॥ |

| | | |
|---|---|---|
| મહાન સમ્રાટ અકબર ... ... ... | ... ૧) | ... ૧। |
| મુસ્લિમ મહાત્માઓ ... ... ... ... | ... ૧। | ... ૧। |
| વીર દુર્ગાદાસ ( ત્રીજી આવૃત્તિ ) ... ... | ... ૦॥ | ... ૦॥૦ |

## ખાસ બોધપ્રદ ટૂંકી વાર્તાઓ

| | | |
|---|---|---|
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ બીજો–ભાગ ૫ થી ૭ | ... ૧॥ | ... ૧॥। |
| ,, ,, ગ્રંથ ત્રીજો–ભાગ ૮ મો | ... ૧॥ | ... ૧॥ |
| ,, ,, ગ્રંથ ચોથો–ભાગ ૯ મો | ... ૧॥ | ... ૧॥ |
| ,, ,, ગ્રંથ પાંચમો–ભાગ ૧૦ મો | ... ૧। | ... ૧। |
| સુબોધ પુષ્પવાટિકા–મહાત્મા શેખ સાદીકૃત | ... ૦।૦ | ... ૦।૦ |
| દયાળુમાતા અને સદ્‌ગુણી પુત્રી ... ... | ... ૦। | ... ૦।૦॥ |

## બાળોપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો | (આવૃત્તિ ૭ મી) ... | ... ૦। | ... ૦।૦। |
| બાળસદ્‌બોધ | (આવૃત્તિ ૬ ઠ્ઠી) ... | ... ૦। | ... ૦।૦॥ |
| બાળકોની વાતો | (આવૃત્તિ ૭ મી) ... | ... ૦)≡ | ... ૦)≡॥ |
| સુબોધ નીતિકથા | (આવૃત્તિ ૫ મી) ... | ... ૦।૦ | ... ૦।૦॥ |

## ચિત્રો ઇત્યાદિ

| | | |
|---|---|---|
| જ્ઞાનબાજી અથવા સોપાનપટ ... ... | ... ૦)૦ | ... ૦)૦ |
| પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર | ... ૦)૦ | ... ૦)૦॥ |
| શ્રી ચૈતન્ય મહાપ્રભુનું સંકિર્તન (ત્રિરંગી) | ... ૦)૦ | ... ૦)૦। |

# સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદ–ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે.

મુંબઈ–કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે.



# પુનરાવૃત્તિઓ વિષે

હવે સંસ્થાને ધીરે ધીરે આટોપી લેવાની હોઇ તેનો લાભ પુસ્તકો ખરીદનાર જનતાને મળે એ હેતુથી ખલાસ થયેલાં લગભગ બધાં પુસ્તકોની પુનરાવૃત્તિ પ્રસિદ્ધ કરવાની છે, અને એટલા માટે સંસ્થાના પ્રેસમાં એક પ્રિન્ટિંગ મશિન હતું તે ઉપરાંત બીજું નવું મોટી સાઇઝનું પ્રિન્ટિંગ મશિન હમણાં ઉમેર્યું છે.

## હાલ છપાતી પુનરાવૃત્તિઓ

**ભારતનાં સ્ત્રીરત્નો** (ત્રીજી આવૃત્તિ) ... ત્રણ ગ્રંથમાં છપાય છે
**ઉપદેશસારસંગ્રહ** (બીજી આવૃત્તિ) ... છપાય છે ૧)

**નીચેના પુસ્તકોની પુનરાવૃત્તિઓ સત્વર બહાર પડશે.**

| | |
|---|---|
| આદર્શ દૃષ્ટાંતમાળા બંન્ને ભાગો | સ્વર્ગનો પ્રકાશ |
| આગળ ધસો | સુબોધ રત્નાકર |
| મહાત્મા ટૉલ્સ્ટૉય | નેપોલિયન |
| સ્વર્ગનું વિમાન | શિવાજી છત્રપતિ |
| સ્વર્ગની કૂંચી | મુસ્લિમ મહાત્માઓ |
| સ્વર્ગનો ખજાનો | દેવી ભાગવત |
| સ્વામી રામતીર્થના ભાગો | સ્વામી વિવેકાનંદના ભાગો |

વગેરે વગેરે છપાશે. તે ઉપરાંત ઈશ્વરેચ્છા હશે તો સંપૂર્ણ મહાભારત પણ બહાર પડશે.

# સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

**અમદાવાદ**–ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે.
**મુંબઇ**–કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે.

ઉત્તમ પુસ્તકો જૂજ કિંમતે પૂરાં પાડનારી ૨૮ વર્ષથી ચાલતી

# विविध ग्रंथमाळा

ચાલુ સં. ૧૯૯૫ થી ૫"×૯"નાં ૧૬૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠને બદલે ૫"×૭॥"ના કદનાં ૨૦૦૦ થી ૨૪૦૦ પૃષ્ઠ અપાશે.

વાર્ષિક લવાજમ પાકું પૂઠું રૂા. ૫), પોસ્ટેજ માફ.

**ખાસ સૂચના**—આ માળાનું વર્ષ કાર્તિકથી શરૂ થાય છે. કોઇ પણ માસમાં ગ્રાહક થવા છતાં પુસ્તકો આખા વર્ષનાં મળે છે. વર્ષ પૂરૂં થયા પછી પુસ્તકો લેવાથી પોસ્ટેજ જુદું ચઢે છે.

---

## विविध ग्रंथमाळाना नीचेना सेट तैयार छे

**દરેકનું પોસ્ટેજ જુદું સમજવું**

**સંવત ૧૯૮૯-૯૦ નાં પુસ્તકો**—શુભ સંગ્રહ ભા. ૮ મો, ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૪ થો, મહાભારત મંજરી, તથા સુબોધપુષ્પવાટિકા. કુલ પૃષ્ઠ ૨૦૦૮, કદ ૫"×૯", પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂા. ૫).

**સંવત ૧૯૯૧ નાં પુસ્તકો**—હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ, ગામડીઆ નરદેવો, ભારતધર્મ અને અંધારા રંગમહેલનો રાજા, આદર્શ ચરિત્રસંગ્રહ, વિભુની વાટે અને રામાયણની રત્નપ્રભા. કુલ પૃષ્ઠ ૨૦૩૨, કદ ૫"×૯", પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂા. ૫).

**સંવત ૧૯૯૨ નાં પુસ્તકો**—શ્રી ચૈતન્ય મહાપ્રભુ-ખંડ ૧-૨, ખંડ ૩ જો, ખંડ ૪-૫ મો, અને ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૫ મો. કુલ પૃષ્ઠ ૨૦૦૪, કદ ૫"×૯", પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂા. ૫).

**સંવત ૧૯૮૩ નાં પુસ્તકો**—સંત તુકારામ—ચરિત્ર, વૈદિક વિનય અને શ્રી જ્ઞાનેશ્વર તથા મહાત્મા એકનાથનું ચરિત્ર. કુલ પૃષ્ઠ ૧૯૯૨, કદ ૫"×૯", પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂા. ૫).

**સંવત ૧૯૮૪ નાં પુસ્તકો**—કતલખાનું, વિષ્ણુસહસ્રનામાવલિ-દર્શન, આખ્યાનમાળા ગ્રંથ ૧ લો અને વૈદક સંબંધી વિચારો—ભાગ ૨ જો, કુલ પૃષ્ઠ ૨૦૦૪, કદ ૫"×૯", પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂા. ૫).

**સંવત ૧૯૮૫ નાં પુસ્તકો**—આખ્યાનમાળા—ભાગ ૨ જો અને શ્રીતુકારામ-ગાથા ભાગ ૧ લો બહાર પડયાં છે; અને ત્રીજું શુભસંગ્રહ ભાગ ૯ મો હવે પછી બહાર પડશે. કદ ૫"×૭॥", પૃષ્ઠ શુમારે ૨૪૦૦, પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂા. ૫).

# સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

**અમદાવાદ**—ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે

**મુંબઇ**—કાલબાદેવી રોડ, હાથી બિલ્ડીંગ, ત્રીજે માળે.



# उत्तम चरित्रोना फायदा

## (અનુભવીઓના ઉદ્ગાર)

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસીવડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે–અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે. અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

* * *

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ; અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

